શ્રી યતીન્દ્રસૂરિ-સાહિત્યમાળા-પુષ્પાંક ૬



આચાર્યદેવેશ શ્રી ૧૦૦૮ ભટ્ટારક શ્રીમદ્—

શ્રી વિજય-યતીન્દ્રસૂરીશ્વરજી મહારાજ
પ્રસાદીકૃત-

# યતીન્દ્રપ્રવચન-ગુજરાતી.

( બીજો ભાગ )

( વ્યાખ્યાન અને ભાષણ આપનારાઓને માટે ખાસ-
ઉપયોગી તથા સર્વસાધારણ વર્ગને સદુપદેશક )

મુનિ શ્રીવિદ્યાવિજયજી અને મુનિ શ્રીસાગરવિજયજીના
સદુપદેશથી—

પ્રકાશક—

પારેખ દલછાચંદ ઉજમચંદના આત્મજ શ્રી ચંદુલાલ
હિંમતલાલ, અમૃતલાલ થરાદનિવાસીની આપેલ
દ્રવ્ય સહાયથી

શ્રી રાજેન્દ્ર પ્રવચન—કાર્યાલય.

મુ ખુડાલા, પો૦ ફાલના ( મારવાડ )

| | | |
|---|---|---|
| શ્રી વીર નિર્વાણ સં ૨૪૭૪ | પ્રથમ આવૃત્તિ ૧૦૦૦ | વિક્રમ સં ૨૦૦૫ |
| શ્રી રાજેન્દ્રસૂરિ સં ૪૨ | મૂલ્ય બે રૂપિયા | ઈસ્વીસન ૧૯૪૮ |

# — સમર્પણ —

ગુરુદેવ ! આપના ચરણકમળમા અહર્નિશ વદુ છુ સૂરિશક
ચક્રચૂડામણે ! સર્વતન્ત્રસ્વતન્ત્ર ! જ ગમ-યુગપ્રધાન !
પ્રાત સ્મરણીય ! વિશ્વપૂજ્ય ! આચાર્યદેવેશ !

**પ્રભુ શ્રીમદ્-વિજયરાજેન્દ્રસૂરીશ્વરજી મહારાજ !**

આપે નિ સ્વાર્થભાવથી અપ્રતિબદ્ધ વિહાર કરીને દરેક દેશ,
ગામ, નગરોની જનતામા મહાવીર પ્રભુના સત્ય
સ દેશાઓનો પ્રચાર કર્યો, પાખડિયોના પ્રવાહમા
ખેચાતા લોકોને બચાવીને સૈદ્ધાન્તિક
માર્ગમા સ્થિર કર્યા અને આપે વિશુદ્ધ
સયમ, ત્યાગ તેમજ જ્ઞાનથી
જનતાને બતાવી દીધુ કે
સ સારમા સાચા સ યમી,
ત્યાગી અને જ્ઞાની

**આજ પણ વિદ્યમાન છે.**

આપે અમારા જેવા અજ્ઞાની જીવોને ભાગવતી દીક્ષા અને
જ્ઞા ન આપીને આદર્શતાની રાહ પર સમારૂઢ કર્યા એ ઉપકારનો
બદલો ચુકાવવાનુ અમારી પાસે કઈ પણ સાધન
નથી, પર તુ આપનાં પરમ પુનીત વિશ્વજન સમારાધ્ય

**ચરણકમલોમા**

મારી આ કૃતિ સમર્પિત કરૂ છુ

આપનો પદપકજમધુપ—

**વિજયયતીન્દ્રસૂરિ.**



આચાર્ય શ્રીમદ્ વિજયરાજેન્દ્રસૂરીશ્વરજી મહારાજ

[illegible] પ્રેસ-ભાવનગર

# પ્રસ્તાવના.

શ્રી યતીન્દ્ર–પ્રવચનનો બીજો ભાગ આજે આપની સમક્ષ ઉપસ્થિત કરતા હૃદય અતિ પ્રસન્ન થાય છે રીતિ, ધર્મ, વ્યવહાર વિષય પર લખેલા જુદા જુદા પ્રકારના લેખોનો આ સુગમ્ય સંગ્રહ ગ્રંથ છે એ કેટલો સમાદરણીય છે, એ તો પાઠકગણ જાતે અભ્યાસ કરીને જાણી શકશે

ગ્રંથકારનું આમ કહેવું વસ્તુત સત્ય છે કે–હે મનુષ્ય ! તું સંસારના પ્રાણીઓમાં સર્વશ્રેષ્ઠ પ્રાણી છે તારામાં બળ, બુદ્ધિ, અન્ય પ્રાણીઓથી અધિક અને વિશિષ્ટ પ્રકારે છે તારું હૃદય અધિક વિશાલ છે મસ્તક જ્ઞાનનો ભંડાર છે હાથ–પગો અથાક પરિશ્રમી છે નેત્ર અધિક જ્યોતિમાન્ છે કર્ણ અધિક તેજ છે શું તને આ બધાની ખબર નથી ?

મનુષ્ય ! આ તારો દેહ એ જ જાતિનો છે કે જે જાતિનો અન્તિમ સ્વામી ભગવાનનો દેહ હતો તારા મસ્તકની રચના તે જ છે જે ગૌતમ આદિ આદર્શ આત્માઓના મસ્તિષ્કોની હતી તારી જીભ એ જ જિહ્વાની બનેલ છે કે જે સત્યવાદી હરિશ્ચંદ્રના મુખારવિંદને સુશોભિત કરતી હતી તારી દંતપંક્તિ તારા ઓષ્ઠ, તારું હૃદય તારા નેત્ર, એ જ ઢાળકામાં ઢળેલા છે કે જે ઢાળકામાં ભગવાન મહાવીર, બુદ્ધ, રામ, કૃષ્ણ, કણાદ આદિના ઢળ્યા હતા તારા હાથની રચના મહાબલી ચક્રવર્તીઓના, બલદેવ–વાસુદેવોના હાથથી જુદી નથી શું તને આ બધું જાણમાં નથી ?

આ તે જ સૂર્ય છે કે જેણે જગતને સુષમા અને જીવન આપ્યું છે આ તે જ ચંદ્ર છે કે જેણે જગતમાં સુખ વેર્યું છે આ તે જ પાણી છે કે જેવડે દેહધારીઓના દેહ સીંચાયા છે આ તે જ અન્ન છે કે જેણે જીવોના પ્રાણોને જીવિતદાન આપેલું છે આ આકાશ,

પૃથ્વી, તારા નક્ષત્રો વાયુ પ્રભૃતિ બધુ તે જ છે કે જેમણે સૃષ્ટિનુ અનત કલ્યાણ કરેલુ છે, કરે છે અને કરશે મનુષ્ય ! શુ તે આ કદી પણ વિચાર્યું નથી ?

મનુષ્ય ! તારે એટલા પરિગ્રહી અને સ્વાર્થી ન રહેવુ જોઇએ કામી ક્રોધી લોભી મોહી ન થવુ જોઇએ અને એટલા હનાશ અને ચચળ પણ ન બનવુ જોઇએ તુ વિશ્વનો દેવ અને મહારાજા છે તારી સુધારણામા જગતની સુધારણા છે તારા બગાડમાં જગતનો બગાડ છે સૂર્ય ચદ્ર, નક્ષત્ર, પાણી અગ્નિ પૃથ્વી, વૃક્ષ વેલાઓની મહેનત જો કે આખા જગતના ઉપકારને માટે છે, પરતુ તારાવડે તે તિરસ્કૃત બનીને અત્યત ઘોર અકલ્યાણકારી બને છે તારાવડ જ તે યોગ્ય રીતે માન પામીને જગતનાં કલ્યાણકારી પણ બને છે એ ઇન્દ્રિય, ત્રણ ઇન્દ્રિય, ચાર ઇન્દ્રિય અને પાચ ઇન્દ્રિયવાળા જીવોનુ જીવન તારી કૃપા પર અવલબિત છે સાચુ કહીએ તો મનુષ્ય ! તુ જ આ જગતનો ધર્તા ( ધારણ કરનાર ), હર્તા ( સહારક ) છે અને ઘણુ કરીને કર્તા ( ઉત્પાદક ) પણ તુ જ છે તુ સતાન ઉત્પત્તિથી સસારનુ અસ્તિત્વ સ્થાપે છે વૃક્ષ લતા અને અન્ય વનસ્પતિઓનો તુ બગીચો બનાવ છ અન્ન તુ ઉત્પન્ન કરે છે સરોવર તુ બનાવે છે અગ્નિ તુ પ્રજ્વલિત કરે છે આકાશ તને માર્ગ આપે છે વાયુ તારી આજ્ઞામાં છે પૃથ્વી તારી ઇચ્છાનુસારિણી છે ચાહે ભલુ કર કે ચાહે બૂરુ કર

મનુષ્ય ! તુ એટલો પરમ શક્તિમાન વૈભવપતિ શ્રેષ્ઠ છે પરતુ એક વાત તારે ન ભૂલવી જોઇએ કે તારા આત્માને મનુષ્ય દેહ પ્રાપ્ત થયુ છે સસારનુ અને પોતાનુ પરમ કલ્યાણ કરવાનો અવસર મળ્યુ છે આ અવસરને ખોઇ નાખવાથી પોતાના કર્તવ્યને પૂર્ણ નહિ કરવાથી મનુષ્ય જીવનનો લાભ ન ઉઠાવતા દુરુપયોગ કરવાથી, તારે અતસમયે પશ્ચાત્તાપ કરવો પડશે અને પછી હાથમાં કઈ આવી શકશે નહિં જાગ, ઊઠ ભેદભાવોને છોડી દે રાગ-દ્વેષના બધનો કાપી નાખ ગળાફાંસો કાપ, સહાર વૃત્તિનો અત લાવ સ્નેહ, પ્રેમ, ભક્તિ અને

શ્રદ્ધાનો પ્રચાર કર, તારાં અને અન્ય પ્રાણીઓના જીવન અશાંત બને, સંસારની સુષમા નષ્ટ થાય તેમજ પ્રકૃતિનો પરિશ્રમ વિફળ બને, એવાં કામો ન કર

ગુરુદેવનો આ પ્રવાસ આ યુગમાં કેટલો સરાહનીય છે એની ચર્ચા "શ્રી યતીન્દ્ર પ્રવચન" પ્રથમ ભાગની પ્રસ્તાવના લખતી વખતે કરી દીધેલ છે ગુરુદેવની ભાષા, ભાવ અને શૈલી આ બીજા ભાગમાં પણ ઠીક રીતે વહી રહી છે, જેવી પ્રથમ ભાગમાં પણ હતી એથી એ ઉપર વધારે લખવાની કંઈ આવશ્યકતા નથી મારી સંમતિ મુજબ શ્રી યતીન્દ્ર પ્રવચન પ્રથમ ભાગ અને આ બીજા ભાગની પ્રસ્તાવનાઓને મેળવીને એક જ પ્રસ્તાવના સમજવી જોઇએ પોતાનો પરિશ્રમ બચાવવાને માટે હુ એવુ કરી શકતો નથી, પરંતુ બન્ને ગ્રંથોની રચના, વિષય, સૂક્તિઓ, યુક્તિઓનો ઢંગ એક સરખો છે ઉદાહરણો ઉપકથાઓ, વાર્તાઓના દાખલા પણ એક જ જેવાં છે બન્ને ભાગોની ભાષા, ભાવ અને શૈલી એક જ પ્રકારની સર્વત્ર ફેલાયેલી જણાય છે નિ:સંદેહ આ બાજુ વાંચકવૃન્દના ધ્યાનને આકર્ષિત કરું છુ

આપને આ બન્ને ભાગોના દરેક પૃષ્ઠો પરથી ભાષા, ભાવ, વિચાર, શૈલી, કથા કહાણી, ઉદાહરણ, યુક્તિ, સૂક્તિ, નીતિના પદ્ય-ગદ્ય વાક્ય, એ બધુ સર્વની વૃત્તિઓને અનુકૂળ, રાષ્ટ્રીય ભાવનાઓથી રંગાએલા, પોષક, ઉત્તેજક, સમર્થક અને પ્રચારક મળી શકશે અને મળશે, આ ગ્રંથકારોથી મેળ કરનારા, મેળના પ્રસ્તાવો અને સાથ કરનારા, જેમણે જૈન ગ્રંથકારોને સદા તિરસ્કારેલા છે, જૈન ગ્રંથકારોની ભાષા, ભાવ, શૈલીને જૈન કથા-કહાણી, ઉદાહરણોને, યુક્તિ સૂક્તિનાં નીતિપૂર્ણ વાક્યોને, પોતાના ગ્રંથોમાં ઉતારવાં તો દૂર રહ્યા, પણ ગ્રંથોને સ્પર્શ સુદ્ધા નથી કર્યો

આચાર્યમહારાજે બધા જ ધર્મોની વિશિષ્ટ વિશિષ્ટ કેટલીક કથાઓ, મહર્ષિઓના પ્રસંગો પ્રસંગે બતાવેલાં છે આ ભાગોમાં વધારે પડતા દોહા, શ્લોકો અને છંદો જૈનેતર વિદ્વાનોના પણ છે જૈનેતર વિદ્વા

નોનુ આ પ્રકારે સન્માન કરનારાઓમાં સમભાવી અને ધર્મ ક્ષેત્રમા રાષ્ટ્રીયતાનુ બીજારોપણ કરનારાઓમા આપ પ્રમુખ છે વિદ્વાનોએ અને ધર્માચાર્યોએ સમજી લેવુ જોઈએ કે આજ તેજ સાહિત્ય જીવન પામશે–તેજ ગ્રથ જીવિત રહેશે જે બધા અથવા તો અધિકાશે સર્વ ધર્મોનો સ્પર્શ કરતા હશે જેમાં બધી અથવા તો વધારે પ્રાન્ના દરેક જાતિના મહાપુરુષો, કવિ લેખકો સુધારકોના શ્રમને યોગ્ય રીતે સન્માનેલ હશે આ ભાગોની ભાષામા પણ પ્રાકૃત સસ્કૃત, ઉર્દૂ આદિ બધી મુખ્ય મુખ્ય ભાષાના પ્રચલિત શબ્દોનો પ્રયોગ કરેલો છે બીજા વિદ્વાનોનુ સન્માન અને જાતજાતની ભાષાઓને અપનાવવાનુ આ રાષ્ટ્રીય યુગમા કેટલુ વાછનીય અને આવશ્યક છે અને વધારે વિશેષ તામા ધર્મ પથ મત સપ્રદાય અને ક્ષેત્રોની સકુચિત પરિધિનો ભાગ કરીને એને વિશાળતા આપવાને માટે કયા માર્ગ અને શૈલીનુ અનુકરણ કરવુ આવશ્યક છે એ આચાર્યદેવ કેટલી દૂર અને ગહરાઈ સુધી સમજ્યા છે તે વાચક આ ભાગને વાચીને ઘણુ સારી રીતે સમજી શકશે

મને આશા છે કે–આ ગ્રથ મુમુક્ષુ આત્માર્થીઓના માટે અત્યત ઉપાદેય સિદ્ધ થશે અને આ ગ્રથની આજના રાષ્ટ્રીય સાહિત્યમા પણ ગણત્રી થશે જે જૈન હિંદુ મુસલમાન પારસી, ખ્રિસ્તી આદિ બધી જ ભારતવર્ષમાં વસનારી જાતિઓમા પ્રેમ સ્નેહ, સૌહાર્દ, શ્રદ્ધા ભક્તિના પ્રવાહો વહાવશે પરસ્પર પડેલી ખાઈઓને પૂરશે મેળવશે એમનાં હૃદયોને, બીજી બાજુથી રાષ્ટ્રીયતાના બધનમા બાધશે

સાચો રાહ બતાવનાર આ ગ્રથ આચાર્યદેવને જૈનાચાર્યોમા પ્રતિષ્ઠિત કરે છે જેમણે રાષ્ટ્રીય ભાવનાઓનુ મહત્વ સમજ્યુ છે અને સમન્વયા ત્મક નીતિ ગ્રહણ કરી છે અને એ જ સાધુનુ સર્વ વર્ણીપન છે આ ગ્રથ બધી રીતે સમાદરણીય છે ગ્રથની શૈલી રાષ્ટ્રીય અને અનુકરણીય છે

દૌલતસિંહ લોઢા જૈન અરવિદ ' બી એ,
મુ બાગરા ( મારવાડ )

---

આ ઓપદેશિક ગ્રન્થના પ્રકાશક ઉદારદિલ-પરમશ્રદ્ધાળુ



પરીખ ચન્દુલાલ દલછાચન્દ

મુ ધરાદ (ન્યુ ડીસા)

શ્રી મહોદય પ્રેસ-ભાવનગર

# વિષય–પ્રદર્શન.

## ૧૦ પ્રશ્નોત્તર—સુધા.



—卐—

# શુદ્ધિપત્રક—પ્રદર્શન.



| અશુદ્ધ | શુદ્ધ | પૃષ્ઠ | પંક્તિ |
|---|---|---|---|
| આપાત્તને | આપત્તિને | ૨૩ | ૧ |
| માવવા | માલવા | ૪૧ | ૨૫ |
| સ્થિતિતા | સ્થિતિમાં | ૪૫ | ૨૬ |
| લોકોને | લોકોએ | ૪૬ | ૧૧ |
| થઘ | થઇ | ૪૮ | ૧૪ |
| શકતા | શક્તી | ૫૬ | ૭ |
| ભ્રૂણહત્યા | ભ્રૂણહત્યા | ૫૭ | ૧૫ |
| જાત્ય ધકાર | જાત્યાધકાર | ૧ | ૮ |
| અસ્તિતત્વ | અસ્તિત્વ | ૫ | ૪ |
| કરી લેન | કરીએ | ૬ | ૧૨ |
| સબ ધેનુ | સમન્વોનુ | ૧૧ | ૫ |
| ગણાવચ્છેદ | ગણાવચ્છેદક | ૧૯ | ૫ |
| અનેદ લિત | અને દલિત | ૧૯ | ૧૬ |
| પ્રાણીમાનને | પ્રાણી માત્રે | ૨૮ | ૭ |
| પુરૂપને | પુરુષે | ૪૩ | ૧૫ |
| દાનસિદ્ધ | મદનસિદ્ધ | ૪૫ | ૧૫ |
| રાત્રમા | રાત્રિમા | ૪૭ | ૭ |
| સહવા | સહેવા | ૬૮ | ૯ |
| છમનાર | ભમનાર | ૭૧ | ૪ |
| ચિહ્ના | ચિહ્નો | ૭૩ | ૧૭ |
| કર્મોના | કર્મોનો | ૮૦ | ૬ |
| શકયા | શક્તી | ૯૩ | ૧૯ |
| આકડો | આંકડો | ૯૪ | ૧ |

| | | | |
|---|---|---|---|
| બાધતા | બધતા ( બૃદ્ધિ પામતા ) | ૧૦૫ | ૧૫ |
| પ્રિયસત્ય | જનતાના હિતકારક વચનો તે પ્રિયસત્ય | ૧૧૭ | ૭ |
| સવેસ્વ | સેવસ્વ | ૧૨૯ | ૮ |
| પરનોકમ | પરલોકમાં | ૧૫૧ | ૨૪ |
| નિ૰તાથી | નિર્દયતાથી | ૧૫૨ | ૨૩ |
| ધૂત | ધૂર્ત | ૧૬૫ | ૫ |
| બચ્ચાનિ | બચ્ચાને | ૧૭૫ | ૧૬ |
| થોડો | થોડા | ૧૭૮ | ૩ |
| પાહુણા | પ્રાહુણા | ૧૮૨ | ૧૯ |
| નચ્હા | નારી | ૨૦૪ | ૧૭ |
| ઘ્યેયના | ધ્યેયને | ૨૦૮ | ૩ |
| ત | તે | ૨૦૮ | ૧૩ |
| શા ત | શા ત | ૨૧૨ | ૨૩ |
| પ્રાણીઓને | પ્રાણીઓએ | ૨૨૯ | ૧૮ |
| મુગાત | મુગતિ | ૨૬૫ | ૨ |
| પરભતિ | પરભાતે | ૨૭૮ | ૧૭ |
| જયા સુધી | જયારે | ૨૮૦ | ૯ |
| સરકાર | સ કાર | ૨૮૨ | ૨૦ |
| ( ૭ ) કાર | ૭ કાર | ૨૯૩ | ૧૭ |
| વિન | વિના | ૨૯૫ | ૧૦ |
| શલી | શતી | ૩૦૨ | ૭ |
| અ જવાલુ | અજવાનુ | ૩૦૬ | ૨૦ |
| હોય | હોય તો પર ભૂનો કહેવાય છે | ૩૧૧ | ૭ |
| પાક સારો ઔષધી પાક | પાક સારો ઔષધી પાક અને અનાજનો ઉત્પા ન | ૩૨૮ | ૭ |
| વાણીઆઓના | વાણીયાઓના | ૩૩૫ | ૬ |

| | | | |
|---|---|---|---|
| સયાજીવિજયે | સયાજીવિજય | ૩૪૧ | ૪ |
| એને | એ શિષ્યને | ૩૫૬ | ૧૩ |
| તરે | તરે | ૩૬૦ | ૧૯ |
| એમની | એમને | ૩૭૬ | ૧૯ |
| પ્રદેશ | પ્રદેશો | ૩૮૧ | ૭ |
| રૂખો | લૂખો | ૩૮૪ | ૧૨ |
| ખસિયવચન | ખિસિયવચન | ૩૮૮ | ૨૦ |
| વહત્ | બૃહત્ | ૩૯૧ | ૧૯ |
| વિચારણુ પૂવક | વિચારણા પૂર્વક | ૩૯૬ | ૨૨ |
| દક્કડ | દુક્કડ | ૩૯૬ | ૨૨ |
| तरसेव | तस्मेव | ૪૦૨ | ૨ |
| આપીએ | અપાઇ હોય | ૪૦૨ | ૨૨ |
| सिरिहर | सिरिहरे | ૪૧૩ | ૮ |
| 'क' | 'उ' | ૪૧૪ | ૨૨ |
| दाणाणसिठ | दाणाण सिद्ध | ૪૧૬ | ૧૦ |



## ગુરૂણીજી શ્રી માનશ્રીજી મહારાજ




જન્મ—
સં ૧૯૧૪ માહ શુદિ ૧૦
ભીનમાલ ( મારવાડ ) મા

મોટી દીક્ષા—
સં ૧૯૫૨ માઘ શુદિ ૧૫
જાણુવા ( માળવા ) મા

ભાગવતી દીક્ષા—
સં ૧૯૪૧ આશ્વિન શુદિ ૧૦
ભેસવાડા ( મારવાડ ) મા

સ્વર્ગવાસ—
સં ૧૯ ૭ કાર્તિક વદિ ૬
આહોર ( મારવાડ ) મા

શ્રીમદ્‌-વિજયરાજેન્દ્રસૂરીશ્વરેભ્યો નમઃ

# ગુરુણીજી-શ્રીમાનશ્રીજી

# જીવન-રેખા.

લેખિકા—બાલસાધ્વી શ્રી મુક્તિશ્રીજી

## ૧. મહિલા-સમાજ—

ચક્રવત્‌ પરિવર્તન પામતા આજના સામાજિક વાતાવરણમાં મહિલા સમાજે પોતાને પ્રગતિમય બનાવવામાં કંઈ કસર રાખી નથી જેવી રીતે માનવ સમાજે નવીન પ્રગતિશીલ વાતાવરણમાં પોતાને જોડી દઈને સંસારની સામે એક ઉજ્જવળ આદર્શ રાખ્યો છે, તેજ પ્રકારે મહિલા સમાજે પણ એક નહીં, અનેક આદર્શો વિશ્વની સંમુખ રાખીને, જેના આધાર પર તેમજ જેના અનુસરણ યા અનુપાલન પર ન કેવળ મહિલા સમાજ જ, પરંતુ માનવ-સમાજ પણ પોતાને ઉન્નતિના ઉચ્ચ શિખર પર પહોંચાડી શક્યો છે

સામાજિક, સાહિત્યિક તેમજ સાંસ્કૃતિક નિર્માણમાં જેટલો હાથ પુરુષવર્ગનો રહ્યો છે, એથી કંઈક અધિક મહત્વ મહિલા-સમાજનું પણ છે, એમાં સંશય નથી કોઈપણ કાર્ય કરીએ તો તેમાં રુચિકર્તા, સુરુચિ સમ્પન્નતા તેમજ દાર્શનિકતા ત્યારે આવે છે, જ્યારે મહિલા-સમાજ પોતાના આદર્શ નેતૃત્વ નીચે એનું પ્રારંભિક સંચાલન કરે એવી સ્થિતિમાં મહિલા-સમાજને અનાદૃત તેમજ તિરસ્કૃત દૃષ્ટિથી જોવો

સર્વથા અનુચિત છે જોકે અત્યારનો સભ્ય-સમાજ મહિલાઓનો આદર કરે છે, એમનું સન્માન કરે છે, એને એ સ્થાન પર સ્થાપે છે કે જેના પર મોટા મોટા મહાન્ પુરુષોનાં સામ્રાજ્ય સ્થિર રહ્યાં છે એ પ્રકારે 'यत्र नार्यस्तु पूज्यन्ते, रमन्ते तत्र देवता" જ્યાં સ્ત્રીઓનો આદરસત્કાર હોય છે ત્યાં દેવતાઓનો વાસ હોય છે, એનું અક્ષરશઃ અનુપાલન કરે છે, તો પણ રૂઢીવાદી સમાજની કેટલીક વ્યક્તિ મહિલાઓનો અનાદર કર્યા વિના રહેતા નથી તેઓ એને નગુણી સમજીને હલકામા હલકા કાર્યો કરાવતાં પણ ચૂકતા નથી પ્રાય 'ढोल गँवार शूद्र पशु नारी, ये सब ताडन के अधिकारी' આ સિદ્ધાંતો અમલ રાખીને મહિલાઓનો અધઃપાત કરી રહેલ છે, તે ફક્ત હાસ્યાસ્પદ તેમજ નિંદનીય કહી શકાય છે

મહિલા-સમાજનો અનુપમ આદર્શ તેમજ અદ્ભુત મહત્વ હોવા છતાં પણ એને કોઇ સમાજદ્વારા અનાદૃત દૃષ્ટિથી શા માટે જોવાય છે? એ પર વિચાર કરવો ઘણો જ જરૂરી છે પ્રાય મહિલાઓએ પોતાના કર્તવ્ય અને પોતાનાં જીવનનો ઉદ્દેશ મનુષ્યોની વાસનાપૂર્તિ કરીને સંતાનોત્પત્તિ આદિ કાર્યો કરવા સુધી સીમિત રાખેલ છે ધીમે ધીમે આ પ્રવૃત્તિ વધવા લાગી અને જે મહિલા સમાજ એક દિવસ यत्र नार्यस्तु पूज्यन्ते-વાક્યને સાર્થક કરતો હતો તે પતનો મુખ થવા લાગ્યો એનામાં તે સચ્ચારિત્રતા, આદર્શતા તેમજ શૈક્ષિકતા ન રહી કે જેના કારણે જગત એનો આદરસત્કાર કરે તેમજ પૂજનિક દૃષ્ટિથી તેઓને જુએ મહિલાઓને માટે એથી વધારે લજ્જાસ્પદ બીજી શી વાત હોઇ શકે? એને લક્ષ્મી અને શક્તિના અવતારને બદલે 'નારી નરકની ખાણ' કહેવાય છે શું એ મહિલા સમાજને માટે સત્ય વાત છે?

મહિલા સમાજના નૈતિક પતનનું મુખ્ય કારણ-અશિક્ષા છે આ અશિક્ષા પિશાચિનીના કારણે પ્રત્યેક સમાજમાં અવ્યવહારિકતા, અશિષ્ટતા,

દુશ્ચરિત્રતા આદિ કેટલાય દુર્ગુણોનો સમાવેશ થઈ જાય છે એથા કરીને મહિલા-સમાજે પોતાના પુરાતન મહત્વની આદર-સ્મૃતિના ઉક્ત દુર્ગુણોનો સર્વનાશ કરીને એને સદ્ગુણસપન્ન બનાવવા જોઇએ જેથી જગત એક વાર ફરીથી મહિલાઓને એ દૃષ્ટિથી જુએ કે જે દૃષ્ટિએ પહેલાં જોતા હતા આના માટે મહિલા-સમાજે સૌથી પહેલા શિક્ષણની અ દર પ્રવૃત્ત બનવુ જોઇએ આવા શિક્ષણના આધારથી મહિલા-સમાજ પોતાનાં પુરાતન રત્નને ફરીથી પ્રાપ્ત કરી શકે છે એના ચમકના શિક્ષા રત્નના પ્રભાવવડે સમસ્ત વિશ્વ માથુ નમાવીને મહિલા-સમાજનો આ ર સ ર કરવા લાગશે સ સારમા શિક્ષા-વિદ્યા જ ખરેખર મનુષ્ય યા સ્ત્રી માત્રની શોભા છે, તેમજ આદર્શ બનાવનાર એ કહ્યુ પણ છે કે—

સુકાવે વિદ્યા માન, પૂર્ણ જશ વિદ્યા પામે
વિદ્યા ગોભે વાન, નૃપતિ વિદ્યાને નામે,
વિદ્યામાહી વિવેક, વિમળ વિદ્યાથી વાણી,
વિદ્યાને વશ વિશ્વ, જગતમા મોહિની જાણી.
સદ્વિદ્યા રત્ન વિશાળ છે, વિદ્યાથી વડુ નહિ કશુ,
સદ્વિદ્યા આગળ ધન કશુ, વિદ્યા-હીન જન તે પશુ ૧

પડિત આગળ મૂઢ, હસ આગળ જેમ બગ્ગા,
પંડિત આગળ મૂઢ, કોકિલા આગળ કગ્ગા,
પંડિત આગળ મૂઢ, રાય આગળ જેમ રકા,
પડિત આગળ મૂઢ સિંહ આગળ જેમ ટાકા
છે પડિતમા પરાક્રમ ઘણા, પડિત સો ગિર-શિર છે,
ગામલ કહે પડિત આગળે, મૂઢ તો ચાકર ચોર છે ૨

૨. માર્ગદર્શક—

મહિલા-સમાજે પોતાનુ મહત્વ સ્થાપિત કરવાને માટે શિક્ષિત બનવાનુ અનિવાર્ય છે, એ પહેલેથી જ કહી દીધુ છે એમને શિક્ષિત

બનાવવાને માટે તેજ સાધન કામમાં લાવવા જોઈએ કે જે વડે તે સુસંસ્કૃત તેમજ સુશિક્ષિત બનીને પોતાનો આદર્શ ઉજ્જવળ કરી શકે એમ તો આજકાલ શિક્ષાનો ઘરે ઘરે પ્રચાર છે, પરંતુ અહીં એ વિચારણા આવશ્યક છે કે આ શિક્ષાથી માનવ વા મહિલા-સમાજ આધ્યાત્મિક સુખ મેળવી શકે છે કે નહીં? તેમજ સદાચારના પાઠ શીખીને આત્મકલ્યાણ કરી શકે છે કે નહીં? જો નિષ્પક્ષપણે વિચાર કરીએ તો એ સ્પષ્ટ વાતની સાબીતિ થાય છે કે આજની અપાતી શિક્ષા ધર્મ સદાચાર, અહિંસા તેમજ સદ્‌વાક્યોથી માઈલો સુધી દૂર રહીને પ્રત્યેક સમાજનું અહિત કરીને એને અવનતિના ઊંડા ખાડામાં ગબડાવી રહી છે, જ્યાંથી એમનો ઉદ્ધાર થવો પણ કઠણ છે એથી કરીને પુરુષવર્ગની અપેક્ષાએ મહિલા-સમાજ પર ધ્યાન આપીને એને શિક્ષિત બનાવવાનું વધુ આવશ્યકતાવાળું છે

જો કે મહિલાઓને શિક્ષિત બનાવવાને માટે અનેકાનેક અન્ય સાધન મળી શકે છે પરંતુ એનાથી એમના પર યોગ્ય પ્રભાવ પડી શકતો નથી કે જેથી તે આધ્યાત્મિકતા વા આત્મ-કલ્યાણપરાયણતા સમજી શકે એ માટે અમારા પૂર્વજો તેમજ જિનેશ્વરોએ એક સુગમ સાધન નક્કી કરીને સાધ્વી-સંઘની સ્થાપના કરી છે એ સાધ્વી-સંઘ આ પંથનો મુખ્ય મહિલાઓને સત્ય સદાચાર તેમજ ધર્મનો પવિત્ર માર્ગ બતાવી શકે જે રસ્તે ચાલીને મહિલા-સમાજ પોતાને સર્વ પ્રકારે આદર્શ બનાવવામાં જરા પણ કસર રાખી શકતી નથી તેમજ સમસ્ત સંસારની સંમુખ એક નવીન અનન્ય તેમજ અદ્વિતીય ઉદાહરણ બની શકે છે, જેના મહિમાનાં ગુણગાન જગતમાં યાવચ્ચંદ્રદિવાકરૌ ગવાઈ રહે છે

મહિલા-સમાજને મહત્ત્વસંપન્ન તેમજ સમુન્નત બનવાનું પરમ શ્રેય સાધ્વીસંઘને જ છે વળી એમ પણ કહી શકાય કે-સાધ્વીસંઘની સ્થાપના મહિલા-સમાજને સમુન્નત તેમજ જાગૃત કરવાને માટે જ થયેલી

છે, તો તે કોઇ રીતે અયોગ્ય નથી એનું મુખ્ય કારણ એ છે કે-ભગવાને પોતાના ચતુર્વિધ સંઘસ્થાપનામાં સ્ત્રીસમાજનો પણ સુંદર રીતે સમાવેશ કરેલો છે અને શ્રાવિકા સંઘમાં ધાર્મિક તેમજ આધ્યાત્મિક જાગૃતિ કરવાનું તેમજ એમાં સર્વ પ્રકારે સુધારો કરવાનું જ સાધ્વી સંઘનું પરમ કર્તવ્ય નિયત કરેલું છે એ તો સર્વ કોઇને માન્ય છે કે અમારા તારક ભગવંતોએ મહિલા-સમાજનું ઉત્તરદાયિત્વ પોતાના ઉપર લઇને કેટલું મહત્વપૂર્ણ તેમજ દૂરદર્શિતાનું કાર્ય કર્યું છે એમાં સંદેહ નથી કે મહિલા-સમાજને જાગૃત તેમજ સમુન્નતશીલ બનાવવામાં અન્ય સાધનોની અપેક્ષાએ સાધ્વીસંઘનું સાધન કૃતકાર્ય સિદ્ધ થયું છે બીજી રીતે નિહાળીએ તો મહિલાઓ પર પુરુષોની અપેક્ષાએ સાધ્વી સમાજનો જ વધુ પ્રભાવ પડે છે મહિલાઓને સદાચારી બનાવવામાં સાધ્વીઓ જેટલી સફળતા મેળવે છે, તેટલા પુરુષો સફળ થઇ શકતા નથી એનું મુખ્ય કારણ એ છે કે-ગૃહસ્થ સ્ત્રીઓ પ્રતિબંધમાં રહીને પોતાનું ઘર છોડીને સમાજના કોઇ પણ સુધારા કરવામાં ભાગ લઇ શકતી નથી જ્યારે સાધ્વીઓ પોતાની મર્યાદાપૂર્વક પ્રતિ ગામે ગામ પગપાળા વિહાર કરીને ઠેકાણે ઠેકાણે સ્ત્રી-સમાજમાં સુધારા તેમજ એમનામાં ધાર્મિક જાગૃતિ ઉત્પન્ન કરવાની સાથેસાથ એમને સદાચારના પાઠ શીખવીને આધ્યાત્મિક સુખનો ઉપભોગ કરાવવા જેટલી શક્તિ ધરાવી શકે છે

સાધ્વી-સંઘના કારણે જ સ્ત્રીઓમાં આત્મબળની ભાવના ઉત્પન્ન થાય છે સાધ્વીઓનો સદુપદેશ શ્રવણ કરીને સ્ત્રીઓ ચાહે ગમે તેવા સંકટો સામે કેમ ન આવી જાય? પરન્તુ તે સુશીલતા અને ધૈર્યતા છાંડતી નથી સતીશિરોમણી સીતામાં કેટલું આત્મબળ હતું? તેણે રાવણ જેવા રાક્ષસી, અન્યાયી રાજાની સામે પોતાના સતીત્વની રક્ષા કરી પદ્મોત્તર જેવા વિષય-પિશાચ ભૂપતિના સંકજામાં સપડાયા છતાં પણ દ્રૌપદી રાજવર કન્યાએ પોતાના સતીત્વને અંશમાત્ર પણ કલંકિત ન કર્યું અને જેની રક્ષાને માટે સ્વયં શ્રીકૃષ્ણને ખુલ્લા પગે દોડતા આવવું પડયું

સતી મદનરેખાએ પોતાના સદુપદેશથી નમી અને ચંદ્રયશ રાજાના પરસ્પરના ગૃહયુદ્ધને મિટાવીને લાખો સુભટોના પ્રાણ બચાવ્યા. એવા પ્રકારના અનેક આખ્યાનો દ્વારા સ્ત્રીઓના આત્મબળની માહિતી મળી શકે છે. ઠીક જ છે કે—જે સ્ત્રીઓમાં વિશુદ્ધ આત્મબળ, વિશુદ્ધતમ સતીત્વ અને સુમરણારી ભાવના હોય છે એમના માટે કથરોટમા ગંગા રહે ? કહ્યું પણ છે કે—

ઊંચું ભાળે ઉંટ, વાગોળ નીચું ભાળે,
તરુવર સહે છે તાપ, પહાડ આસન દૃઢ વાળે,
ઘર કરી ન રહે નાગ, ઉદ્વેગે રહે છપીને,
નાળિ કર્મે ગજરાજ, ભક્ષ્ય ફળ પત્ર કપિને
ઈશ્વર અનુભવ વિણ નવ મળે, સહેજ ભાવના સંગ છે,
શામળ મનસા સિદ્ધ તેહને, કથરોટમા ગંગ છે ૧

કોણ એવી હીનભાગી મહિલા હશે ? જે સાધ્વી ચંદનબાળા અને સાધ્વી રાજેમતીના આદર્શ જીવનથી પોતાનું કંઇ પણ કલ્યાણ ન કરી શકે ? કહેવાનો સાર શું એ જ છે કે—સમયે સમયે આધ્યાત્મિક સુશીનતા, અખંડ વીરતા અને કાર્યદક્ષતાના પવિત્ર ક્ષેત્રમાં સ્ત્રી-સમાજનો ઉદ્ધાર કરનાર સાધ્વીસંઘનો સમુદાય સાધુવર્ગથી કોઇ પ્રકારે કમ નથી. આજ પણ જોઇએ તો સાધ્વીસંઘમા તપ જપ ત્યાગ શીલ સંયમ ભાવના અને વૈરાગ્ય આદિનું સુંદર ઉદાહરણ મળી શકે છે જેવું પુરુષવર્ગમા મળી શકતું નથી. એનું મુખ્ય કારણ સાધ્વીસંઘની સમુપાદેયતા છે. સાધ્વીઓ પોતાના આદર્શ સંયમ ધર્મનું પરિપાલન કરતા નગરે નગર ગામે ગામ અને ઘરે ઘર પગપાળા પ્રવાસ કરીને મહિલા-સમાજમા નૈતિક ધાર્મિક તેમજ આધ્યાત્મિક જાગૃતિ કરી રહેલ છે અને એ કારણે સ્ત્રીઓમાં પણ સદાચાર આદિ ઉત્તમ ગુણોનો સમાવેશ યા પ્રાદુર્ભાવ થતો જાય છે. પ્રાય અનેક સાધ્વીઓએ પોતાના કર્તવ્યનું પાલન કરીને સંસારની સંમુખ એક પ્રજ્વલંત આદર્શ રાખેલ છે અને ભાન ભૂલેના અનેક સ્ત્રીપુરુષોના સુધારા કર્યા છે

મહાસતી રાજેમતીએ 'પારમેશ્વરી' દીક્ષા ધારણ કરીને' કઠિનતમ સયમધર્મ ગ્રહણ કર્યો સાધ્વી રાજેમતી પ્રભુ શ્રી નેમિનાથસ્વામીના દર્શન કરી પાછી ફરતી હતી રસ્તામાં વરસાદ આવવાથી તેનાં બધાં કપડાં ભીંજાઇ ગયાં પોતાનાં ભીના કપડાને સુકવવા માટે એ એક ગુફામાં આવી, જ્યાં એક બાજુ રહનેમિ કાયોત્સર્ગમા ઊભા હતા રાજેમતીને તેની ખબર ન હતી અને તેની નજરે પણ તે પડ્યા ન હતા એથી કરીને તેણે પોતાના સર્વ કપડાં ઉતારીને સુકવવા મૂકયા રાજેમતીનુ દિવ્ય શારીરિક લાવણ્ય જોઇને રહનેમિનુ ચિત્ત ચળવિચળ થઇ ગયુ રહનેમિએ આવીને રાજેમતીને ભોગવિલાસ કરવાની પ્રાર્થના કરી રાજેમતીએ દૃઢતાથી કહ્યુ કે—

धिरत्थु तेऽनसोकामी, जो त जीवियकारणा ।
वत इच्छसि आवेउ, सेय ते मरण भवे ॥ १ ॥

અરે ! અયશની કામના રાખનાર રથનેમિ ! તને ધિક્કાર છે ! કારણ તુ અલ્પ જીવન માટે વમેલા ભોગો ભોગવવાની ઇચ્છા કરે છે એનાં કરતા તો તારે મરી જવુ શ્રેષ્ઠ છે કારણ કે 'वर हि मृत्यु सुचि शुद्धकर्मणा, न चापि शीलस्खलितस्य जीवितम्' ઉત્તમ યશનો નાશ કરનારા કર્મ કર્યા કરતાં મરી જવુ શ્રેષ્ઠ છે પરતુ શીલ રહિત પુરુષને જીવવુ સારુ નથી શીલહીન મનુષ્યને ઠેકાણે ઠેકાણે અપયશનુ પાત્ર બનવુ પડે છે, જે મરણ કરતાં પણ વધારે દુખદાયક છે

अह च भोगरायस्स, त च सि अधगविण्हिणो ।
मा कुले गधणा होमो, सजमं निहुओ चर ॥ १ ॥

હુ રાજા ઉગ્રસેનની પુત્રી છુ અને તુ રાજા સમુદ્રવિજયનો પુત્ર છે આપણા બનેનુ વિશાલ, વિશુદ્ધ અને નિષ્કલક કુલ છે એથી કરીને આપણા બનેના ઉત્તમ કુલમા વમેલા ભોગરૂપ ઝેરનુ પાન કરીને ગધન જાતિના સર્પોની સમાન અધમ બનવુ જોઇએ નહિ

સર્પોમાં બે જાતિ છે ગંધન અને અગંધન ગંધન જાતિના સર્પ મન્ત્ર જડીબુટ્ટી આદિથી આકર્ષિત થઇ ડશ મારીને વમન કરેલુ ઝેર ચૂસી લે છે, પરતુ અગન્ધન જાતિના સર્પ દુખી બનીને પણ મરવાનુ ઇચ્છે છે પરતુ વમન કરેલુ ઝેર કદાપિ ચૂસતા નથી વિવેક વિકલ તિર્યંચો પણ જ્યારે પોતાના જાતિ અભિમાનને છોડતા નથી ત્યારે આપણે શુ છોડેલા-વમન કરેલા ભોગોની ઇચ્છા કરવી અયોગ્ય નથી ? એથી ચિત્તને ચલવિચલ ન કરો આપના સયમધર્મથી ભ્રષ્ટ ન બનો બસ આર્યા રાજેમતીનાં ઉપદેશમય વચનોથી રહનેમીનો આત્મા ધર્મમાં સ્થિર બની ગયો અને એણે નેમિનાથપ્રભુની પાસે આલોચના લઇને ઇહ્ર મોક્ષધામનો આશ્રય લીધો

આ ઉદાહરણથી સાધ્વીસઘનુ મહત્ત્વ ઘણી સારી રીતે સમજી શકાય છે સસારમા પ્રભુસસ્થાપિત સાધ્વીસઘ સ્ત્રીપુરુષોના માટે મહાન્ ઉપકારક નીતિપ્રચારક અને સમુદ્ધારક છે એમાં કઇ પણ સદેહ નથી

## ૩ ચરિત્રનાયિકાનો જન્મ—

ગુજરાત, કચ્છ અને મારવાડ દેશની સીમા પર ' **ભીનમાલ** ' નામનુ એક ઐતિહાસિક નગર છે જે પ્રાચીનકાળમા રત્નમાલ, પુષ્પમાલ શ્રીમાલ આદિ નામોથી ભારતભરમા પોતાની વિશાલ તેમજ વૈભવશાળી સમૃદ્ધિથી અદ્વિતીય મનાતુ હતુ આજે ચારે દિશામા શ્રીમાળી ઓસવાળ પોરવાડ વગેરે જાતિઓ વિખરાએલી જણાય છે તે સઘળી આ જ નગરથી નીકળીને ત્યાં વસેલી છે

અમારી ચરિત્રનાયિકાનો જન્મ આ નગરના નિવાસી ઉપકેશવંશ વૃદ્ધશાખીય શ્રેષ્ઠિવર્ય **શ્રી દલીચદજી ઓખાજી બાલ્વનાની અર્ધાંગિની શ્રીમતી નન્દાબાઇની** પવિત્ર કુક્ષીમાં વિક્રમ સવત ૧૯૧૪ મહા શુદ ૧૦ ના દિવસે શુભ લગ્નમા થયો હતો દલીચદજી અને તેમનુ આખુ કુટુબ સુસસ્કારી હતુ માતાપિતા પોતાની નવજાત બાલિકાને જોઇ-જોઇને આમોદપ્રમોદમા નિમગ્ન થયા હતા પરિવર્ધિત સ્નેહાધિક્યથા

બાલિકાનુ નામ વદી( વૃદ્ધિ )બાઇ રાખેલુ હતુ, જે ભવિષ્યમાં દરેક કાર્યમાં શતગુણુ વૃદ્ધિ કરતા કરતાં પૂર્ણતયા ચરિતાર્થ થયુ અને જેમણે સસારની સન્મુખ ' યથા નામ તથા ગુણા ' લોકોક્તિને પર્યાસરૂપે સાર્થક કરી

સૌભાગ્યવડે સમુપલબ્ધ આ ઉપહારનુ માતપિતા ઘણા સ્નેહ તથા શ્રદ્ધાની સાથે લાલનપાલન કરવા લાગ્યા, ચરિત્રનાયિકા નવજાત બાલિકાએ પણ પોતાની બાલલીનાઓ દ્વારા પ્રત્યેક સ્ત્રી પુરુષોને ચમ ત્કૃત તેમજ મોહિત કરવામાં કાંઇ પણ કસર રાખી નહિ બાલિકાની આકૃતિ અને એના હાવભાવ જ કઇક એવા આકર્ષક હતા કે રસ્તે ચાલ્યા જતા અપરિચિત મુસાફરો પણ એના પર મુગ્ધ બનીને એને સ્નેહથી લાડ લડાવતા આસપાસના પાડોસીઓ તેમજ રાહ ારી લોકોને પણ વદીને બોલાવ્યા વિના ચેન ન પડતુ વદીમા કઇક પૂર્વજ મના સસ્કાર જ એવા હતા કે જેના કારણે બીજા બાલક બાલિકાઓના જેમ રોવુ બડબડાવવુ, ગદા રહેવુ, હઠ પકડવી આદિ દુર્ગુણો તેમજ મલિન ભાવનાઓની બદબો પણ એનામા ન હતી એના સસ્કારો જ એની અભૂતપૂર્વતા તથા અદ્વિતીયતા બતાવનારા હતા

આ એક કુદરતી નિયમ છે કે માતાપિતા તથા નજીકના રહેનારા સહવાસિઓની રહેણીકરણી, બોલચાલ આદિના સુસસ્કાર યા કુ સસ્કારોની છાપ બાલક બાલિકાના કોમલ હૃદયમા અમિટ રૂપથી અ- કિત થઈ જાય છે ફળસ્વરૂપમાં જેવા માતપિતા હોય છે છેવટે તેવાં જ બાળકો હોય છે, સૌભાગ્યવશ બાલિકા વદીના માતપિતા ધર્માત્મા સદાચારી, અહિસાના પૂજારી તથા નિર્ભીક કર્મનિષ્ઠ હતા જે કારણે વદીબાઇનો પણ ઉત્તરોત્તર વિકાસ થતો ગયો ને હમેશા એકા ત શાત સ્થળને પસદ કરતી, પદ્માસનસ્થ થઇને આંખો બધ કરી પ્રભુના ધ્યાનમા સલગ્ન રહેતી પ્રભુપ્રતિમાની સામે કલાકોના કલાકો જોઇ રહેતી સાધુ સાધ્વીઓનાં દર્શન કરીને પ્રસન્ન રહેતી સ્નાન, પાન તેમજ વ્યવધાનાદિ કાર્યોમાં પોતાના પુરાતન સસ્કારોથી જન્મેલી વૈરા

અમય ભાવનાઓ પ્રદર્શિત કરતી—એવી રીતે બાળશીલાને સુક્ષ્મ વય જ્યારે વઢી ધૂળની અંદર નાની નાની સાહેલીઓ સાથે રમતી હતી ત્યારે પણ એનુ ધ્યાન અસાર સસારની નશ્વરતા તથા અસારતા પર જ ચડી જતુ ક્રીડાંગણમાં પણ એક કૃત્રિમ ચરવળો લઇને ધૂળનુ ઊંચુ આસન બનાવી તે પર બેસતી અને પોતાની સખીઓને ઉપદેશ આપ્યા કરતી હતી એવી રીતે 'प्रसादचिह्नानि पुरः फलानि' અનુસાર બાલિકા વઢીમાં મોટાઇનાં સુદર શુભ લક્ષણો નજરે પડવા લાગ્યાં

વઢીબાઇ જેમ જેમ કુમારાવસ્થામાં જીવન વીતાવવા લાગી તેમ તેમ નવા નવા આદર્શ ગુણો ઉત્પન્ન થવા લાગ્યા તે પોતાની પાંચ સાત વર્ષની કુમારાવસ્થામાં પોતાને ઘરે એક બાજુ બેસીને સામાયિક ક્રિયા કરતી માતપિતાથી એકલી પડતાં કાઇ કાઇ વાર તે સ્તવન સજ્ઝાયનાં એકાદ પદો મનમાં ગણગણતી પોતાની મા સાથે તે જિનાલયમાં અને પૌષધશાળામાં જતી, મુનિરાજોનાં દર્શન કરતી વગેરે ગુણોનો એનામાં સ્વયં વિકાસ થવા લાગ્યો અને તે વિકસિત ગુણો અનુસાર કાર્ય કરવા લાગી

## ૪ બાલિકા-શિક્ષા—

क्या कर नहीं सकतीं भला, यदि शिक्षिता हों नारियाँ ।
रणरङ्ग राज्य सुधर्म रक्षा, कर चुकीं सुकुमारियाँ ॥
लक्ष्मी अहिल्या पापजा–बाई भवानी पद्मिनी ।
ऐसी अनेकों देवियां हैं, आज जा सकती गिनी ॥ १ ॥

સર્વસાધારણ શિક્ષાની સાથોસાથ સ્ત્રીઓને એમના બાલ્યકાળથી જ શિક્ષિત બનાવવાનો પ્રયત્ન કર્યો હોય તો તે આગળ જતાં પોતાના જીવનને કેટલું મહત્વશાળી બનાવી શકે? એ ન કહી શકાય પ્રાચીન કાળમાં પ્રત્યેક રાષ્ટ્ર સમુન્નત કેમ રહેતુ હતુ? એની સમુન્નતિનુ કારણ સ્ત્રી-શિક્ષણ જ હતુ સ્ત્રી-શિક્ષાના જ બળ ઉપર એક રાષ્ટ્ર બીજા રાષ્ટ્રને

દબાવી શકવાનુ સાહસ કરી શકતું હતુ, એટલુ જ નહિ પરતુ સ્ત્રી–શિક્ષાના કારણે દરેક સમાજ પોતાના કઠણમાં કઠણ કાર્યમા સફળતા પ્રાપ્ત કરીને સસારની સામે પોતાનુ મસ્તક ઊંચુ રાખી શકતો એમને પણ કે આજ મે સ્ત્રીશિક્ષાના બળ ઉપર અમુક કાર્યમાં સિદ્ધિ પ્રાપ્ત કરી એથી જ જે સમાજ સ્ત્રી–શિક્ષાને નથી અપનાવતો, તેમજ શિક્ષાના ઉચ્ચતમ સ્વરૂપને નથી જાણતો અને ઊલટુ એનો તિરસ્કાર કરેતો એનુ જીવન સસારમા નકામુ છે રાષ્ટ્રમાં એ સમાજની જરાપણ ગણતરી નથી થઈ શકતી તે જીવતા હોવા છતા પણ મર્યા સમાન છે એ પ્રકારે તે મનુષ્ય, મનુષ્ય નહિ જીવિત પશુથી પણ અધમ છે તે પોતે તો શિક્ષાથી વચિત હોય છે અને પોતાના બાળક બાલિકા એને પણ શિક્ષાથી કોસો દૂર રાખે છે

આજના પ્રગતિવાદી જમાનામાં ઘરઘર શિક્ષાનો પ્રચાર છે, પરતુ કેટલાક પ્રાચીન રૂઢીવાદી માતાપિતા એવા છે કે જે બાળકને તો થોડું-ઘણું ભણાવી પણ લે છે પણ બાલિકાને તો શિક્ષા અપાવવાથી માઇલો દૂર જ રાખે છે, એ બિચારી નાની કુમળી કળીને બાળપણમા જ ઘરના નકામાં કામોમાં ફસાવીને એના જીવન સાથે જ ભવિષ્યમાં થનાર તેના પતિનુ જીવન પણ નષ્ટ કરી દે છે બાલિકાના વિષયમાં માતાપિતા હવે એટલુ જ વિચારે છે કે એને ભણાવીને–શિક્ષિત કરીને શુ એને નોકરી થોડી જ કરવાની છે ? ધિક્કાર છે એવાં અવિચારી માતાપિતાઓને કે જે એવા મલિન વિચારોથી પોતાના માનસને કલુષિત કરતા કરતાં પોતાની અમોઘ કન્યાઓનુ જીવન ભારમય બનાવી દે છે સસાર જ્યારે આઓને માતારૂપમા અથવા પત્નિ અને પત્નીરૂપમાં સહયોગિની સ્વીકાર કરે છે ત્યારે એને શિક્ષા ન આપવી અથવા એને માટે યોગ્ય શિક્ષાલયનો પ્રબધ ન કરવો તે ક્યા સુધી ઠીક કહી શકાશે ?

પ્રાચીન ભારતમાં આપણા સમાજમા બ્રાહ્મી, સુદરી, યક્ષા, યક્ષદિન્ના, ભૂતા, ભૂતદિન્ના સેણા, વેણા, રેણા આદિ વિદુષી સ્ત્રીઓ થઈ ગઈ જેમણે મોટા મોટા ગભીર શાસ્ત્રોનો અભ્યાસ કરીને શા

કીર્તિ મેળવી હતી સાથે સાથે જ પોતાના તેમજ પારકાના આત્માનુ કલ્યાણ કરીને સસારમાં કાયમના માટે પોતાની કીર્તિ અક્ષુણ્ણ રૂપથી જારી રાખી હતી ટૂકામાં અહીં લખવાનો જરૂર પડે છે કે શિક્ષિત સ્ત્રીઓ પોતાના દૃષ્ટિકોણથી વિસ્તૃત બની શકે છે જેના કારણે તે પોતાના વિકાસમાં જાતે જ આગળ વધી શકે છે એથી વધારામા પોત પોતાના ઘરના હાનિ-લાભને સમજીને તે સમયાનુસાર સારી રીતે સહ યોગ આપવામાં સમર્થ બને છે એટલુ જ નહિ સ્ત્રીશિક્ષાની સાથે સ્વાસ્થ્યને પણ ગાઢ સબધ છે શિક્ષિત સ્ત્રીઓ પોતે પોતાના સતાનો પોતાનાં કુટુબીઓ અને પોતાના આશ્રિતોનુ પણ સ્વાસ્થ્ય સારુ રાખી શકે છે શિક્ષિત સ્ત્રીઓને માટે મહત્વપૂર્ણ એવી કઇ વાત છે તે ચાહે કોઇપણ પ્રકારની કેમ ન હોય, એની બધી ગુચવણોનો તે ઘણી સહેલાઈથી ઉકેલ લાવી શકે છે એથી કરીને દરેક માતાપિતાએ વિચારવુ જોઇએ કે પોતાની બાલિકાઓનુ ભાવિ હિત નજર સામે રાખીને શરૂઆતથી જ શિક્ષિત બનાવવાનો પ્રયાસ કરે તો એના જીવનને આદર્શ બનાવી શકાય

ચરિત્રનાયિકા વદીબાઇને માટે એ સમયે ભીનમાલમા કે યાશાળા કે કોઇ એવુ સાધન ન હતુ કે જેથી તે વિદ્યાભ્યાસ કરી શકે શિક્ષિત બનવાનુ સૌભાગ્ય મેળવી શકે તો પણ ભાગ્યવશાત્ એને યથાસમયે એવુ સાધન મળી પણ ગયુ જેથી એણે ધીમે ધીમે પોતાનો અભ્યાસ શરૂ કરી દીધો વદીને સાધુ-સાધ્વી પ્રત્યે અધિક સ્નેહ હતો તે પોતાનો ઘણો સમય તેઓની સાથેના સહવાસમાં વ્યતીત કરતી હતી જ્યા કોઇપણ સાધુ-સાધ્વીના દર્શન થાય કે તેના મનની કળીએ કળી પ્રફુ લ થતી-ખીલતી એ એનુ સદ્ભાગ્ય કહી શકાય અ ય ગામોમાં વિહાર કરનાર સાધુ-સાધ્વી ભીનમાલમા પણ આવતાં અને ત્યા એમનો વર્ષાવાસ પણ થતો વદીબાઇએ એમની પાસે અભ્યાસ કરીને અક્ષરજ્ઞાન વાચનશક્તિ અને પ્રતિક્રમણસૂત્ર આદિ ક્રિયાનુષ્ઠાન શીખવાની સાથોસાથ જીવવિચાર, દડક, નવતત્વ આદિ પ્રકરણોનુ જ્ઞાન પણ સારી રીતે પ્રાપ્ત કરી લીધુ જ્યારે કોઇ પણ પર્વદિવસ આવતો

ત્યારે તે ઉપાશ્રયમાં સામાયિક લઇને શ્રાવિકાઓની સામે કથાગ્રંથ વાંચીને સંભળાવતી હતી જેથી એને શિક્ષણ પામેલી કહેવાનાનુ સૌભાગ્ય પણ પ્રાપ્ત થયુ વદીના માતાપિતા સદાચારી અને ધાર્મિક વિચારના હતાં એમણે પણ વદીબાઇને શિક્ષણ આપવાનો આરંભ કર્યો

(૧) "આર્યક્ષેત્ર, આર્ય કુલ, મનુષ્યનો અવતાર અને જૈનધર્મ આદિ સામગ્રી પુણ્યોદયથી જ મળે છે એને સફળ બનાવવાને માટે ધર્મારાધન થી વંચિત ન રહેવુ જોઇએ અને સદાચારી બનીને સુદેવ, સુગુરુ તેમજ સુધર્મનુ અતૂટ આત્મવિશ્વાસથી સેવન કરતા રહેવુ જોઇએ ઉભય લોકમા એમની શ્રદ્ધાપૂર્વક સેવા કરવાથી જ સુખસમૃદ્ધિ પ્રાપ્ત થાય છે. મનુષ્યમાત્રને એક ટેકજ લાભદાયક થાય છે કોઈ ગુર્જરી વિદ્વાને ઠીકજ લખેલુ છે કે—"માણસે એકને જ ધારવો જોઇએ જે એકનેજ ધારે છે, એની જ ઉપાસના કરે છે, આમરણ એને જ વળગી રહે છે, મૃત્યુની પેલી પાર પણ જેને એકજ, તે વધુ મેળવી શકે છે એકમાં જ જે એકાગ્ર થઈ સર્વસ્વ હોમી દે છે તે સર્વસ્વને મેળવે છે, પણ જે એકમાથી છટકે છે તેને જીવનભર ફાંફા મારવાના રહે છે જે લઈએ તે એક લઇએ વિદ્યા તો એક, યોગ તો એક, ગુરુ તો એક, પંથ તો એક ને ઇશ્વર તો એક જ"

(૨) "સત્ય ભાષણથી સ્ત્રીઓમાં વિશ્વાસોત્પાદક પ્રમાણિકતા વધે છે ધર્મ સમાજ અને વ્યાવહારિક મામલાઓમાં એનો ભારે પ્રભાવ પડે છે એથી કરીને પ્રત્યેક સમયે દરજગાએ સત્ય જ બોલવુ અને સત્ય ને જ અપનાવવુ જોઇએ સત્યથી તપ, જપ, સામાયિક, દાન પુણ્ય આદિ ક્રિયાકલાપોની સફળતા થાય છે અસત્ય સંયુક્ત ધર્માનુષ્ઠાનોનુ તેમજ સદ્વ્યવહારોનૂ ફલ કંઇ પણ મલતુ નથી, પ્રત્યુત દુર્ગતિપાત્ર બનવુ પડે છે જટાધારી બનવાથી, તપસ્યાઓ કરી શરીરને તપાવવાથી, ધ્યાન ધરવાથી, રામધૂન લગાવવાથી, ભસ્મ(રાખ) ચોપડવાથી અને જાતિમદન ન રાખવાથી, આદિ બાહ્યાડંબરોથી સ્વર્ગસુખની પ્રાપ્તિ કદી

પણ થતી નથી સ્વર્ગસુખની પ્રાપ્તિ તો એક સત્યથી જ થાય છે સામળ કવિએ કહ્યુ પણ છે કે—

જટા ધરે વડ વૃક્ષ, પતગ નિજ બાળે કાયા,
જલચર જળમા ન્હાય, ધ્યાન ધરવા બગ ધાયા.
ગાડર મુડાવે શીશ, અજા મુખ દાઢ રાખે
ગર્દભ લોટે છાર, શુ' મુખ રામજ ભાખે
વળી મોર તજે છે માનિની, શ્વાન સકવનુ ખાય છે,
કવિ સામળ કહે સાચા વિના, કોણ સ્વર્ગમા જાય છે ?

(૩) ' રાત્રિભોજન અને રાત્રિ જલપાન કરવુ પાપમૂલક અને સ્વાસ્થ્યનાશક છે અનેક સૂક્ષ્મ જન્તુઓનુ ઘાતક હોવાના કારણે નિશાભોજન શાસ્ત્રોદ્વારા નિષેધેલ છે ભોજન સાથે જો જૂ ખાવામા આવી જાય તો જલોદરરોગ મકોડી ખાવામાં આવી જાય તો કોઢરોગ કીડી ખાવાપીવામા આવી જાય તો રતા ધાશેગ માખી ખાવાપીવામા આવી જાય તો વમનરોગ ઉત્પન્ન થાય છે જેથી શરીરમા બેચેની ઉત્પન્ન થતા સ્વાસ્થ્ય બગડી જાય છે અથવા ઝેરી જતુ ખાવામાં આવી જાય તો અકાલ મૃત્યુને શરણ થવાય છે એથી કરીને જૈન તથા અજૈન શાસ્ત્રકારોએ કહેતુ છે કે—

नैवाहुतिर्न च स्नान, न च श्राद्ध देवार्चनम् ।
दान वा विहित रात्रौ, भोजन तु विशेषतः ॥ १ ॥
हृन्नाभिपद्मसङ्कोच–श्चण्डरोचिरपायतः ।
अतो नक्त न भोक्तव्य, सूक्ष्मजीवादनादपि ॥ २ ॥

રાત્રે આહુતિ, સ્નાન શ્રાદ્ધ, દેવપૂજન દાન અને રાત્રિભોજન એટલાં કર્મ ન કરવાં જોઇએ સૂર્યાસ્ત થયા પછી હૃદયકમળ અને નાભિકમલ બન્ને સકુચિત બની જાય છે અને ભોજનની સાથે સૂક્ષ્મ જતુ

ઓનું ભક્ષણ થઈ જાય છે એથી કરીને રાત્રિભોજન ન કરવુ જોઇએ ભોજનની સાથે જલપાનને પણ સબધ છે એથી રાત્રિમાં જલપાન પણ છોડી દેવુ જોઇએ' કારણ કે રાત્રિમાં ભોજન માંસ અને જલપાન લોહીની સમાન માનેલુ છે ”

(૪) "સચિત્ત જલમાથી ઝેરી તત્વોનો પ્રભાવ મટાડવાને માટે અને પોરા વગેરે સૂક્ષ્મ જીવોની રક્ષાને માટે ઉપયોગપૂર્વક કપડાથી ગાળીને જલપાન કરવું જોઇએ અણગળ પાણી શરીરને નુકશાનકારક છે પશ્ચિમના વૈજ્ઞાનિકોએ સૂક્ષ્મદર્શક યત્રદ્વારા એ સિદ્ધ કરેલુ છે કે અણગળ પાણીમા હરતા ફરતા અનેક અતિ નાના નાના જન્તુઓ છે, જે પેટમા જઇને શારીરિક સપત્તિનો વિનાશ કરે છે એથી શાસ્ત્રોમા કહ્યુ છે કે–

विंशत्यङ्गुलमानं तु, त्रिंशदङ्गुलमायतम् ।
तद्वस्त्रं द्विगुणीकृत्य, गालयित्वा पिबेज्जलम् ॥
तस्मिन् वस्त्रे स्थितान् जीवान्, स्थापयेज्जलमध्यतः ।
एवं कृत्वा पिबेत्तोयं, स याति परमां गतिम् ॥ १ ॥

વીશ આંગળ પહોળા અને ત્રીશ આંગળ લાંબા વસ્ત્રને બેવડુ વાળીને એનાથી જલને ગાળીને પીવુ જોઇએ એ વસ્ત્રમાં રહેલા અગાલિત જલ ( જીવાણુ ) ધીમેથી જે નવાણનુ પાણી હોય તેમા નાખી દેવા જોઇએ એ પ્રમાણે ગાળેલુ પાણી પીનાર વ્યક્તિ ઉત્તમ ગતિને પામે છે ”

(૫) "શરીરધારી જીવ અનાદિ કાળથી ક્ષુધા–ગ્રસિત છે એને ગમે એટલુ ખવરાવીએ તો પણ છેવટે તે તૃપ્ત થતો નથી આખો દિવસ ખાઉં, ખાઉં, ની આશામાં તણાય છે એના અનેક ભવોના ખાદ્ય પદાર્થોને એકત્ર કરીએ તો સુમેરુ પર્વતથી પણ અધિક ઊંચો એક ઢગલો થાય એટલો ખોરાક લેવા છતા પણ જીવ તો ભૂખ્યો જ રહ્યો છે,

તૃપ્તિ થતી નથી, એથી કરીને સંતોષ રાખીને બાવીશ અભક્ષ્ય અને બત્રીશ અનંતકાયના પદાર્થોનો ઉપભોગ કરવો સારો નથી એ વસ્તુઓમાં અનંતા જીવો હોય છે થોડા જીવનને માટે એ જીવોની હિંસાના પાપ-પોટલા બાંધવા ઉભય લોકમાં વિનાશકારી છે એથી અભક્ષ્ય વસ્તુઓના ખાનપાનનો ત્યાગ કરી દેવો જોઈએ ''

ઈત્યાદિ સુશિક્ષાઓનો પ્રભાવ વદીબાઈના હૃદય-પટ પર ઘણો સારો પડયો અને એણે પોતાના જીવનને એ જ પ્રકારે બનાવી દીધું એવી રીતે વદીબાઈએ ધાર્મિક તેમજ વ્યવહારિક, લૌકિક તેમજ પારલૌકિક ક્ષેત્રોમાં પોતાનું જીવન સુધારી લીધું અને તે પ્રશંસાપાત્ર બની

## ૫ વિવાહ-સંસ્કાર—

સંસારની પ્રવૃત્તિ અનુસાર એ એક નિયમરૂપ બની ગએલ છે કે- જે આજ છે તે કાલ નથી એ પરિવર્તન કહેવાય છે અને એ જ કારણથી સંસારને પરિવર્તનશીલ માનેલો છે પરિવર્તનશીલ સંસારમાં પરિવર્તનશીલ પ્રવૃત્તિઓની સાથોસાથ વખત અને જીવનમાં પરિવર્તન થવું જરૂરી છે એ નિયમ પ્રમાણે આપણી ચરિત્રનાયિકા વદીબાઈએ કુમારાવસ્થાનો પરિત્યાગ કરી કિશોરાવસ્થામાં પ્રવેશ કર્યો કિશોરાવસ્થામાં પ્રવેશ કરતી કન્યાઓના સંબંધમાં માતપિતાને ચિંતા ઉત્પન્ન થાય એ સ્વાભાવિક જ માતાપિતા એ સમયે એવો અનુભવ કરવા લાગે છે કે જાણે એમના મસ્તક પર હિમાલયનો ભાર આવી ગયો, અને તેઓ એ ભારને દૂર કરવાને માટે કિંકર્તવ્યવિમૂઢ બનીને ભવિષ્યમાં શું થશે ? એની ચિંતા ન કરતા પોતાની કન્યાને કે જેને એમણે હમણાં જ લાડ પ્યારથી મોટી કરેલી છે, તેને બીજાના હાથમાં સોંપી દેવાના મનોરથો સેવવા લાગે છે

ચરિત્રનાયિકાને માટે પણ એ જ નિયમ લાગુ થયો માતાપિતા વગેરે સ્વજનોએ એના માટે યોગ્ય વરની તપાસ શરૂ કરી જો કે કુમારી વદીની ચિત્તવૃત્તિ બાલ્યકાળથી જ વિષય ભોગોથી વિરક્ત હતી તો પણ

પૂર્વ સંસ્કારોના કારણે એને એ બંધનોમાં બંધાવું પડયું માતાપિતા આદિના આગ્રહવશ પોતાની ૫૯ વર્ષની અવસ્થામાં પાણીગ્રહણનો સ્વીકાર કરવો પડયો માતાપિતાએ ઉત્સવ સાથે સં ૧૯૨૮ ફાલ્ગુન વદ ૨ ના રોજ ભીનમાલનિવાસી, વૃદ્ધશાખીય ઓસવાળ શા ધૂપચંદ લખમાજીની સાથે વહાલીનો વિવાહ કર્યો વિવાહ બાદ કન્યાને વિદાય કર્યા પછી માતાપિતા એવો અનુભવ કરે છે કે જાણે અમારા માથા પરથી એક મોટો બોજો હલકો થઇ ગયો એવી સ્થિતિ વહાલીના માતાપિતાની થઇ આ કાર્યથી હવે તેઓ નિશ્ચિંત થયા, કુમારી વહાલીબાઇ હવે સૌભાગ્યવતી બની શ્રીમતી વહાલીદેવી જીવનના નવા ક્ષેત્રમાં પ્રવેશ કરતા માતાપિતાનું ઘર છોડી જાણે બીજા સંસારમાં રહેવા લાગી શ્વસુરગૃહે જઇને પણ વહાલીદેવીએ ત્યાંના ઉચિત આચારવિચારોનું ભલીભાતે પાલન કરતા કરતાં પણ પોતાના દૈનિક ધર્મકૃત્યોમાં કોઇ પ્રકારની અડચણો આવવા ન દીધી કિંતુ તેને વિશેષ પ્રકારે પાળવાની શરૂઆત કરી તે સમજતી હતી કે સંસારમાં સ્ત્રીઓને માટે શીલ-એકપતિવ્રત પાલન કરવું, લજ્જા રાખવી, મધુર સત્ય બોલવું, સદાચારમય ધર્મમાં દૃઢતા રાખવી, સરલ સ્વભાવી થવું, પવિત્ર રહેવું, સમજણપૂર્વક અલ્પ વ્યયકાર કરવો, પૂજ્ય સ્ત્રી પુરુષોનો વિનય કરવો, તિરસ્કારોની ઉપસ્થિતિમાં પણ ક્ષમા રાખવી, માનસિક ભાવનાઓને વિશુદ્ધ રાખવી, નાના મોટાની યથાયોગ્ય સેવા કરવી ઇત્યાદિ આભૂષણો છે એ આભૂષણોથી સ્ત્રીઓની જેટલી શોભા છે એવી બાહ્ય આભૂષણોથી એમની શોભા થતી નથી

## ૬ વૈધવ્ય અને વૈરાગ્ય ભાવના—

કર્મની ગતિ ઘણી વિચિત્ર હોય છે એની સામે ભગવાનમાં અસભાન પણ વિજય મેળવી શકેલ નથી વજ્રમય શરીરવાળા એવા શલાકા મહાપુરુષો પણ કર્મની આગળ હારી ગયા છે, તો બીજાની વાત જ

શુ ? બીજા શુ ગણતરીમાં છે ? મનુષ્ય ભલે પાતાળમાં સતાઇ જાય, ભલે સુમેરુ પર્વતના ઊચા શિખર પર ચઢી જાય અને ભલે યોગી બની નિર્જન જગતમાં જઇ વસે પરતુ એમની કર્મરેખા તો ત્યાં પણ પોતાનો પ્રભાવ બતાવ્યા વિના રહેતી નથી વદી બાલિકા થઇ અને તે કિશોરી બની એનો વિવાહ સરકાર પણ થયો વિવાહ સમયે કુટુબીઓના હૃદયમાં ઘણો હર્ષ હતો એટલુ બધુ હોવા છતા પણ એ કોણ જાણતુ હતુ કે આ અપાર આનદ એક દિવસ દુ ખરૂપમા પરિણમશે એ કોને ખબર હતી કે એક દિવસ સૌભાગ્યવતી બાલાઓ પોતાના બાળવયના સાધારણ અનુભવોની સાથે જ પોતાના કપાળના સિદૂરના ચાલ્લાને ભૂસી નાખની નજરે પડશે એ તો એક કર્મની વિચિત્ર ગતિ જ કહેવાય છે

વદીદેવી ગૃહસ્થની ગાડી ચલાવવાને માટે એક પૈડા સમાન બની ગઇ હતી થોડાક જ દિવસોમાં વદીએ પોતાની બુદ્ધિમત્તાથી ગૃહસ્થા શ્રમને ઉજ્જવળ કરવામાં પોતાનુ ચિત્ત દોર્યુ અને એમા સફળતા પણ મળવા લાગી પતિ પત્ની બનેનો સયોગ ઘણો સુદર, અનુપમ દર્શનીય અને અનુકરણીય હતો લોકો કહેતા કે કેવી સુ ર જોડી છે ? લોકોની પ્રશસાની સાથે કાળે પણ પોતાનો હાથ બતાવ્યો પરતુ તે વધારે દહાડા આ સુદરતા સહન કરી ન શક્યો એને ઇર્ષા આવવા લાગી એ સુદર યુગલ-જોડી પર જ્યારે સ્વય કાલ જ ઇર્ષા કરવા લાગ્યો અને એની ગતિ પણ વક્ર થવા લાગી તો ભલા કોણ એવો હોય કે એની વક્રગતિને રોકવાનુ સાહસ કરી શકે ? સસારમાં સર્પ, તાપ, બિમારી હાથી પશુ પક્ષી આદિને રોકવાનો ઉપાય છે પરતુ કાલની ગતિને રોકવાનો કઇ પણ ઉપાય નથી છેવટે કુટિલ કાલે પોતાની કૌટિલ્ય નીતિનુ પ્રદર્શન કરતા કરતાં અખડ જોડીને ખડિત કરવાનુ બીડુ ઝડપી લીધુ કાલના હૃ યમા દયા નથી આવતી તે તો ગરીબ-અમીરનુ ભક્ષણ કરવામા જ પોતાનુ કર્તવ્ય સમજે છે

દાંપત્ય જીવનમા પ્રવેશ કર્યા પછી ત્રણ જ મહિને કુટિલ કાળે પોતાનુ

શસ્ત્ર ઉઠાવ્યુ અને એમા તેણે સફળતા પ્રાપ્ત કરી વદીનો આખો સૌભાગ્ય બાગ ભૂંસી નાંખ્યો પતિદેવનુ અકસ્માત્ અવસાન થઇ જવાથી વદીના ઉપર ભયંકર વજ્રાઘાત આવી પડ્યો કૂટ કૂટ કર તે રોવા લાગી એના આશાઓ પર તુષારાપાત થઇ ગયો હજુ એના હાથનો મેંદીનો રંગ પણ ગયો ન હતો એ અવસ્થામાં આ વૈધવ્ય દુ ખને બાળા તે કઇ રીતે સહન કરી શકે ? પતિના શબને જોઇ જોઇને તે પાગલ બની ગઇ થોડી વાર રોતી રોતી કુટિલ કાળની વજ્રનીતિ પર દુ ખ પ્રકટ કરતી કેટલીકવાર સ્તબ્ધ બનીને ગભીર વિચારોમા નિમગ્ન થઇ જતી હતી અને કોઇવાર પોતે જ આતરિક વાદવિવાદ કરવા લાગી જતી એ પ્રમાણે વિવશ-માનસિક વૃત્તિઓથી વદીદેવીનુ ચિત્ત ચકડોળે ચડવા લાગ્યુ અત્યાર સુધી તેની સામે અધકારનો કાળો પહાડ જણાતો હતો, પરતુ હવે એને અકસ્માત્ સદ્વિચારોનો પ્રકાશ-પુજ જણાવા લાગ્યો અને તે વિચારવા લાગી કે—

છત્રે થાતી છાય, છડીવર છાજતા,
હાથી હોદ્દામાય, રસિક વિરાજતા
આયુધ ઋદ્ધિ અનેક, ભરેલી ભાગ્યમા,
તે સુતા દિન એક, ઉછળતી આગમા. ૧

ભોગવતા ઉપભોગ, મહાસુખ માણતા,
જોતા જોગ અજોગ, જરી નહિ જાણતા
દીવા દામ કરોડ, ખજાને ખાણમા,
સૂતા તાણી સોડ, મશીદ મસાણમા. ૨

ઇન્દ્રપુરી અનુસાર, નગરીઓ નોખમા,
કોટિધ્વજ સાહુકાર, ગરજતા ગોખમા

માટે મારા મિત્ર, વિચારો વાત રે,
પાપ મેરો પવિત્ર, ભલા થઈ ભ્રાત રે
જીવનનુ ફળ જાણી, ભજો ભગવાનને,
અ તર પ્રીતિ આણી, ધરો નિત ધ્યાન રે. ૪

જો કે વિધવાપણાનુ દુ ખ સ્ત્રી-સમાજના માટે કેટલુ અસહ્ય હોય છે? એ સ્ત્રીઓ જ જાણી શકે છે તો પણ વડીબાઇના હૃદયમાં શુભ વિચારો ઉત્પન્ન થવાથી એણે પોતાનુ વૈધવ્ય દુ ખ કેવી રીતે સહન કરવુ? જીવનની આ પરિવર્તન દશા પર એણે વિચાર કર્યો અને ધીમે ધીમે એવા વ્યથિત માનસ પગ્લ પર અપૂર્વ ધૈર્યની રેખાઓ જણાવા લાગી ધૈર્યની સાથોસાથ વિરક્તતાએ પોતાનો પ્રભાવ બતાવ્યો 'अवश्य भाविनो भावा, भवन्ति महतामपि' જે કામ થવાનુ છે તે થતુ જ રહે છે પછી ભલે તે કામ કોઇ મહાપુરુષનુ હોય અથવા સાધારણ પ્રાણીનુ હોય 'अवश्य भोक्तव्य, कृत कर्म शुभाशुभम्' મનુષ્ય ચાહે રાજસિંહાસન પર બેઠો હોય કે ચાહે જગતોમા ઘૂમતા હોય, પરતુ એને પોતાના કરેલા શુભાશુભ કર્મોનુ ફળ તો જરૂર ભોગવવુ પડે છે એ પ્રમાણે પોતાની જ મેળે વડીના હૃદયમા વૈરાગ્યની લહેરો લહેરાવા લાગી એણે રોવાની ચિ તા કરવાની સ્નેહ રાખવાની મોહ પ્રપચમા પડવાની ઇત્યાદિ કર્મબ ધક સર્વ ક્રિયાઓને છોડીને નિશ્ચય કર્યો કે જે કઇ બ ન્યુ છે તે મારા અશુભ કર્મોના ઉદયથી જ બનેલ છે એથી કરીને આર્તરૌદ્ર ધ્યાન ધરવુ એ પોતાને અધોગતિમા પહોંચાડનાર છે કારણ કે આર્ત-રૌદ્રજ ય અશુભ આશ્રવથી કઠણ કર્મોનો બધ પડે છે જે ઉદયમા આવતા અવશ્ય ભોગવવા પડે છે એથી હવે મારે ધર્મનુ શરણ લેવુ વિશેષ લાભદાયક છે એવો વિચાર કરી વડીએ આ પદનુ વારવાર મનન કરવાનો આરભ કર્યો કે—

( ભૂલ્યો મન ભમરા તુ ક્યાં ભમ્યો—એ રાગ )

ધર્મ વિચારો રે દુર થકી, તજી કપટ તમામ,
પડતા વારે જે પાપમા, ધર્મ તેનુ છે નામ ધર્મ૦ ૧

સત્ય દયા તપ શૌચ છે, પગ ધર્મના ચાર,
જેના હૃદયમા એ રહ્યા, ઉત્તમ તેનો આચાર. ધર્મ૦ ૨

ચાર ચરણ છે અધર્મના, વ્હેમ મદ ને કુસંગ,
અનૃત પેસે જો અંગમા, કરે ધર્મનો ભંગ. ધર્મ૦ ૩

સત્ય વસે જો શરીરમા, સૂઝે સાચો વિચાર,
બુદ્ધિપ્રકાશ વધે બહુ, ઝાલે કર કિરતાર. ધર્મ૦ ૪

શશિ વિના જેવી શર્વરી, વિના દીપક ધામ,
સત્ય વિના એમ જાણજો, નરદેહ નકામ. ધર્મ૦ ૫

જીવ ઉપર દયા જેહને, ટાળે દીનના દુખ,
તન ધન ને વાણીવડે, આપે સર્વને સુખ ધર્મ૦ ૬

ઈચ્છે ભલુ અંતરવિષે, કરવા સહુનુ કલ્યાણ,
અવગુણ ના ધરે ઉર વિષે, દયા તે જ પ્રમાણ ધર્મ૦ ૭

કષ્ટ સહે ધર્મ પાળતા, તપ તેનુ છે નામ;
બીજા દભ અનેક છે, તેણે સુધરે ન કામ. ધર્મ૦ ૮

તપ કરી તન દૃઢ જે કરે, જીતે ઇન્દ્રી ને પ્રાણ,
મન વશ રાખે પોતાતણુ, હોય ચતુર સુજાણ ધર્મ૦ ૯

સુખદુખ સમ કરીને ગણે, સમ હરખ ને શોક,
ધીરજ ધર્મ મૂકે નહિ, એવા નર તો કોક ધર્મ૦ ૧૦

શૌચ ક્રિયા સઘળી કરી, રાખે શુદ્ધ શરીર,
મેલ ધુએ નહિ મનતણો, જ્ઞાની ધ્યાની નહિ વીર. ધર્મ૦ ૧૧

એવો ધર્મ ઉરમા ધરે, પ્રાણી તેહ પવિત્ર,
સફળ જીવત આ જગતમા, ચારુ તેહના ચરિત્ર ધર્મ૦ ૧૨

વહી દેવીના મનમા અકસ્માત્ એ ભાવનાઓ ઉત્પન્ન થઇ કે સસાર મોહ માયામય છે આ વિનાશના ભયકર અરણ્યમા માનવને ફસાવીને ભાગી જાય છે જ્યાં પહોંચીને માનવ પોતાના કર્તવ્યોથી ભ્રષ્ટ બનીને અધોગતિના ઊંડા ખાડામા પડી જાય છે જેવી રીતે ઘોર જગલમાં અત્યત બળવાન ક્ષુધા-પીડિત સિહના પજામાથી મૃગનાના મચ્ચાં બચી શકતા નથી અને કોઇ એને બચાવી પણ શકતુ નથી એ જ પ્રકારે જ મ જરા મરણ અને ભય આદિથી મનુષ્યને પણ કોઇ બચાવી શકતો નથી જીવ એકલો આવ્યો છે અને એકલો જ જવાનો છે જે વખતે તે જવાને માટે તૈયાર થાય છે તે સમયે માતા પિતા ભાઇ સાસુ સાસરો આદિ કોઇ પણ તેને સાથ દેતા નથી ધન વૈભવ આદિ સર્વ પૃથ્વીમાં, હાથી ઘોડા આદિ પશુ વર્ગ પોતાના સ્થાને સહ ચારિણી સ્ત્રી ઘરના બારણા સુધી અને સબધી લોક શ્મશાન સુધી જ સાથ આપે છે આગળ કોઇ આવતું નથી શરીર ચિત્તામા ભસ્મ થઇ જાય છે અને એ સર્વને છોડીને જીવ એકનો જ પરલોકમા માગમા પ્રયાણ કરે છે જો એનો કોઇ સાચો સાથીદાર હોય તો ફક્ત ધર્મ જ છે એ પ્રકારે આ સસારમા ધર્મના વિના કોઇ પણ વસ્તુ સહાયક સુખપ્રદ અને શરણ નથી એથી કરીને દરેક વસ્તુ પરથી મમત્વભાવ હટાવીને મારે ધાર્મિક કૃત્યોમા સલગ્ન રહેવુ જોઇએ એવા સારભૂત પવિત્ર વિચારોનું અવલબન લેતા લેતા વહીદેવી પોતાના જીવનનો સનય કાલ ધાર્મિક ક્રિયાઓમા વ્યતીત કરવા લાગી

## ૭ સત્સગનો મહિમા—

लब्धु बुद्धि कलापमापदपाकर्त्तुं विहर्तुं पथि ।
प्राप्तु कीर्तिमसाधुता विधुवितु धर्मे समासेवितुम् ॥
रोद्धु पापविपाकमाकलयितु स्वर्गापवर्गश्रिय ।
चेत्त्व चित्त ! समीहसे गुणवता सङ्ग तदङ्गीकुरु ॥ १ ॥

હે ચિત્ત ! તું બુદ્ધિ વૈભવને પ્રાપ્ત કરવાની ઇચ્છા કરે છે, આપત્તને દૂર કરીને સન્માર્ગમાં વિહાર કરવા ઇચ્છે છે, યશ પ્રાપ્ત કરીને દુર્જનતાને અલગ કરવા ઇચ્છે છે, ધર્મનું સેવન કરીને પાપોના પરિણામને રોકવા ચાહે છે અને જો સ્વર્ગ કે મોક્ષસુખનો અનુભવ કરવા ઇચ્છે છે તો ગુણસંપન્ન સત્પુરુષોનો સમાગમ કર

વસ્તુત સત્પુરુષોનો સમાગમ પ્રાણી માત્રને માટે હિતકર છે ગમે તેવો નિર્ગુણ, અધમ, નીચ તેમજ પાપી વ્યક્તિ કેમ ન હોય ? સત્પુરુષોના સમાગમથી તે અવશ્ય ગુણવાન, ઉચ્ચ અને ધર્માત્મા બની શકે છે. આ બાબતમાં એક નહિ પણ અનેક ઉદાહરણો શાસ્ત્રમાથી મળી શકે છે, જે પરથી અમને એ શિખામણ મળે છે કે અમે અમારા જીવનનો અધિક ભાગ સત્સગમા જ વ્યતીત કરીશુ એ સર્વમાન્ય સિદ્ધાંત છે કે સસર્ગની અસર મનુષ્ય ઉપર બહુ જલ્દી પડે છે એના પ્રભાવથી તે ભવિષ્યમાં ઉત્તમતા યા અધમતામા પ્રવેશ કરે છે અને તે એ જ કારણે સસારમા પૂજ્ય અથવા નિદનીય બને છે જે સારા સસર્ગમા રહે છે તે પૂજ્ય અને ખરાબ સસર્ગમાં રહે છે તે નિંદનીય બની જાય છે, માટે સગતિ-મિત્રતા કરતી વખતે એ ધ્યાન અવશ્ય રાખવુ જોઇએ કે હું કોઇ અધમ, પાપાત્મા અથવા દુશ્ચરિત્ર પુરુષની સોબત તો નથી કરતો ને ? કારણ કે એવા લોકોની સોબત હમેશા અધ પાતનુ કારણ બને છે, માટે ખરાબ સોબતથી બચીને હમેશા સત્સગતિ કરવી જોઇએ જેથી પોતાનું તેમ બીજાનુ કલ્યાણ થઇ શકે મહાપુરુષોની સગતિ કઇ ભવોના પુણ્ય સચયથી પ્રાપ્ત થાય છે પુણ્ય વિના સાધુ પુરુષોના દર્શન થવા પણ દુર્લભ છે એથી કરીને પુણ્યવશ પ્રાપ્ત સત્સગતિનો સદુપયોગ કરતાં કરતાં પોતાનુ તેમજ બીજાનુ કલ્યાણ કરવુ જોઇએ, એ જ સત્સગતિનો સદુપયોગ અને સાચુ માહાત્મ્ય છે કહ્યું પણ છે કે—

चन्दन शीतल लोके, चन्दनादपि चन्द्रमाः ॥
चन्द्रचन्दनयोर्मध्ये, शीतलः साधुसङ्गमः ॥ १ ॥

સંસારમાં સૌથી વધુ ઠંડુ ચંદન છે, પરન્તુ એથી પણ વધુ ઠંડો ચંદ્રમા છે ચંદન અને ચંદ્રમાના ઠંડા હોવા છતાં પણ વધારે શાંતિ આપનાર સાધુનો સમાગમ છે

સાધુ સમાગમથી આત્માની ભારે સમુન્નતિ થાય છે એ સોનામાં સુગંધ જેવું કામ કરે છે જેવી રીતે ફૂલની માળામાં રહેલો નિર્મળ એવો સૂતરનો દોરો ગળાનો હાર બની જાય છે એ જ પ્રકારે સત્સમાગમથી નિર્ગુણ મનુષ્ય પણ ઉન્નત બનીને સંસારનો પૂજ્ય બની શકે છે સંસારમાં બધા સંબંધો મળી જવા સુલભ છે પણ ભાગ્ય વિના સત્સમાગમ પ્રાપ્ત થવો ઘણો દુર્લભ છે ભાગ્યનાં કિરણોદય થયા વિના જ્યારે દર્શન જ દુર્લભ છે તો સત્સમાગમની વાત તો એથી પણ અધિક દૂર છે કહ્યું પણ છે કે—

માત મિલે સુત તાત મિલે પુનિ,
ભ્રાત મિલે મનવંછિત પાઈ,
રાજ મિલે ગજ વાજિ મિલે,
સબ સાજ મિલે યુવતિ સુખદાઈ,
લોક મિલે પરલોક મિલે,
સબ થોક મિલે વૈકુંઠ સિધાઇ,
સુંદર સબ કુછ આન મિલે,
પુનિ સંતસમાગમ દુર્લભ ભાઈ ॥ ૧ ॥

જે ભાગ્યશાળી પુરુષને સત્પુરુષોનો સહવાસ અને એમનું દર્શન મળી જાય છે તેનો સુધારો થવામાં વખત લાગતો નથી

મહારાજા શ્રેણિકની રાણી ધારિણીના પેટે જન્મેલા મેઘકુમારે જ્યારે અભિવર્ધિત ભાવથી પ્રભુશ્રી મહાવીરની પાસે ભાગવતી દીક્ષા ગ્રહણ કરી ત્યારે રાત્રીમાં એનો સથારો યથાપર્યાય બધા સાધુઓથી છેલ્લે આવ્યો. એણે શયન કર્યું રાત્રીએ પ્રશ્રવણાર્થે ઉઠેલા મુનિઓના જવા આવવાથી એમની ઠોકરો લાગવાથી મેઘકુમાર મુનિને આખી રાત્રી ઊંઘ ન આવી. મેઘ મુનિએ વિચાર્યું આ પ્રમાણે એક દિવસનુ દુ ખ તો સહન થઇ શકશે, પણ આખી જીદગી સુધીનુ દુ ખ સહન થઇ શકશે નહિ એથી કરીને પ્રાત કાલે પ્રભુને સાધુવેશ સોંપીને આપણે ઘેર ચાલ્યા જવુ સારૂં છે પ્રાત કાલ થતાં પ્રભુની પાસે મેઘમુનિ આવ્યા પ્રભુએ કહ્યુ કે—

મેઘમુનિ ! રાત્રે સાધુઓની ઠોકરો લાગવાથી તમને નિદ્રા નથી આવી તેથી ગભરાઇને તમે સયમધર્મને છોડવાને માટે તૈયાર થયા છો, પરતુ ઠોકરોનુ દુઃખ જરા પણ નથી તમારા પાછલા ભવને યાદ કરો પાછલા ભવમા તમારો હાથીના રૂપમા અવતાર હતો જગલી દાવાનલ ના ભયથી બચવાને માટે જગલમાં તમે તૃણાદિ રહિત એક ગોળ ભૂમિ ચક્ર બનાવ્યુ હતુ , ભાગ્યયોગથી જગલમાં દાવાનલનો પ્રકોપ ઉત્પન્ન થયો બધાં વનપશુ તમારા તૈયાર કરેલા ભૂમિચક્રમા એકઠા થયા અને તમે પણ એ ચક્રમા આવીને ઊભા રહ્યા ભૂમિચક્ર પશુઓથી એવુ ઠસીને ભરાયુ, હતુ કે તૃણ જેટલી જમીન પણ ખાલી ન હતી એક સસલાને ક્યાંય ખાલી જગ્યા ન મળી એથી તે ગભરાતુ હતુ અને અહીં તહિ દોડતુ હતુ , એ જ વખતે તમને ખુજલી આવતા ખણવાને માટે તમે એક પગ ઊંચો કર્યો તે વખતે તે સસલુ નીચે આવીને બેસી ગયુ તમારા મનમા એ જોઇને દયા આવી એ માટે ત્રણ દહાડા સુધી તમે તમારો પગ ઊંચો જ રાખ્યો દાવાનલ શા ત થયો બધા પશુઓ બીજે ચાલ્યાં ગયાં તમે કષ્ટજન્ય અકામ નિર્જરા અને સસલાની દયાના પ્રભાવથી ત્યાંથી મરીને મેઘકુમાર બન્યા હાથીના ભવમા દયાના કારણે મહાન કષ્ટ સહન કર્યું તો એની આગળ ઠોકરોનુ દુ ખ શી ગણત્રીમાં છે ?

પ્રભુના કહેલા પોતાના પૂર્વભવ સબધી વિચાર કરતાં કરતાં મેઘ મુનિને જાતિસ્મરણજ્ઞાન ઉત્પન્ન થયુ, અને એમણે પોતાના પૂર્વભવને પ્રત્યક્ષ જોયો બસ, મેઘકુમારનો પતિત વિચાર અદલાઇ ગયો અને એનો આત્મા ફરીથી સયમ ધર્મમાં સ્થિર થઇ ગયો કહેવાનો સારાંશ એ છે કે—જો આત્મા પરિષહ તેમજ ઉપસર્ગો આવી પડવાથી ચલ વિચલ કે પતિત બની જાય તો પણ સત્સમાગમના પ્રભાવથી મેઘકુમાર મહર્ષિની જેમ સુધરી આદર્શ બની શકે છે

## ૮ મહત્તરિકા ગુરુણીજી શ્રીવિદ્યાશ્રીજીનુ આગમન—

જનતાના ભાગ્યથી કહો અથવા વદીદેવીના ભાગ્યથી કહો, ભીનમાલમાં વિદુષી મહત્તરિકા ગુરુણી શ્રીવિદ્યાશ્રીજીનુ સાધ્વીમડળ સહિત પધારવુ થયુ તેઓ ગામ–નગરોની જનતાને સદ્બોધ દેતાં દેતા પધાર્યા હતાં ગુરુણીજીએ પોતાની સાધુમર્યાદાનુસાર આજ્ઞા લઇને ઉપાશ્રયમાં રહેઠાણ કર્યું અને એમના દર્શનાર્થે ઉપાશ્રયમાં અગણિત શ્રાવક–શ્રાવિકાઓ એકત્રિત થયાં ગુરુણીના આવાગમનની જાણ થતા વદીદેવીના મનમા ઘણી પ્રસન્નતા ઉત્પન્ન થઈ એની રગેરગમાં આનદ ઉત્સાહ તેમજ એક નવા પ્રકારના ઉમગે ઘર કર્યું એમનાથી એ પહેલેથી જ પરિચિત તો હતી એમના તરફ વદીદેવીને ગાઢ શ્રદ્ધા હતી પૂજ્યભાવના હતી ગુરુણીજીના દર્શનાર્થે વદી ઉપાશ્રયમાં ગઇ અને વદનાદિ ઉચિત ક્રિયા કરીને એમની સેવામાં યોગ્ય સ્થાને બેઠી ગુરુણીજીના ધર્મોપદેશામૃતનુ પાન કરવાને માટે અનેક શ્રોતાજનો જિજ્ઞાસુ બન્યાં હતા તેમની અતરેચ્છાની પૂર્તિને માટે ગુરુણીજીએ સમયોચિત વ્યાખ્યાનનો પ્રારભ કર્યો

આ સસાર અસાર છે તેમા પ્રાણીઓને મનુષ્ય–જીવન મહાન્ પુણ્યથી પ્રાપ્ત થાય છે એ મેળવવા માટે કેટલાય પ્રાણીઓ જિજ્ઞાસુ રહે છે તલસી રહે છે અને અનેકાનેક ધાર્મિક કૃત્યોમા જોડાઇને તપ સ્યાઓ કરે છે તો પણ શુભ કર્મોનો ઉદય થતાં પ્રાણીને માનવદેહ

પ્રાપ્ત થાય છે માનવયોનિની સરખામણી કરવાની બીજી કોઇ યોનિમાં તાકાત નથી વસ્તુત માનવજીવન એક અમૂલ્ય ચિંતામણી રત્ન છે બલકે એથી પણ અધિક છે ચિંતામણી રત્ન તો લૌકિક સુખસામગ્રી નુ જ દાયક છે ત્યારે માનવજીવન તો લોકોત્તર સુખસામગ્રી આપનાર છે મનુષ્ય રત્ન જન્મ જન્માન્તરોના કઠિણ સાધનાવડે જ પ્રાપ્ત થાય છે એ મળવા ઉપરાંત પણ ઉત્તમ કુલ, ઉત્તમ ધર્મ અને ઉત્તમ ગુરુનો સમાગમ મળવો એ એથી પણ કઠણ છે માનવ જીવનની સાથોસાથ ઉત્તમ કુલ, ઉત્તમ ધર્મ અને ઉત્તમ ગુરુનો સમાગમ એ બધી સામગ્રી પોતાના સુકૃત કર્મોના ઉદયથી જ પ્રાપ્ત થાય છે એથી કરીને મેળવેલી સામગ્રીનો સદુપયોગ ન કરવો એ જાણી જોઇને ઊંડા ખાડામાં ઉતરવા જેવુ છે

એવો સુદુર્ગ સયોગ વારવાર મળતો નથી માનવજીવન પ્રાપ્ત કરીને જો કઇ આત્મિક સુખ લાભ પ્રાપ્ત ન કર્યો હોય તો પછી આ પવિત્ર જીવન અને ઉત્તમ સામગ્રી મળવાનુ કઇ ફળ નથી એ તો આપ સૌને જાણુ છે કે આ શરીર વિનાશી છે, નાશવત છે યૌવન જળતરગો સમાન ચચળ છે ધન જન આદિ વૈભવો પણ અશાશ્વત છે અને કુટુબ પરિવાર સૌ કોઇ કોઇને સાથ આપનાર નથી સૌ કોઇ પોતપોતાના સ્વાર્થ સુધીનો સગાથી છે કહેવાની મતલબ એ છે કે—એક સમય એવો આવશે કે જ્યારે કોઇ કોઇનો સાથી નહીં રહે સાથ રહેનાર તો ફકત એક જ વસ્તુ છે તે ન કેવળ આ સસારમાં જ સાથ દેતી પરતુ ઉભયલોકમા સાથ આપીને પોતપોતાના આત્માનુ કલ્યાણ કરવામા પૂર્ણ સમર્થ છે તે વસ્તુ ધર્મ છે ધર્મ જ ઉભય લોકમાં શાન્તિ અને સુખ આપનાર છે એથી કરીને દરેક પ્રાણીએ આળસ, ત્યાગીને એક ધર્મને જ અપનાવવો જોઇએ ધર્માચરણ જ માનવજીવનની સફળતા છે એના વિના માનવની શોભા નથી કહ્યુ પણ છે કે—

निर्दन्तः करटी हयो गतजवश्चन्द्र विना शर्वरी ।
निर्गन्धः कुसुमं सरो गतजल छायाविहीनस्तरुः ॥

रूप निर्लवण सुतो गतगुणश्चारित्रहीनो यतिः ।
निर्देव भवन न राजति तथा धर्मं विना मानवः ॥ १ ॥

જેવી રીતે દાંત વિના હાથી શીઘ્ર ગતિ વિના ઘોડા, ચદ્ર વિના રાત્રી, સુગધ વિના પુષ્પ, જળ વિના તળાવ, છાયા વિના વૃક્ષ સુંદરતા વિના રૂપ ગુણ વિના પુત્ર ચારિત્ર વિના સાધુ અને દેવ વિના મદિરની શોભા નથી એજ પ્રમાણે ધર્માચરણ વિના માનવ જીવનની કશી શોભા નથી માટે પ્રાણી માત્રને ધર્મની અદર પ્રવૃત્ત રહેવુ જોઇએ

સસારમાં પ્રાણી માત્રને જે ઇચ્છા અને આશા પેદા થાય છે તે આત્મઘાતક પણ છે અને આત્મકલ્યાણ કરનાર પણ છે વિષય ભોગો અને તે સબધીના સાધનો મેળવવા માટે જે ઇચ્છા અને આશા ઉત્પન્ન થાય છે તે આત્માને દુર્ગતિમા ફેકી દઇને એના આત્મત્વને કષ્ટમય બનાવે છે જ્યારે વિષયભોગોથી વિરક્ત થવાની અને વૈરાગ્યરજિત થવાની જે ઇચ્છા તેમજ આશા ઉત્પન્ન થાય છે તે નિર્મોહી બનાવીને આત્માને સ્વર્ગ અથવા મોક્ષ સુખ સુધી પહોંચાડે છે કોઇ ગુજરાતી વિદ્વાને લખેલ છે કે- જે માણસની ઇચ્છા અને આશાનો આરો અત જ નથી ઇચ્છાને આશા પોષે છે આશા વિનાની ઇચ્છા કોઇ કરતુ નથી અને ઇચ્છા વગરની આશા કોઇ પણ સેવતુ નથી આમ ઇચ્છા અને આશાને સામાન્ય સસારી છૂટી પાડી શકતો નથી અને તેથી જ તેમા મોહ રહેલો છે કામના રહેલી છે અને જ્યાં આમ હોય ત્યા કદાચ સિદ્ધિ દૂર દેખાતી હોય છે શુદ્ધ દૃઢ ઇચ્છા પાછળ તો નિષ્કામ પુરુષાર્થ સિવાય બીજી કોઇ પણ જાતની મમતા કે મોહિની ન હોવી ઘટે અને જો આમ થાય તો પછી શુ અશક્ય છે '

## ૯ વદીદેવીને ભાગવતી-દીક્ષા— ,

ગુરુણીજીએ સુમધુર અને સરલ ભાષામાં આપેલ વિદ્વત્તાપૂર્ણ સાર

મહિત વ્યાખ્યાનનો શ્રોતાજનો પર સારો પ્રભાવ પડ્યો વદી પણ એકાગ્ર ચિત્તથી ધર્મદેશનાનો રસાસ્વાદ કરી રહી હતી ધર્મદેશનાએ એના હૃદયમા ઘર કર્યું હતુ અને હવે તે જે માર્ગમા પ્રવેશ કરવાને માટે કાઇક સહારો ઇચ્છતી હતી તે મળી ગયો દેશના અને ગુરુણીજીના સમાગમ-સહયોગ પ્રાપ્ત કરીને વદી વૈરાગ્ય પથને પાર કરવાને માટે સમુચિત રૂપથી ઉત્સાહિત બની, અને એણે એને કાર્યરૂપમા પરિણત કરવાનો દૃઢ નિશ્ચય કર્યો એના શરીરના પ્રત્યેક અવયવમાં વૈરાગ્યભાવના ઝળીમ્વા લાગી. સસારને અસાર તેમજ શરીરને નાશવત સમજવામાં એને જરા પણ ઢીલ ન જણાઇ તે સમજી ગઇ કે સસાર તો સ્વાર્થથી ભરેલો જ છે કોણ માતાપિતા અને કોણ અન્ય સબધી ? સૌ સ્વાર્થના પોષક છે પોતાનો સ્વાર્થ સિદ્ધ થતો જાય ત્યા સુધી તો સૌ સગાં બની રહે છે, પણ પાછળથી કોઈ કોઇનુ નથી સસાર, મોહ, માયા, મદ, મત્સર, સહાર આદિ ભયકર દુર્ગુણોથી ભરેલો છે એવી અવસ્થામા આ સસારમા રહીને પુણ્યમય માનવ-દેહનો દુરુપયોગ શા માટે કરવો જોઇએ ? માનવજીવનનો સદુપયોગ તો એમા જ છે કે આજે જ સાંસારિક વિષમ વાતાવરણ તેમજ પાપકર્મોને તિલાજલિ આપીને ગુરુણીજીએ બતાવેલા માર્ગને અગીકાર કરી લઉં એમા જ મારા નશ્વર દેહની સફલતા છે જ્યાં સુધી હુ સાસારિક મોહજાળમા ફસાએલી છુ ત્યા સુધી મારા આત્માનુ કલ્યાણ થવુ સર્વથા અશક્ય છે અત શા માટે જલદીથી સયમક્રિયાના અનુષ્ઠાન દ્વારા મારા જીવનને સફલ ન બનાવુ ?

આ પ્રમાણે વૈરાગ્યમયી કેટલાય વિચારલહરો વદીદેવીના મન માનસમા વહેવા લાગ્યા છેવટમા તે એક નિશ્ચય પર આવી અને એણે એ જ સમયે ગુરુણીજી પાસે પ્રાર્થના કરી કે-હુ જે માર્ગની શોધમાં કેટલાય દિવસોથી જિજ્ઞાસુ હતી, આજે આપનો ધર્મોપદેશ સાભળી તે માર્ગ મળી જવાથી હુ કૃતાર્થ થઇ છુ મારી સમસ્ત ભાવનાઓ કૃતાર્થ બની છે એ કૃતાર્થતાની સાચી સાર્થકતા તો એમાં છે કે આપ મને આપના પવિત્ર કર-કમળો દ્વારા દીક્ષિત બનાવો-દીક્ષા આપો

તરુણ શ્રાવિકા વદીદેવીની ભાવનામય પ્રાર્થના સાંભળીને ગુરુણીજીએ સહર્ષ ઉત્તર આપ્યો કે આ અવસ્થામાં તારી આ ભાવનાઓની આ પ્રકારે જાગૃતિ થવી એ ખરેખર પ્રશંસાજનક છે હુ ખૂબ ખુશી થાઉ છુ કે આજ તે મારુ પ્રવચન સાંભળીને શ્રાવિકા શબ્દને સફળ, ઉજ્જવળ અને સાર્થક બનાવ્યો છે આજે અમારે એવી જ શ્રાવિકાઓની જરૂરી યાત છે, જે સયમમાર્ગે ચાલીને પોતાનુ અને સમસ્ત સસારનુ કલ્યાણ કરી શકે આગળ જતા ગુરુણીજીએ ફરી કહ્યુ કે તુ દીક્ષા ગ્રહણ કરી શકે છે પરતુ આ કામના માટે પ્રથમ તારાં ઘરવાળાઓની આજ્ઞા પ્રાપ્ત કરવી આવશ્યક છે અને સયમધર્મ લઈને તે ભવિષ્યમાં નિભાવી શકીશ કે કેમ? તે પણ નિશ્ચિત વિચાર કરી લેવો આવશ્યક છે દીક્ષા લઈ લેવી તે સહેલ છ, પરતુ એને યથાવત્ પાલન કરવી ભારે કઠણ છે જે વખતે દીક્ષામા વચનકટક અને પરિષહના ઉપસર્ગો ઉત્પન્ન થાય છે તે સમયે વચન, મન તેમજ કાયા પર પૂર્ણ અધિકાર રાખી એને સહન કરવા પડે છે

ગુરુણીજીનો આદેશ શિરોધાર્ય કરીને ઉપાશ્રયમાથી પોતાની પૂજ્ય સાસુ અમૃતબાઈની પાસે વદીદેવી આવી અને કહેવા લાગી કે-સસારમાં મારુ સર્વસ્વ લૂટાઈ ગયુ છે હુ ચારે બાજુથી નિરાધાર બની ગઈ છુ સાંસારિક બધા મોહબધનો કર્મબધનના કારણ છે સમય આવે કોઈ કોઈને સાથ આપનાર નથી એથી કરીને હવે હુ મારા આત્માના કલ્યાણને માટે ભાગવતી દીક્ષા લેવાને ઇચ્છુ છુ તો આપ તે માટે આજ્ઞા આપો

એ વાત સાભળીને સાસુજીનુ ચિત્ત આકુળવ્યાકુળ થઈ ગયુ અને તેણે કહ્યુ કે-મારે એક પુત્રનો સહારો હતો તે પણ મને છોડીને ચાલ્યો ગયો હવે આ ઘડપણમા એક તારો જ સહારો છે શુ તુ મને આ પ્રમાણે નિરાધાર છોડીને ચાલ્યા જવામા સારુ માને છે? નહિ નહિ એમ કરવુ તારે માટે સારુ નથી હુ આજ્ઞા આપી શકતી નથી ધમ-

સાધના તો ઘરમાં રહીને પણ કરી શકાય છે. વદીદેવી એ ઉત્તરથી નિરાશ બનીને પોતાના માતાપિતા અને સસુર આદિની પાસે પણ આજ્ઞા લેવાને માટે જઇ પહોંચી સહુએ એ જ ઉત્તર આપ્યો જેવો સાસુએ આપ્યો હતો 'ઠીક જ છે કે મોહ યા સ્વાર્થવશ લોકો સ માર્ગમાં નથી સહારો આપતા અને નથી એનો લાભ લઇ શકતા

હવે નિરાશ અવસ્થામાં વદીદેવીએ વિચાર્યું કે ભીનમાલમાં તો દીક્ષા લેવાની કઇ પણ આશા નથી, કારણ કે સર્વ સંજોગો પ્રતિકૂળ છે તેથી આ કાર્ય બીજા કોઈ ગામમાં યથા અવસરે સંપન્ન થશે જ્યારે ગુરુણીજીનો ભીનમાલથી વિહાર થયો અને ક્રમશ વિહાર કરતા કરતા જાલોર પ્રાંતના મેસવાડા ગામમાં પહોંચ્યાં, અને સંઘના આગ્રહથી એમનો વર્ષામાસ (ચોમાસુ) પણ મેસવાડામાં નક્કી થયુ ત્યારે વદીબાઈ પણ ત્યાં પહોંચી એણે મેસવાડામાં આવી અત્યાગ્રહની સાથે ફરીથી દીક્ષા આપવાની વિજ્ઞપ્તિ કરી ગુરુણીજીએ બાજુના ધર્મસંકટમાં પડ્યાં, કારણ કે દીક્ષાભિલાષીને દીક્ષા ગ્રહણ કરાવવાના પહેલા શાસ્ત્રાનુ કૂળ એના વાલી-વારસદારોની આજ્ઞા મેળવવી પરમ આવશ્યકની છે એક બાજુ દીક્ષાભિલાષીણી દીક્ષિત બનવાને માટે આતુર છે બીજી બાજુ માતાપિતા આદિ આજ્ઞા આપતાં નથી આવી પરિસ્થિતિમાં વિચારો ચાલી રહ્યા હતા ત્યાં વદીના માતાપિતા, સાસુ સસરો એને લેવાને માટે મેસવાડા આવી પહોંચ્યા

અનેક પ્રકારે એમણે વદીદેવીને સમજાવી, પરંતુ તે તો પોતાના દૃઢ નિશ્ચયથી જરા પણ ચલિત થઇ નહિ, છેવટે સર્વ સંબંધીઓ એ હતાશ બનીને દીક્ષા લેવાને માટે આજ્ઞા આપી બસ, હવે શુ ? દીક્ષાનું મુહૂર્ત્ત કઢાવ્યુ અને પોતાના ગુરુદેવની આજ્ઞા મંગાવીને ભારે ઉત્સવ સમારોહની સાથે ગુરણી શ્રી વિદ્યાશ્રીજીએ સંવત ૧૯૪૧ આસો શુદ ૧૦ (વિજયાદશમી)ને દિન વદીબાઇને ભાગવતી દીક્ષા આપી એમનુ શુભ નામ 'શ્રીમાનશ્રીજી નક્કી કર્યું' આજકાલના રિવાજ

મુજબ ચાતુર્માસમા દીક્ષા આપવાની પ્રવૃત્તિ નથી વળી કેટલાક અન્ય જ્યોતિષ ગ્રથો પણ એ વાતનો નિષેધ કરે છે પ્રત્યેક પ્રાણીની માનસ ભાવના પરિવર્તનશીલ હોય છે ખબર નથી પડતી કે એનામા ક્યારે વિપરિતના ઉત્પન્ન થાય એથી કરીને "धर्मस्य त्वरिता गतिः" ઉત્પન્ન થયેલી ધર્મભાવનાને જેટલી વહેલી કાર્યરૂપમાં પરિણત કરી શકાય તેટલુ ઉત્તમ છે, એ વસ્તુસ્થિતિને લક્ષમાં રાખીને જૈન જ્યોતિષ કારોએ ચાતુર્માસમા પણ દીક્ષાદાપન અને ઉપધાનવહન આદિ કલ્યાણ કર ક્રિયાઓ કરવાનો નિષેધ કર્યો નથી પાષાણની તેમજ ધાતુની જૈન મૂર્તિઓના લેખો પરથી માલૂમ પડે છે કે પ્રતિષ્ઠા જેવાં શુભ કાર્યો પણ ચાતુર્માસમાં થયેલાં છે

## ૧૦ ઔપદેશિક સચ્છિક્ષા—

चत्तारि परमगाणि, दुल्लहाणि य जतुणो ।
माणुसत्त सुअसद्धा, सजमम्मि य वीरिय ॥

મનુષ્યજન્મ સત્રો પર અતૂટ આત્મવિશ્વાસ, સયમ ગ્રહણ કરવાનો ઉત્સ અને સયમ પાળવાની શક્તિ—એ ચાર વાતો પ્રાણીઓને ઘણી કઠણાઇથી મળે છે પુણ્યોદયથી એ મળી જાય તો પણ યોગ્ય રીતે તેનુ પાલન કરી શકાય તો જ મનુષ્યજીવન સફળ થયુ ગણાય છે એથી કરીને આત્મકલ્યાણના માટે આ ચાર વાતોનુ પાલન ઘણી સાવધાની પૂર્વક કરવુ જોઇએ

ભાગવતી દીક્ષા ધારણ કરીને જે વ્યક્તિ આત્મગુણઘાતક—મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને અશુભ યોગોનુ સેવન કરે છે તે સાધુધર્મને કલકિત કરનાર છે એની અપેક્ષાએ ગૃહસ્થધર્મ સારો છે કે જે ગૃહસ્થધર્મમાં રહીને સાધુજીવન અને નૈતિક જીવનથી જીવી શકે છે કોઇ ગુજરાતી વિદ્વાને ઠીક જ કહ્યુ છે કે— સ્વર્ગ યા મોક્ષની ખોજમાં

કેટલાક એવા પણ સંસારીઓ છે કે જે પોતાનો ચણાયેલો ગૃહમાળો, કરુણ રીતે વિખેરી દઈ એકાકી સાધુપદ ગ્રહણ કરે છે, ત્યારે બીજો એક એવો પણ વર્ગ છે કે જે પોતાના સંસારી પદના સજગ ભાન સાથે જીવનમાં જ સાધુતાને વણી લઈ સંસારી સાધુ બની પોતાનો ગૃહમાળો ફાલતો ફૂલતો રાખી આ ભૌતિક પર જ પ્રત્યક્ષ સ્વર્ગનું સુખપાન કરે છે-કરાવે છે, ત્યારે સાધુ કરતા સંસારી સાધુ એ વધુ સારું પદ નહીં ?"

ભાગવતી દીક્ષા આપીને તમને એ પ્રતિજ્ઞા કરાવેલી હોય છે કે કારણ યા અકારણ કદી પણ હિંસા ન કરવી, જૂઠું ન બોલવું, નાની યા મોટી કોઈ પ્રકારની ચોરી ન કરવી, મૈથુન અથવા એને ઉત્પન્ન કરનાર હાસ્ય, કુતૂહલ, કુચેષ્ટા આદિ ન કરવું, બાહ્ય યા અભ્યંતર પરિગ્રહની ઇચ્છા ન રાખવી અને થોડો ઘણો પણ સંચય ન કરવો સાધુના ઉપકરણો પણ પ્રમાણ ઉપરાંત ન રાખવાં અને રાત્રિમાં ભોજન, જલપાન તેમજ અશનાદિ રાખીને ખાવાં પીવાં નહિ એ પ્રતિજ્ઞાઓ યમ અથવા મહાવ્રતના નામથી પ્રસિદ્ધ છે એનું પરિપાલન સાધ્વીઓએ મન, વચન, કાયાની વિશુદ્ધિપૂર્વક નિર્દોષ રૂપથી કરવું જોઈએ, કોઈને ગાળ આપવી, કડવા વચન બોલવા, કલંકારોપણ કરવું, માર્મિક કટાક્ષમય વચન બોલવા, ભૂમિ પર જોયા વિના ચાલવું, આધાકર્માદિ દોષવાળી ભિક્ષા ગ્રહણ કરવી, હૃદયમાં ખોટા સંકલ્પ વિકલ્પ કરવા, પ્રતિલેખના ન કરવી અથવા કરવી તો બરાબર ન કરવી ગૃહસ્થ, ગૃહસ્થીની અને સાધુઓનો વધુ પરિચય રાખવો ઇત્યાદિ સર્વ મહાવ્રતધારિણી સાધ્વીઓએ છોડી દેવું જોઈએ હમેશા પઠન, પાઠનાદિ અભ્યાસ અને ધાર્મિક શાસ્ત્રવાચન, સ્વાધ્યાયાદિ નિર્જરાજનક કાર્યોમાં જ સાધ્વીઓએ પ્રવૃત્ત રહેવું જોઈએ નકામી વાતોમાં પોતાનો અમૂલ્ય સમય બરબાદ ન કરવો જોઈએ

કોઈ શાહુકારને ચાર પુત્રવધુઓ હતી એમનાં નામ હતાં ઉજ્ઝિયા, ભક્ખિયા રક્ખિયા અને વૃદ્ધિયા નામ પ્રમાણે તેમનામાં ગુણ પણ હતા એમની પરીક્ષા કરવાને માટે શેઠે જ્ઞાતિજનોને બોલાવી તેમના સમક્ષ પ્રત્યેક પુત્રવધુને ડાંગરના પાંચ પાંચ દાણા આપીને કહ્યુ કે-જ્યારે માગુ ત્યારે એ દાણા મને પાછા આપજો

ઉજ્ઝિયાએ વિચાર્યું કે એ દાણા ક્યાં સુધી સંભાળી રાખુ ? મારા પિયરમાં ઘણી ડાંગર પાકે છે શેઠના માગવાથી ત્યાંથી મગાવીને આપી દઇશ એવુ સમજીને તેણે ડાંગરના દાણા ઉકરડા પર ફેંકી દીધા

ભક્ખિયાએ વિચાર્યું કે સસરાજીની આપેલી આ પ્રસાદી છે પૂજ્ય પુરુષોની પ્રસાદી ભક્ષણ કરવા યોગ્ય હોય છે એવુ સમજીને એ દાણાને છોલી સાફ કરી ખાઈ ગઈ

રક્ખિયાએ વિચાર્યું કે ડાંગરના આ દાણા ખાવાને માટે પણ નથી તેમજ ફેંકી દેવાને માટે પણ નથી સસરાજીની આ પ્રસાદી સુરક્ષણીય છે, એવુ સમજીને એણે એ દાણા એક નાની ડબીમા મૂકી તે ડબી પોતાના ઘરેણા સાથે મૂકી દીધા

વૃદ્ધિયાએ વિચાર્યું કે ડાંગરના પાંચ જ દાણા આપવામાં કાંઇક ગુપ્ત રહસ્ય સમાયેલુ છે કહો ન કહો પણ આ આપણા બુદ્ધિબળની પરીક્ષા કરવા માટે જ છે આ દાણા ખાવાને માટે કે રાખવાને માટે નથી પણ તેની વિશેષ વૃદ્ધિ કરવાને માટે છે એથી એણે એ દાણા પોતાના બાપની પાસે મોકલ્યા અને લખ્યુ કે આ પાંચ દાણા ખેતરના એક ક્યારામા જુદા વાવજો અને પાક ઉતરતા જેટલા દાણા ઉત્પન્ન થાય એને ફરી બીજા વરસે જુદા ક્યારામાં વાવી દેજો એ પ્રમાણે દરેક વરસે કરજો એમ બાર વર્ષ સુધી કરી જેટલી ડાંગર થાય તે તમામ જુદા કોઠારમાં ભરી રાખજો હુ મગાવુ ત્યારે અહીં મોકલી આપજો બાર વરસમાં ડાંગરના પાંચ દાણામાંથી ૫૦૦ ગાડાં ભરાય એટલી ડાંગર ઉત્પન્ન થઇ ગઈ

બાર વરસ પૂરા થયા પછી શેઠે પોતાના જ્ઞાતિજનોને બોલાવી એમની સામે પુત્રવધુઓને આપેલી પાંચ પાંચ દાણા ડાંગર માગી પહેલીએ કહ્યુ કે તે દાણા તો મે ફેકી દીધા આપ કહો તો બીજા લાવીને આપુ બીજીએ કહ્યુ, આપની પ્રસાદી સમજીને તે દાણા તો હુ ખાઈ ગઈ ત્રીજીએ પોતાના ઘરેણાંના દાબડામાથી લાવીને તે દાણા સસરાજીને આપ્યા અને ચોથીએ બધો વૃત્તાંત નિવેદન કરીને કહ્યુ કે સસરાજી આપ પાંચસોહ ગાડા મારા પિયર મોકલો તો જ તે દાણા અહીં આવી શકશે

હવે શેઠે બધા જ્ઞાતિજનો–ગોત્રીઓ સમક્ષ કહ્યુ કે જે પુત્રવધુમા જેવી યોગ્યતા છે તે પ્રમાણે ઘરનુ બધુ કામ એમને આપ સૌના સમક્ષ હુ સોપુ છુ પહેલી પુત્રવધુ ફેકી દેવામાં હોશિયાર છે, એથી કરીને એને મકાન આદિનો કચરો કાઢવાનુ તથા ઘર સાફસૂફ કરવાનુ કામ સોપુ છુ બીજી ખાનાપીવામાં કુશળ જણાય છે એથી કરીને એને રસોડાની વ્યવસ્થા કરવાનુ સોપુ છુ ત્રીજીમા વસ્તુઓ સભાળી રાખવાનો ગુણ છે, એથી કરીને એને તિજોરીના ચાવીઓ રાખવાની સત્તા આપુ છુ ચોથીમાં દરેક સાંસારિક વ્યવહારનુ પરિવર્દ્ધન કરવાનો ગુણ છે, એથી એને આખા ઘરનો વહીવટ કરવાની સત્તા આપુ છુ એ પ્રમાણે શેઠે આખા ઘરની વ્યવસ્થાના ભાગ કરી આપ્યા, જેથી શેઠની વિશિષ્ટ બુદ્ધિ પર સર્વ લોકો પ્રસન્ન થયા

હવે ગુરુણીજીએ કહ્યુ કે—જેવી રીતે એ પુત્રવધુઓને ડાંગરના પાંચ દાણા શેઠે સોપ્યા હતા એ પ્રમાણે તમને પણ દીક્ષા આપીને પાંચ મહાવ્રત અર્પણ કરુ છુ, એથી કરીને તમે પ્રથમ પુત્રવધુની જેમ એ મહાવ્રતોને દૂષિત કરશો તો તમને પણ ગુલામી કરવાનો અધમ દરજ્જો મળશે બીજી પુત્રવધુની પેઠે મહાવ્રતોને ધારણ કરીને ફક્ત ખાનપાનમા જ તમારો સમય બરબાદ કરશો તો એના સિવાય મહાવ્રત ધારણ કર્યાનુ કઈ પણ શુભ ફળ મેળવી શકશો નહિ ત્રીજી પુત્રવધુની

સમાન જે મહાવ્રતોની વિશેષ શુદ્ધિ ન કરી શકો તો પણ દેશ કાળાનુસાર જેટલા અંશે પાલન કરી શકાય તેટલા અંશે તેનું બરાબર પાલન કરશો તો એનું ફળ પણ સારૂં મળશે, અને ચોથી પુત્રવધુની જેમ પ્રમાદનો ત્યાગ કરીને શાસ્ત્રાભ્યાસ કરતા મહાવ્રતોને વિશુદ્ધતાનું રૂપ આપશો એનામાં દોષ ન લાગે તેમ વર્તશો, અને નિઃસ્વાર્થ ભાવનાથી શાસનની સેવા કરવામાં જીવન વિતાવશો તો એના ફળ સ્વરૂપે ઉચ્ચ સર્વોત્તમ પદને પ્રાપ્ત કરી શકશો એમાં જરા પણ સંદેહ નથી

## ૧૧. અભ્યાસ અને વડી દીક્ષા—

લઘુ દીક્ષા ગ્રહણ કર્યા પછી માનશ્રીજીએ પોતાની સમસ્ત ભાવના એનું એકીકરણ કરીને અપ્રતિહત ગતિથી પોતાનું ચિત્ત વિદ્યાભ્યાસમાં દોર્યું લગભગ બાર વર્ષ સુધી પોતાની ગુરુણીજી પાસે રહી સેવા કરવાની સાથોસાથ વ્યાકરણ કાવ્ય, આદિ વિવિધ વિષયોનો અને સૈદ્ધાંતિક જૈન ગ્રંથોનો ભલી રીતે અભ્યાસ કર્યો ગુરુણીજીની સેવામાં રહેવાથી માનશ્રીજીની બુદ્ધિ વધુ ને વધુ વિકસિત થવા લાગી હવે તે સેવા કરવાની સાથે ક્યાંક ક્યાંક ધાર્મિક વ્યાખ્યાન પણ આપવા લાગી ધીરે ધીરે આ અભ્યાસને એણે વધાર્યો અને થોડા જ દિવસોમાં પોતાની સુમધુર વ્યાખ્યાન શૈલીથી જનતાને આહ્લાદિત કરીને યશ પ્રાપ્ત કર્યો માનશ્રીજીની વ્યાખ્યાનશૈલીમાં એવી કોઈ મોહીની કે જાદુ હતુ કે જેથી માર્ગે ચાલતા હરકોઈ વ્યક્તિ પર તેનો પ્રભાવ અને આકર્ષણ થયા વિના રહેતું નહિ એટલું જ નહિ પરંતુ એમની સમજાવવાની શક્તિ એવી કંઇક સુંદર તેમજ સરળ હતી કે સાધારણ વ્યક્તિ પણ કઠણ વિષયોને ઘણી સહેલાઈથી સમજી શકતાં અને આ કારણે જ એમની વ્યાખ્યાન સભામાં શ્રોતાજનોની વધુ ને વધુ ભીડ થયા કરતી અધિક ભીડ હોવા છતાં પણ એમની ઉપદેશમય સુમધુર વાણીને શ્રોતાજનો શાંત ચિત્તે શ્રવણ કરી શકતા હતા

એ પ્રમાણે આપનાં વ્યાખ્યાનોની ખ્યાતિ દૂર દૂર સુધી પ્રત્યેક સ્થાન પર થવા લાગી ફક્ત પઠન-પાઠન કે વ્યાખ્યાનોમાં જ આપની દક્ષતા ન જણાઇ, પરંતુ સાથે જ સર્વ ધાર્મિક ક્રિયાઓ અને ચારિત્ર પાલનની સમસ્ત મર્યાદાઓમાં રહીને પોતાનું જીવન પણ સમુજ્જવલ તેમજ સાર્થક બનાવવાનો પ્રારંભ કર્યો ગુરુણીજી પણ આપની મધુ શીલતા, વ્યાખ્યાનશૈલી, અધ્યયનતા, ક્રિયાપરાયણતા તેમજ આજ્ઞા નરિતા પર મુગ્ધ બની ગઇ હતી તે પોતે પણ આપના જેવી શિષ્યા એથી પોતે પોતાને શૌભાગ્યપાત્ર માનતી હતી આપની યોગ્યતા પર મુગ્ધ તેમજ પ્રસન્ન બનીને કલિકાળસર્વજ્ઞકલ્પ નવયુગપ્રવર્તક, સાહિત્ય પ્રાંગણ-મંડન ક્રિયાપાત્ર બાલબ્રહ્મચારી આચાર્યદેવેશ શ્રીમદ્ વિજય રાજેન્દ્રસૂરીશ્વરજી મહારાજે માલવા દેશના ઝાબુઆ નગરમાં સંવત ૧૯૫૨ માહ શુદી ૧૫ ( પૂર્ણિમા )ના દિવસે યોગોદ્વહન ક્રિયા કરાવીને આપને બૃહત્-દીક્ષા ( વડી દીક્ષા ) આપી બૃહત્-દીક્ષા વિભૂષિત થયા પછી પણ વિશેષ રૂપમાં આપની બુદ્ધિનો વિકાસ થવા લાગ્યો

હવે સાધ્વી મંડળને શિક્ષા આપવાનું, એમને ભણવાને માટે પ્રોત્સા હિત કરવાનું, ક્રિયાકાંડોમાં બરાબર પ્રવૃત્ત કરવાનું અને સદા અપ્રમત્ત ભાવમાં રહેવાનો ઉપદેશ આપવો, મર્યાદાપૂર્વક ક્રિયાનુષ્ઠાનોનું પરિપાલન કરવું અને બીજાઓને પણ તેમાં જોડવાને માટે પ્રયત્ન કરવો વિગેરે કાર્યોથી આપે આપના વ્યક્તિત્વનો સારો પરિચય પણ બતાવવાનું શરૂ કરી દીધું આપ સ્વભાવે ઘણાં શાંત હતાં એથી આપના ઉપર ગુરુણી તથા શ્રમણી સમુદાય હમેશાં પ્રસન્ન રહેતા હતા આ પ્રકારની શક્તિ પ્રાપ્ત કરી લેવી એ ગુરુવિનય અને સત્પાત્રનું જ ફળ સમજવું જોઇએ

## ૧૨ ગુરુણીજી અને ગુરુદેવનું નિર્વાણ—

સંવત ૧૯૬૨ નું આપનું ચાતુર્માસ રીંગણોદ( માલવા )માં થયું અને આપની ગુરુણીજી વિદ્યાશ્રીજીનું સપરિવાર આ સાલનું ચાતુર્માસ

રાજગઢમાં હતુ, જે રીંગનોદથી બે માઈલ જ દૂર હતુ ગુરુણીજીનુ ચાતુર્માસ વ્યતીત થયા પછી એમનુ સ્વાસ્થ્ય બગડી ગયુ એથી એમનો સ્થિરવાસ કેટલાક સમય માટે રાજગઢમાં જ રહ્યો ભાવી સંયોગ અનુસાર કેટલાક ઉપચારો કર્યા છતાં પણ શાંતિ ન થઈ અને સં. ૧૯૬૨ ના માગશર શુદી ૫ ના રોજ રાજગઢમાંજ ગુરુણીજી શ્રી વિદ્યાશ્રીજીનો અચાનક સ્વર્ગવાસ થયો આ દુખજનક વિયોગથી આપના કોમલ હૃદય પર ભારે વજ્રાઘાત પહોંચ્યો અને આ અસામયિક વિરહ વેદનાથી આપ પૂરેપુરા વ્યથિત બની ગયા જો કે વિરહ વેદનાએ ઉગ્ર રૂપ ધારણ કર્યું તો પણ માનશ્રીજી જાણતા હતા કે સંસારમાં એવો કોઇ ઉપાય કે પ્રબલ શક્તિ નથી કે જે વડે પ્રત્યેક પ્રાણીને કરાલ કાળના કુટિલ પંજામાથી બચાવી શકાય ચાહે વધુ ને વધુ બળવતી શક્તિઓ સામે કેમ ન આવી જાય તો પણ કોઇને કોઇ દિવસ તો અવશ્ય કાળનો કોળીઓ બનવુ પડે છે પ્રાણીનો જન્મ જ આ સંસારમા એ માટેજ હોય છે કે તે જન્મ ધારણ કરીને અવશ્ય મોતનો ગ્રાસ બને એથી કરીને જ આ સંસારને અસાર માનેલો છે જો આ પ્રમાણે પ્રાણીઓનુ આવાગમન મટી જાય તો સંસારને શુ કહી શકાય ? આ પ્રમાણે વિચારણાથી આપે આપના સંતપ્ત તેમજ વ્યથિત હૃદયને ધૈર્યવન્ત બનાવ્યુ અને બીજાઓને શારીરિક નશ્વરતાનો ઉપદેશ આપીને શાંત કર્યા સ્વર્ગીય ગુરુણીજીના નિમિત્તે આપે સાધ્વીમંડળ અને શ્રાવિકા સંઘ સહિત સમ્મિલિત રૂપથી શ્રી મહાવીરપ્રભુના ભવ્ય જિનાલયમાં જઇને સવિધિ દેવવંદનાદિ ક્રિયા કરી

एकस्य दुःखस्य न यावदन्तं, तावद् द्वितीयं समुपस्थितम्। એ સૂત્ર અનુસાર ગુરુણીજીના વિયોગના એક દુ:ખનો અંત તો આવ્યો પણ નહિ, ત્યાં તો બીજુ ભારે દુ:ખ સામે ઉત્પન્ન થયુ ગચ્છનાયક આચાર્યદેવેશ શ્રીમદ્‌વિજયરાજેન્દ્રસૂરીશ્વરજી મહારાજનો સં ૧૯૬૩ નો વર્ષાવાસ મુનિમંડળ સહિત વડનગર( માલવા )માં

થયો ચાતુર્માસમાં ધીમે ધીમે આખા શહેરમાં પ્લેગનો રોગ ફેલાયો, જેથી નગરવાસી જનતા દૂર દૂર જઈને રહેવા લાગી ઉપાશ્રયમાં ફક્ત ગુરુદેવ જ મુનિમંડળ સહિત બિરાજતા હતા જો કે શ્રાવકોએ નગર બહાર રહેવાને માટે ઘણો આગ્રહ કર્યો, પરંતુ શાસ્ત્ર મર્યાદાનુસાર ગુરુદેવે પોતાના સ્થિરવાસથી જરા પણ વિચલિત થવાની ઈચ્છા ન કરી આ પ્રમાણે ગુરુદેવ ઉપાશ્રયમાં જ રહ્યા અને પ્લેગ એમની પાસે ન આવ્યો આનંદ સહ ચાતુર્માસ પૂરો થયા પછી ગુરુદેવે સસંઘ રાજગઢ તરફ વિહાર કર્યો રસ્તામાં આપના પગમાં બાવળનો કાંટો લાગ્યો, જે પ્રયત્ન કરવા છતાં પણ નીકળ્યો નહિ એની વેદનાને જરા પણ ન ગણકારતાં ગુરુદેવ વિહાર કરતાં કરતાં માગશર માસમાં રાજગઢ પધાર્યાં

અહિ આવ્યા પછી આપને જ્વર અને અતિસારનો વ્યાધિ થઈ ગયો યોગ્ય વૈદ્ય અને ડૉક્ટરોની ચિકિત્સા કરાવ્યા છતાં રોગ મટ્યો નહિ, પરંતુ વધુ ને વધુ વધવા લાગ્યો આખરે ગુરુદેવે ઔષધોપચારનો સદંતર ત્યાગ કરીને વિશિષ્ટ સમાધિધ્યાનનો આશ્રય લીધો અને સંવત ૧૯૬૩ ના પોષ શુદ ૬ ની રાત્રીએ આઠ વાગે 'અર્હમ્ અર્હમ્' નો જાપ કરતા કરતા આપે પોતાના વિનાશી પાર્થિવ શરીરનો પરિત્યાગ કર્યો એ વજ્રાઘાત સમાન સમાચાર વાયુવેગે સર્વત્ર ફેલાઈ ગયા અને તે માનશ્રીના હૃદય પર પણ આવી પહોંચ્યા પૂજ્ય ગુરુદેવનો વિયોગ અસહ્ય હતો, તો પણ સંસારમાં એવો કોઈ મંત્ર, તંત્ર, યંત્ર, ઔષધિ, વિદ્યા, સિદ્ધિ, દેવ, દાનવ યા શક્તિ નથી કે જે આવતા મૃત્યુને રોકી શકે એથી સત્કાર મહર્ષિઓએ કહ્યું છે કે 'जाए जीए मरे या' જે જન્મ ધારણ કરે છે તે અવશ્ય મરે છે જ એને બચાવવાનું સામર્થ્ય મહાનમાં મહાન્ વ્યક્તિમાં પણ નથી એવો વિચાર કરીને કોઈ પણ રીતે માનશ્રીજીએ પોતાના ઉચ્ચતમ પવિત્ર વિચારોથી પોતાના વ્યથિત આત્માને ધૈર્યવન્ત બનાવ્યો

ગુરુણીજી અને ગચ્છનાયકના સ્મારકરૂપમાં આપે મોહનખેડા

પવિત્ર તીર્થધામમા સઘને ઉપદેશ કરીને આરસ પથ્થરનુ સુદર શિલાકર્ષક સમાધિ–મદિર બનારાવ્યુ, જે રાજગઢથી ફક્ત ૧।। માઇલ દૂરે છે આ કાર્યમાં મુખ્ય સાધ્વી શ્રી મનોહરશ્રીજી અને શ્રી ભાવશ્રીજીએ પણ પ્રશસનીય સારો સહયોગ આપ્યો અને અતિ અલ્પ સમયમાં જ સમાધિ–મન્દિરનુ કાર્ય પૂર્ણ થઇ ગયુ પછી એની ભારે સમારોહ સાથે પ્રતિષ્ઠા કરાવીને એમા ગુરુમૂર્તિ અને ગુરુણીજીની ચરણપાદુકાઓ બિરાજમાન કરી એ સ્થાન આજે એક તીથધામ રૂપમાં પરિણત છે હજારો જૈન યાત્રાળુઓ દર્શનાર્થે અહીં આવે જાય છે એ રાજગઢથી નૈરત્યકોણમાં છે અને દર વર્ષે અહીં ચૈત્રી, કાર્તકી પૂર્ણિમા તથા પોષ શુ૦ સપ્તમી એ પ્રમાણે ત્રણ મેળા ભરાય છે આ સ્થાન શાંતિપ્રદ અને ભારે દર્શનીય છે

ગુરુણીજીશ્રી વિદ્યાશ્રીજીના શ્રમણી–સઘમાં શ્રી પ્રેમશ્રીજી તથા શ્રી માનશ્રીજી એ બે સાધ્વીઓ મુખ્ય હતી ગુરુણીજીના સ્વર્ગવાસ પછી એ બન્ને પર શ્રમણી સઘનો ભાર વિશેષ રૂપમાં આવી પડ્યો પોત પોતાની સાધ્વીઓને મર્યાદાથી ચલાવવી એમને શિક્ષિત બનાવવી અને સમયે સમયે એમની સારસભાળ રાખવી આદિ કાર્ય ભારે કુશળતા પૂર્વક બન્નેએ હળીમળીને કર્યુ હવે માનશ્રીજીએ પોતાના વડિલ પ્રેમશ્રીજીની આજ્ઞા પ્રમાણે દરેક દેશ ગામ નગરમા અલગ વિહાર કરવાનુ શરૂ કર્યુ અને પોતાના સદુપદેશથી ધાર્મિક જાગૃતિ અધિક રૂપથી કરી જેના પરિણામે જૈન ધર્મનો સારો પ્રચાર થયો અને જનતા એમાં વિશેષ રૂપથી પ્રવૃત્ત થઇ આ પ્રમાણે ફક્ત જૈન જનતામા જ નહિ પરતુ જૈનેતર લોકોમાં પણ આપના નિસ્વાર્થ ઉપદેશોનો પ્રભાવ સુદર રીતે પડ્યો એ રીતે પોતે ઉપદેશ–સાધુતા આદિનો સર્વને પરિચય કરાવતાં સુદર ખ્યાતિ પ્રાપ્ત કરી જેના યશોગાન આજ પણ જીવતા જાગતા છે

### ૧૩ ચાતુર્માસ અને ધર્મજાગૃતિ—

સવત ૧૯૪૧ થી સવત ૧૯૫૨ અને સ ૧૯૫૪ થી સ ૧૯૫૬

સુધી આ પ્રમાણે પંદર ચોમાસાં આપે આપની પૂજ્ય ગુરુણીજીની નેત્રામાં રહીને કર્યા, એમાં આપે કેટલી વિદ્વત્તા, સાહસિકતા અને ઓપદેશિક શક્તિ પ્રાપ્ત કરી હશે ? તે પાઠક પાઠિકાઓ સ્વયં સમજી શકે છે વર્ષાવાસોમાં તેમજ વધારાના શેષકાળમાં ગુરુણીજીની સાથે અથવા એમની આજ્ઞાથી સાધ્વીઓ સહિત માળવા, મેવાડ, ગુજરાત, કાઠીયાવાડ અને મારવાડ દેશોના માંડવ, મક્ષીજી, કેશરીયાજી, કરેડા, સિદ્ધાચળજી, તારંગા, ગિરનાર, શંખેશ્વરજી, મેત્રાણા, તળાજા, ઘોઘા આબુ, ગોડવાડ પંચતીર્થી, ભાંડવપુર વામનવાડ, રાતા મહાવીર, બીન-ડીવાજી, ભોરોલ આદિ પવિત્ર તીર્થધામોની જાત્રાએ યા ચાર ચાર યાત્રાઓ કરીને પોતાના આત્માને આપે પવિત્ર બનાવ્યો વસ્તુત આપનો આ પ્રવાસ સર્વ સાધારણના માટે અનુકરણીય અને સરાહનીય હતો

ચરિત્રનાયિકાએ જ્યાં જ્યાં ચાતુર્માસ કર્યાં, અને ક્ષેત્ર, ગામ, નગરોની સ્પર્શના કરી ત્યાં ત્યાં પોતાની ઔપદેશિક કલાનો પ્રભાવ બતાવીને કેઇ કેઇ ધાર્મિક કાર્યો કર્યાં કરાવ્યાં છે જે સમાજના ઇતિ-હાસના પાનામાં સુવર્ણાક્ષરોએ અંકિત રહેશે આપે સમાજની કેટલીય નિરક્ષર મહિલાઓને સાક્ષર બનાવી છે તેમજ જનતાને ધાર્મિકતાના અદર રસ લેતી કરીને ધાર્મિક જાગૃતિના કાર્યોમાં સહયોગ સાધ્યો છે અને ઉપદેશ દ્વારા જનતાનુ કલ્યાણ કર્યું છે

કહેવાનો સારાશ એ છે કે—ચતુર્માસમાં આપે દરેક સ્થાન પર જે ધાર્મિક અને સામાજિક જાગૃતિ આણી છે તે ચિરસ્મરણીય રહેશે. આપે કરેલા સ્વતંત્ર ચતુર્માસોની રૂપરેખા આ પ્રમાણે છે

| | |
|---|---|
| ૧ સ ૧૯૫૪ જાવરા (માલવા) | ૫ સ ૧૯૬૦ થરાદ (ઉ ગુજરાત) |
| ૨ સ ૧૯૫૭ બીનમાલ (મારવાડ) | ૬ સ ૧૯૬૧ ખાચરોદ (માલવા) |
| ૩ સ ૧૯૫૮ કોશિતાવ (મારવાડ) | ૭ સ ૧૯૬૨ રીંગનોદ (માલવા) |
| ૪ સ ૧૯૫૯ શિવગજ (સિરોહી) | ૮ સ ૧૯૬૩ મદસોર (માલવા) |

| | |
|---|---|
| ૯ સ ૧૯૬૪ રાજગઢ (માલવા) | ૧૯ સ ૧૯૭૪ આહોર (મારવાડ) |
| ૧૦ સ ૧૯૬૫ મ દસોર (માલવા) | ૨૦ સ ૧૯૭૫ ભીનમાલ (મારવાડ) |
| ૧૧ સ ૧૯૬૬ ખચાસા (માલવા) | ૨૧ સ ૧૯૭૬ સિયાણા (મારવાડ) |
| ૧૨ સ ૧૯૬૭ ખાચરોદ (માલવા) | ૨૨ સ ૧૯૭૭ વાગરા (મારવાડ) |
| ૧૩ સ ૧૯૬૮ કુકશી (ધાર) | ૨૩ સ ૧૯૭૮ હરજી (મારવાડ) |
| ૧૪ સ ૧૯૬૯ આલીરાજપુર | ૨૪ સ ૧૯૭૯ જાલોર (મારવાડ) |
| ૧૫ સ, ૧૯૭૦ ભીનમાલ (મારવાડ) | ૨૫ સ ૧૯૮૦ બત્તૂઢ (સિરોહી) |
| ૧૬ સ ૧૯૭૧ ગોલ (મારવાડ) | ૨૬ સ ૧૯૮૧ ભીનમાલ (મારવાડ) |
| ૧૭ સ ૧૯૭૨ જાલોર (મારવાડ) | ૨૭ સ ૧૯૮૨ વાગરા (મારવાડ) |
| ૧૮ સ ૧૯૭૩ સિયાણા (મારવાડ) | ૨૮ સ ૧૯૮૩ સિયાણા (મારવાડ) |

સવત ૧૯૮૪ નું ચતુર્માસ આહોરમાં થયુ જેવી રીતે સસાર અને એમાં રહેલા બધા પદાર્થો પરિવર્તનશીલ છે એ પ્રમાણે પ્રાણી માત્રનું શરીર પણ પરિવર્તનશીલ છે એમા બાલક યુવાન અને વૃદ્ધ એ ત્રણ અવસ્થાઓ થાય છે એ પણ સ્વાભાવિક છે દુનિયામા એવુ કોઇ પણ પ્રાણી નથી કે જેને આ અવસ્થાઓના પિંજરામા પકડાવુ ન પડે હવે માનશ્રીજી પણ વૃદ્ધ થયાં હતાં વૃદ્ધત્વના લીધે એમનુ શક્તિબળ ક્ષીણ થઇ ગયુ તે વિહાર કરી શકે તેમ ન હતાં આખા શરીરમાં શિથિલતાએ પોતાનો પ્રભાવ જમાવી દીધો હતો ઇન્દ્રિયો અને એમની શક્તિએ પોતાનો સ્વભાવ બદલાવી દીધો એથી કરીને વિવશ બનેલ માનશ્રીજીને પોતાનો સ્થિરવાસ આહોરમા કરવો પડ્યો અને પોતાનો બધો અધિકાર મુખ્ય શિષ્યા શ્રી ભાવશ્રીજીને સોંપી દીધો એમની સેવાને માટે હમેશાં શ્રી કમલશ્રીજી આદિ ત્રણ સાધ્વીઓ પાસે કાયમ રહી, બાકીની સાધ્વીઓ વારવાર આવતી જાતી રહેતી હતી

## ૧૪ ચરિત્રનાયિકાનુ મનનીય પ્રવચન—

त्रिवर्गससाधनमन्तरेण, पशोरिवायुर्विफलं नरस्य ।
तत्रापि धर्म प्रवर वदन्ति, न त विना यद् भवतोऽर्थकामौ॥१॥

ધર્મ, અર્થ અને કામ એ ત્રણુની સાધના વિના મનુષ્યનો જન્મ પશુ સમાન વ્યર્થ છે એ ત્રણુમા પણ ધર્મને શ્રેષ્ઠ કહેલો છે, કારણ કે ધર્મ વિના અર્થ અને કામની સિદ્ધિ થતી નથી

સસારમા આવીને જે વ્યક્તિએ પોતાનુ જીવન સફળ કરવાને માટે ધર્મનો આશ્રય નથી લીધો, તેનુ જીવન પશુથી પણ ઉતરતુ જાણવુ જોઈએ માનવજીવનની સફળતા ધર્મારાધનથી જ થાય છે જે મનુષ્ય એનો આશ્રય લીધા વિના કોઈ પણ કાર્ય કરે છે તે કાર્ય પાપકાર્ય કહેવાય છે, જેને મહર્ષિજનો સારુ કહેતા નથી અને આવેલા દિવસો તે એવા ધર્મવિહીન કૃત્યોથી જે અધાર્મિકતામા પસાર કરે છે તે સસારમાં તિરસ્કૃત તેમજ નિંદિત બને છે ઘણા પુરુષો અને સ્ત્રીઓ કુસગવશ પોતાના આત્માને અધ પતનના રસ્તે પહોચાડે છે અધ પતનના રસ્તે જતી વખતે ધર્મસાધના વિના સસારમા એવી કોઈ પણ શક્તિ નથી કે જે અધોગતિથી તેને રોકી શકે અધમમાં અધમ પુરુષ કે સ્ત્રી પણ એક વાર તો અવશ્ય ધર્મનો સહારો લઈને પોતાને સમુન્નત કરી શકે છે ધર્મના પ્રભાવથી તે કઠણમાં કઠણ કર્મબધોને પણ નષ્ટ કરી શકે છે એથી સર્વ વ્યક્તિઓનુ પરમ કર્તવ્ય છે કે-અધાર્મિક ભાવનાનો પરિત્યાગ કરીને ધર્મપથને અપનાવવો જોઈએ

આ ભારતવર્ષ ધર્મપ્રધાન દેશ છે અ ય દેશોમાં જેટલી ધાર્મિકતા નથી એથી કેટલાયગણી વધુ ધાર્મિકતા ભારતવર્ષમાં જોઈ શકાય છે પરતુ ઘણા દુખ સાથે કહેવુ પડે છે કે-આજના વર્તમાન યુગમાં ધર્મ શુ વસ્તુ છે ? એના આચરણથી શુ ફળ મળે છે ? એ પણ લોકો જાણતા નથી એ અભાગ ભારતવાસીઓના માટે મહાન દુખની અને લજ્જાસ્પદ વાત નથી તો બીજુ શુ છે ? જ્યારે અમારા શાસ્ત્રકારોએ વારવાર પુકાર કરીને કહેલ છે કે-મનુષ્ય જીવન એટલુ દુર્લભ છે કે તે દરેક પ્રાણી સહેલાઈથી મેળવી શકતો નથી એટલુ જાણવા છતા પણ માનવજીવનમા આવીને જે વ્યક્તિ ધર્માચરણ નથી કરતો તે કેટલો

ભાગ્યહીન છે? તે પોતાની પાસે રહેલા ચિંતામણી રત્નને દેખી શકતો નથી કહ્યું પણ છે કે—

**य प्राप्य दुष्प्राप्यमिदं नरत्वं, धर्मं न यत्नेन करोति मूढः ।**
**क्लेशप्रबंधेन स लब्धमब्धौ, चिंतामणिं पातयति प्रमादात् ॥१॥**

જે મૂર્ખ અત્યંત કઠીનતાથી મળેલા મનુષ્ય જન્મને પ્રાપ્ત કરીને યત્નપૂર્વક ધર્મનું આરાધન કરતો નથી તે દુષ્પ્રાપ્ય ચિંતામણી રત્નને પ્રમાદવશ ઊંડા સમુદ્રમાં ફેંકી રહ્યો છે જે ફરીથી મળી શકવાનું નથી, એમ માનવું

એ જ છે ધર્મની ભારે મહત્તા એના માટે પ્રત્યેક વ્યક્તિએ સદા સર્વદા યથાશક્તિ ધર્મનું આચરણ કરતા રહેવું જોઇએ એથી પ્રાણી માત્રને સુખસમૃદ્ધિની પ્રાપ્તિ થાય છે અને મનુષ્યજીવન સફળ બને છે દાન પરોપકાર દયા તપ જપ સામાયિક પ્રતિક્રમણ પૂજન આદિ ક્રિયાનુષ્ઠાન સર્વ ધર્મના અંગસ્વરૂપ છે એથી એનું આચરણ ઉભય લોકમાં સુખદાયક છે

**२—कस्तुरी पृषतां रदाः करटिनां कृत्तिः पशूनां पयो,**
**धेनूनां छदमण्डलानि, शिखिनां रोमाण्यवीनामपि ।**
**पूच्छस्नायुवशाविषाणनखरस्वेदादिकं किञ्चन—**
**स्यात्कस्याप्युपकारशून्यवपुषो मानुष्यकं नो पुनः ॥**

—હરણોની કસ્તૂરી હાથીઓના દાંત, પશુઓના ચામડા ગાયનું દૂધ મોરની પાંખો, ઘેટાની ઉન, અને એ સિવાયનાં બીજા પશુઓનાં પૂછડાં સ્નાયુ, ચરબી નખ શીંગડાં આદિ બધા અવયવો કામમાં આવે છે, પરંતુ ઉપકારથી રહિત એવા મનુષ્યોના શરીરનો કોઇ પણ

ભાગ કામમા આવતો નથી એથી મરણ પામેના મનુષ્યનુ શરીર પણ નકામુ છે

પરોપકાર એ સેવાધર્મનો પર્યાયવાચક શબ્દ છે પરોપકાર વિનાના મનુષ્યોને ચેતવણીરૂપે નીતિકારોએ બતાવેલુ છે કે–જે મનુષ્ય પરોપકારથી શૂન્ય છે સેવાધર્મથી રહિત છે એનો કોઇ પણ અવયવ કોઇ પણ કામમાં આવતો નથી પશુઓના અવયવ દરેક કામમાં આવે છે એમનો કોઇ અવયવ પરોપકાર વિનાનો નથી પરોપકાર અથવા સેવાધર્મ જેટલી સરલતાથી બોલી શકાય છે તેટલી જ કઠિનતાથી તેનુ પાલન થાય છે. મોગ મોગ યોગીઓ, તપસ્વીઓ, વિદ્વાનો અને શાસ્ત્રવેત્તાઓ પણ સેવાધર્મનો પાર પામી શકતા નથી એવી સ્થિતિમા સાધારણ મનુષ્યનુ શુ ગજુ ? જે સેવાધર્મનુ વાસ્તવિક રહસ્ય સમજી એના અમોઘ ફળને પ્રાપ્ત કરી શકે સેવાધર્મની ગહનતાના સબધમા પ્રાચીન મહર્ષિઓએ બતાવ્યુ છે કે–'सेवाधर्मः परमगहनो योगिनामप्यगम्यः' સેવાધર્મ ભારે ગહન છે જે યોગી પુરુષોને માટે પણ સમજવુ કઠણ છે એથી કહેવાય છે કે સેવાધર્મની જેટલી ગભીર ગહનતા છે એટલી જ વિશેષ એની મહત્તા છે જેના ફલસ્વરૂપમા પ્રત્યેક માનવી પોતાના આત્માનુ કલ્યાણ કરી શકે છે

વસ્તુત સેવાધર્મ પણ એક મહત્વશાલી અમોઘ વશીકરણ મત્ર છે આ મત્રના પ્રભાવથી સાધારણમા સાધારણ મનુષ્ય અને ઉચ્ચમાં ઉચ્ચ મનુષ્ય પણ સર્વનો આદરણીય બની શકે છે પારકા વ્યક્તિને આપણો બનાવી લેવો એ સેવાધર્મની સાર્થકતા છે બીજો મનુષ્ય ત્યારે જ આપણો થઇ શકે છે કે જ્યારે એના હૃદયમાં 'वसुधैव कुटुम्बकं' ની ભાવના પ્રગટ થઇને તે સર્વને સમાનરૂપથી અપનાવી શકે છે ભૂતકાલનાં અનેક ઉદાહરણો જવા દઇએ આજે આખો ભારતવર્ષ ગાંધીજીની પાછળ ભક્તિઘેલો બની રહ્યો છે તે પ્રભાવ કોનો છે ? એના નિ સ્વાર્થ સેવાભાવનો એવી સ્થિતિમાં સેવાધર્મ કેટલો સુદર છે એ સહેજે સમજમા

આવી શકે છે જે મનુષ્ય સેવાધર્મની મહત્તા જાણતો નથી તે પ્રાય એમજ કહે છે કે–સેવાધર્મથી અમારે શુ પ્રયોજન ? અમે અભ્યાસ કરીએ છીએ, અમે ધર્મકથા સાંભળીએ છીએ પછી સેવાધર્મ ન કરીએ તો પણ અમારુ કલ્યાણ તો થઇ જશે જ એવા વિચારવાળા મનુષ્ય મનુષ્યતાથી શૂન્ય અને શીંગ પૂછથી રહિત પશુની બરાબરીમાં શુ નહિ આવી શકે ?, મનુષ્ય ચાહે કેટલાય ધાર્મિક કાર્યો કેમ ન કરે ? પરંતુ એણે જો સેવાધર્મનુ આચરણ નથી કર્યુ એની મહત્તા નથી સમજી તો તે આત્મ ધર્મથી વચિત જ છે એની તે સર્વ ક્રિયાઓ નકામી છે જેના બળ ઉપર તે અભિમાની બનીને બડબડે છે કે સેવાધર્મને અગિકાર ન કરે તો પણ શુ ? અન્ય ધાર્મિક કૃત્યો તો કરુ જ છુ ને ? એવા લોકોને પ્રભુ મહાવીર તરફ ધ્યાન દેરવુ જોઇએ પ્રભુ મહાવીર બાર વરસ અને ૭ મહિનાની કઠોર તપસ્યા કર્યા બાદ એકલાજ મોક્ષ જઇ શકતા હતા તો પછી એમણે જનસેવા કરતા કરતા મનુષ્યોને દુઃખથી છોડાવવાને માટે દરેક દેશ ગામ કે નગરોમાં વિહાર કરીને ધર્મોપદેશ કેમ આપ્યો ? એ બધી વાતો સેવાધર્મની જ સમર્થક છે એથી અધિક એનુ મહત્વ કઇ રીતે સમજાવી શકાય ? જે લોકો સેવાધર્મને અપનાવ વાનુ નથી જાણતા તે ત્રિશકુની જેમ વચ્ચે જ ગોથાં ખાયા કરે છે એથી કરીને પ્રગતિની ઇચ્છા રાખનારા દરેક વ્યક્તિએ સેવાધર્મ શીખવો જોઇએ, જેથી પોતાનો જીવન સફળ થાય

૩ પ્રભુભક્તિનો આશ્રય સેવો મનુષ્યને માટે સમુન્નત થવાનો સુદર ઉપાય છે પ્રભુભક્તિથી આતરિક ભાવોનુ અપૂર્વ પરિવર્તન થાય છે ભક્તિના બે પ્રકાર છે સકામ અને નિષ્કામ જે ભક્તિ કોઇ ઇચ્છાની લાલચથી કરીએ તે સકામભક્તિ કહેવાય છે અને જે કોઇ પણ જાતની કામનાથી રહિત બનીને કરીએ તે નિષ્કામ ભક્તિ કહે વાય છે સકામ ભક્તિની અપેક્ષાએ નિષ્કામ ભક્તિનુ મહત્વ વધુ અધિક છે એથી કરીને વ્યક્તિ માત્રે કોઇ પણ વ્યામોહ યા પ્રલોભનમાં ન પડતાં નિષ્કામ ભક્તિ કરવી જોઇએ જે મનુષ્ય નિષ્કામ બનીને પ્રભુ

ભક્તિમાં તલ્લીન બની જાય એના જીવનની સફલતા છે ભક્તિ એવી વસ્તુ છે કે-જેની સામે મોક્ષ સુધીની યાચના પણ કરી શકાય નહિ, કહ્યુ પણ છે કે—

मुक्ति भुक्ति मांगो नहीं, भक्तिदान दे मोहि ।
और कछु याचू नहीं, निशदिन याचू तोहि ॥ १ ॥

૪ પ્રાય સર્વત્ર દેખી શકાય છે કે-પુરુષોની અપેક્ષાએ સ્ત્રીઓમાં અંધવિશ્વાસનો ભાગ વધુ છે અંધવિશ્વાસના કારણે ભોળી સ્ત્રીઓ એટલુ પણ નથી જાણી શકતી કે એમાં અમારો ધર્મ ભ્રષ્ટ થઈ રહ્યો છે કપાક અમે કર્તવ્યભ્રષ્ટ ન બની જઈએ? આજકાલની સ્ત્રીઓ એવી રીતે વધુ અશિક્ષિત તેમજ સારાસારથી અજાણ છે અને એમની ગેરસમજના કારણે જ એમના સંતાનો પ્રાય અસ્વસ્થ બની રહે છે એવી રીતે વધુ અશિક્ષિત તેમજ સારાસારથી અજાણ છે એવી પરિસ્થિતિમા બાવા કે ઢોંગી ફકીરો એ લલનાઓના કોમલ હૃદયપટ પર ભૂત કે ડાકણ આદિનો એવો ભય ભરી દે છે કે જેથી તે અધિક ત્રસિત બનીને એ ભયથી છૂટા થવાનો પ્રયાસ કરતી રહે છે કોઈ ઉપાય ન મળવાથી વિવશ બની તે સ્ત્રીઓ એ ઢોંગી અને પાખંડી બાવા, ફકીર તેમજ ભોપાઓની જાળમાં ફસાઈને પોતાની જાનમાલની બેઈજ્જત કરી બેસે છે એવા કૃત્રિમ બનાવટી ભયથી એમનુ હૃદય કમજોર બની જાય છે કે તેથી છટકવાનુ તેમના માટે કઠણ થઈ પડે છે

સ્ત્રીઓએ આ ઢોંગી બાવા, ફકીરોની જાળમા કદી ન ફસવુ નહિતો કર્તવ્યચ્યુત થઈને સાથોસાથ પોતાના અમૂલ્ય સતીત્વનુ ધન લુટાતા જરા પણ વખત લાગશે નહીં અને બધી જાતની વિપત્તિઓથી ઘેરાઈ જતાં દુખી થવુ પડશે આ વિષમ વાતાવરણના એક નહીં પણ અનેક ઉદાહરણ વિદ્યમાન છે, જે સાંભળીને અથવા નજરે જોઈને પ્રત્યેક સભ્ય પુરુષોનાં રોમાંચ કંપી ઉઠે છે એ છે સ્ત્રીઓની ભોળાઈનુ

દુષ્પરિણામ દુ ખ એ થાય છે કે–એટલુ જાણવા છતા પણ ભોળી અધવિશ્વાસુની સ્ત્રીઓ ભૂત અને ડાકણના ભ્રમમા પડીને ઢોંગી લોકોની જાળમાં ફસાઇને પોતાના સતીત્વ ધનને લૂટાવી દે છે એ સ્ત્રીઓને માટે કેટલી શરમજનક અને ડૂબી મરવાની વાત છે

મહિલાઓએ કદી પણ પોતાના હૃદયમાં ભયને સ્થાન આપવુ ન જોઇએ જો કોઇ ભ્રમ કે શકા ઉત્પન્ન થાય તો એના નિવારણ માટે યોગી, ફકીર, બાવા ભોપા વગેરેની પાસે જવાની કઇ જરૂરીયાત નથી તમારી પાસે જ એનો એવો અમોઘ મત્ર યા પ્રમળ શક્તિ છે કે જેનો પ્રયોગ તેમજ ઉપયોગ કરવાથી બધી જાતના ભયથી છૂટી શકાય છે તે છે મહામત્ર નવકાર આજના જૈન સમાજમાં ભાગ્યે જ કોઇ અભાગી ઘર હશે કે જે નવકાર મત્રથી અપરિચિત હશે એ પ્રમાણે કોઇ વીરલા જ જૈન હશે કે જે નવકારના પ્રભાવથી પરિચિત નહિ હોય એ મત્રના પ્રભાવથી ફક્ત સ્ત્રીઓ જ નહીં પરતુ બાલક વૃદ્ધ, જૈન અજૈન બધાં પ્રત્યેક ભયથી વિમુક્ત લઇ શકે છે ફક્ત જોઇએ શ્રદ્ધા ભક્તિ અને અટલ આત્મવિશ્વાસ એ જ પ્રમાણે ચિંતા ભય, ભ્રમ આદિ કારણોના નિવારણાર્થે પરમેષ્ઠી મત્રાક્ષરગર્ભિત ભક્તામર આદિ સ્તુતિઓ સ્તોત્રો, છદો પણ પર્યાપ્ત સાધનો છે આત્મવિશ્વાસ રાખીને એ સાધનોનો હમેશાં સહારો લેવો જોઇએ જેથી બધી રીતે શાંતિલાભ મળી શકે છે

૫ પ્રાણીઓને મોક્ષમાર્ગની નજીક લઇ જનારી અદ્વિતીય વસ્તુ છે આત્મસયમ જ્યા સુધી આત્મસયમ ન કરી શકાય–ઇન્દ્રિયોને કબજે ન રાખી શકાય, ત્યાં સુધી મનુષ્યમાં સચ્ચારિત્રતા આવી શકતી નથી અને ચારિત્રહીન મનુષ્ય સદાચારી બની શકતો નથી દુરાચારી મનુષ્ય ચાહે ગમે તેટલા તપ, જપ ક્રિયા કષ્ટ કરે પરતુ તે મોક્ષ સુધી કદી પણ પહોચી શકનાર નથી આત્મસયમી બનવાને માટે સૌથી પહેલા પોતાનુ મન કબજે રાખવુ જોઇએ, કારણ કે મન જ સૌ

ઇન્દ્રિયો પર ગજબ કરે છે. શરીરની અંદર જેટલી ઇન્દ્રિયો છે તે બધી મનની ઇચ્છા પ્રમાણે કામ કરે છે, કોઇ પણ વસ્તુ ઉપર કોઇ પણ ઇન્દ્રિયનું આકર્ષણ થતા પહેલા મન જ એના માટે પ્રેરણા કરે છે એ જાણીતી વાત છે કે મનની પ્રેરણા વિના ઇન્દ્રિયો પોતાના વિષયને કદી પણ ગ્રહણ કરતી નથી એથી આત્મસંયમી બનવાને માટે સૌથી પહેલા મનને કબજે રાખવાની પરમ આવશ્યકતા છે

મોટા મોટા તપસ્વી અને મહર્ષિઓ મન પર વિજય પ્રાપ્ત કરવાને માટે એક આસન પર બેસીને મહાધ્યાન લગાવે છે છતા પણ તે મન પર પોતાની સત્તા જમાવી શકતા નથી કોઇ વિરલ મહાન્ આદર્શ વ્યક્તિ જ મન પર સત્તા રાખી શકે છે કોઇ આકર્ષક વસ્તુ સામે આવે કે એના પર મન દોડ્યા વિના રહેતું નથી એ છે મનનો અસીમ પ્રભાવ, જે કારણે યોગી તેમજ તપસ્વીઓને પણ હતાશ થવુ પડે છે એથી કરીને જ કહેલુ છે કે મનને કબજે રાખવુ અને એના પર વિજય મેળવવો તેનુ જ નામ વાસ્તવિક તપસ્યા, અને યથાર્થ યોગ કે જ્ઞાન છે એને કબજે કર્યા વિના તપ અને યોગની સાધના ઉપર ભૂમિમા બીજ વાવવા સમાન છે એનુ મુખ્ય કારણ એ છે કે મનની ગતિ ઘોડા સમાન ચચળ છે જે ઘોર અને ભયકર જગલમાં પણ બેફામ રીતે દોડે છે એ પ્રકારે મન બીજી ઇન્દ્રિયોને પણ સાથમા લઇને માણસને અવનતિના ઊંડા કૂવામાં ફેકી દે છે જ્યાંથી એને ફરીથી બહાર નીકળવુ કઠણ થઇ પડે છે 'એથી દરેક માણસે સમજવુ જોઇએ કે મન એક લગામ વિનાના ઘોડા સમાન છે અને મનુષ્ય એના પર બેઠેલો સવાર છે બેલગામ ઘોડાને પોતાના કાબૂમા રાખવો જેવી રીતે સવારને માટે પ્રશસનીય છે એ જ પ્રમાણે આ લગામ રહિત મનરૂપી ઘોડાને પોતાના અધિકારમાં કરી લેવો એ સાચો આત્મસયમ છે અને આ આત્મસયમના પ્રભાવથી જ મનુષ્ય સીધો મોક્ષપુર પહોંચી જાય છે કોઇ જાતની અડચણ વિના મોક્ષપુરમાં જવાને માટે આત્મ

સયમની અહીં આવશ્યકતા છે કારણ કે પ્રાય શુભ કર્મોની અપેક્ષાએ બુરાં કર્મોની અદર મનની પ્રવૃત્તિ અધિક હોય છ પ્રાચીન કાલનો ઇતિહાસ વાચવાથી જણાય છે કે એવી કુટિલ માનસિક પ્રવૃત્તિઓના કારણે કોઇ સુદર લલનાને જોના પુરુષના, અને સુ ર પુરુષને જોતા સ્ત્રીના હૃદયમાં કામવાસના એકદમ જાગૃત થઇ જાય છે અને એ જાગૃત થવાથી બને જણ કામુકતાના ગદા પ્રવાહમાં આગળ વધતાં અંધ બની જાય છે એ વખતે એમને દિવસ કે રાત્રીનુ ભાન રહેતુ નથી કહ્યુ પણ છે કે- अपूव कोऽपि कामान्धो, दिवानक्तं न पश्यति ' કામાંધ વ્યક્તિ એવો અપૂર્વ અધ બની જાય છે કે જે નથી દિવસે જોઇ શકતો અને નથી રાતમાં પણ દેખી શકતો

એવી વિષય દશાવાળા તે બન્ને કામાધ, કિંકર્તવ્યવિમૂઢ બનીને કર્તવ્ય તેમજ અકર્તવ્યની બુદ્ધિ ખોઇ બેસે છે છેવટે તેઓ પોતાના સ્વચ્છ આત્માને પાપરૂપી માટીથી મલિન કરી અનત દુ ખસાગરમાં નાખી દે છે એવાં ભયકર દુ ખોથી બચવાને માટે હમેશા આત્મ સયમી બનવાની સૌને આવશ્યકતા છ એ યોગ્યતા મેળવવાને માટે કોણ પુરુષ, કોણ સ્ત્રી કોણ સાધુ અને કોણ સાધ્વી? સૌ કોઇને ભારે સાવધાની પૂર્વક એ નિયમ પાલન કરવો જ જોઇએ કે-

मातृवत् परदारेषु, परद्रव्येषु लोष्ठवत् ।
आत्मवत् सर्वभूतेषु, य॰ पश्यति स पण्डितः ॥ १ ॥

અવસ્થા પ્રમાણે મોટી સ્ત્રીઓને માતા સમાન અને નાની સ્ત્રીઓને બહેન સમાન બીજાના ધનને માટીના ઢેફા સમાન, તથા જીવ માત્રને પોતાના આત્મા સમાન સમજવો જોઇએ સ્ત્રીઓએ પોતાનાથી મોટા પુરુષને પિતા સમાન તથા નાના ને ભાઇ સમાન માનવો જોઇએ એવી ભાવના રાખવાથી જ દરેક સ્ત્રી પુરુષ સમજદાર બુદ્ધિમાન અને તત્વવેત્તા ગણી શકાય છે

મસ, એ જ આત્મસંયમનું સાધન કે મૂલ મંત્ર છે, જેનું પરિપાલન કરી મનુષ્ય આત્મસંયમી બની શકે છે, આત્મસંયમી બન્યા પછી મનુષ્યના વિચાર સુઘટિત રહે છે તે જે કંઇ કામ કરે છે તે ઘણું વિચારીને-સમજીને કરે છે એના યમ-નિયમ સુવ્યવસ્થિત હોય છે અને તેનું તે સારી દૃઢતાથી પાલન કરે છે મનુષ્ય ગમે તેટલો તપસ્વી કેમ ન હોય, ગમે તેટલો મતિસંપન્ન કેમ ન હોય શાસ્ત્રવેત્તા કે સર્વ ગુણધારક કેમ ન હોય, પરંતુ જ્યાં સુધી એણે આત્મસંયમનો પાઠ શીખ્યો નથી, ત્યાં સુધી તેના વિચારો શિથિલ, અવ્યવસ્થિત અને ચલવિચલ થાય છે એથી કરીને તેનામાં ન તો મનુષ્યતા રહી શકતી અને તે ન તો સંસા-રમાં સમુન્નત પણ થઇ શકતો મોક્ષમાર્ગ સુધી પહોંચવાની બધી ક્રિયાઓનું સાધન કરીને પણ જેણે આત્મસંયમ કર્યો નથી તેણે કંઇ પણ કર્યું નથી શાસ્ત્રકાર કહે છે કે—

धत्ता मौनमगारमुज्झतु, विधिप्रागल्भ्यमभ्यस्यता,
मस्त्वन्तर्गणमागमश्रममुपादत्ता, तपस्तप्यताम् ।
श्रेयःपुञ्जनिकुञ्जभञ्जनमहावात न चेन्द्रिय-
व्रात जेतुमवैति भस्मनिहुत जानीत सर्वं ततः ॥ १ ॥

હે માનવ! જો તું મૌન ધારણ કરી લે, ઘરને છોડી દે, ધર્મવિધિને શીખી લે, પોતાના ગચ્છમાં જ વાસ કર, શાસ્ત્રચિંતન અને તપસ્યાઓમાં પણ સંલગ્ન થઇ જા પરંતુ કલ્યાણસમૂહરૂપી નિકુંજને નષ્ટ કરવામાં આંધી સમાન ઇન્દ્રિય વર્ગને જો જીતી શક્યો નથી, તો એ બધી વાતો રાખમાં હવન કર્યા સમાન નિષ્ફલ જ જાણવી જોઇએ એવી અવસ્થામાં મોક્ષપદને પ્રાપ્ત કરવાને માટે ખરેખરી રીતે આત્મસંયમી થવું કેટલું આવશ્યક છે? કહ્યું પણ છે કે—

है स्वल्प धर्म-ज्वाल मैं, सज्ज्ञान आच्छादक वही ।
आपत्ति का विस्तार कर्ता, अहित कारक भी वही ॥

सर्वस्व नाशक निज अहित कर्त्ता, अनय ससर्ग है ।
स्वच्छन्दचारी, कुपथगामी, अशुभ इन्द्रिय वर्ग है ॥
जीता नहीं है यदि उसे तो मनुजने फिर क्या किया ?
निश्चय इन्द्रियाधीन नरने निज अहित को ही किया ॥

એથી કરીને દરેક વ્યક્તિએ પોતાના હાથવડે જ પોતાના પગમાં કુહાડી ન મારતા વિષયોપભોગ જન્ય અશુભ ભાવનાઓનો યથાશક્તિ પરિત્યાગ કરી ધીમે ધીમે આત્મસયમી બનવાનો પ્રયત્ન કરવો જોઈએ એમા જ મનુષ્યજીવનની સફળતા છે

૬ જિતેંદ્રિય બન્યા પછી ઘણાં સ્રી પુરુષોમાં વિરતિની ભાવના સ્વયમેવ ઉત્પન્ન થઇ જાય છે અને તે કેટલાક દિવસો પછી દીક્ષિત બનીને સયમવ્રતનુ પરિપાલન કરતાં કરતાં સ્વપરને મોક્ષપથની અદર પ્રવૃત્ત કરતા રહે છે એ ઠીક છે કે સયમવ્રત લઈને આત્મકલ્યાણ કરવુ જોઇએ પરતુ એ સયમવ્રત ત્યારે જ સફળ તેમજ સાર્થક થઇ શકે છે કે જ્યારે એનુ પાલન યથાવત્ મર્યાદ પ્રમાણે કરી શકાય જો ભાવનાના આવેશમાં આવીને એ વ્રતને ગ્રહણ કરી લીધુ પણ ત્યાર પછી એના નિયમના પરિપાલનમાં શિથિલતા આવી ગઇ તો એને ગ્રહણ કરવાનુ કઇ ફળ નથી પ્રત્યુત સયમવ્રતને કલકિત તેમજ નષ્ટ કરવાનુ છે, જેથી આત્મા પાપકર્મોમા લપટાઈને ભવભ્રમણ કરતો રહે છે

પ્રાય આજકાલના સાધુઓના વિષયમા વધુ કહેવાનો અમારો અધિકાર નથી પરતુ સાધ્વીસમાજના માટે કઇ પણ કહેવુ તે અયોગ્ય પણ નથી જ્યા સુધી કલ્પના કરી શકાય છે કે આજકાલના વિરમ વાતાવરણનો પ્રભાવ સાધ્વીઓ પર ભયકર રૂપથી પડી રહ્યો છે દીક્ષા લેવી એ આજકાલ રમતની વાત બની ગઈ છે કોઈ હમેશાં હળતીમળતી બાઇને દીક્ષિત દશામાં જોઇને કોઇ ભાવિકાના હૃદયમા ભાવના ઉત્પન્ન થઈ જાય છે કે હુ પણ શા માટે દીક્ષા ન લઉં ? બસ, એ વિચારો

આવતાં જ તે પોતાની ગુરુણીજીની પાસે એનો પ્રસ્તાવ કરી દે છે અને ગુરુણીઓ પણ વિચારે છે કે યોગ્યાયોગ્યનો વિચાર શા માટે કરવો જોઇએ એક ચેલીનો વધારો તો થશે અને તરત જ તેને દીક્ષા આપી દે છે એ પ્રમાણે દીક્ષિત થયેલી સાધ્વી કેટલાક સમય સુધી દીક્ષાનુ પાલન કરે છે, પણ એની સામે સસારી ક્ષાવાદાવાની વાતો આવતા જ તે ધીમે ધીમે પોતાના આત્મર્શ વિચારોને તિલાંજલી આપવા લાગે છે અને એક દિવસ એવો આવી જાય છે કે આ ગદા વિચારોથી પોતાના નિર્મળ વાતાવરણને ગદુ બનાવી મૂકે છે જેથી બીજી સાધ્વીઓ પણ એની દેખાદેખીથી પતિત બનતી બરબાદીના કૂવામા જઇ પડે છે એ વખતે એની અવસ્થા એટલી શોચનીય બની જાય છે કે તે નથી અહીંની રહેતી કે નથી ત્યાની રહેતી, નથી સમાજ તેને સઘરતો કે નથી ઘર સઘરતું છેવટના પરિણામે એ જ બને છે કે ભ્રષ્ટ બનીને પોતાના બને વશી અને સાધ્વી સમાજને કલકિત કરતી કરતી અધોમતિને પામે છે

એથી કરીને સાધ્વી સમાજમા દાખલ થવુ એ તલવારની તીખી ધાર પર ચાલવા અને વિષપાન કરવા બરાબર છે જેનામાં તલવારની ધાર પર ચાલવાની અને વિષપાન કરવાની શક્તિ હોય છે તે જ સયમ-મતને ધારણ કરી શકે છે અ યથા અસયત વિચારોની ગુલામ સ્ત્રીઓ એનુ પાલન કરી શકતી નથી, તેમજ તે એને યોગ્ય પણ નથી સયમ-મતના ક્ષેત્રમા પગ મૂકીને પુન તે પ્રત્યે કચકચાટ કરવો તે પોતાને અધમતાના કૂવામાં ફેકવા સમાન છે, દીક્ષિત જીવનને સફળ બનાવવાને માટે પ્રાય સાધ્વી માત્રે આ વાતો પર ખાસ ધ્યાન રાખવુ જોઇએ કે-પોતાના મનને ચારે બાજુ ચક્કર લગાવતુ ન રાખવુ જોઇએ તેમજ પવિત્ર અને નિર્મલ બનાવવુ જોઇએ એનો એક જ ઉપાય છે આત્મ ચિંતન આત્મચિતન કરતી વખતે એ વાતનો પ્રયત્ન કરવો જોઇએ કે પોતાનુ મન સયમધર્મમા જ સ્થિર રહી શકે માનસિક પવિત્રતા અને મનની સ્થિરતા થયા પછી પોતાના આચાર વિચારોની પાછળ વિશેષરૂપથી ધ્યાન આપતાં આપતાં ઔપદેશિક તેમજ અ ય સદ્ગ્રંથોનું

પત્ન પાલન કરવુ જોઇએ, જેથી કરીને માનસિક પવિત્રતા, આચાર વિચાર, અને સયમ પરિપાલનનુ પૂરેપૂરૂ ધ્યાન બની રહે આથી આગળ વધતા એ પણ ધ્યાનમાં રાખવુ આવશ્યક છે કે પ્રત્યેક સાધ્વીઓએ અસાધ્વીઓના સસગથી હમેશા દૂર રહેવુ જોઇએ કારણ કે મનુષ્ય ચાહે તે સસારી ચાહે ત્યાગી, સસર્ગના કારણેજ તે સુધરે અને બગડે છે જો તે સારી સગત કરશે તો સુધરશે અને તે મનુષ્ય બનશે જ્યારે બુરી સગતિથી તે પોતાની મનુષ્યતા ખોઇને જગડી જશે એથી સાધ્વીઓએ પોતાનુ સાધ્વીજીવન સફલ તેમજ વિશુદ્ધ બનાવવાને માટે કુસસર્ગથી સર્વદા દૂર રહેવુ જોઇએ એમાં જ સાધ્વી જીવનની સફલતા અને આત્મકલ્યાણ છે

૭ અહિસાની સામે વેરનો ત્યાગ થવો જ જોઇએ એ મહાવાક્ય છે કારણકે જ્યા સુધી વેર ત્યાગ પોતાની આખરી હદ સુધી પહોચી ગયેલ છે ત્યા ઉચ્ચ અધિકારે જનારી અહિસા પણ ઉચ્ચ દરજ્જા સુધી પહોચેલી હાની જોઇએ એવી અહિસા શીખવામા કઇક સમય લાગશે સભવ છે કે પૂરી જિદગી ખતમ થઇ જાય અહિસાના આખરી હદ પર એની સુદરતા કેવી હોય એના ઝાંખી યાત્રીઓને રાજે રાજ જોવા મળશે અને એના ખુશી તેમજ ઉત્સાહ વધશે એની મતલબ એમ ન માની લેવી કે મુસાફરના રસ્તામા નજરે જોવા મળતા સારા દશ્ય મીઠાં અને સુદર માલુમ હશે અહિસાનો રસ્તો ગુલાબના ફૂલની સેજ નથી પણ તે કાટાળો રસ્તો છે

અત્યારના સમયનુ વાતાવરણ એટલુ ઝેરીનુ બની ગયુ છે કે અમે જાણીના અને અનુભવી લોકોનુ વચન યા રાખવામાં ઈ કાર કરીએ છીએ રાજેરાજ થનારા નાના નાના અનુભવો પણ જોઇ શકતા નથી બુરાઇનો બદલા ભલાઇથી ચુકવવો જોઇએ એ વાત સર્વના મોઢા પર હોય છે એનો અનુભવ પણ કરે છે, છતાં પણ અમે કેમ જોઈ શકતા નથી ? કે આ દુનિયા વેરથી ભરેલી હોય તો એનો કોઇકવાર અત તો

આવ્યો હોત આખરે દુનિયામાં પ્રેમજ વધતો રહે છે એથી જ દુનિયા ટકી છે અને ટકી રહેશે ( મહાત્મા ગાંધી )

ऐश्वर्यस्य विभूषणं सुजनता, शौर्यस्य वाक्‌-सयमो ।
ज्ञानस्योपशमः श्रुतस्य विनयो वित्तस्य पात्रे व्ययः ॥
अक्रोधस्तपसः क्षमा प्रभवितुर्धर्मस्य निर्व्याजता ।
सर्वेषामपि सर्वकारणमिदं शील परं भूषणम् ॥ १ ॥

ઐશ્વર્યનું આભૂષણ સજ્જનતા, શૂરતાનું ભૂષણ અભિમાન રહિત વાત કરવી, જ્ઞાનનું ભૂષણ શાંતિ, શાસ્ત્ર દેખવાનું ભૂષણ વિનય ધનનું ભૂષણ સત્પાત્રમાં દાન આપવું તપનું ભૂષણ ક્રોધ ન કરવો, પ્રભુતાનું ભૂષણ ક્ષમા અને ધર્મનું ભૂષણ કપટ ન કરવું, એ છે, પરંતુ અન્ય સર્વ ગુણોનું મુખ્ય કારણ અને સર્વોત્તમ ભૂષણ શીલ જ છે

વસ્તુત સ્ત્રીઓના માટે એ આત્મ કલ્યાણનું અમૂલ્ય અને સરલ સાધન છે એના આધાર પર સ્ત્રીઓ સસારની બધી શક્તિઓની સામે પોતાનું આદર્શ સ્થાપિત કરતા સ્વપરનો ભારે સુગમતાથી ઉદ્ધાર કરે છે સુશીલ સ્ત્રીઓ ઘણી ભાગ્યશાળી હોય છે આ દુષ્કર ગુણ વિના સ્ત્રીઓનુ જીવન જ આ સસારમા ફક્ત ભારરૂપ છે સ્ત્રી ભલે રૂપવતી કેમ ન હોય, દક્ષ ધર્મિષ્ઠ અને શૃગાર સજ્જિત કેમ ન હોય પરંતુ જ્યા સુધી એનામાં સુશીલતાનો ગુણ નથી ત્યા સુધી તે સસારના કોઈ ક્ષેત્રમાં નથી શોભા મેળવી શકતી અને સાસારિક કાર્યોમા પણ સફળતા મેળવી શકતી નથી સ્ત્રીઓનુ સાચુ રૂપ, શૃગાર તેમજ ધર્મ સુશીલતા જ છે એના વિના એની દક્ષતા ધર્મિષ્ઠતા સુદરતા વગેરે બધા ગુણો નકામા છે તે ધર્મિષ્ઠતાની ઓથે સસારને ઠગે છે અને તેમા અડચણો ઊભી કરે છે સસારમાં સુશીલ સ્ત્રીઓ જ પ્રશસનીય છે અસની પ્રશસાપાત્ર નથી બન"

સતી, સુશીલા, સાધ્વી કહેવાવુ સહેલ નથી, ભારે કઠણુ છે એક સતી યા સાધ્વીનુ કર્તવ્ય છે એનુ પાલન કરવુ પણ અતિ કઠણુ છે સતી, સાધ્વી અને સુશીલા પ્રાય એકાર્થ વાચક જ શબ્દો છે પ્રત્યેક મહિલાનુ પ્રધાનતત્વ શિક્ષા અને સતીત્વ પર જ અવલમ્બિત છે અને એ જ એનો ધર્મ છે એ ધર્મના પ્રભાવથી મહિલાઓ જો ઇચ્છે તો દિવસ ને રાત અને રાત્રીને દિવસ બનાવી શકે છે પરતુ એ ધર્મ વિના નથી તે કોઇ ધમનુ આચરણ કરી શકતા કે નથી એમનામાં કોઇ આદર્શ શક્તિ પ્રગટ થઇ શકતી ધર્મ પણ એ જ જગ્યામા રહી શકે છે જ્યાં સતીત્વ અને સાધુતા રહેલી છે, જેવી રીતે પાણી વિના માછલુ જીવી શકતુ નથી આહારાદિ કર્યા વિના મનુષ્ય જીવી શકતો નથી તે જ પ્રમાણે જે મહિલામાં સતીત્વ તેમજ પતિવ્રતપણુ નથી એના હૃદયમાં ધર્મનુ બીજ ઊગી શકતુ નથી એથી જ કહેવાય છે કે સ્ત્રીઓને માટે સતીત્વ જ પ્રધાન અને એક માત્ર આશ્રય છે સતી સ્ત્રીઓ પોતાના અસુદર પતિને સુરૂપ મૂર્ખ પતિને વિદ્વાન, વૃદ્ધને પ્રૌઢ તેમજ બધી વાતે એને જ મુખ્ય સમજે છે અને એને જ પોતાનુ સર્વસ્વ માને છે એના વિના પોતાનુ જીવન જ નિ સાર અને સુખહીન માને છે સુભદ્રા સતી સીતા આદિ એનાં જ્વલત ઉદાહરણો છે જેમનુ સતીત્વ આજ પણ આદર્શરૂપે મનાયેલુ છે

સતીત્વ ધર્મના પ્રભાવથી મહિલાઓ દુસ્તર સ સારસાગરને તરી શકે છે અને પોતાના આશ્રિતોને પણ તારી દે છે એથી સ્ત્રીઓને બીજા કોઇ અન્ય સાધનો મેળવવાની જરૂરીયાત નથી એમણે તો સર્વ પ્રકારે પોતાના સતીત્વ ધર્મની જ રક્ષા કરતાં શીખવુ જોઇએ જેથી વખત આવે મુક્તિ સ્વય એમનુ સ્વાગત કરવાને માટે જિજ્ઞાસુ રહે

૯ સાસારિક બધનોમા વિવાહ પણ એક બધન છે એમા બધાઇને પતિ પત્નિનો સબધ અતૂટ બની જાય છે અને સાસારિક જવાબદારીઓનો બધો ભાર એમના પર આવી પડે છે એ સબધની સફળતા ત્યારે જ માની શકાય કે જ્યારે તેઓ પોતાનુ જીવન એક અનુપમ

આ.ર્શ પ્રતીક સમુ બનાવી શકે જ્યા પતિ અને પત્નીની વચ્ચે ફક્ત વિષમ-પિપાસા માત્રનુ પ્રેમ રહે છે ત્યા તેની કઇ કિમત નથી તે તો ઉલ્ટુ દુર્ગતિપાત્ર બની જાય છે અને ઉભયલોકમાં શરીર અને ધર્મનુ ઘાતક બને છે વસ્તુત એ બધનમા બધાઈને સ્ત્રી અને પુરુષ બને જણે પોત પોતાની જવાબદારીઓ લક્ષમા રાખીને સદાચારમાં રત બનવુ જોઇએ સાથે જ સુખ દુ ખની અવસ્થામાં એક બીજાને પૂરો સહયોગ આપતા ધર્મપરાયણ બનવુ જોઇએ

ઉપરે જૈન સમાજમા આજકાલ વિવાહિક સબધે કુરૂઢિઓએ કુત્સિત રૂપ પકડેલુ છે પ્રત્યેક દેશમા શિક્ષાવિહીન અને સુધારાથી માઇલો દૂર ભાગનારા લોકોએ, બાલવિવાહ, વૃદ્ધ લગ્ન, અણુમેલ વિવાહ, પુનર્લગ્ન, કન્યાવિક્રય અને વરવિક્રય આદિ કુત્સિત તાંડવ કરવાનો પ્રારભ કર્યો છે જેના કારણે બાલવિધવાઓ પોતાના ભાલે લગાડેલાં સિ દૂર-તિલકને ભૂસતી પોતાના માતાપિતા આદિના આશ્રરે રહે છે એવી બાલ યા યુવાન વિધવાઓ પોતાની ભાવનાઓ પર અધિકાર ન રાખી શકવાથી ભ્રૂણહત્યા, બાલહત્યા અને સ્વાત્મહત્યા કરતા કરતાં પણ જરાયે સકોચાતી નથી જ્યા દેખો ત્યા તો આ બજારો તો ગરમાગરમ જ જેવામા આવે છે અને એવા મહા પાપના કારણે જાતિ સમાજ તથા ધર્મનો વિનાશ થાય છે એ નજરે જેવાતી વાત છે કે જ્યા નાની નાની અવસ્થાવાળી બાલાઓનો સૌભાગ્યચદ્ર આદીના ચક્કરડાંના લોભમાં આવીને કજોડ, વૃદ્ધ યા તો વ્યાધિગ્રસ્તોની સાથે જોડી દેવામાં આવે છે ત્યાં પ્રાય પત્નીનો સૌભાગ્ય-સિ દૂર નષ્ટ થયા વિના રહેતો નથી આગળ વધતી અવસ્થામા તે બાલાઓ પોતાના ચિત્ત પર સારો કાબૂ કેવી રીતે રાખી શકે ? એને અતમાં પોતાનો વિષય-પોષક માર્ગ પકડવો પડે છે અને ચારે બાજુથી ભ્રષ્ટ થવુ પડે છે

એવા પૈશાચિક કુરિવાજોથી આજ આપણા સમાજમા પણ ભ્રષ્ટતા દાખલ થઇ છે અને એના વિરુદ્ધમાં ઉપદેશકોનો ઉપદેશ અને લેકચર આપનારાઓના ભાષણરૂપ આંદોલનો થાય છે, તો પણ સમાજના એ

દ્વારા[1] રિવાજો અલગ થયા નથી, એ સમાજના હતભાગ્ય છે પરંતુ જ્યાં સુધી એ રાક્ષસી રિવાજ બંધ નહિ થાય ત્યાં સુધી સમાજનું અધઃપતન જ સમજવું જોઈએ વિવાહિક સબંધ કરતી વખતે આ રિવાજોથી બચવાનું ધ્યાન પણ પ્રત્યેક વ્યક્તિએ રાખવું જોઈએ, તો જ એ બંધન સાર્થક માની શકાશે

૧૦ ભારતવર્ષમાં વિદ્યમાન બધાં નાના મોટાં જૈન તીર્થો, પૂજ્ય પવિત્ર અને આત્મક યાણના સાધન છે એનાં દર્શન પૂજન અને સ્પર્શન કરવાથી પ્રત્યેક વ્યક્તિનું આત્મકલ્યાણ થાય છે અને શુભ ભાવનાઓથી કર્મોની નિર્જરા થઈને મોક્ષ મળે છે એ જૈન તીર્થધામોમાં શ્રી શત્રુંજય-[1]સિદ્ધાચળ મહાતીર્થ અધિક મહત્વશાળી છે

એના સમાન પવિત્ર તીર્થ બીજુ એકે નથી કેટલાંક પ્રાચીન અર્વાચીન જૈન શાસ્ત્રોનું કહેવું છે કે શત્રુંજય તીર્થ પર અનેક મહર્ષીઓ કર્મક્ષય કરી મોક્ષે ગયેલ છે જેની સંખ્યા નથી કહી શકાતી એટલું જ નહિ પરંતુ વિશ્વાસઘાતી મહાપાતકી મનુષ્યોનો ઉદ્ધાર પણ આ પવિત્ર તીર્થની સ્પર્શનાથી થયો છે

ચોથા આરામાં આ પવિત્રતીર્થ-પહાડની લંબાઈ અને પહોળાઈ ૫૦-૫૦ જોજનની હતી ચોથા આરામાં આ તીર્થ પર પુંડરીક ગણધર નારદ ઋષિ દ્રાવિડ વારિખિલ્લ જાલી મયાલી અને પાંચ પાંડવ આદિ મહામુનીશ્વરોએ કરોડો મુનિઓના પરિવાર સહિત અનશન અને કર્મક્ષય કરીને મોક્ષપદ પ્રાપ્ત કરેલ છે અને આ પર્વતને પવિત્ર બનાવેલ કે કોઈ કોઈને સ્વાભાવિક સંદેહ થાય કે અહીં કરોડો મુનિવરો

---

૧ સિદ્ધાચળ એટલે જૈનોનું અદ્રીકૈલાસ જૈન તપશ્ચર્યાની તપોભૂમિ, સિદ્ધાચળ પર તપસ્યા તપીને હજારો સાધુ સંતો, સિદ્ધ થઈ ગયા શિખરવાસી મંદિરમાળાનીજ ઈતિહાસ વાર્તાઓ સંશોધિએ ને લખીએ તોય વર્ષો વીતે સિદ્ધાચળના મંદિરો એટલે જૈન સંઘના લક્ષ્મી, ભક્તિ, કલાના ઇતિહાસસ્તંભો (કાલ વહીના બોલ તથા ઇતિહાસ ચડાવો પૃષ્ઠ ૫)

ના સથારા કેવી રીતે બની શકયા હશે ? એ સંદેહના ખુલાસા રૂપે સમજવુ જોઇએ કે પૂર્વકાલમા પચાશ પચાશ યોજનનો લાંબો પહોળો પર્વત હતો એક યોજન ચાર ગાઉનો થાય, અને એક ગાઉ બે હજાર ધનુષ્યનો હોય છે તેમજ ચાર હાથનુ એક ધનુષ્ય ગણાય છે દરેક મનુષ્યનુ શરીર ચાર હાથનુ (એક ધનુષ્ય) લાંબુ માનેલુ છે તે પ્રમાણે એક ગાઉ ભૂમિમા બે હજાર મનુષ્યનો સથારો થઇ શકે છે એ હિસાબે એક યોજન (ચાર ગાઉ) ભૂમિમાં આઠ હજાર મનુષ્યના સથારાઓનો સમાવેશ થઈ જાય છે પહાડની લબાઇ પચાશ જોજનની છે એથી આઠ હજારને પચાશ ગણા કરીએ તો ચાર લાખ મનુષ્યોનો સમાવેશ સહેલાઇથી થઇ શકે છે

પહોળાઇ આપણી લબાઇથી પ્રાય ચોથા ભાગની હોય છે એથી કરીને પચાશ યોજનની લબાઇમા ચાર લાખ અને પહોળાઇના પચાશ યોજનમા ૧૬ લાખ મનુષ્યોનો સમાવેશ થઇ શકે છે એથી સોળ લાખ ને ચાર લાખથી ગુણીએ તો ૬૪ હજાર ક્રોડ અને લૌકિક હિસાબે ૭ નિખર્વ તથા ચાર ખર્વ મનુષ્યોનો સથારો હોવામા કોઇ પ્રકારનો સદેહ નથી એટલે વીશ કરોડ મુનિવરોના સથારાઓના સમાવેશની શકાનુ કાંઇ સ્થાન નથી શાસ્ત્રકારોએ જે કઈ લખ્યુ છે તે સત્ય જ સત્ય લખ્યુ છે

પ્રત્યેક સ્રી પુરુષે સમજવુ જોઇએ કે પોતાના મનુષ્ય જીવનને સફળ અને પવિત્ર બનાવવાને માટે પરમપૂજ્ય શ્રી સિદ્ધાચળ (શત્રુંજય) તીર્થની યાત્રા એક વાર અવશ્ય કરવી તીર્થયાત્રા કરવાથી મહાન લાભ ની પ્રાપ્તિ થાય છે યાત્રીઓ એ યાત્રાને માટે ઘરથી રવાને થાય ત્યારથી પાછા ઘેર આવે ત્યા સુધી રાત્રિભોજન, કન્દમૂળભક્ષણ દ્યૂતરમણ, મૈથુનસેવન, કુતૂહલજનક હાસ્ય-ગમ્મત, ચોપાટ, શેતરંજના ખેલ ઇત્યાદિ કર્મ બંધન કરનાર સર્વ વાતોનો ત્યાગ કરી દેવો જોઇએ, ત્યારે જ યાત્રાનો સાચો લાભ મળી શકે છે એ પ્રમાણે જ થઇ શકે તો સામા-

યિક પ્રતિક્રમણ આદિ નૈતિક ક્રિયાનુષ્ઠાન પણ કરવાં જોઇએ, એમ ન માનવુ જોઇએ કે ' સામાયિક રાખ્યુ શેરીમાં, અને પ્રતિક્રમણ રાખ્યુ પાધરમા '' એમ આત્મિક કાર્યાચરણુમાં પ્રમાદ રાખવો સારો નથી જો તીર્થની યાત્રા કરવી હોય તો એ પણ જાણી લેવુ જરૂરનું છે કે તીર્થયાત્રા કરવાથી શુ લાભ થાય છે? તીર્થની પવિત્રતા શા માટે છે? અને આત્મા તથા તીર્થયાત્રાનો શુ સબધ છે? યાત્રા અળવાણે પગે ચાલીને કરવી જોઇએ. જોડા યા મોજા પહેરીને યાત્રા કરવી યોગ્ય નથી

જો યથાશક્તિ યાત્રાસ્થાનમાં પૂજન કરવાનો આરતિ ઉતારવાનો, ફૂલ ચઢાવવા આદિનો કોઇ પણ જાતનો ચઢાવો બોલ્યા હોઇએ તો એની રકમ તુરત જ ત્યાંની પેટીમાં જમા કરાવી દેવી જોઇએ ચઢાવા બોલનારા વ્યક્તિ ચાર જાતના હોય છે–એક તે જો ચઢાવો બોલે છે તો બોલતાંની સાથે જ રકમ આપી દે છે એ ઉત્તમ છે બીજો તે જો ચઢાવો બોલે તો તેની રકમ ઘરે જઇને પહોંચાડી દે છે તે મધ્યમ છે ત્રીજો તે ચઢાવા–બોલીની રકમ કેટલીક વખત ઉઘરાણી કરાવ્યા પછી આપે છે તે જઘન્ય છે અને ચોથો તે છે કે જે બોલીની રકમ અનેકવાર માગણી કર્યા કરતા પણ આપતો નથી અને કઇ પ્રકારના વાંધાઓ ઉત્પન્ન કરે છે તે અધમ છે યાત્રીઓએ સમજવુ જોઇએ કે આપણા લાભાર્થે જે ચઢાવા બોલાય તેની રકમ તરત જ આપી શકાય તે જ એની ઉત્તમતા સમજવી

શત્રુંજય તીર્થયાત્રાનો પ્રભાવ ત્રિવિક્રમ રાજાના ઉદાહરણથી ધ્યાનમા આવી શકે છે ભગવાન સભવનાથ-સ્વામીનાં ચાર કલ્યાણકોથી પવિત્ર થયેલી શ્રાવસ્તી નગરીમાં ત્રિવિક્રમ રાજા રાજ્ય કરતો હતો તે શિકારનો વ્યસની હોવાની સાથે નિરપરાધી પશુઓને પણ મારતો હતો એક દિવસ શિકાર કરતાં કરતાં થાકીને કોઇ એક વૃક્ષના નીચે બેઠો, ત્યાં કોઈ પક્ષીએ વીષ્ઠા કરી રાજાને તેના પર ભારે ક્રોધ ચઢ્યો અને બાણ ખેંચીને રાજાએ માર્યું જોયા તરફડતુ પક્ષી એની સામે આવીને પડયુ અને અત્યત દુ ખી હાલતમાં જોતાં જ રાજા મનમા જ વિચાર કરવા લાગ્યો

કે મે થોડા અપરાધના માટે ભારે પાપ કરી નાખ્યું. આ હત્યાના કારણે મને નારકી સિવાય કોઇ પણ સ્થાન મળશે નહિ ધિક્કાર કરવાનું વ્યસન અને રાજ્ય સચાલન એ બન્ને પાપજનક મહાભયકર અનર્થોના મુખ્ય કારણ છે એ પાપથી બચાવનારી પારમેશ્વરી પ્રવજ્યા વિના સસારમાં બીજી કોઇ એવ વસ્તુ નથી એવુ વિચારીને વૈરાગ્ય ભાવનાથી ત્રિવિક્રમ રાજાએ ભાગવતી દીક્ષા લઇ લીધી પછી ઘોર તપસ્યા અને નિર્દોષ સાધ્વાચાર પાલન કર્યો, જેથી એને તેજોલેશ્યા આદિ અનેક લબ્ધિઓ પ્રાપ્ત થઈ એ કારણથી એની પ્રખ્યાતિ ચારે બાજુ ફેલાઇ ગઈ

જે પક્ષી બાણ લાગવાથી ઘાયલ થઇને તરફડી રહ્યુ હતુ, તે મરીને એક જ મગલમાં ભીલ થયો ત્રિવિક્રમ વિહાર કરતાં કરતાં એ જ જગલમાં આવીને કાયોત્સર્ગ મુદ્રાથી ઊભા ઊભા ધ્યાન ધરવા લાગ્યા ભીલ મુનિને જોતા જ ક્રોધાવેશમા આવી ગયો અને એણે મુનિને મારવાને માટે બાણ ફેકવાનો પ્રયત્ન કર્યો, એની પહેલા જ મુનિએ એના પર તેજોલેશ્યા છોડીને બાળીને ભસ્મ કરી દીધો કર્મોની ગતિ ઘણી વિચિત્ર હોય છે એના પ્રભાવથી દેહ અને સસારને અસાર સમજનારા ત્યાગીઓ પણ ક્રોધાવેશમા આવીને પચેન્દ્રિયની હત્યા કરતાં પણ અચકાતા નથી

ભીલ મરીને કોઇ વનની પાર્વતીય ગુફામા સિહ થયો મુનિ વિચરતાં વિચરતા એ ગુફાની નજીક આવીને કાયોત્સર્ગ ધ્યાનમા ઊભા ઊભા તપસ્યા કરવા લાગ્યા પૂર્વ ભવના વેરને કારણે મુનિને દેખીને સિહ ક્રોધી બન્યો અને મુનિને મારવાને માટે દોડયો મુનિએ તેના પર તેજોલેશ્યા ફેકી તેથી તે બળીને ભસ્મ થઇ ગયો વૈરાનુબધ પણ કેટલુ બળવાન છે જેનું ભયકર ફળ ભવાન્તરો સુધી ચાલ્યુ જાય છે અને એ ભોગવવુ પડે છે જો સસારમા એ રોગ ન હોય તો ભવભ્રમણ જ શા માટે કરવુ પડે

સિહ મરીને અશુભ ધ્યાનથી કોઇ અરણ્યમાં વાઘ બન્યો, અને મુનિએ ત્યાં આવીને કાયોત્સર્ગ ધ્યાન કર્યું વાઘ પૂર્વ–વૈરોદયથી મુનિને મારવા દોડતો આવ્યો કે મુનિએ તેજોલેશ્યાથી એને બાળી દીધો જેતે

મરવાનુ જે નિમિત્ત હોય છે તે લાખો પ્રયત્ન કરવાથી પણ કદી ટાળી શકાતુ નથી

વાઘ ત્યાથી મરીને જંગલી સાંઢ થયો મુનિએ ત્યાં કાયોત્સર્ગ ધ્યાન કર્યું સાંઢને એના પર ક્રોધ ઉત્પન્ન થયો અને તે મુનિનો ઘાત કરવાને આવ્યો મુનિએ પોતાના પર હુમલો મારનાર સાંઢને તેજોલેશ્યાથી બાળીને નામ–શેષ કર્યો મરણ નિમિત્તને ટાળવાને માટે ગમે તેટલી મત્ર સાધના કરો અથવા ગમે તેટલા દેવ–દેવીઓને મનાવો પરતુ આ વિપત્તિથી બચાવવાનુ સામર્થ્ય કોઇમા નથી. આ વિષયમા ભૂત અને વતમાન કાળના અનેક ઉદાહરણો વિદ્યમાન છે જેથી જાણી શકાય છે કે મરણ નિમિત્ત કોઇને કદી પણ ટળતુ નથી શ્રીકૃષ્ણ એક શીકારીના તીરથી ખતમ થયા લક્ષ્મણે સરયૂ નદીમા પ્રવેશ કરીને આત્મ–વિસર્જન કર્યો બુદ્ધને ચુ દ નામના સોનારે શુકર–માસ ખવરાવી દીધુ–જેની પીડાથી એમનુ મૃત્યુ થયુ ઇસુ ખ્રિસ્તને આજથી ૧૯૪૮ વર્ષ પૂર્વ શુક્રવારના રોજ શૂળી પર ચઢાવ્યા મસૂરને પોતાના સિદ્ધાતોના પ્રચારના અભિયોગથી શૂળી પર ચઢીને મરવુ પડ્યુ સરમદને પોતાની અનુભૂતિઓના પ્રેમના કારણે પોતાના શરીરની ચામડી ઉતરાવવી પડી સુકરાતને ઝેર પીને પ્રાણુ–વિસર્જન કરવો પડ્યો દયાનદને કોઇ પાપીએ દૂધમા સીસુ મેળવીને પાઇ દીધુ જેથી એમનુ મરણ થયુ અમેરિકાનો રાષ્ટ્રપતિ અબ્રાહમ લિંકન ગોળી ખાઇને મરણ પામ્યો લેનિનને ૩૦ ઓગસ્ટ ૧૯૧૮ ના રોજ ગોળી મારી અને એના ઘાથી એનુ મરણ થયુ આયર્લેંડના નેતા માઇકલ કાલિસ ગોળી ખાઇને મર્યો અને મહાત્મા ગાધી શુક્રવાર તા ૩૦ જાન્યુઆરી ૧૯૪૮ ના રોજ પિસ્તોલની ગોળીઓના નિશાન બનીને દિવગત થયા

સાંઢ મરીને દુર્ધ્યાનથી કોઇ જગમાં દષ્ટિવિષ સાપ થયો મદર્ષિએ ત્યાં આવીને ઊભા ઊભા ધ્યાન કરવાનુ શરૂ કર્યું પૂર્વ વૈરાનુબંધના કારણે સાપે મુનિને દશ દેવાનો પ્રયાસ કર્યો મુનિએ તેજોલેશ્યાથી

એને બાળી મૂકયો. સાપ અકામ નિર્જરાથી મરીને કોઈ ગામમાં બ્રાહ્મણ થયો. એ ગામના બહારના ઉદ્યાનમા આવીને મુનિએ કાયોત્સર્ગ ધ્યાન લગાવ્યુ. અહિં તહિં ફરતાં બ્રાહ્મણ ત્યા આવ્યો. મુનિ પર નજર પડતા જ બ્રાહ્મણના હૃદયમાથી ક્રોધાગ્નિની જ્વાલાઓ નીકળવા માંડી. અને તે લાકડી લઈને દોડ્યો. નજીકમાં આવતાં બ્રાહ્મણને મુનિએ તેજોલેશ્યાથી બાળીને ખાખ કરી દીધો.

અકામ નિર્જરાના પ્રભાવથી બ્રાહ્મણ મરીને કાશીદેશની મુખ્ય નગરી વારાણસીના રાજાનો મહાબાહુ નામે રાજકુંવર થયો. નગરીમા કોઈ તપસ્વી મુનિને ગોચરી માટે ભ્રમણ કરતા જોના મહાબાહુ કુમારને જાતિ સ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયુ. એથી એણે પક્ષીથી માંડીને મહાબાહુ સુધીના પોતાના પાછના બધા ભવ જોયા. પછી રાજર્ષી ત્રિવિક્રમ મુનિનો પત્તો મેળવવાને માટે મહાબાહુએ 'એક સમસ્યાનુ' પદ બનાવ્યુ કે— "**विहग शवरः सिंहो, द्विपी सण्ढ फणी द्विजः**" પછી જાહેર કર્યું કે આ સમસ્યાના શ્લોકનાં બીજા ચરણ જે પૂરા કરી આપશે, એને એક લાખ સોનામહોરો ઇનામમાં આપીશ અને એનો ભારે સત્કાર કરીશ.

સંસારમાં એવો ગૃહસ્થ કોણ છે કે જેને ધનનુ પ્રલોભન નથી. સંસારી, બાલ, યુવા, વૃદ્ધ સર્વ ધનને માટે લોલુપી રહેલાં જ છે. અને દુઃખ કષ્ટ ઉઠાવી રહેલ છે. લાખ અશરફીઓ મેળવવાના લોભમાં અનેક ગરીબ, અમીર સ્ત્રી પુરુષોએ સમસ્યાને કંઠામ કરીને એની પૂર્તિ કરવા શક્તિભર પ્રયાસ કર્યો. પરંતુ સમસ્યાપૂર્તિ ન થઇ, ભાગ્યયોગે ત્રિવિક્રમ મુનિ વિચરતા વિચરતા વારાણસી નગરીના ઉદ્યાનમાં આવ્યા. લોકોના મુખથી સમસ્યા પ સાંભળીને તત્કાળ કહેવા લાગ્યા કે—

**विहगः शबरः सिंहो, द्विपी मण्ढः फणी द्विज ।**
**येनाऽमी निहन्ता कोपात्स कथं भविता ह ! हा ! ॥ १**

કોઈ કૃષીકાર આ શ્લોકને યાદ કરીને રાજકુમારની પાસે પહોંચ્યો અને એણે શ્લોક પૂરો કરી સંભળાવ્યો રાજકુમારે કહ્યું તમારી યોગ્યતા સમસ્યા પૂર્ણ કરવાની દેખાતી નથી માટે કહો કે આ સમસ્યા કોણે પૂર્ણ કરી ! કૃષીકારે કહ્યું કે–ઉદ્યાનમા એક મુનિ આવ્યા છે એમણે આ સમસ્યા શ્લોક પૂર્ણ કર્યો છે એ સાંભળતા જ મહાબાહુ ત્રિવિક્રમ મહર્ષીની પાસે ગયા, અને એણે પૂર્વભવમા કરેલા બધા અપરાધોની માફી માગીને વદન કર્યું મુનિએ કહ્યું કે–સસારમાં પ્રાણીમાત્ર કર્માધીન છે પક્ષી વગેરે ભવોમા મે તને પ્રાણાત કષ્ટ આપ્યુ મહાવ્રતધારી બનીને પણ મે તને મહાદુખ આપ્યુ એથી હુ પણ તને શુદ્ધ અત કરણથી ખમાવુ છુ એ પ્રમાણે બને જણે પોતપોતાનાં કરેલા કર્મોની પરસ્પર માફી માગી અને પોતાના આત્માની નિદા કરવા લાગ્યા

એ સમયે પાસે જ કોઈ ભાવિતાત્મા મુનિવરને અનિત્યાદિ ભાવના ભાવતા કેવળજ્ઞાન ઉત્પન્ન થયુ આકાશમાં દેવતાઓએ દેવદુ દુભી વગાડી એનો શુભ અવાજ સાંભળીને ત્રિવિક્રમ મુનિ અને મહાબાહુ બનેએ આવીને કેવળી ભગવાનને વિધિસહ વદન કર્યુ અને પોત પોતાનાં કરેલાં પાપોથી છુટવાનો ઉપાય પૂછયો કેવળી ભગવાને કહ્યુ કે શત્રુજય પર્વત પર જઈને વિશુદ્ધ ભાવથી યાત્રા તપ જપ, કરવાથી આત્મા પાપકર્મથી વિમુક્ત થાય છે મહાબાહુ રાજકુમારે ત્રિવિક્રમ મુનિની અધ્યક્ષતામાં ભારે સઘ તૈયાર કરીને શત્રુજય મહાતીર્થની યાત્રા કરી ત્યાં બન્ને આત્મનિદા કરતાં અને અનિત્યાદિ ભાવના ભાવતાં કર્મક્ષય કરીને મોક્ષમાં જઈને બિરાજમાન થયા.

પવિત્ર એવી ગિરિરાજની યાત્રા અને સ્પર્શના કરવાથી મહાપાતકી ત્રિવિક્રમનો અને મહાબાહુનો જેવી રીતે ઉદ્ધાર થયો, તેવી જ રીતે જે આ પુરુષ સવિધિ એની યાત્રા કરશે એના આત્માનુ પણ કલ્યાણ થશે

૧૧ પ્રત્યેક ધાર્મિક ક્રિયાનુષ્ઠાનોમાં ભાવવિશુદ્ધિ હોવી અતિ આવશ્યકીય છે એના વિના જ્ઞાન ધ્યાન, તપ, જપ યાત્રા

આદિ ક્રિયાનુષ્ઠાનોનું વાસ્તવિક ફળ મળી શકતું નથી જેવી રીતે ઉષર ભૂમિમાં રોપેલું બીજ પોતાનું ફળ બતાવી શકતું નથી તે જ પ્રમાણે ભાવવિશુદ્ધિ વિનાનાં ક્રિયાનુષ્ઠાનોનું ઇચ્છીએ એવું ફળ મળતું નથી કહ્યું પણ છે કે—

हो नहीं सतोष जब तक, ज्ञान का ही कोष कैसा ?,
रच भी यदि रोष है, मनमें रहा परितोष कैसा ?;

अहकार मिटा नहीं तो, लोक का उपकार कैसा ?,
हो सका उपकार जग का, यदि नहीं सुविचार कैसा ? ॥

यदि न छूटा विषम चिन्तन, तो हुआ प्रभु भजन कैसा,
हो न चित्त का भजन जब तक, शास्त्र का मनन कैसा ?;

हो न मन निष्काम जब तक, जन्म मरण विराम कैसा ?,
मुक्ति की भी कामना यदि, मन हुआ निष्काम कैसा ? ॥

यदि न गृह का मोह छूटा, त्याग और विछोह कैसा ?,
मोह का नाता न टूटा, तो विजन वन-खोह कैसा ?,

हो न इन्द्रिय विजय जब तक, शान्ति कब है अभय कैसा ?,
और यदि भय है हृदय में, परम प्रभुपद प्रणय कैसा ? ॥

## ૧૫. ચરિત્રનાયિકાની શ્રમણી સંપત્તિ.

ગુરુવર્યા જી શ્રી માનશ્રીજીએ પોતાની ચારિત્રમર્યાદાનું પરિપાલન કરતાં કરતાં, માલવા, મેવાડ, ગુજરાત, કાઠીઆવાડ અને ઉત્તર ગુજરાત બનાસકાંઠાના નાનાં મોટા જૈન આબાદીવાળાં ગામ નગરોમાં ચાતુ

માસ અને શેષમાળામાં વિચરીને જૈન સંસારમાં ઉદ્યાપન, તપસ્યા પૂજા પ્રભાવના, સામાયિક, પઠન, પાઠનાદિ ધાર્મિક ક્રિયાકાંડોનો સારો પ્રચાર કર્યો હતો તે સાથે જ વૈરાગ્યવાહિની પોતાની ઔપદેશિક દેશનાના પ્રભાવથી કેટલીએ શ્રાવિકાઓને સંસાર સંતાપથી વિમુખ કરીને ભગવતી દીક્ષામાં સ્થાપિત કરી–સાધ્વી બનાવી હતી જેમના સંક્ષિપ્ત પરિચય સહિત નામાવલી આ પ્રમાણે છે—

૧ શ્રી મનોહરશ્રીજી—એમનો જન્મ સં. ૧૯૨૮ ના આસો વદી ૫ને દિવસે રાજગઢ (માલવા)માં વૃદ્ધશાખીય જવેરચંદજી ઓસવાલની પત્ની દોલીબાઈની કુક્ષીમાં થયો હતો તેમનુ નામ 'મન્નીબાઈ' રાખ્યુ હતુ એમનો વિવાહ સં. ૧૯૪૫ માં ઝાબુવાવાળા હુકમીચંદજીની સાથે થયો પોતે પોતાના પતિ અને સર્વ સબંધીઓની આજ્ઞા પ્રાપ્ત કરીને ભારે સમારોહ સાથે સં ૧૯૪૮ અષાઢ શુદી ૫ ને દિવસે આહોર (મારવાડ)માં મહત્તરિકા શ્રી વિદ્યાશ્રીજીની પાસે લઘુ દીક્ષા લીધી અને સં ૧૯૫૨ મહાશુદિ પૂર્ણિમાને દિન ઝાબુવા (માલવા)માં ગચ્છનાયક ગુરુદેવ શ્રીમદ્વિજયરાજેન્દ્રસૂરીશ્વરજી મહારાજની પાસે બૃહદ્–દીક્ષા ગ્રહણ કરી ઉપદેશ-દક્ષતા, ક્રિયાપટુતા, સહનશીલતા અને નિષ્કપટ વ્યવહાર કુશલતામાં પોતે હમેશાં સાવધાન રહેતી હતી અને પોતાના સંયમધર્મનુ પરિપાલન કરવામાં નિરંતર કટિબદ્ધ રહેતી હતી કુલે ચોત્રીશ વર્ષ સુધી સંયમધર્મનુ નિર્દોષ પાલન કરીને સં ૧૯૮૨ ના આસો શુદિ ૨ ને દિવસે બાગરા (મારવાડ)માં સમાધિ પૂર્વક તેઓશ્રીનો સ્વર્ગવાસ (શરીરાંત) થયો

૨ શ્રી ભાવશ્રીજી—એમનો જન્મ સં. ૧૯૩૪ અષાઢશુદિ ૫ ના રોજ હરજીમાં વૃદ્ધસાખીય બનજી પોરવાડની અર્ધાંગિની નાજુબાઈની કુક્ષિથી થયો હતો નામ 'કંકુબાઈ' પાડેલુ હતું માતા–પિતાએ ઘણા ઉત્સાહથી કંકુનો વિવાહ ગુડાબાલોતરાના રહેવાસી રાજમલજી પોરવાડની સાથે કર્યો પૂર્વકૃત કર્મોદયના કારણે ત્રણ મહીના

બાદ જ કંકુના શિર પર વૈધવ્યનું મહાન દુખ આવી પડયું વૈરાગ્ય ભાવિત બનેલી કંકુએ પોતાના કૌટુમ્બિક વર્ગની આજ્ઞા મેળવીને બેસ વાડા( મારવાડ )માં સં ૧૯૫૪ ફાગણશુદિ ૮ ને દિને શ્રીમાનશ્રીજીની પાસે પારમેશ્વરી દીક્ષા ગ્રહણ કરી જેનું વિધિ વિધાન શ્રી ધનવિજયજી ઉપાધ્યાયે કરાવ્યું ખાચરોદ ( માલવા )માં સં ૧૯૬૨ વૈશાખવદિ ૩ ના દિવસે ગુરુદેવ શ્રીમદ્ વિજયરાજેન્દ્રસૂરીશ્વરજી મહારાજે તેમને વડી દીક્ષા આપી હતી એ પ્રકૃતિના ઘણી મિનનસાર અને વિનયગુણની તો ઉત્તમ પ્રફુલ્લિત વાટિકા હતી માનશ્રીજીનું ઉત્તરાધિકારીત્વ એમણે સંભાળ્યું હતું સં ૧૯૯૭ પોષશુદિ ૧ રવિવારના રોજ આહોર-( મારવાડ )માં તેમનો સ્વર્ગવાસ થયો

૩ શ્રી વિનયશ્રીજી—એમનો જન્મ સં ૧૯૩૬ ના માગશરશુદિ ૮ ના રોજ આહોરનિવાસી અમરાજી વીસા પોરવાડની પત્ની સોનીબાઇની કુક્ષીમાં થયો હતો 'ઉજલીબાઇ' તેમનું સંસારી નામ હતું બેસ વાડાવાળા નવાજી પોરવાડની સાથે સં ૧૯૫૧ માં ઉજલીનો વિવાહ થયો બે મહીના બાદ નેધ ય બંધનમાં બંધાઇ ગઇ, પછી વૈરાગ્ય રંગથી રંગિત બનીને સં ૧૯૫૪ ચૈત્રવદિ ૧૦ ના રોજ બેસવાડામાં ઉત્સવ સહિત શ્રી ધનવિજયજી ઉપાધ્યાયની પાસે ભાગવતી દીક્ષા લઇને ઉજલી માનશ્રીજીની શિષ્યા બની ગુરુદેવ શ્રીમદ્વિજયરાજેન્દ્રસૂરીશ્વરજીએ ખાચરોદ માં સં ૧૯૬૨ વૈશાખવદિ ૩ ને દિને વિનયશ્રીને બૃહદ્ દીક્ષા પ્રદાન કરી એ સાધ્વી સ્વભાવની ભારે સરલ, વિનીત, તેમજ મિલનશીલ હતી સં ૧૯૮૬ શ્રાવણ વદી ૭ ને રોજ શિવગંજમાં એમનો સ્વર્ગવાસ થયો

૪ શ્રી કમલશ્રીજી—સંવત ૧૯૩૩ આસો શુદિ ૭ ના રોજ ખાચરોદમાં વૃદ્ધ શાખીય ઓસવાલ દેવીચંદજીની પત્ની તગીબાઇની કુક્ષીમાં જન્મ થયો સંસારી નામ 'ચુડીબાઇ' હતું સં ૧૯૪૪ ફાગણ શુદિ ૩ ના રોજ એમનો ખાચરોદવાલા સૌભાગ્યચંદજી ઓસવાલની સાથે વિવાહ થયો સં ૧૯૫૪ માં એમને પતિવિયોગ થયો, સં ૧૯૬૧ ફાગણ

શુદિ ૩ ના રોજ ગણાપુર (માલવા)માં શ્રીમદ્‌વિજયરાજેન્દ્રસૂરીશ્વરજી મહારાજે એમને ભાગવતી લઘુ દીક્ષા આપી શ્રી માનશ્રીજીની શિષ્યા બનાવી એમણે પોતાની ગુરુણીજીના પાસે અંતિમ અવસ્થા સુધી રહીને પ્રશંસા જનક સેવા કરીને અનલ્પ લાભ પ્રાપ્ત કર્યો

૫ શ્રી સુમતાશ્રીજી—એમનો જન્મ રાજગઢ (માલવા)માં જબેરચંદજીની પત્ની પાંખુબાઇની કુક્ષીથી સં ૧૯૪૦ માં થયો સંસારી નામ વરધીબાઇ' રાખ્યુ એમનો વિવાહ રાજગઢવાના વરધીચંદજી ઓસવાલની સાથે સં ૧૯૫૧ ના ફાગણ શુદી ૧ ના દિને થયો સંવત ૧૯૫૩ માં તે વૈધવ્ય દુખમા ગ્રસિત થઇ સંવત ૧૯૬૫ જેઠ વદી ૭ ને દિન જાવરા (માલવા) મા શ્રી વિજયધનચંદ્રસૂરીશ્વરજીએ એને લઘુ દીક્ષા આપીને શ્રી માનશ્રીજીની શિષ્યા બનાવી સં ૨૦૦૪ વૈશાખવદિ ૯ ના દિવસે એમનો જાવરા (માલવા)માં સ્વર્ગવાસ થયો

૬ શ્રી સોહનશ્રીજી—સં ૧૯૪૦ માઘવદિ ૯ ને દિન રાજગઢ (માલવા) માં એમનો જબરચંદજી ચોરડિયાની પત્ની ચંપાબાઇની કુક્ષીમાં જન્મ થયો સંસારી નામ 'મણીબાઇ હતુ સં ૧૯૫૧ ના મહા શુદિ ૯ ના રોજ રાજગઢવાના કચરમલજી રાંકાની સાથે એમનો વિવાહ થયો સં ૧૯૫૯ આસોશુદિ ૩ ના રોજ એમને પતિવિયોગ (વૈધવ્ય) પ્રાપ્ત થયો સં ૧૯૬૫ જેઠવદિ ૭ ના રોજ એમને શ્રીમાનશ્રીજીએ જાવરામાં ભાગવતી લઘુ દીક્ષા આપી સં ૧૯૯૭ આષાઢશુદિ ૮ ના રોજ એમનો સ્વર્ગવાસ રાજગઢ (માલવા)માં થયો

૭ શ્રી ફૂલશ્રીજી—નાહરગઢ (માલવા) માં સં ૧૯૪૦ ના કાર્તિક વદિ ૦)) ના રોજ ચેનાજી પોરવાડની પત્ની રાધાબાઇની કુક્ષીથી એમનો જન્મ થયો જન્મનામ 'ફૂલીબાઇ' હતુ સં ૧૮૫૦ ના મહાશુદી ૫ ના રોજ સીતામઊવાલા ચુનીલાલજી પોરવાડની સાથે એમનો વિવાહ થયો સં ૧૯૫૯ ના પોશવ ૧૦ ના રોજ એમને વૈધવ્યદુખ આવ્યુ સં ૧૯૬૫ માગશરશુદિ ૭ ના રોજ શ્રી માનશ્રીજીએ મિતામઊમાં એમને લઘુ દીક્ષા આપી

૮ શ્રી ગુલાબશ્રીજી–સ ૧૯૫૪ કાર્તિકશુદિ ૧૩ ના દિન રતલામ માં ભગવાનજી ઓસવાલની ગૃહિણી સુંદીબાઇની કૂખે એમનો જન્મ થયો સસારી નામ 'જડાવબાઇ' રાખ્યુ સ ૧૯૬૫ ચૈત્રશુદિ ૭ ના રોજ ખાચરોદવાલા કેશરીમલજી ઓસવાલ સાથે એમનો વિવાહ થયો સ ૧૯૬૬ આસોશુદિ ૧૪ ના રોજ એમને વૈધવ્ય પ્રાપ્ત થયુ સ ૧૯૬૭ આશ્વિન શુકલા ૧૦ ના રોજ ખાચરોદમા એમને શ્રી માનશ્રીજીએ ભાગવતી લઘુ–દીક્ષા અર્પણ કરી

૯ શ્રી મગનશ્રીજી–એમનો જન્મ સ ૧૯૪૬ ભાદરવાવદિ ૧૩ ના દિવસે જિનમાલમા ટેકચદજી દફ્તરીજીની પત્ની લાછી બાઇથી થયો સસારી નામ 'કેશરબાઇ' રાખેલુ હતુ સ ૧૯૬૧ ફાલ્ગુનવદિ ૬ ના રોજ જીનમાલવાલા તારાચદજી મદ્દાણીની સાથે એમનો વિવાહ થયો સ ૧૯૬૯ માં એ વિધવા થઇ સ ૧૯૭૧ મા શ્રી માનશ્રીજીએ એમને આહોરમાં લઘુ દીક્ષા આપી એનુ વિધિ વિધાન શ્રી યતીન્દ્ર વિજયજી મહારાજે કરાવ્યુ

૧૦ શ્રી હેતશ્રીજી–એમનો સ ૧૯૫૫ આસો શુદિ ૧૦ ના રોજ જવાનમલજી પોરવાડના પત્ની ગુલાબબાઇની કુક્ષીથી આહોરમાં જન્મ થયો સસારી નામ 'હીરીબાઇ' રાખ્યુ સ ૧૯૬૯ વૈશાખશુદિ ૪ ના રોજ આહોરવાલા પ્રેમચદજી પોરવાડ સાથે એમનો વિવાહ થયો સ ૧૯૬૯ ના અષાઢવદિ ૭ ના રોજ એમના પર વૈધવ્ય દુ ખ આવી પડ્યું શ્રી વિનયશ્રીજીના સદુપદેશથી સ ૧૯૭૨ ના વૈશાખશુદિ ૧૦ ના રોજ આહોરમાં એમને શ્રી મોહનવિજયજી ઉપાધ્યાયે ભાગવતી લઘુ–દીક્ષા આપીને શ્રી માનશ્રીજીની શિષ્યા બનાવી એ સાધ્વી મણીં દક્ષા, સહનશીલા, વ્યવહારકુશલા અને પઠન–પાઠન પરાયણા છે આજ સાધ્વીઓ પર વર્ચસ્વ રાખતી હોવા છતા પણ તે પોતાની વડિલ સાધ્વીઓની આજ્ઞા માન્ય રાખે છે અને એમનો વિનય યથાવત્ સાચવે છે

૧૧ શ્રી ચમનશ્રીજી—એમનો જન્મ બીજાપુર (મારવાડ–ગોડવાડ)માં ખુશાલચદજી પોરવાડની પત્ની જસીબાઇની કુક્ષીથી થયો

એમનુ સસારી નામ 'કેશરબાઇ' હતુ એમના પતિ બીજાપુરવાસી રાયચદજી પોરવાડ હતા સ ૧૯૭૫ ફાગણશુદિ ૩ ના રોજ બીજાપુરમા શ્રી યતી દ્રવિજયજીએ એમને લઘુ દીક્ષા આપીને શ્રી માનશ્રીજીની શિષ્યા બનાવ્યાં અમદાવાદમા સ ૨૦૦૧ પોષશુદિ ૧૧ ના રોજ એમનો સ્વર્ગવાસ થયો

૧૨ શ્રી પુન્યશ્રીજી—સ ૧૯૫૭ ભાદરવાશુદિ ૨ ના રોજ ભેસવાડામા ઈન્દ્રજી પોરવાડની પત્ની જૂતિબાઈની કુક્ષીથી એમનો જન્મ થયા સસારી નામ ભસીબાઇ' રાખ્યુ સ ૧૯૭૨ વૈશાખશુદિ ૯ ના રોજ હરજીવાના અચલદાસજી પોરવાડના સાથે એમનો વિવાહ થયો સવત ૧૯૭૭ વૈશાખ શુદિ ૨ ના દિવસ શ્રી યતી દ્રવિજયજીએ એમને ભેસવાડામા લઘુ દીક્ષા આપીને માનશ્રીજીની શિષ્યા બનાવ્યાં

૧૩ શ્રી ઉત્તમશ્રીજી—ઈંગનોદ ( માલવા )મા એમનો જન્મ સ ૧૯૫૫ કાર્તિકશુદિ ૧ ના રોજ જડાવચદજી ચોપડાની પત્ની પ્યારી બાઇની કુક્ષીથી થયો. સસારી નામ ઝમકુબાઇ' રખ્યુ સવત ૧૯૬૮ ફાલ્ગુન શુદિ ૨ ને દિન બાવરાનિવાસી રૂપચદજી બાગરેચાના સાથે એમનુ લગ્ન થયુ સ ૧૯૬૯ માગસર વદિ ૧૧ ના રોજ એ વિધવા થઈ બાનોર ( મારવાડ )મા સ ૧૯૭૮ વૈશાખશુદિ ૫ ના દિવસે એમને શ્રી માનશ્રીજીએ ભાગવતી લઘુ-દીક્ષા આપી

૧૪ શ્રી મહતાબશ્રીજી—સ ૧૯૪૮ શ્રાવણવદિ ૩ ને દિને મદસોરમાં પન્નાલાલજીની પત્ની સુન્દરબાઈની કૂખે એમનો જન્મ થયો સસારી નામ 'નન્દીબાઇ હતુ સ ૧૯૫૪ વૈશાખશુદિ ૪ ના રોજે રતલામવાસી કેશરીમલજી મારુ સાથે એમનો વિવાહ થયો સ ૧૯૫૭ પોષ શુદિ ૭ ના રોજ એમને વૈધવ્યપણુ પ્રાપ્ત થયુ સવત ૧૯૭૯ વૈશાખ શુદિ ૪ ના રોજ મદસોરમા શ્રી મનોહરશ્રીજીની પાસે એમણે ભાગવતી લઘુ-દીક્ષા ગ્રહણ કરી

૧૫ શ્રી વિમલશ્રીજી—એમનો જન્મ ઝાબુવા( માલવા )મા

સવત ૧૯૬૬ પોષશુદિ ૧૫ ના રોજ નાથુજી ઓસવાલની પત્ની વેર-ધીબાઈની કુક્ષીથી થયો જન્મ નામ ‘ લૂણીબાઇ ’ રાખ્યુ એમનો વિવાહ સ ૧૯૭૭ વૈશાખશુદિ ૩ ના રોજ ઝાબુવાવાળા નાથુરામજી ઓસવાલની સાથે થયો સ ૧૯૭૭ આસોવદિ ૭ નુ એમને વૈધવ્ય દુ ખ પ્રાપ્ત થયુ સ ૧૯૮૦ ચૈત્રશુદિ ૩ ના રોજ રીંગનોદ (માલવા)મા શ્રી યતીન્દ્રવિજયજીએ એમને પારમેશ્વરી-લઘુ દીક્ષા આપીને મનોહર શ્રીજીની શિષ્યા બનાવી

૧૬ શ્રી કંચનશ્રીજી-સ ૧૯૪૮ કાર્તિક શુદિ ૨ ના રોજ કુકશીમા માણેકચદજી ડુગરવાલની પત્ની ગુનાબબાઈથી એમનો જન્મ થયો સસારી નામ ‘ ચૂરીબાઇ ’ હતુ નીસરપુરવાલા ધન્નાલાલજી સુરાણાની સાથે સ ૧૯૬૧ ફાગણશુદિ ૧૦ ના રોજ એમનો વિવાહ થયો સ ૧૯૭૬ આસોશુદિ ૧ ના રોજ એમને વૈધવ્ય દુ ખ પ્રાપ્ત થયુ રાજગઢ ( માલવા )માં શ્રી ભૂપેન્દ્રસૂરિજી મહારાજે સ ૧૯૮૧ જ્યેષ્ઠશુદિ ૨ ના દિને લઘુ દીક્ષા આપીને એમને શ્રા માનશ્રીજીની શિષ્યા બનાવી

૧૭ શ્રી ચેતનશ્રીજી—ટાંડા ( માલવા )માં સવત ૧૯૪૯ માં ધન્નાલાલજી ઓસવાલની પત્ની સકમાબાઇની કુક્ષીથી એમનો જન્મ થયો સસારી નામ ‘ ઝમકુબાઇ ’ રાખ્યુ સ ૧૯૬૩ મહાશુદિ ૫ ના દિને રીંગનોદવાળા જડાવચદજી ઓસવાલ સાથે એમનો વિવાહ થયો સ ૧૯૬૮ ભાદરવાશુદી ૧૦ ના રોજ એમના પર વૈધવ્ય દુ ખ આવી પડ્યુ સવત ૧૯૮૪ મા ભાવશ્રીજીના સદુપદેશથી ભાગવતી લઘુ દીક્ષા ગ્રહણ કરી એ માનશ્રીજીની શિષ્યા બની

૧૮ મી ચતુરશ્રીજી—સ ૧૯૫૬ ના ફાલ્ગુનવદિ ૭ ના રોજ ટાંડામાં લૂણાજીની પત્ની વરદીબાઇના કુક્ષીથી એમનો જન્મ થયો સસારી નામ ‘ મિશ્રીબાઇ ’ હતુ રાજગઢવાલા હેમરાજજી ઓસવાલ સાથે સ ૧૯૬૮ મહાવદિ ૪ ના રોજ એમનો વિવાહ થયો સવત ૧૯૭૧ શ્રાવણશુ૰ ૭ ને દિન એમને વૈધવ્ય દુ ખ આવી પડ્યુ સ

૧૮૮૪ મહાશુદિ ૬ ના રોજ ભાવશ્રીજીના સદુપદેશથી સિવાણામાં એમને શ્રી યતીન્દ્રવિજયજી ઉપાધ્યાયે ભાગવતી-લઘુદીક્ષા આપીને શ્રીમાનશ્રીજીના શિષ્યા બનાવી

૧૯ શ્રી ભક્તિશ્રીજી—સ ૧૮૫૬ માં ગુલાબચંદજી પોરવાડની પત્ની ડાહીબાઇથી આહોરમાં એમનો જન્મ થયો સસારી નામ 'કુલીબાઇ' રાખ્યુ સ ૧૯૬૯ પોશવદિ ૯ ના રોજ સકવારીવાલા વરધાજી પોરવાડના સાથે એમનો વિવાહ થયો સ ૧૯૭૬ મહા વદિ ૯ ના રોજ એમને વૈધવ્ય દુખ પ્રાપ્ત થયુ શ્રી ભાવશ્રીજીના ઉપદેશથી આહોરમાં શ્રી વિજયભૂપેન્દ્રસૂરિજી મહારાજે એમને સ ૧૯૮૪ ના જેઠ શુદિ ૬ ના રોજ લઘુ દીક્ષા આપીને શ્રી માનશ્રીજીની શિષ્યા બનાવી

૨૦ શ્રી શાન્તિશ્રીજી—એમનો જન્મ આકોલી ( મારવાડ )માં સ ૧૯૬૧ માગસરવદિ ૧૨ ના રોજ સુજાજી ઓસવાલની પત્ની વાલીબાઇની કુક્ષીથી થયો સસારી નામ 'રૂપીબાઇ' રાખ્યુ સ ૧૯૭૬ આષાઢવદિ ૮ ને રોજ એમનો માંડોલીભૂતવાવાસી કેશરી મલજી ઓસવાલની સાથે વિવાહ થયો વૈધવ્યપ્રાપ્તિ સ ૧૯૭૬ ચૈત્રવદિ ૪ ના દિવસે થઇ સ ૧૯૮૩ ફાલ્ગુનવદિ ૭ ના દિવસે શ્રી યતીન્દ્રવિજયોપાધ્યાયે જોયના( મારવાડ )માં એમને લઘુ દીક્ષા આપીને માનશ્રીજીની શિષ્યા બનાવી

૨૧ શ્રી દાનશ્રીજી—સ ૧૮૪૪ ના વૈશાખશુદિ ૯ ના રોજ ભીનમાલના પૂનમચદજી ઓસવાલની પત્ની લીલુબાઇથી એમનો જન્મ થયો સસારી નામ વદાબાઇ રાખ્યુ ભીનમાલવાળા વોરીમલજી ઓસવાલથી એમનો વિવાહ થયો સ ૧૯૭૧ માગશરવદિ ૯ ના રોજ તે વૈધવ્ય વિપત્તિમાં ઘેરાઇ સ ૧૯૮૭ ના માગશરવદિ ૧૧ ના રોજ આહોરમા શ્રી ગુલાબશ્રીજીના ઉપદેશથી એમણે લઘુ દીક્ષા લીધી

૨૦ શ્રી જિનશ્રીજી—એમનો જન્મ સ ૧૮૬૩ કાર્તિકવદિ

૮ ના રોજ ભીનમાલમાં પૂનમચંદજી દોશીની પત્ની શિણગારીબાઈની કૂખે થયો સંસારી નામ 'ભદ્રીબાઈ' રાખ્યું સં ૧૯૭૪ જેઠશુદિ ૧૩ ના રોજ ભીનમાલવાળા ચેરુજી શ્રીમાલની સાથે એમનો વિવાહ થયો સં ૧૯૮૩ મહાવદિ ૪ ॥ રોજ એમના પર વૈધવ્ય દુખ આવી પડ્યું સં ૧૯૮૮ ના જેઠશુદિ ૪ ના રોજ ભીનમાલમાં શ્રી ભૂપેન્દ્રસૂરિજી મહારાજે લઘુદીક્ષા આપીને એમને માનશ્રીજીની શિષ્યા બનાવ્યા

૨૩ શ્રી લલિતશ્રીજી—એમનો જન્મ ભીનમાલમાં સં ૧૯૬૨ ના ભાદરવાવદિ ૩ ના રોજ માણેકચંદજી દોશીની સહધર્મિણી સુંદરબાઈના કુક્ષીથી થયો એમનું સંસારી નામ 'ભાણીબાઈ' હતું ભીનમાલવાળા દનીચંદજી ઓસવાલની સાથે એમનો વિવાહ થયો સંવત ૧૯૭૯ ના જેઠ શુદિ ૧ ના રોજ એમના પર પતિ વિયોગરૂપ આપત્તિ આવી પડી પાલીતાણા સિદ્ધક્ષેત્રમાં સં ૧૯૮૯ માગશરશુદિ ૧૨ ના રોજ હેત શ્રીજી પૂ પશ્રીજીના સદુપદેશથી એમને ભાવશ્રીજીએ પારમેશ્વરી લઘુદીક્ષા અર્પણ કરી

૨૪ શ્રી લક્ષ્મીશ્રીજી—એમનો જન્મ સં ૧૯૬૨ ના ચૈત્રશુદિ ૧ ના રોજ રતનામમાં જીતમલજી ધારીવાલની ગૃહપત્ની વાલાબાઈની કૂખે થયો સંસારી નામ 'દોલીબાઈ' રાખ્યું સં ૧૮૭૫ મહાશુદિ ૫ ના રોજ સિતામઉવાલા નરશોસિંહ નવનચ્છાની સાથે એમનો વિવાહ થયો સં ૧૯૭૯ પોષ શુદિ ૭ ના રોજ એ વિધવા થઈ સં ૧૯૯૦ કાર્તિકશુદિ ૧૫ ના રોજ ઇંદોર (માલવા)માં શ્રી સોહનશ્રીજીએ એમને ભાગવતી લઘુ દીક્ષા આપી

૨૫ શ્રી મુક્તિશ્રીજી—એમનો જન્મ સં ૧૯૮૧ મા કુકશી (ધાર)માં થયો અને એ બાલકુમારિકા છે એમની માતા ગંગાબાઈ સાધ્વી છે એમણે એમને આર વર્ષની નાની ઉમરમાં જ શ્રી ભાવશ્રીજીને અર્પણ કરી હતી, અને એમનું લાલનપાલન પણ સાધ્વીઓની દેખરેખ નીચે જ થયું હતું સંસારી નામ એમનું 'લીલાબાઈ' હતું

સમકિત સાધ્વીક્રિયા અને જીવવિચારાદિ પ્રકરણ ગ્રથ તથા વ્યાકરણાદિ ગ્રથોનો અભ્યાસ કર્યા પછી આચાર્ય શ્રીમદ્વિજયભૂપેન્દ્રસૂરિજી મહારાજે એમને અમદાવાદ ( ગુજરાત )મા સવત ૧૯૯૧ મહાશુદિ ૧૫ ના રોજ લઘુ દીક્ષા આપીને શ્રી ભાવશ્રીજીની શિષ્યા બનાવી દીક્ષા સબધી વિધિવિધાન શ્રી યતીન્દ્રવિજયોપાધ્યાયે કરાવ્યુ એ સાધ્વી વ્યાખ્યાન વાચનકલામા સારી દક્ષતા ધરાવે છે અને હમેશા સ્વાધ્યાય ધ્યાનમા રત રહે છે

૨૬ શ્રી ચેનશ્રીજી—સ ૧૯૫૮ ના ફાગણ વદિ ૧૩ ના રોજ ભીનમાનમાં ભેરુતાલજી ઓસવાલની પત્ની સુદરબાઇની કુક્ષીથી એમનો જન્મ થયો અને સસારી નામ 'પાણુબાઇ' રાખ્યુ સવત ૧૯૭૪ ના ફાગણવદ ૬ ના રોજ ભીનમાનનિવાસી તારાચદજી ઓસવાલની સાથે એમનો વિવાહ થયો કર્મયોગથી સ ૧૯૮૪ વૈશાખ વદિ ૧૨ ના રોજ એમને વૈધવ્ય દુખ પ્રાપ્ત થયુ સ ૧૯૯૨ મહશુદિ ૭ ના રોજ ભીનમાલમા શ્રી સુમતાશ્રીજીના પાસે એમણે ભાગવતી લઘુ દીક્ષા ગ્રહણ કરી

૨૭ શ્રી દર્શનશ્રીજી—સ ૧૯૭૬ શ્રાવણશુદિ ૧૧ ના રોજ થરાદ ( બનાસકાઠા )મા જીનમલજી ભણશાલીની પત્ની અમબાઇની કુક્ષીથી એમનો જન્મ થયો એમનુ સસારી નામ 'રુકમણી' રાખ્યુ. સવત ૧૯૮૦ મા એમનુ હાલચદજી ગાધીની સાથે સગપણ કરેલુ પરતુ એ છોડીને એમણે સવત ૧૯૯૨ ના ફાગણશુદિ ૫ ના રોજ શ્રી ભાવશ્રીજીના પાસે પારમેશ્વરી લઘુ દીક્ષા ગ્રહણ કરી, જેની વિધિ મુનિ શ્રી હર્ષવિજયજીએ કરાવી હતી

૨૮ શ્રી મનરજનશ્રીજી—એમનો જન્મ સ ૧૯૭૪ અષાઢ વદિ ૧૧ ના રોજ થરાદ ( બનાસકાઠા )માં પૂનમચદ દેશાઇની પત્ની ગલબીબાઇની કુક્ષીથી થયો સસારી નામ 'સમુબાઇ' રાખ્યુ એમણે પોતાની અવિવાહિત દશામા જ થરાદમા સ ૧૯૯૨ ના ફાગણશુદિ ૫ ના રોજ શ્રી ભાવશ્રીજીની પાસે ભાગવતી દીક્ષા ગ્રહણ કરી જેનુ વિધિવિધાન મુનિ શ્રી હર્ષવિજયજીએ કરાવ્યુ હતુ

૨૯ શ્રી મોતીશ્રીજી—સંવત ૧૯૪૪ ના ભાદરવા વદિ ૧૨ના રોજ આગરામાં જેતાજી પોરવાડની પત્ની પેફીબાઈની કૂખથી એમનો જન્મ થયો. જન્મ નામ 'કંકુબાઈ' રાખ્યું સં. ૧૯૫૯ મહાવદિ ૧૦ ના રોજ આગરાવાળા ચમનાજી પોરવાડની સાથે એમનો વિવાહ થયો અને સં. ૧૯૮૦ ના આસોવદિ ૫ ના રોજ એને વૈધવ્ય દુઃખ પ્રાપ્ત થયું સં. ૧૯૮૩ ના માગશરશુદિ ૮ ના રોજ શ્રી વિજયભૂપેન્દ્રસૂરિજી મહારાજે ભગવતી દીક્ષા આપીને એમને ભાવશ્રીજીની શિષ્યા બનાવ્યાં.

૩૦ શ્રી વિશાલશ્રીજી—સં. ૧૯૬૨ શ્રાવણશુદિ ૧૪ ના રોજ ભીનમાલમાં મુલતાનમલજી દોશીની પત્ની મથુરાબાઈની કૂખે એમનો જન્મ થયો અને એમનું સંસારી નામ 'સુંદરબાઈ' રાખ્યું સં. ૧૯૭૭ પોષવદી ૬ ના રોજ ભીનમાલવાળા ચિત્રરાજજી ઓસવાલની સાથે એમનું લગ્ન થયો સં. ૧૯૮૦ શ્રાવણ વદિ ૯ ના રોજ એમને પતિવિયોગ થયો. સં. ૧૯૯૩ વૈશાખશુદિ ૬ ના રોજ આહોરમાં એમણે ભાવશ્રીજી પાસે લઘુદીક્ષા ગ્રહણ કરી

૩૧ શ્રી વિનોદશ્રીજી—સં. ૧૯૫૮ શ્રાવણશુદિ ૧૫ ના દિન બગડી (મારવાડ)માં જેતાજી પોરવાડની પત્ની ગત્તીબાઈની કુક્ષીથી એમનો જન્મ થયો અને નામ 'ચમૂબાઈ' રાખ્યું હરજીવાળા કપૂરચંદજી પોરવાડની સાથે સં. ૧૯૭૩ ફાગણશુદિ ૮ ના રોજ એમનો વિવાહ થયો સંવત ૧૯૭૪ ચૈત્રશુદિ ૩ એમને પતિવિયોગ થયો. સં. ૧૯૯૪ વૈશાખશુદિ ૧૦ ના દિન ગુડાબાલોતરા (મારવાડ)માં એમણે શ્રી સુમતિશ્રીજીની પાસે લઘુદીક્ષા ગ્રહણ કરી

૩૨ શ્રી લાવણ્યશ્રીજી—એમનો જન્મ સં. ૧૯૭૪ ના આસોશુદિ ૧ ના રોજ સુરતમાં ગાંધી ધનાજી ભૂતાજીની પત્ની કાનીબાઈથી થયો એમનું સંસારી નામ 'મિશ્રીબાઈ' રાખ્યું સં. ૧૯૮૬ પોષશુદિ ૬ ના રોજ આલાસણવાળા ઊમજી સંઘવીની સાથે એમનો વિવાહ થયો સં. ૧૯૮૬ ચૈત્રવદી ૩ ના રોજ એમને વૈધવ્ય દુઃખ પ્રાપ્ત થયું સં.

૧૯૯૫ માગસરશુદિ ૧૨ ના રોજ કંચનશ્રીજીના ઉપદેશથી એમને શ્રી વિજયયતી દ્રસૂરિજી મહારાજે લઘુદીક્ષા આપીને માનશ્રીજીની શિષ્યા બનાવી

૩૩ શ્રી હીરાશ્રીજી—થરાદ (ઉત્તર ગુજરાત) માં સં ૧૯૬૧ વૈશાખ શુદિ ૧૩ ના રોજ નેમચંદજી સંઘવીની ગૃહિણી ઉજીબાઈની કૂખથી એમનો જન્મ થયો સંસારી નામ પારૂબાઈ' રાખ્યુ સં ૧૯૮૬ જેઠશુદિ ૬ ના રોજ થરા વાળા ડાહ્યાલાલ વહોરાની સાથે એમનો વિવાહ થયો અને ૧૯૮૭ પોષશુદિ ૧૩ ના રોજ એમને વૈધવ્ય દુઃખ આવી પડ્યુ સં ૧૯૮૮ ના કાર્તિકશુદિ ૩ ના રોજ શ્રી હર્ષવિજયજીએ એમને લઘુદીક્ષા આપીને શ્રી ભાવશ્રીજીની શિષ્યા બનાવી

૩૪ શ્રી જયશ્રીજી—આહોરની પાસે ચરલીગામમાં ખુદાજી પોરવાડની પત્ની સોનીબાઈના કુક્ષીથી સં ૧૯૭૧ ના અષાઢશુદિ ૧૪ ના દિવસે એમનો જન્મ થયો સંસારી નામ જીવીબાઈ' રાખ્યુ સંવત ૧૯૮૪ ના વૈશાખશુદિ ૫ ના રોજ આહોરવાળા મગરાજજી પોરવાડની સાથે એમનાં લગ્ન થયાં સં ૧૯૮૭ ના વૈશાખશુદિ ૧૪ ને દિને એમને પતિવિયોગ થયો સં ૨૦૦૧ ના મહાશુદિ ૬ ના રોજ આહોરમાં એમને શ્રી વિજયયતી દ્રસૂરિજી મહારાજે ભાગવતી લઘુદીક્ષા આપીને શ્રી કમલશ્રીજીની શિષ્યા બનાવી

૩૫ શ્રી મહિમાશ્રીજી
૩૬ શ્રી જયંતશ્રીજી

એ બન્ને બાલકુમારિકાઓ છે એમનો જન્મ અનુક્રમે ખાચરોદ (માલવા) માં સં ૧૯૯૦ અને ૧૯૯૨ માં હીરાલાલજીની પત્ની સુંદરબાઈની કુક્ષીથી થયો માતાના મરણબાદ પિતાએ આ બન્ને બાલિકાઓને સાધ્વીશ્રી હેતશ્રીજીને અર્પણ કરી દીધી એમના જન્મનામ કમલા અને 'રૂકમી' છે સં ૨૦૦૧ મહા શુદિ ૧૪ ના રોજ એમને શ્રી વિજયયતી દ્રસૂરિજી મહારાજે આહોરમાં પારમેશ્વરી દીક્ષાથી દીક્ષિત કરીને શ્રી કમલશ્રીજીની શિષ્યા બનાવી

૩૭ શ્રી પ્રસન્નશ્રીજી—એમનો જન્મ અગવરી (મારવાડ) માં સં ૧૯૭૬ આસો વદિ ૮ ના રોજ દલીચંદજી પોરવાડની પત્ની પાંખડી

બાઈની કૂખે થયો, સંસારી નામ 'મોટીબાઈ' રાખ્યું સં ૧૯૯૨ ફાગણવદિ ૮ ના રોજ હરજીવાળા સેસમલજી પોરવાડની સાથે એમનો વિવાહ થયો સં ૧૯૯૪ના શ્રાવણવદિ ૪ ના રોજ એમને પતિ વિયોગ થયો સં ૨૦૦૧ ના ચૈત્રશુદિ ૧૩ ના રોજ હરજીમા એમને શ્રી કમલશ્રીજીએ વડી દીક્ષા આપી

૩૮ શ્રી દેવેન્દ્રશ્રીજી—એમનો જન્મ સરત (મારવાડ)મા સં ૧૯૮૪ કાર્તિક વદિ ૦)) ના રોજ ગેનમલજી હરણુની પત્ની હેરાં બાઈની કુક્ષીથી થયો સંસારી નામ 'દિવાળીબાઈ' રાખ્યું સં ૧૯૯૬ અષાઢવદિ ૧ ના રોજ ગોન (મારવાડ)વાળા મગાજી ઓસવાલની સાથે એમનો વિવાહ થયો સં ૧૯૯૮ જેઠ વદિ ૪ ના રોજ એમને વૈધવ્ય દુઃખ પ્રાપ્ત થયું આકોલી (મારવાડ)મા સં ૨૦૦૨ ના મહા શુદિ ૫ ના રોજ શ્રી ગુલાબશ્રીજીના ઉપદેશથી એમને શ્રી વિજયયતીન્દ્રસૂરિજી મહારાજે દીક્ષા આપીને શ્રી કમલશ્રીની શિષ્યા બનાવી

૩૯ શ્રી કુસુમશ્રીજી—સં ૧૯૬૫ ભાદરવા શુદિ ૬ ના રોજ બાગરામાં લખમાજી પોરવાડની પત્ની સદીબાઈના કુક્ષીથી એમનો જન્મ થયો સંસારી નામ 'નનીબાઈ' રાખ્યું બાગરાવાળા મછાજી પોરવાડની સાથે સં ૧૯૭૮ માગશરવદિ ૮ ના રોજ એમનો વિવાહ થયો સં ૧૯૮૪ ચૈત્રવદિ ૮ ના રોજ એમને પતિવિયોગ થયો શ્રી વિજયયતીન્દ્રસૂરિજી મહારાજે સં ૨૦૦૨ વૈશાખશુદિ ૩ (અક્ષયતૃતીયા) ના દિવસે બાગરામા ભાગવતી લઘુ દીક્ષા આપીને એમને શ્રી કમલશ્રીજી અને શ્રી હેમશ્રીજીની શિષ્યા બનાવી

૪૦ શ્રી કુમુદશ્રીજી—એમનો જન્મ બાગરામા સં ૧૯૭૫ ના આસોશુદિ ૧૧ ના રોજ અમીચંદજી પોરવાડની ગૃહિણી રભાબાઈની કુક્ષીથી થયો જન્મ નામ 'રખબીબાઈ' રાખ્યું સં ૧૯૮૮ જેઠશુદિ ૬ ના રોજ એમનું લગ્ન બાગરાવાળા બભૂતમલજી પોરવાડ સાથે થયું સં ૧૯૯૩ ભાદરવાવદિ ૮ ના રોજ એમને પતિવિયોગ થયો બાગરામાં શ્રી વિજયયતીન્દ્રસૂરિજી મહારાજે એમને સં ૨૦૦૨ ના વૈશાખશુદી ૩ ના રોજ ભાગવતી લઘુ દીક્ષા આપીને કમલશ્રીજીની શિષ્યા બનાવી

૪૧ શ્રી ક્ષમાશ્રીજી—સં ૧૯૭૫ ના ફાલ્ગુનવદિ ૮ ના

આહોરમા કેશરીમલજી પોરવાડના પત્ની શિણગારીબાઇની કૂખે એમનો જન્મ થયો સસારી નામ 'ભૂરીબાઈ' રાખ્યુ સ ૧૯૮૯ મહા શુદિ ૫ ના રોજ એમનો હરજીવાલા લખમીચદજી પોરવાડની સાથે વિવાહ થયો સ ૧૯૯૨ મા એમને વૈધવ્ય દુખ પ્રાપ્ત થયુ સ ૨૦૦૩ ના જેઠવદિ ૬ ના રોજ એમણે શ્રી પૂ યશ્રીજીના સદુપદેશથી હરજીમાં ભાગવતી દીક્ષા ગ્રહણ કરી દીક્ષાવિધિ શ્રી વિજયયતી દ્રસૂરિજી મહારાજે કરાવીને એમને કમલશ્રીજીની શિષ્યા બનાવી

૪૨ શ્રી હ્રસશ્રીજી—એમનો જ મ સ ૧૯૬૩ મહા શુદિ ૪ ના રોજ ખાચરોદમા પન્નાલાલજી બાબરેચાની ગૃહિણી ચાદબાઈની કુક્ષીથી થયો સસારી નામ ગુનાબબાઇ' રાખ્યુ સવત ૧૯૭૫ ફાગણશુદિ ૨ ના રોજ ખાચરોદવાસી ખૂબચદજી પીપાડાની સાથે એમનો વિવાહ થયો પતિની આજ્ઞા લઇને સવત ૨૦૦૩ ના ફાગણશુદિ ૧૧ ના રોજ એમને મુનિ શ્રી વલ્લભવિજયજીએ શ્રી ફૂલશ્રીજીના ઉપદેશથી ખાચરોદમાં ભાગવતી લઘુ દીક્ષા આપીને શ્રીકમલશ્રીજીની શિષ્યા બનાવી

૪૩ શ્રી રણજીતશ્રીજી—એમનો જ મ જાવરા (માલવા)મા સ ૧૯૮૫ પોષ વદિ ૧૦ ના રોજ મેરુનાલજી ધારીવાલની પત્ની પ્યારીબાઇની કુક્ષીથી થયો સસારી નામ માગીબાઇ' રાખ્યુ સ ૧૯૯૫ ના ફાગણ શુદિ ૩ ના રોજ બાપુલાલજી ઓસવાલ બાફનાની સાથે એમનો વિવાહ થયો એમને સ ૨૦૦૧ ના ભાદરવાશુદિ ૧ ના દિને પતિવિયોગ થયો શ્રી ફૂલશ્રીજીના સદુપદેશથી જાવરામા મુનિ શ્રી વલ્લભવિજયજીએ સ ૨૦૦૩ વૈશાખશુદિ ૧૪ ના રોજ એમને દીક્ષા આપીને શ્રી કમલશ્રીજીની શિષ્યા બનાવી

ઉપર કહેલા શ્રમણી સઘમા કમલશ્રી, સુમતશ્રી, સોહનશ્રી, ફૂલશ્રી, ગુનાબશ્રી મગનશ્રી હેતશ્રી એ સાત સાધ્વીઓને શ્રી યતીન્દ્રવિજયજીએ આહોર( મારવાડ )માં વડી દીક્ષા સબધી માસિક યોગોદ્વહન કરાવીને સ ૧૯૭૩ માગશર પુર્ણિમાના રોજ શ્રીમદ્ વિજયધનચદ્રસૂરિજી મહારાજના કરકમલોથી બૃહદ્-દીક્ષા પ્રદાન કરાઇ હતી

સ ૧૯૮૪ ના જેઠશુદિ ૬ ના રોજ આહોરમા પુ યશ્રી, ચમનશ્રી, ઉત્તમશ્રી મહતાબશ્રી, વિમલશ્રી કચનશ્રી ચેતનશ્રી ચતુરશ્રી

ભક્તિશ્રી એ નવ સાધ્વીઓને તથા સં ૧૯૯૨ ના વૈશાખ શુદિ ૬ ના રોજ બાગરામા શાન્તિશ્રી, દાનશ્રી, જિનશ્રી, લલિતશ્રી, લક્ષ્મીશ્રી, મુક્તિશ્રી, ચેનશ્રી, દર્શનશ્રી, મનરંજનશ્રી, એ નવ સાધ્વીઓને માસિક યોગોદ્વહન ક્રિયા કરાવીને શ્રીમદ્ વિજયભૂપેન્દ્રસૂરિજી મહારાજે બૃહદ્-દીક્ષાથી વિભૂષિત કરી હતી

સિયાણા( મારવાડ )માં સં ૧૯૯૫ મહાશુદિ ૯ ના રોજ મોતીશ્રી, વિશાલશ્રી, વિનોદશ્રી, લાવણ્યશ્રી, એ ચાર સાધ્વીઓને અને આહોરની પાસે રહેવા ભેંસવાડામા સંવત ૨૦૦૧ ના મહાશુદિ ૬ ના રોજ હીરાશ્રી, જયશ્રી, મહિમાશ્રી, જયંતશ્રી એ ચાર સાધ્વીઓને શ્રીમદ્ વિજયયતીન્દ્રસૂરિજી મહારાજે બૃહદ્-દીક્ષા સમર્પણ કરી હતી

## ૧૬ આત્મવિસર્જન ( સ્વર્ગવાસ )—

ગુરુણી શ્રી માનશ્રીજી અતિ વૃદ્ધત્વમાં ઘેરાઇ ગયા પ્રતિદિન શક્તિ ઓછી થવા લાગી અને એક પછી એક વ્યાધિએ એમના પગ પોતાનુ આધિપત્ય જમાવવુ શરૂ કર્યું ભાવિક સમુદાયે જ્યારે ઔષધોપચારને માટે આગ્રહ કર્યો ત્યારે તેઓએ એમને કહ્યુ કે-હવે તો ફક્ત ગુરુદેવનુ સ્મરણ કરવુ મારા માટે એ જ પારમાર્થિક ઔષધોપચાર છે અને એનુ સેવનજ સદાના માટે ચિરશાંતિનુ સુખ આપશે બસ, એમ કહીને પોતે પોતાના વિચારોને પ્રભુસ્મરણમાં લગાવી દીધા એ વિચારોને કાર્યરૂપમા પરિણિત કરવાને માટે નિશ્ચય કરી લીધો કે આ ભૌતિક શરીર નાશવંત છે અનિત્ય છે ગમે તેટલા ઔષધોપચાર કરે જઇએ તો પણ અંતતઃ તે સ્થાયી રહી શકે તેમ નથી

તારાબલ, ચંદ્રબલ ગ્રહબલ, મંત્રબલ અને ઔષધબલ આદિ બધા ઉપાયો પોતાનો પ્રભાવ ત્યાં સુધી જ બતાવી શકે છે કે જ્યા સુધી આયુષ્ય બળવાન છે, આયુના બતાત થવાની સાથે બધી પ્રભાવશાલી શક્તિઓ પણ નિષ્પ્રભ થઇ જાય છે એથી કરીને તેમણે બધા પ્રપંચોનો પરિત્યાગ કરીને એક જ પરમાત્મ-ધ્યાનનો સહારો લઇ લીધો એવામા ભાવશ્રીજી, કમલશ્રીજી આદિ સાધ્વીઓ ઉપસ્થિત હતી, જે તન મનથી અહોનિશ સેવા કરતી હતી અંતમાં ગુરુણીજીએ માસિક અનશન કરીને સમાધિપૂર્વક ' અર્હમ્ ' ' અર્હમ્ ' નો જાપ કરતા કરતાં અને બન્નેની

સાથે ક્ષમાપના કરતા સ ૧૯૯૦ ના કાર્તિકવદિ ૬ ના દિવસે રાત્રે સાડાઆઠ વાગે આત્મવિમજન કર્યો

આ દુ ખ સમાચાર વાયુવેગે ચારે બાજુ ફેલાઇ ગયા પ્રાત કાલમાં આસપાસના ગામોથી હજારો શ્રાવક શ્રાવિકાએ આહોરમાં દર્શનાર્થે આવી પહોચ્યા અગ્નિસરકારને માટે ભારે સજાવટથી અર્થી મહોત્સવ સપન્ન થયો જેમા હજારો જૈન અજૈન સ્ત્રી પુરુષોએ આવીને બહારના ઉદ્યાનમા સુરમ્ય ગોડી પાર્શ્વ-વાટિકામા પહોચ્યા ત્યા ચદન ઘન અને કપૂરથી તેઓશ્રીનો અગ્નિસરકાર કર્યો એ પ્રમાણે અ ત્યેષ્ટિ ક્રિયા સવિધિ સપન્ન થઇ

શ્રાવિકા સઘ સહિત સાધ્વીસઘે શ્રી ગોડી પાર્શ્વનાથ પ્રભુના વિશાલ જિનમદિરમાં જઇને ગુરુણીજીના નિમિત્તે ઉત્કૃષ્ટવિધિથી દેવવદન ક્રિયા અને ભાવશ્રીજીએ એક કલાક સુધી અનિત્યતા વિષયક વ્યાખ્યાન આપ્યુ આહાર શ્રી સઘે ભારે સમારોહથી અષ્ટાહ્નિકા મહોત્સવ કર્યો અને ગુરુણીજીના સ્મારક રૂપમા અગ્નિસરકારના સ્થાન પર આરસ પત્થરનુ સુરમ્ય ચતવરપીઠ ( ચોતરો ) બનાવ્યુ

ગુરુણીજી માનશ્રીજી સય સયમ અને અહિસાની ઉપાસિકા હતી દીક્ષા કાલથી અતિમ અવસ્થા પર્યન્ત એમણે સયમધર્મનુ મર્યાદિત રૂપથી ભલી રીતે પાલન કર્યું હતુ એમા જરા પણ ગોલ લાગવા દીધો નહીં તેમજ તેના પાલનમા કોઇપણ પ્રકારની શિથિલતા દાખલ થવા દીધી નહિ શ્રમણી અને શ્રાવિકા સઘમા આજે પણ આપનો શુભ પ્રભાવ યથાવત્ વિદ્યમાન છે જો કે આપનુ પાર્થિવ શરીર ભારતવર્ષથી પ્રયાણુ કરી ચૂકયુ છ તો પણ આપની યશગાથા દ્વિગુણિત રૂપથી વિસ્તૃત થઇ રહી છ બસ આપની યશગાથાના ગુણગાન ગાવાને માટે આ લેખિની સર્વથા અસમર્થ છે આ અતિ સક્ષિપ્ત આદર્શ જીવનચરિત્રને વાચી મનન કરી પાઠક કઇ પણ સાર ગ્રહણ કરશે અને પોતાના જીવનમા ઉતારી જીવન સુધારવાનો પ્રયત્ન કરશે તો એમાં હુ પોતાને કૃતકૃત્ય તેમજ સફળ સમજીશ શમિયન વિસ્તરેણ

णमो समणस्स भगवओ सिरिमहावीरस्स।

# શ્રી યતીન્દ્રપ્રવચન ગુજરાતી

## ( દ્વિતીય ભાગ )

धृत्वा वैराग्यदीक्षामहितहितहिते बोधयित्वा यतीन्द्रान्,
धृत्वा धर्मं जिनोक्तं यमनियमयुतं शर्मदं कर्मदारम्।
कृत्वा शब्दार्थपूर्णं सकलरुनिभवं शब्दराजेन्द्रकोशं,
हृत्वा जाड्यान्धकारं जगति विजयतां पूज्यराजेन्द्रसूरिः॥१॥

## ૧. ધર્મ અને સમાજસ્થાપના.

વર્તમાન યુગને સ્વતંત્ર રાષ્ટ્ર સ્વતંત્રતાનો યુગ ભલે કહે પણ હુ તો તેને સ્વચ્છન્દતાનો જ યુગ કહીશ સ્વતંત્રતામા એક બીજા રાષ્ટ્રો પરસ્પર સહયોગ આપવા લેવાની ક્રિયા, સહાનુભૂતિ, સંયમિતતાનો વ્યવહાર, પ્રદેશોમા જે શાંતિસુખનો પ્રચાર, મનુષ્યોનુ જે નૈતિક ઉત્થાન, અર્થ અને પેદાશ પર રાષ્ટ્રીય નિયંત્રણ અને પુરુષોમા તેનુ ન્યાયપૂર્વક વિભાજન હોય છે તેની એક પણ વસ્તુ સ્વતંત્ર રાષ્ટ્રમા હુ નથી જોઇ શકતો જે જોઉ છુ તે ઠીક ઠીક પ્રમાણમા તેનાથી વિપરીત છે,

સ્વતંત્રતાનું સ્વરૂપ જે રાજનૈતિક ક્ષેત્રોમાં દૃષ્ટિગોચર થાય છે એવા સ્વરૂપમાં સ્વતંત્રતા, સાહિત્યિક, ધાર્મિક, સામાજિક અને બીજા સર્વ ક્ષેત્રોમાં દેખાય છે

સમાજનો અર્થ કોઇ વિશેષ ઉદ્દેશ્ય કાર્યની સિદ્ધિને માટે સમાજની વત્તીઓછી વ્યક્તિઓની બનેલ પરિષદ્ યા સભા છે પરંતુ આજ તો સમાજ શબ્દના પ્રયોગ ઉપર એવો કોઇ પ્રતિબંધ નથી મનમાન્યો પ્રયોગ કરવામાં આવે છે પશુ-સમાજ, પક્ષી-સમાજ, સ્ત્રી-સમાજ, પુરુષ-સમાજ, વિદ્યાર્થી-સમાજ, લેખક-સમાજ, કવિ-સમાજ, સાધુ-સમાજ, દીન-સમાજ, વૈશ્ય-સમાજ, સેવક-સમાજ વગેરે વગેરે આના જેવી જ દુર્દશા 'ધર્મ' શબ્દની પણ થઇ રહી છે સંક્ષેપમાં આપણે એમ સમજવું કે આજ સમાજનો અર્થ વર્ગની અતિરિક્ત જાતિ, અને ધર્મનો અર્થ આત્મસ્વભાવથી અતિરિક્ત-પુદ્ગલ સ્વભાવો પણ છે વર્તમાન યુગ કોઈના પર કોઈનો વિશિષ્ટ અધિકાર નથી ચાહતો કે નથી ઇચ્છતો આ પર પરાંતુ એકદમ ખંડન કરે છે જો કે આવું કરીને પશ્ચાત્તાપ કરી પડ્યા રહેવું છે હજુ પણ સમજવા માટે સમય છે સમજી શકાય તો આ સર્વમાં મારો આશય એ નથી કે સત્યતાની શોધને વેગળી મૂકવી, પરિવર્તન ન કરવું, કોઇ નવી દિશા ન શોધવી, આવું કરવું એમાં તો જીવનની શોભા છે, નહીં તો મનુષ્યનું જીવન પણ મૃતાવસ્થા જેવું છે પરંતુ સત્ય જ્યારે પ્રચલિત છે ત્યારે તેમાં પણ શંકા કરી સત્યની પાછળ પ્રવૃત્ત થવું તેમાં તો નર્યું મિથ્યાત્વ જ છે વર્તમાન યુગ આવા જ કાર્યોમાં પ્રવૃત્ત છે અતીતને તેના દરેક સજ-સાજની સાથે ભુલાવી દેવા નહીં પણ નાશ કરવા ચાહે છે કેટલો સર્વનાશક ઉદ્દેશ્ય છે પરંતુ શું એ સંભવિત છે? વર્તમાન યુગની આ ચેષ્ટાએ અતીતના સ્વીકાર કરનારા ઉત્પન્ન કરી દીધા છે

ધર્મ અને સમાજ શબ્દોનો મનમાન્યો પ્રયોગ થતો દેખી શબ્દશાસ્ત્રી અને વ્યાકરણશાસ્ત્રીઓએ જે ફરી એ જ અર્થ અને પ્રયોગની સ્થાપના કરવાના પ્રયાસો કર્યા છે એ તો છે જ પરંતુ સુધારકોનું એક મંડળ એવું ઉઠયું અને તેઓએ ધર્મ અને સમાજ બન્નેનું ફરીથી અન્વેષણ, નવીન પદ્ધતિથી વિવેચન અને વ્યાખ્યા કરી વર્તમાને તેને નવીન સમજી માન્યું અને સંતોષ માન્યો ધર્મ અને સમાજ શબ્દોની જે મીમાંસા અને એનો ઇતિહાસ એ સુધારકોએ લખ્યો તે અમારી યા અતીત વિદ્વાનો અને શાસ્ત્રીઓની સાથે ભલે મેળ ન ખાતો હોય પણ ઉદ્દેશોમાં તો તે એક જ છે પ્રત્યેક યુગમાં સત્યની પુનઃ સ્થાપના આ પ્રકારે થયા કરે છે સત્ય પોતાનું સ્વરૂપ નથી પલટતું અને પલટાવાનું પણ નથી કોઈ વર્તમાનયુગની રૂચી અનુસાર આકૃષ્ટ કરવા ખાતર રંગનું પરિવર્તન જરૂર કરે છે, જેને રંગ જ સમજવો જોઇએ; નહીં કે આત્મપરિવર્તન

સંસારમાં જે અનેક ધર્મ, મત, સંપ્રદાય ચાલતા દેખાય છે તે સૃષ્ટિના આદિ અને અંતના વિષયોમાં ભિન્ન ભિન્ન મત દર્શાવે છે કોઇ ધર્મ સૃષ્ટિની આદિ અને અન્ત માને છે અને કોઈ નથી માનતા સંસાર પરિવર્તનશીલ છે એ તો પ્રત્યેક મત, સંપ્રદાય, ધર્મ માને છે પરિવર્તનશીલતાનો અર્થ ઉત્થાન અને પતન, વૃદ્ધિ અને ક્ષતિ તેમજ રૂપાન્તર થવાના ક્રમથી જ છે ઉત્થાન બાદ પતન અને પતન પછી પુનઃ ઉત્થાન થયા કરે છે પતનના અંતની રેખાથી ઉત્થાનની આદિ અને ઉત્થાનની ચરમ સીમાના અન્તની રેખાથી પતનની આદિ સિદ્ધ જ છે

પતન અને ક્ષતિ આ અવસ્થાઓ છે જેમાં પ્રાણીઓને અધિકાધિક દુઃખ, સંઘર્ષ, ઝંઝટ, કષ્ટ થાય છે કંઈ વ્યવસ્થા નથી રહેતી, અરાજકતા, સ્વચ્છન્દતા, પોતપોતાની ચિન્તા, અત્યાચાર, અન્યાય, લૂંટ, લડાઇ અને ઝગડાઓ વધી જાય છે સભ્યતા,

સદાચાર, સદ્વ્યવહાર, અહિંસા, સત્ય, શીલ, સયમત્યાગની ભાવનાઓ નથી હોતી અને જ્યારે પોતાની જાતને આવા જ સયોગોના પ્રારભમા બેઠેલા સમજી લે અને સૃષ્ટિની આદિ માન્યતાવાળો પોતાને તેવા સજોગોના પ્રારભમા સમજી લે ત્યારે જ તેઓ આદિનો અત અને અતનો આરભ માને છે ઉત્થાન અને પતન, વૃદ્ધિ અને ક્ષતિ, તેમજ આદિ અને અન્તની સ્પષ્ટ રેખાઓ હોતી નથી વ્યકિતત્વ અલગ અલગ અને અસ્થિર હોવા છતા પણ અવસ્થાઓ રાત અને દિવસના સદશ પરસ્પર ઘણી જ દૂરથી પણ દૂર સુધી સાથે મળેલી જ રહે છે રાત્રીનુ આગમન જેમ નિકટ આવે તો રાત્રિના રૂપની છાયા મધ્યાહ્નના અતમા પડેલી દેખાઇ આવે છે એ જ પ્રકારે દિવસનુ જ્યારે આગમન નજીક આવે છે ત્યારે રાત્રિના મધ્યના અતમા દિવસના રૂપનો પ્રભાવ પડતો માલમ પડે છે કાઇ પ્રભાવ દેખાવ દેવા યોગ્ય અવસ્થામા આવવા પહેલા અનુભવ હોવાને યોગ્ય અવસ્થામા આવવા પહેલા પ્રારભ થઈ ચૂકે છે જેવી વાત પ્રભાવના આદિની, તેવી જ તેના પ્રભાવના અતની સમજવી જોઈએ દિવસમા રાત્રિ અને રાત્રિમા દિવસ બહુ દૂરથી બહુ દૂર સુધી મળી જ રહે છે

દિવસના પ્રભાવનો જ્યારે ચરમ અત થઈ ચૂકે છે ત્યારે રાત્રિનુ મધ્ય સમજવુ જોઇએ અને દિવસના પ્રભાવની આદિનો જ્યારે પ્રારભ થાય છે ત્યારે રાત્રિના અન્તનો પ્રારભ થયો સમજવો અર્થાત રાત્રિની આદિના પ્રારભમા દિવસના અતનો પ્રારભ અને રાત્રિના અતના પ્રારભમા દિવસની આદિનો પ્રારભ હોય છે

રાત્રિના સ્પષ્ટ અત ઉપર અને દિવસની સ્પષ્ટ આદિ ઉપર પ્રાત કાલ થાય છે, દિવસના સ્પષ્ટ અન્ત ઉપર અને રાત્રિની સ્પષ્ટ આદિ ઉપર સધ્યાકાળ હોય છે આને આપણે સધ્યા કહીએ

છીએ સધ્યા અગર સધી બે અલગ અસ્તિત્વ, વ્યક્તિત્વ રાખવા-વાળી વસ્તુઓને મળવાની અવસ્થા છે ઉત્થાન અને પતન, વૃદ્ધિ અને ક્ષતિ, સૃષ્ટિનો આદિ ને અ ત પણ આવી જ રીતે એક બીજામા જુદા જુદા અસ્તિત્વ, વ્યક્તિત્વ રાખવા છતા પણ બહુ દૂરથી દૂર સુધી મળેલ છે

આટલા વિવેચનથી આ સિદ્ધાન્ત સ્થિર થયો કે બીજા પક્ષનો આદિ, મધ્ય અને અ ત એક પક્ષના મધ્ય, અન્ત અને આદિમા બહુ દૂરથી બહુ દૂર સુધી મળી ગયેલ હોય છે આ સિદ્ધાન્ત સ્થિર કરવાનો અમારો આશય એ જ છે કે સિદ્ધાન્તને સારી રીતે સમજ્યા વિના અધિકાશ પાઠક ધર્મ અને સમાજની સ્થાપના કાલના વિવેચનની આદિને સહેજમા નહીં સમજી શકે વર્તમાન વિચારકોએ આ સિદ્ધાન્ત નવીન ઢ ગથી સ્થાપન કર્યો છે એમ જ અમે કહીશુ એકદમ નવીન છે, એમ તો નહીં જ કહી શકાય અમારા પૂર્વાચાર્યોએ કાળના બે પ્રમુખ ભેદ કર્યા છે-અવસર્પિણી અને ઉત્સર્પિણી અને ફરી પ્રત્યેકના છ વિભાગ સિદ્ધ કર્યા છે વર્તમાન વિચારકોના અને અમારા પૂર્વાચાર્યોના મતમા કાળના ભેદ કરવામા વિચારશૈલી અને ઐતિહાસિક દૃષ્ટિથી ભલે જુદાપણુ દેખાઇ આવતુ હોય છતા કારણ અને ફળદૃષ્ટિથી, પરિણામથી બન્નેનો એક જ મત છે એમ માનવુ પડશે

દિવસ અને રાત્રિ, ઉત્થાન અને પતન ઉપર અમોએ જે વર્તમાન વિચારકોના વિચારોમા વિચાર કર્યો છે તે અનુસાર પ્રત્યેકની છ અવસ્થાઓ બને છે-૧ દિવસ-દિવસ ( પૂર્ણ દિવસ-મધ્યાહ્ન ), ૨ દિવસ, ૩ દિવસ-રાત્રિ, ૪ રાત્રિ-દિવસ, ૫ રાત્રિ, ૬ રાત્રિ-રાત્રિ આ પ્રકારે ઉત્થાન અને પતન બન્નેનો વિભાગ કરી શકાય છે

થોડા સમયને માટે જો આપણે ઉત્થાનને સુખ અને પતન ને દુખ માનીએ તો ઉત્થાન અને પતન બન્નેનુ જે આવી

રીતે વિભાજન થાય તે અમારા પૂર્વાચાર્યોએ સુખ દુ ખની માત્રાની દૃષ્ટિથી કાળનો કરેલો વિભાગ હશે ૧ સુખમા–સુખમા ( ઉત્થાન-ઉત્થાન ) ૨ સુખમા (ઉત્થાન) ૩ સુખમા–દુ ખમા (ઉત્થાન–પતન) ૪ દુ ખમા–સુખમા ( પતન–ઉત્થાન ) ૫ દુઃખમા ( પતન ) અને ૬ દુ ખમા–દુ ખમા ( પતન–પતન ) હવે અમારુ વિવેચન વર્ત્તમાન અને અતીત બન્નેની સરખામણીએ સારી રીતે પોત-પોતાની દૃષ્ટિમા સમજી શકાશે

અમો ઉપર કહેતા આવ્યા છીએ કે આપણે પોતાને પતન કાળના આરભમા બેઠેલા સમજી લો સારુ તો એ થાત કે અહીં આપણા દૃષ્ટિકોણથી અને પશ્ચિમના વિદ્વાનોના તર્કસમ્મત-બિંદુઓથી કાળ અને પ્રત્યેક કાળના ભેદ ઉપર વિસ્તૃત રૂપથી વિચાર કરી લેત અને પછી એ કાળભેદને લઇને જેમને સમાજની સ્થાપના કરવાની પ્રેરણા કરી, તેનુ પણ પ્રસ ગવશાત્ કઇંક વર્ણન કરવુ જ પડશે

પ્રથમ કાળભેદમા આવશ્યકતાથી પણ અધિક સુખ વરસે છે પાણી અતિ નિર્મળ અને તાજી, ખોરાક અતિમધુર, સ્વાસ્થ્યકર સર્વત્ર પ્રતિક્ષણે મળી શકે છે વાયુ અતિ સુખદ અને કલ્યાણકારી, કોઇ ખામી નહી, કોઇની સહાય સહયોગની જરૂરીઆત નહીં, કોઇ બ ધન–પ્રતિબ ધન નહીં, કોઇ પણ જાતના યમ, નિયમ કે ઉપનિયમ નહીં અને નથી કોઈપણ જાતની આવશ્યકતા

બીજા કાળભેદમા સુખની વર્ષા આવશ્યકતા મુજબ થવા લાગે છે તૃતીય કાળભેદના અ તમા દુઃખની રેખા ઉત્પન્ન થાય છે અને એમા આગળ જતા સુખની માત્રા ઘટવા લાગે છે એમા મનુષ્યો દુઃખની રેખાવડે સશ કિત બનેલા હોવાથી દુ ખથી બચવાની અને પૂર્ણ સુખ મેળવવાની પુન સ્થાપના કરવાનો પ્રયત્ન કરે છે

ફ્રાંસના વિદ્વાન રૂસોનું કહેવું છે કે—સમાજની સ્થાપના પણ કોઇ એવા જ કાલમા થયેલી છે એ કહેવુ યોગ્ય પણ મનાય છે એક બીજા યૂરોપીઅન વિદ્વાન્ લૉકના કથન અનુસાર સમાજની સ્થાપના એ જ કાળમા થઈ જે પ્રથમ કાળભેદ જેવો જ હતો લૉકનું આ કહેવુ સમાન્ય નથી સમાજની સ્થાપના કોઇ ઉદ્દેશ્ય-હેતુને લઇને જ હોય છે અને એ હેતુ કોઇ જરૂરીયાતની પૂર્તિને માટે જ હોય છે પૂર્ણ સુખ જ્યારે જગતમા હોય તો પછી કેવી આવશ્યકતા અને કેવી પૂર્તિ ? ત્રીજા વિદ્વાન હોબ્સ નો મત છે કે-સમાજની સ્થાપના એ સમયે થઇ કે જ્યારે મનુષ્ય પૂર્ણ સ્વાર્થી, કામી, ક્રોધી, સ્વેચ્છાચારી, બીજાને દુખ આપનાર અને પૂરા રાક્ષસ હતા જીવન પૂર્ણ રીતે દુખી હતુ બધી જગાએ કકાશ-કજીયા-ટટા હતા વાતાવરણ પૂર્ણ અશાન્ત હતુ હોબ્સ જે કાળ તરફ સકેત કરે છે તે તો અમારો છઠ્ઠો કાલભેદ દુખમા-દુખમા છે, પરતુ અહીં અમારે હોબ્સનો તે દૃષ્ટિકોણ જોવો છે કે જે કારણે તે એ કાળભેદ તરફ સકેત કરે છે મનુષ્ય જ્યારે પૂર્ણ દુખી અને વિપત્તિમા ઘેરાયેલો હોય છે ત્યારે સુખની પુન સ્થાપના કરવા માટે જરૂરી પ્રયત્નો પૂર્ણ રીતે કરે છે આ દૃષ્ટિકોણથી પ્રગટ રીતે સત્ય ખાત્રી થાય છે કે સમાજ-સ્થાપનાનુ કારણ શોધતા હોબ્સને મનુષ્યના માનસ અને કાલના ભેદો કરીને વિચાર કરતા આ છઠ્ઠા કાલભેદનો આશ્રય લેવાની જરૂરીઆત પણ નથી પડતી ત્રીજા સુખમા-દુખમા કાલભેદથી જ એનુ નિરાકરણ થઇ જાય છે કારણ કે અનુભવ કહે છે કે પ્રાણી જરાક દુખની રેખા માત્રથી જ સશકિત થઇ જાય છે પોતાના ભવિષ્યની સભાળ માટે સર્વ ઉપાયો કરે છે વધારામા પ્રાણી અતિ દુખ અને વિપત્તિથી ઘેરાઈ જતા ધીરજ ખોઇ બેસે છે અને દિગ્મૂઢ બની જાય છે પછી આ સસારમા ( સે કડે ) ૯૯ પ્રાણીઓ એવા ભયકર દુખમા અને

વિપત્તિમા ઘેરાઇ ગયેલ હોય તો એમના માટે વર્ત્તમાનમા સુધારણા કરીને ભવિષ્યની સભાળના માટે બુદ્ધિમત્તાપૂર્ણ સફળ પ્રયત્ન કરવો એ સભવિત છે એ દૃષ્ટિથી કાળનો નિર્ણય કરવાનુ હોણસનુ કથન એથી જ અમાન્ય છે

આ વિવેચનથી આ ચોક્કસ થયુ કે ફ્રાસના વિદ્વાન રૂસોએ જે સમાજની સ્થાપના હોવાનો કાળ નક્કી કર્યો તે અમારા પૂર્વાચાર્યોએ નક્કી કરેલ તૃતીય કાલ છે તફાવત માત્ર એટલો જ છે કે રૂસો એ કાળની મધ્યમા સમાજની સ્થાપના હોવાનુ વિચારે છે અને અમારા પૂર્વાચાર્યોના કથન અનુસાર સમાજની સ્થાપના એ કાળના અતમા થઇ છે પરતુ સમાજની સ્થાપના કરવાવાળી પૂર્વ ભૂમિકાનો વિચાર તો પહેલાથી જ બનવા લાગી ગયો હશે અથવા રૂસો, સમાજની સ્થાપના કરવાના વિચારોનુ ઉત્પન્ન થવુ તેના નક્કી કરેલા કાલના મધ્યના પછી જ માનતો હોય તો પછી તેમા બહુ જ થોડો તફાવત રહે છે

પ્રથમ કાળભેદમા સુખ ઉપર સુખ વર્ત્યું રહ્યુ, બીજામા સુખ જ રહ્યુ, ત્રીજા કાળભેદમા દુખની રેખા પ્રારભ થઇ, અને અતમા મોટી થઇ દુષ્ટ બની, ખોરાક ઓછો થયો, પાણીની તગી જણાવા લાગી પ્રાણીઓ ખોરાક પાણીની અપર્યાપ્તતા દેખીને વિકળ થવા લાગ્યા મનુષ્ય-પ્રાણી સૌથી અધિક સશક્તિત થયા પ્રત્યેક મનુષ્ય ખોરાકને માટે પીડાવા લાગ્યો તેઓમા એક બીજા પ્રત્યે મદદગાર થવાની ભાવનાઓ ઓછી થવા લાગી દળ( ટોળુ ) બધાવા લાગ્યુ દરેક ટોળાનુ પાલનપોષણ કરનાર યૂથપતિ કહેવાતો દરેક યૂથપતિ જમીનના કેટલાક ભાગ ઉપર પોતાનો અધિકાર જમાવતો ગયો એક બીજાના દળમા આવવા જવાની અટકાયત થવા લાગી આવી રીતે લડાઇની ભાવનાનો, લોભ, ક્રોધના ભાવોનો જન્મ થયો મનુષ્યનુ જીવન અશાન્ત અને દુઃખી બનેલુ જણાવા લાગ્યુ દળ અને વર્ગની

રચનાએ મોહ અને માનને પણ જન્મ આપ્યો. આ ક્રમ ત્રીજા કાળભેદના અતમા જઈ જ્યારે કઈ વેગ પકડવા લાગ્યો ત્યારે મહાન્ યૂથપતિએ એ વૃદ્ધિ પામતા દુખને દૂર કરવાને અને ભવિષ્યને સભાળવાને પૂર્ણ ભગીરથ પ્રયત્ન કર્યો અનેક નિયમ અને ઉપનિયમો બનાવી વધતા જતા લોભ, મોહ, ક્રોધ, માન, માયા અને કામદેવના ભાવોને અટકાવ્યા કૌટુંબિક જીવન શીખવ્યુ વિવાહ પ્રથાને જન્મ આપ્યો પરસ્પર સહાનુભૂતિ, પ્રેમ, શ્રદ્ધા અને ભક્તિ વધે અને વધતી રહે એવા અનેક ઉપાયો કર્યા આવી રીતે મનુષ્યોને એક તાતણે બાધી મનુષ્ય-સમાજની સ્થાપના કરી મનુષ્ય સમાજનું મુખ્ય કર્તવ્ય રહ્યુ એમણે બનાવેલા નિયમ-ઉપનિયમોનુ યથાયોગ્ય પરિપાલન કરતા જીવન વ્યતીત કરવાનુ આ નિયમોમા કલહપૂર્ણ વાતાવરણને નષ્ટ કરવાની ભાવનાઓ ભરેલી હતી કલહના કારણોને નષ્ટ કરવાના ભાવો હતા પરસ્પર દયા, સહાનુભૂતિ, સહયોગ, સદ્વ્યવહાર રાખવાની પ્રેરણા હતી ઉપરાત મુખ્ય વાત તો એ હતી કે પ્રત્યેક પ્રાણીએ પોતાનુ જીવન સુખપૂર્વક વ્યતીત કરવાની આટલી સ્વતત્રતા જે બીજા પ્રાણીના સુખપૂર્વક વ્યતીત થતા જીવનને કિચિત્ માત્ર પણ હાનિ પહોચાડનાર ન બનવુ કૃમી, કીડા, પતગિયા, પશુ, પક્ષી સુધીના સૌને સુખપૂર્વક જીવન વ્યતીત કરવાનો આ નિયમો અને ઉપનિયમોએ પૂર્ણ અવસર આપ્યો આવી રીતે આ નિયમ-ઉપનિયમોમા સત્ય, અહિંસા, ત્યાગ, શીલ અને સયમ-તપના ભાવોની પ્રધાનતા હતી એકત્રિત થયેલા સર્વ મનુષ્યોએ આ નિયમો-ઉપનિયમોને હિતકારક જાણીને તેને યથાવત્ પાળવાની પ્રતિજ્ઞાઓ કરી અને એનુ પરિપાલન કરવુ એ તેમનો સૌથી પહેલો ધર્મ રહ્યો

આવી રીતે મનુષ્યસમાજની સ્થાપના થઇ અને તે નિયમો-ઉપનિયમોને લોકો ધર્મ પણ કહેવા લાગ્યા મનુષ્ય સમાજનો આધાર આ ધર્મ ઉપર રહ્યો અને તે ધર્મની જડ મનુષ્યસમાજ રહી આ વિચાર અમે વર્તમાન વિચારકોના ઢગથી વિવેચન કરીને વાચકોની સમક્ષ મૂક્યો છે ભગવાન્ આદિનાથનો જન્મ ત્રીજા કાળના અતમા થયો છે તે સાર્વભૌમ સમ્રાટ હતા. અને એમણે મનુષ્યોને મનુષ્યસમાજમા બાધ્યા અને ધર્મની શરૂઆત કરી વાચકો હવે પોતે જ મનન કરી નિર્ણય કરે કે "ધર્મ અને સમાજ"ની સ્થાપનાનુ કારણ, કાળ અને ઉદ્દેશ્ય શોધવામા અમારા પૂર્વાચાર્યોએ અને વર્તમાન વિચારકો એ કેટલુ અતર રાખીને અથવા સામીપ્યથી વિચાર કર્યો છે

લેખને વધુ ન લબાવતા હવે અમે કહીએ છીએ કે "ધર્મ અને સમાજ" બન્નેનો આટલો અધિક સાપેક્ષ સબધ છે જેટલો આત્મા તથા શરીરને છે આત્મા પતિત, મલિન, દુખી થવાથી શરીર ઉપર શુ નથી વીતતુ ? એ કોણ નથી જાણતુ ? વળી શરીર રોગી, આકુળવ્યાકુળ કે વિપત્તિગ્રસ્ત હોતા આત્મા ને કેટલો સતાપ અને દુઃખ થાય છે, એ કોણ નથી જાણતુ ? એ જ પ્રકારે ધર્મની હાનિમા સમાજનો બગાડ અને સમાજના પતનમા ધર્મનો નાશ થાય છે

આ વિવેચનથી મુખ્ય વાત આ સિદ્ધ થાય છે કે મનુષ્ય સમાજની સ્થાપનાની સાથે ધર્મની સ્થાપના થઇ છે ધર્મ ની જડ સમાજ છે અને સમાજનો આધાર ધર્મ છે, એ મતવ્યને જો કે અમે કહી ગયેલ વિવેચનમાથી મથન કરીને કાઢેલ છે, પરતુ વર્તમાન યુગ આ મતવ્યને તો સારી રીતે માને છે અથવા તો આ મતવ્યને લઇને પણ "ધર્મ અને સમાજ" એ વિષય ઉપર વિચાર કરવા લાગીએ તો પણ છેવટે અમને આ

સિદ્ધ થાય છે કે "ધર્મ અને સમાજ" બન્નેનો જન્મ આગળ પાછળ ન થતા એક જ કાળમાં થયો છે, એમા કોઇ જાતની શકા નથી દરેક એક બીજાના જન્મના કારણભૂત છે આશા છે કે ધર્મ અને સમાજની સ્થાપનાનો કાળ, કારણ અને ઉદ્દેશ્યની ચોક્કસતા–એક બીજાના આધારરૂપ સબધેનુ વિવેચન, ભૂત અને વર્તમાન બન્નેના જાણકારોમા પડેલા અતરને ઓછુ કરશે અને મનુષ્યસમાજ ધર્મનુ રહસ્ય અને કલ્યાણકારી સબધ સમજશે



# ૨ વિખરાયેલાં ઉપદેશ–કણો

## (૧) બ્રહ્મચર્યવ્રતનુ મહત્વ

जम्मि य आराहियम्मि आराहिय वयमिण सव्व सील तवो य विणओ य सजमो य खती मुत्ती गुत्ती तहेव य इहलोइय परलोइय जसे य कित्तीय पच्चओ य।

—બ્રહ્મચર્યનું આરી રીતે પરિપાલન કરવાથી શીલ, તપ, વિનય, સયમ, ક્ષમા, નિર્લોભતા અને ગુપ્તિ આ સર્વની આરાધના સુલભ થઇ જાય છે બ્રહ્મચારીને આ લોક અને પરલોકમા યશ, કીર્તિ અને લોક વિશ્વાસપાત્ર થાય છે તે પ્રાણી માત્રનો વિશ્વાસપાત્ર બને છે

जेण सुद्धचरिएण भवइ सुबमणो सुसमणो सुसाहू स इसी स मुणी स सजए स एव भिक्खू जो सुद्ध चमचेर।

—બ્રહ્મચર્યના શુદ્ધ પરિપાલનવડે ઉત્તમ બ્રાહ્મણ, ઉત્તમ શ્રમણ અને ઉત્તમ સાધુ કહેવાય છે બ્રહ્મચારી પુરુષ જ ઋષિ છે, તે જ મુનિ છે, તે જ સાધુ છે અને તે જ ભિક્ષુ છે

પ્રશ્નવ્યાકરણ સૂત્ર ૪, સવરદ્વાર ૨૭ સૂત્ર

न रूव लावण्ण विलास हास, न जपिय इगिय पेहिय वा।
इत्थीण चित्तसि निवेसइत्ता, दट्ठुव वस्से समणे तवस्सी॥

अदंसणं चेव अपत्थणं च, अचिंतण चेव अकित्तण च ।
इत्थी जणस्सारिय झाणजुग्गं, हिय सया बमवए रयाणं ॥

—બ્રહ્મચારી, શ્રમણ, તપસ્વી પુરુષ સ્ત્રીઓના રૂપ, લાવણ્ય, વિલાસ, હાસ્ય, મધુર વચન, કામચેષ્ટા અને કટાક્ષ આદિને પોતાના મનમા કદિ પણ સ્થાન આપતા નથી એમને પ્રેમથી જોવાનો પ્રયત્ન પણ કરતા નથી અને એમની અભિલાષા પણ કદી કરતા નથી સ્ત્રીઓના દર્શન, પ્રાર્થના, કીર્તન અને દ્રષ્ટિ-મિલન બ્રહ્મચારીઓએ કદી પણ ન કરવા જોઈએ, એમના માટે એ નિયમ ઉત્તમ, ધ્યાન કરવામા સહાયક અને અત્યત હિતકર છે

ઉત્તરાધ્યયન સૂત્ર, ૩૨ મુ અધ્યયન, ગાથા ૧૪-૧૫

हत्थपायपलिच्छिन्न, कण्णनासविगप्पिय ।
अवि वाससय नारीं, बमचारी विवज्जए ॥

—જેના હાથ અને પગ તૂટેલા છે, કાન અને નાક કપાયેલા છે, એવી સો વર્ષની વૃદ્ધ સ્ત્રીનો સગ પણ કરવાનુ બ્રહ્મચારી પુરુષના માટે વર્જિત છે

દશવૈકાલિક સૂત્ર, ૮ મુ અધ્યયન, ગાથા ૫૬.

देवदाणवगन्धव्वा जक्खरक्खसकिन्नरा ।
बमयारीं नमसति दुक्कर जे करति त ॥
एस धम्मे धुवे निच्चे सासए जिणदेसिए ।
सिद्धा सिज्झति चाणेण, सिज्झिस्सति तहावरे ।

—કઠણમા કઠણ બ્રહ્મચર્યને પાળનારા સ્ત્રીઓ અને પુરુષોને દેવ, દાનવ, ગાન્ધર્વ, યક્ષ અને કિન્નર વગેરે ઓ નમસ્કાર કરે છે.

આ બ્રહ્મચર્ય ધર્મ ધ્રુવ છે, નિત્ય છે, શાશ્વત છે અને જિનેન્દ્રોપદિષ્ટ છે એનુ સારી રીતનુ આચરણ કરવાથી ભૂતકાળમા અનેક જીવો સિદ્ધ થયા છે, વર્તમાનમા થતા જાય છે અને ભવિષ્યમા પણ થશે

ઉત્તરાધ્યયન સૂત્ર, ૧૬ મુ અધ્યયન, ગાથા ૧૬-૧૭

'व्रताना ब्रह्मचर्यं हि निर्दिष्ट गुरुक व्रतम्' અને 'एक व्रह्मतुरो वेदा, ब्रह्मचर्यं च एकतः' એ પ્રકારે જૈન શાસ્ત્ર અને અજૈન શાસ્ત્રોએ બ્રહ્મચર્ય વ્રતને સર્વ વ્રતોમા મુખ્ય માનેલુ છે અને એનાથી જ બધા વ્રતોની સફળતા થાય છે મૈથુનના મુખ્ય ત્રણ વિભાગ છે સ્ત્રીસમાગમ, હસ્તકર્મ અને ગુદાસેવન નિર્વિકારપૂર્વક મન, વચન, કાયાની શુદ્ધિથી સ્ત્રી-સમાગમ ન કરવો તેને વિશુદ્ધ બ્રહ્મચર્ય કહેવાય છે સાધુ, સાધ્વી અને બ્રહ્મચર્યવ્રતધારી નિર્વિકારી પુરુષોએ વિશુદ્ધ બ્રહ્મચર્યનુ પાલન કરવુ જોઈએ જે ગૃહસ્થ પોતાની વિષમ લાલસાઓને અટકાવી શકતો નથી એમને માટે 'સ્વદારાસતોષ' અને એમની સ્ત્રીઓને માટે 'સ્વપતિસતોષ' રાખવો એ દેશત બ્રહ્મચર્ય છે ગૃહસ્થ એ બ્રહ્મચર્યના પરિપાલનથી પોતાની પરપરાની સમુન્નતિ કરી શકે છે કુમારિકા યા પરસ્ત્રીગમન, હસ્તકર્મ, ગુદામૈથુન અને વિધવા, ગણિકા તેમજ પશુમૈથુન એ લોકવિરુદ્ધ જીવનઘાતક અને સર્વથા ત્યાજ્ય છે

## ( ૨ ) સાહસ, દૃઢ સકલ્પ અને ઉદ્યોગ

સાહસિક્તા એ મનુષ્યને જીવન અર્પનારી સજીવની બૂટી છે એના પ્રભાવથી મનુષ્ય મોટામા મોટા કાર્યો પણ ઘણી સહેલાઇથી સપાદિત કરી શકે છે વિઘ્ન-પીડાઓથી ન ગભરાતા મનુષ્ય જો ધૈર્ય અને દૃઢ સકલ્પથી કોઇપણ કાર્ય કરવાને માટે તૈયારી કરતો હોય તો એના માટે કોઇ પણ કાર્ય અસભવિત

નથી તે અસંભવિતને સંભવિત, કઠણને સહેલું અને દુસાધ્યને સુસાધ્ય બનાવી શકવાની હિંમત ધરાવે છે રાવણ અતુલ પરાક્રમી હતો એની લંકાનો કોટ અભેદ્ય હતો એની ચારે બાજુ સમુદ્ર જેવી ખાઇઓ હતી અને એની પાસે અપરિમિત રાક્ષસી સેના હતી જેને જોઇને દુર્જય વીરોના હૃદય પણ કંપતા હતા અને તેઓ સામનો કરતા કાયર બની જતા હતા બીજી બાજુ રામચંદ્રજીની પાસે પૂરેપૂરી સેના ન હતી બળ ન હતું સેના પણ વાનરની હતી જે રાક્ષસોને માટે કોળીયા સમાન હતી, પરંતુ રામચંદ્રજીએ પોતાના અગાધ ધૈર્ય અને દૃઢ સંકલ્પથી રાવણ અને રાક્ષસ કુળનો સર્વનાશ કરીને લંકા ઉપર પોતાની વિજયપતાકા ફરકાવી એ બધો સાહસ અને દૃઢ સંકલ્પનો જ પ્રભાવ હતો આજના યુગમાં આકાશમાં પક્ષીઓની પેઠે ઉડનારા વિમાન, પળવારમાં નાશ કરનારા પરમાણુ બોંબ, રેડિયો આદિ સર્વ આવિષ્કારોનો વિકાસ થયો છે એ એનું જ્વલંત ઉદાહરણ સમજવું જોઇએ કોઇ કવિએ કહ્યું પણ છે કે—

कठिनता में मृदुता अवलोक, असमव को समव अनुमान ।
सिद्धि पाता है कर्त्तव्य, साहसी कर साहस आह्वान ॥ १ ॥

—સાહસ અને સંકલ્પવિહીન માનવ માનવીની ગણતરીમાં નથી પણ પશુઓની સંખ્યામાં વધારો કરનાર જડ છે—મુડદું છે વિદ્યા, ધન, વૈભવ વગેરે બધા ગુણો એના માટે નહિ સમાન છે પ્રબળ શકિતસંપન્ન હોવા છતાં પણ સાહસ અને સંકલ્પહીન મનુષ્ય પોતાના અભિમતને સિદ્ધ કરી શકતો નથી અને નિર્બળ હોવા છતાં પણ ધીરજ અને દૃઢ સંકલ્પથી મનુષ્ય કઠણમાં કઠણ કાર્ય પણ સહેલાઈથી પાર કરી શકે છે પ્રાણી માત્રને માટે એ ગુણની એટલી જ આવશ્યકતા છે કે જેટલી આપણા જીવનનિર્માણની પ્રત્યેક કાર્યમાં કંઇ ને કંઇ આપત્તિ

તો આવે છે જ પરતુ એને ધીરજ અને દૃઢ સકલ્પથી કરી શકાય તો છેવટે એનુ ફળ અવશ્ય જ મળે છે એથી કરીને સાહસ-સકલ્પપૂર્વક ઉદ્યોગ કરવો જોઈએ કહ્યુ પણ છે કે—

संसार की समर-स्थली में धीरता धारण करो ।
चलते हुए निज इष्ट-पथ पर संकटों से मत डरो ॥
दु:ख शोक जब जो आ पड़े सो धर्मपूर्वक सब सहो ।
होगी सफलता क्यों नहीं ? कर्त्तव्य-पथ पर दृढ़ रहो ॥ १ ॥

संकल्प जिसका सिद्ध है फिर कार्य उसका क्यों रुके ? ।
जिसको मिले चिन्तामणि सो निर्धनी क्यों हो सके ? ॥
जो हो शरण उद्योग के तो क्यों न पूरण काम हो ? ।
जब रूप होवे काम का तब आपही धन धाम हो ॥ २ ॥

पर्वतों को काट कर सड़कें बना देता है वह ।
जंगलों में नित्य महामंगल बना देता है वह ॥
अगम जलनिधि गर्भ में बेड़ा चला देता है वह ।
सैंकड़ो मरुभूमि में नदियाँ बहा देता है वह ॥ ३ ॥

ઉદ્યોગી મનુષ્ય સસારમા સર્વ કાંઇ કરી શકે છે પરતુ એની સાથે ધીરજ અને સકલ્પ એ બે સાથી અવશ્ય હોવા જોઇએ પછી એને કાર્ય સફળતામા કોઈ જાતનો બાધો આવતો નથી ઉદ્યોગશીલ મનુષ્યે અન્યાય, આળસ, પાખડિયોમા વિશ્વાસ, ગુડાઓની મિત્રાચારી, વ્યભિચારીઓનો સહવાસ અને પરસ્ત્રીઓ સાથે ગમન ઇત્યાદિ વાતો હમેશને માટે ત્યાગ કરવી જોઇએ કારણ કે એ બધી ઉદ્યોગશીલતાની નાશક છે

## (૩) વૈયાવૃત્ય એટલે સેવાધર્મ.

"सेवाधर्मः परमगहनो, योगिनामप्यगम्यः" સેવાધર્મનુ ખૂબ ભારે ગૂઢ રહસ્ય છે મોટા મોટા યોગીઓ પણ એનો પાર પામી શકતા નથી એનો ભાર તે જ પુરુષ ઉઠાવી શકે છે કે જે ક્રોધ રહિત છે, ક્ષમાશીલ છે, નિરભિમાની છે, નિર્માયી છે, નિર્લોભી છે, સરલાશયી છે, અવિચ્છિન્ન ધર્મપ્રેમી અને સદાચારી છે બાર પ્રકારના તપોમા એ પણ એક અભ્યન્તર તપ છે આચાર્ય, ઉપાધ્યાય, ગણી, ગણાવચ્છેદક, પ્રવર્ત્તક, ગ્લાન, કુલ, ગણ, સઘ, બાલ અને વૃદ્ધ એ સર્વે સેવાને યોગ્ય છે જનસેવા, ધર્મસેવા, સમાજસેવા વગેરે એના બીજા ભેદો છે. જે સાધુ સેવાધર્મને અપનાવતા નથી અથવા એની ઉપેક્ષા કરે છે તે ભારે દોષપાત્ર છે જૈન શાસ્ત્રકાર કહે છે કે—

सोऊण ऊ गिलाण, उम्मग्ग गच्छ पडिपह वा वि ।
मग्गाओ वो मग्ग, सक्रमइ आणमाईणि ॥
सोऊण ऊ गिलाण, पथे गामे व भिक्खवेलाए ।
जइ तुरिय नागच्छइ, लग्गइ गुरुए सचउमासे ॥

જે સાધુ સ્વગચ્છ યા પરગચ્છમા કોઇ સાધુની ગ્લાનાવસ્થાની સૂચના સાભળીને સેવા કરવી પડશે એવા આશયથી જ ગલમા બીજી બાજુ ચાલ્યા જાય છે અથવા જે રસ્તેથી આવેલો હોય તે જ રસ્તે પાછો જાય છે, કે માર્ગ છોડીને બીજા કોઇ માર્ગેથી ચાલતો થાય છે, એને આજ્ઞાભગ, અનવસ્થા અને વિરાધના વગેરે દોષો લાગે છે એટલુ જ નહિ પરતુ માર્ગમા જતા, ગામમા પ્રવેશ કરતા અથવા ભિક્ષાને માટે ગામમા ફરતા, સાધુને જો કોઇ સાધુની ગ્લાનાવસ્થાની ખબર પડી જાય

અને તે જલદીથી તેની પાસે ન જાય તો એને ગુરુ ચતુર્માસીનુ પ્રાયશ્ચિત્ત લાગે છે બૃહત્કલ્પસૂત્ર ભાષ્ય, ગાથા ૧૮૭૧-૧૮૭૨

जो गिलाण पडियरइ, सो म पडियरइ ।
जो म पडियरइ, सो गिलाण पडियरइ ॥

ભગવાન કહે છે કે-જે ગ્લાન સાધુની સેવા કરે છે તે મારી સેવા કરે છે અને જે મારી સેવા કરે છે તે ગ્લાન-સાધુની સેવા કરે છે ઓઘનિર્યુક્તિ સટીક, ગાથા ૬૨

બૃહત્કલ્પસૂત્ર લઘુ ભાષ્યમા કહ્યુ છે કે-'जो गिलाण पडियरइ से मम णाणेण दसणेण चरित्तेण पडिवज्जइ ' જે ગ્લાનની સેવા કરે છે તે મને જ્ઞાન, દર્શન અને ચારિત્રદ્વારા પ્રાપ્ત કરે છે એથી જ ગ્લાન-સાધુની સેવા કરવી એ જિનેશ્વરની ભક્તિ કરવા સમાન છે અને એથી-એ સેવાથી જ્ઞાન, દર્શન અને ચારિત્રની આરાધના તેમજ પ્રભુઆજ્ઞાની આરાધના થાય છે એ માટે જ કહ્યુ છે કે—

वेयावच्च नियय, करेह उत्तरगुणे घरिंताण ।
सव्व किल पडिवाई, वेयावच्च अपडिवाई ॥
पडिभग्गस्स मयस्स वा, नासइ चरण सुय अगुणणाए।
नहु वेयावच्च चिय, सुहोदय नासए कम्म ॥

ઉત્તર ગુણ ધરનારા ઉત્તમ સાધુઓની હમેશા વૈયાવૃત્ય-સેવા કરો સર્વ ગુણો પ્રતિપાતી છે એટલે મનુષ્યના જીવન પર્યંત જ સાથે રહે છે, પરંતુ વૈયાવૃત્ય અપ્રતિપાતી છે, બીજા ભવમા પણ સાથ છોડતો નથી સયમથી ભ્રષ્ટ થતા કે મરણ આવતા ચારિત્ર નષ્ટ થઈ જાય છે, ફરીને પુનરાવર્તન ન કરવાથી શાસ્ત્ર પણ ભૂલી જવાય છે, પરંતુ વૈયાવૃત્યથી મેળવેલા શુભ

ફળ આપનારા કર્મોનો નાશ કરી પણ થતો નથી એનુ પૂર્ણ ફલ તો મળે જ છે —શ્રી ઓઘનિર્યુક્તિ, ગાથા ૪૩૨-૪૩૩

સેવાધર્મનુ મહત્વ બતાવનારા સૂત્રકારો કહે છે કે—

" वेयावच्चेण तित्थयरनामगोत्त कम्म निनबद्द "

આચાર્ય, ઉપાધ્યાય, ગણી, ગણાવચ્છેદ વગેરે તથારૂપ મુનિવરોની સેવા કરવાથી તીર્થંકરનામગોત્ર કર્મનો બધ થાય છે, તીર્થંકરપદ મળે છે સાધુઓને માટે અસયત ગૃહસ્થ અને પાપ શ્રમણોની સેવા કરવાની શાસ્ત્રમા આજ્ઞા આપી નથી, તો પણ દેશકાળને અનુસરીને એમને ન અપનાવવાનો નિષેધ પણ કર્યો નથી એથી જ અસયતોને દયાપાત્ર જાણીને એમના કલ્યાણને માટે યથાશક્તિ સહાયતા અપાવીને એમને સન્માર્ગ પર સ્થિર કરવા એ લાભકારક છે, હાનિકારક નથી

ગૃહસ્થ શ્રાવકોએ સમજવુ જોઇએ કે નિજોપાર્જિત દ્રવ્ય ફક્ત પોતાના જ ઉપભોગ માટે નથી એને પોતાના જ એશ-આરામના માટે વાપરવુ એ એનો મદુપયોગ નથી એથી કરીને પોતાનુ ધન હીન, દીન, પીડિત, નિરાધાર, પતિત અને દલિત પ્રાણીઓની સેવામા કામ આવે તો સારુ કહેવાય ધનનો સાચો સદુપયોગ જનસેવા જ છે આ સકલ્પપૂર્વક મળેલા ધનવડે જનસેવા અને જૈન સસ્કૃતિનો વિકાસ કરતા શીખવુ જોઇએ, એ જ ઉત્તમ સેવા છે

સેવાભાવીઓએ ૧ વારવાર ક્રોધ કરવો, ૨ લાબા કાળ સુધી રોષ રાખવો, ૩ ઘૃણા કરવી, ૪ થોડુ ઘણુ ભણ્યાનુ અભિમાન કરવુ, ૫ કરેલો ઉપકાર ભૂલી જવો, ૬ મિત્રોથી અણબનાવ રાખવો, ૭ અયોગ્ય વચનો બોલવા, ૮ સન્માનની અભિલાષા રાખવી અને ૯ ગુણની ઈર્ષા કરવી-એ દોષો સર્વથા છોડી

દેવા જોઇએ, ત્યારે તેમને સેવાધર્મનુ સાચુ ફળ મળી શકે છે મહાતપસ્વી નદિષેણ મુનિએ ગ્લાન સાધુની સેવા કરી જેથી તે દેવ–દેવેન્દ્રોમા પણ પ્રશંસાપાત્ર બન્યા, બાહુબળજીએ પૂર્વ ભવમા સાધુઓના ચરણની સેવા કરી જેથી એમને બાહુમા અતુલ બળ પ્રાપ્ત થયુ અને ભરતજીએ સાધુઓની વિશુદ્ધ આહાર–દાનવડે ભક્તિ કરી જેના ફળસ્વરૂપમા એમને ચક્રવર્તિ ( સર્વભૌમ ) પદ પ્રાપ્ત થયુ એ પ્રમાણે સેવાધર્મ બતાવનારા અનેક ઉદાહરણો શાસ્ત્રમા મૌજુદ છે અશક્તોની પગ ચ પી કરવી, એમનુ કામકાજ કરવુ, ઔષધ વગેરેનો પ્રબંધ કરવો, એમને જરૂરી ચીજો લાવી આપવી, એમના વસ્ત્રો વગેરે ધોઇને સાફ રાખવા ઇત્યાદિ સર્વ સેવાધર્મના જ નાના નાના ભેદ છે

## ( ૪ ) આજમ સિકન્દરનો અ તિમ સન્દેશ.

वक्त मरने के सिकन्दरने, तबीबों स कहा ।
मौतसे मुझ को बचा लो, करके कुछ मेरी दवा ॥ १ ॥

सर हिला कर यों कहा, सबने कि अये शाहेजहा ! ।
मौतसे किसको पनाह है, क्या है दरमाने कज़ा ? ॥ २ ॥

बरगुज़ीदा हस्तियों से, यों हुआ फिर हमकलाम ।
है कोई इस वक्त मुश्किल में, मेरा मुश्किलकुशा ॥ ३ ॥

यक्ज़ुबा होकर कहा सबने, कि हम माज़ूर हैं ।
कुन्द है तदबीर सब, और अक्ल भी है नारसा ॥ ४ ॥

बेगमों और लौंडियों से, फिर मुखातिब यों हुआ ।
नाज़नीनो ! इस घडी तुम, से हैं उम्मीदें वफा ॥ ५ ॥

सर्द आहें भरके और बाचश्मतर कहने लगीं ।
बेबसो माजूर हैं हम, किस तरह से लें बचा ॥ ६ ॥

कुल खजायन और दफायन खोल कर कहने लगा ।
अय ! मेरे फखरेजहा, अब साथ में चलना जरा ॥ ७ ॥

लक्ष्मीने यों कहा हसरत भरी आवाज से ।
मैं थी साथी इस जहा की, वह जहा है दूसरा ॥ ८ ॥

तोताचश्मी देख सब की, और टकासा सुन जबाब ।
रो पडा आजम सिकन्दर, हाय ! मैं तनहा चला ॥ ९ ॥

हो गया मजबूर जब, वह जिन्दगी से इस तरह ।
यों वसियत की अमीरों, और बजीरों को बुला ॥ १० ॥

हो तबीबे नामवर, लाशा उठाये देश पर ।
देख ले ताखल्क मुझ को, दे सके ये ना शफा ॥ ११ ॥

कुल जरो लालो जवाहर के, भरे छकडे हों साथ ।
बेगमातें साथ हों और, साथ बूढ़ी वालिदा ॥ १२ ॥

फील हों होदे सजे और, अस्प हों वाजीन साथ ।
कुल रिसाला हो मुसल्ला, साथ हो सारी सिपाह ॥ १३ ॥

कुल रियाया बूढे बच्चे, और जवा सब साथ हों ।
हो बजाने का हमारे, रहनुमा छोटा बड़ा ॥ १४ ॥

बादे मुर्दन कफन से, बाहर मेरे दो हाथ हों ।
देख ले ताखल्क मुझ को, साथ में क्या ले चला ? ॥ १५ ॥

**સિકન્દર**—હકીમો ! હુ મરણની પીડાથી રીબાઉં છુ એથી કરીને મને એવી દવા આપો કે મને મોતથી બચાવી શકે

**હકીમ**—( પોતાનું માથુ હલાવીને કહેવા લાગ્યા ) દુનિયાના શાહ ! મોતથી બચાવવાનુ સામર્થ્ય કોઇનામા નથી અને એની કોઇ દવા પણ નથી પીર, પેગબર, ઇન્દ્ર, નરેન્દ્ર, વિદ્યા, મત્ર વગેરે કોઇ પણ મોતથી કોઇનેય બચાવી શકતા નથી

**સિકન્દર**—( પોતાના ખાસ વિશ્વાસુ માણસોને બોલાવી કહ્યુ ) એવો કોઇ બહાદુર છે જે મને આ દુ ખથી બચાવી શકે ?

**માણસો**—( બધાએ ભેગા મળી કહ્યુ ) અમે બધા આપને આ દુ ખમાથી બચાવવાને બધી રીતે અસમર્થ છીએ એ મટાડવાને માટે અમારી પાસે નથી કોઇ જાતનો ઉપાય કે નથી કોઈ હોશિયારી ! આ બાબતમા અમે બધા હતબુદ્ધિ-અક્કલ વિહીન છીએ

**સિકન્દર**—બેગમો અને ચાકરડીઓ ! આ વખતે મને મોતથી બચાવવાને માટે તમારી પાસે થોડીક આશા રાખુ છુ કહો, તમે કઈ કરી શકશો નહીં ?

**બેગમો અને ચાકરડીઓ**—( અશ્રુ ટપકતા નેત્રો અને દયામણા ભાવથી ) અમે વિવશ અને અસમર્થ છીએ ભલા, મોતથી કેવી રીતે બચાવી શકાય ? એ અમારા હાથની વાત નથી

**સિકન્દર**—( ખજાનો, ભડાર અને લોકોમાની નામનાને ખુલ્લી કરીને કહ્યુ ) તમે તો મારી સાથે આવશો જ ને ?

**લક્ષ્મી**—બાદશાહ ! હું તો ફક્ત આ દુનિયામા સાથ આપનારી છું તે દુનિયા તો બીજી છે એથી કરીને ત્યા સાથે આવવા માટે બધી રીતે લાચાર છુ

સિકન્દર—(બોલચાલ અને રોકડા જવાબો સાંભળીને રોવા લાગ્યો ) હાય ! હું એકલો અને મારો સાથી કોઈ નહિં ! પોતાની જિંદગીથી બીલકુલ હતાશ ( લાચાર ) થઇ ગયેલો તે અમીરો તથા વજીરોને બોલાવી આ પ્રમાણે કહેવા લાગ્યો કે—

સુવર્ણાદિ ધન, મણિ, માણેક આદિ જરઝવેરાત, અને પાલખી, ગાડી આદિ બધુ ભરેલુ જ રહી ગયું, પણ મને કોઇ સારો કરી શકતું નથી-મોતથી બચાવી શકતું નથી આ બધી દુનિયા જોઇ લો. હકીમો, બેગમો, વૃદ્ધ માતા, સજેલા હોદ્દાવાળા હાથીઓ, વેગવતા ઘોડાઓ, સારા રિસાલેદારો-ઘોડેસ્વારો, નમાજ પઢનારા સાથીઓ, હજારોનું લશ્કર, આખી પ્રજા, વૃદ્ધ, બાળક, યુવાન અને વાજિત્રો-ઢોલ નગારા વગેરે તથા માર્ગ બતાવવાવાળા તેમજ લાશને ઉઠાવનારા નાના મોટા સર્વ લોકોનો સાથ હોવા છતા પણ મરણ બાદ કોઇ કોઈની સાથે આવતું નથી શબને દફનાવીને સૌ પોતપોતાને રસ્તે ચાલતા થાય છે ઠાઠડીમા મૂકતા મારા બને હાથ કફન( ઠાઠડી )ની બહાર ખુલ્લા રાખજો જોનારા લોકોને ખબર પડે કે સિકંદર પોતાની સાથે કઇ લઇ ગયો નથી બસ, દફતરમા આ વસિયતનામુ લખીને સિકન્દરે પ્રયાણ કર્યુ-મરણ પામ્યો છેવટમા એ જ પરિણામ છે, એ સર્વ કોઇએ વિચાર કરીને સમજી લેવું જોઈએ

## (૫) સંસારમાં આલસ્યજ મહાદુશ્મન છે.

પવિત્ર એવા મનુષ્ય જન્મને દુર્ગતિમા ફેંકનાર અને નિંદનીય બનાવનાર સંસારમા કોઇ મહાન દુર્ગુણ હોય તો તે આળસ છે નીતિકારોએ એને મહાદુશ્મન બતાવેલ છે. પ્રાણી માત્ર ઉપર એ દાનવનુ સામ્રાજ્ય છે જે પ્રાણીએ એની સાથે પોતાનો આત્મા સમર્પણ કર્યો છે તે સંસારમા કોઇ પણ કાર્યને સફળ કરી શકતો નથી આળસના તાબામા રહેનારની વિદ્યા,

બુદ્ધિ, ધન, કાર્ય અને ગુણ સર્વ નષ્ટ થઇ જાય છે તે નથી પોતાનો વિકાસ કરી શકતો કે નથી બીજાઓને ઉપકાર કરી શકતો એ જ કારણ છે કે આળસુ મનુષ્ય દરેક કાર્યને કાર્યરૂપમા પરિણત કરવાને માટે હમેશા લલચાતો રહે છે, પરંતુ પોતાની નઠારી પ્રકૃતિના કારણે એને હતાશ થવુ પડે છે અને છેવટે એ જ પ્રમાણે આળસુ દુનિયામા એમ જ આગળ ચાલતા પોતાના અમૂલ્ય જીવનને હારી જાય છે અને બીજા ભવમા કોઈ સારુ સ્થાન મેળવી શકતો નથી

આળસ કેટલાય અનર્થોની ઉત્પાદક અને પ્રાણીઓની ઉન્નતિ મા અડચણ કરનાર કંટક સમાન છે જે મનુષ્ય ધાર્મિક તેમજ પવિત્ર કાર્યોના સર્વ સાધનો મળવા છતા કંઈ આત્મ-સાધન નથી કરી શકતા એમના સમાન મહામૂર્ખ આ સંસારમા બીજા કોણ હોઈ શકે ? કહ્યુ પણ છે કે—

आर्यदेश-कुलरूप-बलायुर्बुद्धिबन्धुरमवाप्य नरत्वम् ।
धर्मकर्म न करोति जडो य पोतमुज्झति पयोधिगत' सः ॥

આર્યદેશ, આર્યકુલ, સુંદર રૂપ, બળ, આયુ, બુદ્ધિ અને માનવ જીવન પ્રાપ્ત કરીને જે મનુષ્ય ધર્મકાર્યોનુ આરાધન કરતો નથી તે સમુદ્રની મધ્યમા મળેલા વહાણનો ત્યાગ કરી રહ્યો છે

એ પ્રમાણે જે મનુષ્ય ઘડપણથી જર્જરિત અને વિનાશી દેહથી ક્રોધાદિને વશ બની ધર્મકાર્ય આચરણ કરે છે તે ધર્મના વાસ્તવિક ફળથી વંચિત રહે છે એનુ ધર્મકર્મ અજાગલ સ્તનની માફક નિરર્થક હોય છે, માટે આળસનો પરિત્યાગ કરીને જે મનુષ્ય નિસ્પૃહ અને સરલ-ભાવથી ધર્મ તથા યશ રૂપી ધનને સંચિત કરી લે છે તેનુ જીવન સંસારમા સફળ અને સાર્થક બની જાય છે

## ( ૬ ) મરણ પણ જીવન સમાન છે.

જે મનુષ્ય પોતાના મૃત્યુથી ડરતા નથી તેમજ જીવવાની આશા પણ રાખતા નથી, નિર્ભયતાપૂર્વક સુખ, દુખ,-જીવન, મરણ અને કૌટુમ્બિક વૈભવની જરા પણ લાલચ ન રાખતા દેશ, સમાજ, નીતિ અને ધર્મની નિ સ્વાર્થભાવે સેવા કરતા રહે છે, સાથે જ કોઇ પણ કાર્યને કરીને પોતાની વાક્પટુતા બતાવીને પ્રદર્શિત કરતા નથી, પર તુ એને દરેક રીતે કાર્યરૂપમા પરિણત કરવાનો પ્રયત્ન કરતા રહે છે અને "मातृवत् परदारेषु परद्रव्येषु लोष्ठवत्" ઇત્યાદિ નીતિવાકયનુ અક્ષરે અક્ષર પ્રતિપાલન કરતા કરતા હ મેશા પ્રાણીમાત્ર પ્રત્યે સદ્ભાવના તેમજ સહાનુભૂતિનો વ્યવહાર રાખે છે એવા મનુષ્યનુ મરણ સ સારમા જીવનની સમાન સમજવુ જોઇએ તે પોતાના નશ્વર ભૌતિક શરીરથી વિદ્યમાન રહેતા નથી પણ યશ -શરીરથી સદા સર્વદા સર્વત્ર અમર રહે છે મૃત્યુ-ભીતિથી ભયભીત ન થનારા પોતાના સુવિચારોને પ્રદર્શિત કરતા એક યુગ-ગાયક કવિએ કહ્યુ છે કે—

जो मरण को जन्म समझे, मैं उसे जीवन कहूँगा ।
वह नहीं बन्धन कि जो अज्ञानता में बाँध ले मन ॥
और फिर सहसा कभी जो टूट सकता हो अकारन ।
मुक्ति छुपाये न जिसको, मैं उसे बन्धन कहूँगा ।
जो मरण को जन्म समझे, मैं उसे जीवन कहूँगा ॥ १ ॥

वह नहीं नूतन कि जो प्राचीनता की जड़ हिलादे ।
भूत के इतिहास का आभास भी मन से मिटा दे ॥
जो पुरातन को नया कर दे, उसे नूतन कहूँगा ।
जो मरण को जन्म समझे, मैं उसे जीवन कहूँगा ॥ २ ॥

वह नहीं पूजन कि जो देवत्व में दासत्व भर दे।
सृष्टि के अवतंस मानव की, प्रगति को मन्द कर दे॥
भक्त को भगवान कर दे, मैं उसे पूजन कहूँगा।
जो मरण को जन्म समझे, मैं उसे जीवन कहूँगा॥ ३॥

## (७) सपत्तिना मूळमा अनर्थ ज छे.

ससारमा जेटला अत्याचार, अनाचार, दुराचार तेमज अन्याय आदि पापजनक कुकर्म थाय छे, ए सर्वनु मूळ कारण सपत्ति ज छे केटलाक लोको सपत्ति न होवाना कारणे असत्य, स्तेय (चोरी) आदि दुष्कृत्यो करे छे अने केटलाक लोको सपत्तिनी अधिकताथी हमेशा पापकर्ममा रत रहे छे सपत्तिने ज कारणे लोभ, विद्वेष, क्रोध अभिमान वगेरे दुर्भावो उत्पन थाय छे, जे अनर्थकारी अने अकृत्य छे जो सपत्ति उपर सर्वे लोकोनो समान रूपे अधिकार रहे तो लोकोमा परस्पर सद्भावनी वृद्धि थइ शके छे साथे ज समान रूपथडे ते लोको उन्नतिना मार्गे पण अग्रेसर बनी शके छे एमा सदेह नथी कारण आधुनिक विषम वातावरणमा चालता विपरीत जमानामा अर्थना आधार पर मानव-जीवननी समीक्षा थइ रही छे मध्ययुगमा धर्मना आधार पर मानव-जीवननु सगठन करेलु हतु धर्मना प्रचारकोए सर्वत्र धर्मद्वारा एकता, समता अने बधुत्वभाव स्थापित करवानी चेष्टा करी धनने एमणे धर्मना माटे अनिष्टकारी तेमज अवाच्छनीय समज्यु. एमणे दरेक स्थाने एमज कह्यु के—'अनर्थाना च सर्वेषा, द्रव्यमेव हि कारणम्' द्रव्य ज बधा अनर्थोनु मूळ कारण छे

धर्मना मूळमा विश्वप्रेम रहेवा छता पण ससारमा अर्थना ज कारणे धर्मविद्वेष विद्रोह अने असहिष्णुतानो प्रचार

થયો અને કેટલાય અત્યાચારો, ઉત્પીડન, તેમજ સહસ્ત્ર દુષ્કૃત્ય બન્યા લોકોમા ન સમતાની ભાવના પણ રહી અને ન પરસ્પરનો બધુત્વભાવ પણ રહ્યો આ બધુ શુ બની ગયુ ? ધર્મની આડમા સપત્તિના પ્રલોભનને કારણે સ્વાર્થનુ પોષણ કરવાથી જ, આ સ્વાર્થપરાયણોએ જ ધર્મના અગ-પ્રત્યગને છિન્ન-ભિન્ન કરી નાખ્યુ સ્વાર્થી લોકોએ ધર્મના મૂળમા પણ સપત્તિની ધૂન લગાવી દીધી, જેથી કરીને ધર્મમા પણ સઘર્ષ થવાથી ધાર્મિકતાની સાથે બધુત્વભાવ તેમજ સમાન ભાવનાનો હ્રાસ થઈ ગયો એથી જ બધુત્વ સમભાવના તેમજ ધાર્મિકતાના અસ્તિત્વની જો રક્ષા કરવી હોય તો પ્રત્યેક વ્યક્તિએ અનર્થ ઉત્પન્ન કરનારી સપત્તિના પ્રલોભન તેમજ સ્વાર્થપરતાથી હમેશા અલગ રહેવુ જોઇએ

## (૮) પારિવારિક અકુશ સારો છે.

પરિવર્તનના માર્ગમા અગ્રેસર બનનાર, આ નવયુગના નવીન પ્રકાશમા ફરનાર સ્વચ્છદપ્રિય યુવક-યુવતીઓ ઘણું કરીને સમુદાયના અકુશમા રહેવુ રુચિકર માનતા નથી તેઓ પોતાને હમેશા સ્વતન્ત્ર પથ પર જ ચાલવાનુ પસદ કરે છે અને પોતાની સ્વચ્છદભરી ઉચ્છૃખલતાના બલ ઉપર જ પોતાના જીવનના સમસ્ત કાર્યો કરવા ઇચ્છે છે, પરન્તુ એ પ્રાચીન મર્યાદાથી પ્રતિકૂળ હોવાને કારણે અહિતકર છે એથી દરેક યુવક યુવતીના માટે સામુદાયિક અકુશની મોટામા મોટી જરૂરીઆત છે સમુદાય-પરિવાર માનવવિકાસનુ સરલ-ઉત્તમ સાધન તેમજ મહત્વશાળી સસ્થા છે એના અભાવમા માનવશક્તિનો વિકાસ થવો સર્વથા અસભવિત છે અન્યાન્ય હિતકર સાધનોના અતિરિક્ત પરિવાર સગઠનનુ પ્રાથમિક ચિહ્ન છે એથી આવનારી કેટલીયે ન સમજાતી કઠણ સમસ્યાઓ સહેલાઇથી ઉકલી જાય છે

ગૃહસ્થીઓની સામે કઇ ગૂચો તેમજ અડચણો એવી ઉપસ્થિત થઈ જાય છે કે જેનો ઉકેલ પરિવાર વિના નથી થઈ



શકતો મનુષ્ય ઉત્પન્ન થવાથી જ માણસ નથી બની શકતો તે સમુદાયના અંકુશમા ચાલતા ચાલતા આગળ મોટો બનવાથી મનુષ્ય બને છે અને પછી તે પોતાની માનવતાનો પરિચય જનતા સમક્ષ કરાવે છે વ્યક્તિગત સ્વતંત્રતામા પણ કેટલીક વાતો એવી આવી પડે છે કે જે પરિવારના આશ્રય વિના સફળ થઇ શકતી નથી એથી કરીને સ્વાભાવિક નિરંકુશતા, માનસિક ચંચળતા અને અત્યાચારમય દુર્વૃત્તિને રોકવાને માટે પ્રાણીમાત્રને અંકુશમા અથવા એના આશ્રયમા રહીને માનવ બનવાનો સતત પ્રયત્ન કરવો જોઇએ એવુ કરવાથી જ તે માનવ કહેવાઈ શકશે અને પોતાને વધારે ગૌરવાન્વિત કરી ઉન્નતિના શિખર પર સ્થાપિત કરવામા સમર્થ થઇ શકશે

## (૯) સમયનુ પરિવર્ત્તન

પરિવર્તનશીલ સમયની સાથેસાથ સામયિક અન્ય વાતોમા પણ પરિવર્ત્તન થઇ ગયુ છે નીતિ, ધર્મ, વિનય, લજ્જા, સ્વભાવ, આચાર, વિચાર, બળ, બુદ્ધિ, આયુષ્ય વગેરે બધા પરિવર્તિત રૂપમા આજે દેખાઈ આવે છે એ જ પ્રમાણે ક્રોધ, અહંકાર, મત્સર, લાલચ તથા વિષયાકાક્ષા આદિ દોષ પણ વધતા જવાની ખાતરી થઇ રહી છે એ દુર્વિષયોના કારણે આજે બાળ-વિક્રય, કન્યા-વિક્રય, બાળવિવાહ, વૃદ્ધવિવાહ, વિધવાવિવાહ અને આંતર્જાતીય વિવાહ આદિ ધમ અને જાતિનાશક ખોટી પ્રથાઓનો જન્મ થઇ ગયો છે કોઇ કવિએ પણ ઠીક જ કહ્યુ છે કે—

गई लाज मरजाद सब लोड़ चढ़ाई,
बचन चूक नर हुआ कुबद कलियुग में आई ।
लछमी पण मन खचियो दव इन्द्रासन बैठा,
इन्द्र पण ऊँचा गया, मेह पण पड्या हेठा ।

प्रगट्यो पाप धर्म नाणो, दुनिया से नाठी गया,
कवि गद् कहे रे ठाकुरा सतयुग जाता एता गया ॥ १ ॥

## (૧૦) દાન કદી પણ નિષ્ફળ નથી થતુ.

ચારણ, ભાટ, યાચક, બ્રાહ્મણ, સેવક આદિને આપેલુ દાન પોતાના યશને ફેલાવે છે રાજા, મત્રી વગેરેને આપેલુ દાન આબરૂને વધારે છે તેમજ કાર્યને સફળ કરે છે ધાર્મિક સસ્થા ઓને આપેલુ દાન પુણ્યવૃદ્ધિ કરે છે સુપાત્રને આપેલુ દાન સુખસમૃદ્ધિને અર્પણ કરે છે એ પ્રમાણે દાન કદી નકામુ નથી થતુ એનુ કઇ ને કઇ ફળ પણ અવશ્ય મળે છે જ શાલિભદ્રે પોતાના પાછલા ભવમા તપસ્વી મુનિને દાન આપેલુ જેથી એમને આ ભવમા અક્ષય અને દિવ્ય સુખભોગ્ય સમૃદ્ધિ મળી. ધન્નાજીએ પોતાના પૂર્વભવમા સુપાત્રદાન આપેલુ જેના કારણે એમને ઠેકાણે ઠેકાણે સામ્રાજ્ય, સુખભોગ અને ઔત્પાતિકી બુદ્ધિ પ્રાપ્ત થઇ શાસ્ત્રકાર પણ કહે છે કે—

नो तेसिं कुवियव दुक्खमखिल आलोयए पमुह ।
नो मिल्लेइ घर कमकनड्डिया दासिव्व तेसिं सिरी ॥
सोहग्गाइगुणा चयति न गुणा बद्धव्व तेसिं तणु ।
जे दाणम्मि समीहत्थजणणे कुव्वति जत्त जणा ॥ १ ॥

જે સમીહિતાર્થજનક દાન દેવામા સદા કટિબદ્ધ રહે છે એની સામે કોપાયમાન એવા દુ ખ કદી પણ નથી જણાતા, દાસીની સમાન એના ઘરને લક્ષ્મી નથી છોડતી અને રસ્સી-દોરીથી બાધ્યા સમાન સૌભાગ્યાદિ ગુણો એને કદી પણ નથી છોડતા

## ( ૧૧ ) વીતરાગ સિવાય સૌ કોઇ દોષી છે.

સ સારમા સર્વ દોષોથી વિમુક્ત એક વીતરાગ જ છે બાકીના બધા પ્રાણીઓ ઓછાવત્તા દોષોથી ભરેલા છે કોઇમા કઇ તો કોઇમા કઇ દોષ જરૂર જણાઇ આવે છે સ સારમા એવી કોઇ વ્યક્તિ નથી કે જેનામા કઇ દોષ ન હોય. એથી કોઇના દોષ જોઇને નિ દા, અપમાન અથવા દોષને નીચો બતાવવાનો પ્રયત્ન કરવો તે સારા માણસોને માટે કદાપિ ઉચિત નથી કેટલાક અહ કારી મનુષ્યો ઘણુ કરીને બીજાના દોષો પર દષ્ટિ ફેરવે છે, પર તુ પોતાની ત્રુટિયો તેમને જણાતી નથી, જો સૂક્ષ્મ દષ્ટિથી જોવાય તો પોતાની જીવનઘટનાઓમા ન માલૂમ કે કેટલી ત્રુટિઓ હશે, જે ઢોલ જેટલી પોલની પૂતિ કરે છે દોષ ફક્ત પુરુષોમા નથી પર તુ દેવનાઓમા પણ દોષ જણાઇ આવે છે એક કવિવરે લખ્યુ પણ છે કે—

लाछन चन्द म ताप दिर्णिद में है,
　　चन्दन माहीं फणिद को बासो ।
पडित निर्धन मूर्ख महाधनी,
　　नारी है महाहठ को घरवासो ॥
हिम हिमाचल खारो है वारिधि,
　　केतकी कटक कोट को पासो ।
देखो धरमसिंह सब को है दुख,
　　पाते कोउ करो न काहु को हासो ॥ १ ॥

## ( ૧૨ ) ક્રોધ સૌ સન્તાપનો ઉત્પાદક છે.

ક્રોધ હ મેશા સ તાપનુ કારણ માનેલુ છે એ પુણ્યકર્મ

કાર્યની રૂપરેખા અને માનવીય ગુણોનો સર્વ-નાશ કરનાર છે અનેક વિપત્તિઓ અને ઉદ્વેગોનો ફેલાવો રોગની જેમ અતિ શીઘ્રતાથી ફેલાવી દે છે ધર્મહાનિ, પુણ્યહાનિ, દ્રવ્યહાનિ, કુટુબહાનિ અને ન માલુમ કેટલીય હાનિઓ આ અનર્થના ઉત્પાદક દુર્ગુણથી થતી જાય છે, જેનો પાર જ નથી આવતો ક્રોધને તાબે થયેલા મનુષ્યમા ચેતનતા નામ માત્ર પણ નથી રહેતી તે આધળાથી પણ વધુ આધળો છે આત્મસાધનાના સુપથથી ડગાવનાર આ ક્રોધ, ઇર્ષા, અભિમાન, માયા, લાલચ આદિ અસખ્ય દોષોને ઉત્પન્ન કરીને સદાચાર, આસ્તિકય, શ્રદ્ધા, વિનય આદિ સદ્દગુણોનો નાશ કરવામા એક પલની પણ વાર લગાડતો નથી ક્રોધથી પ્રીતિનો, માનથી વિનયનો, માયાથી મિત્રતાનો અને લોભથી પ્રીતિ, વિનય અને મિત્રતા એ ત્રણેનો નાશ થાય છે ચડાલ જાતિમા ઉત્પન્ન થનાર મનુષ્યને સુસસ્કારોવડે સુગતિ મળી શકે છે, પરતુ ક્રોધરૂપી ચડાલને કોઇ પણ પ્રકારની સદ્દગતિ પ્રાપ્ત થતી નથી ક્રોધીનુ કરેલું તપ, જપ, દાન આદિ પુણ્યકર્મ પણ વિફળ થાય છે શાસ્ત્રોમા કહ્યુ છે કે—

कोवो जलणोव्व वणं, दहइ तव पन्नगोव्व कुणइ भय ।
जीव पक्खिवइ भवे रण्णे, दुसिक्खिय तुरगोव्व ॥ १ ॥

જગલમા લાગેલા દાવાનલની સમાન ક્રોધ તપને બાળી દે છે, સર્પની પેઠે ભય ઉત્પન્ન કરે છે અને અશિક્ષિત ઘોડાની જેમ પ્રાણીઓને સસારરૂપી ભવના ગાઢ જગલમા છોડી દે છે

## (૧૩) સસર્ગ પણ ગુણ દોષનુ કારણ છે.

अंबस्स य निंबस्स य, दुण्हवि समागयाइ मूलाइ ।
ससग्गीइ विणट्ठो, अंबो निंबत्तणं पत्तो ॥ ४१ ॥

जह नाम महुरसलिल, सायरसलिल कमेण सपत्त ।
पावेइ लोणभाव, मेलणदोसाणुभावेण ॥ ४२ ॥
एव खु सीलवंतो, असीलव तेहिं मीलिओ सतो ।
पावइ गुणपरिहाणिं, मेलणदोसाणुभावेण ॥ ४३ ॥

આબો અને લીંબડા બને એક જ મૂળમા ઉત્પન્ન થયા છતા સસર્ગના દોષથી આબામા પણ લીંબડાનો સ્વભાવ આવી જાય છે જેવી રીતે સ્વાદિષ્ટ મધુર પાણીવાળી નદીઓનુ પાણી સમુદ્રમા મળી જવાથી ખારૂ થઇ જાય છે, એ જ પ્રમાણે શીલવાન પુરુષ કુશીલિયાઓની સોબતથી પોતાના ગુણોને મલિન અથવા સર્વનાશ કરી બેસે છે

—અભિધાનરાજેન્દ્ર, ભાગ ૩, પૃષ્ઠ ૫૧૮

## (૧૪) અસયમીઓ વદન યોગ્ય નથી.

સયમ અને માનવગુણથી વિહીન મિથ્યાત્વી ભલેને માતા, પિતા આદિ પણ કેમ ન હોય પરતુ તેમને ધાર્મિક ભાવથી નમસ્કાર કરવા યોગ્ય નથી સાસારિક રીતિથી ભલે તેમને વદન કરીએ તો કોઇ પ્રકારે દુખદાયક નથી, પરતુ એને ધર્માચાર ન સમજવો જોઇએ હારિભદ્રીયાવશ્યક સૂત્ર ટીકાના અભિપ્રાયથી અભિધાનરાજેન્દ્ર કોષના ત્રીજા ભાગના પૃષ્ઠ ૫૦૮ મા "किइकम्म" શબ્દ પર લખેલુ છે કે—

असजय न वदिज्जा, मायर पियर गुरु ।
सेणावइ पसत्थार, रायाण देवयाणि य ॥ ४ ॥

અસયમશીલ માતા, પિતા, કલાચાર્ય, સેનાપતિ, શાસ્તા, રાજાઓ અને દેવતાઓને ધર્મબુદ્ધિથી વદન ન કરવુ જોઇએ

સંસાર વ્યવહારથી વંદન કરવામાં કંઈ હરકત નથી સમ્યક્ત્વ ધર્મની અપેક્ષાએ વંદન અધિકારીઓમાં બે પ્રકારની વ્યક્તિઓ છે-એક ડરપોક અને બીજો નીડર ડરપોકોના માટે સાંસારિક મર્યાદાથી વંદન કરવાનું વિધાન છે જેમને કોઈ પ્રકારનો ભય નથી એમના માટે સાંસારિક મર્યાદાથી પણ અસંજતીઓને વંદન કરવું નિષિદ્ધ છે

## (૧૫) સાહિત્યકારોનાં પરિશ્રમની સફલતા.

સાહિત્યકારોનો પરિશ્રમ ત્યારે સફળ માની શકાય કે જ્યારે તેઓ એમ જાણે કે એમની રચનાઓ વાંચીને અન્ય લોકોને અપૂર્વ આનંદ થાય એમાં જ એમની કીર્તિ છે કે-બીજાઓ એમની કૃતિઓદ્વારા બરાબર આનંદ કરતા રહે, થોડીવારના માટે પોતાના દુખને-કષ્ટને ભૂલી જાય બીજાઓને પદદલિત કરીને, બીજાઓના મસ્તક નમાવીને, બીજાઓને પોતાના ગૌરવથી ભયભીત અને પીડિત કરીને, બીજાઓને શિથિલ કરીને જે લોકો પોતાનું ગૌરવ સ્થાપિત કરે છે એમની ક્ષમતા એની સાથે જ નષ્ટ થઇ જાય છે પરંતુ કલાકારોની આનંદમયી સૃષ્ટિ, પ્રકૃતિની આનંદમયી રચનાની સમાન કાયમી નવીન બની રહે છે તે હંમેશા જગતના કલ્યાણમાં, સેવામાં, સાંત્વનામાં, પથ-નિદર્શન અને મનોવિનોદમાં લાગી રહે છે એ જ એમની કીર્તિ છે અને એ જ એમનું ગૌરવ છે

—આજકાલ ૧ વર્ષ, ૧૦ સં૦, ફેબ્રુઆરી ૧૯૪૬

## (૧૬) કાલની ગતિ ક્ષીપ્રગામી છે.

વસ્તુત કાળની ગતિ ક્ષીપ્ર-ઝડપથી ચાલનારી છે તે એટલી

શીઘ્રતાથી ચાલી જાય છે કે એના પર અમારી દૃષ્ટિ ઠરતી નથી અમે બધા મોહાવસ્થામા પડયા જ રહ્યા છીએ અને એક એક પળ, એક એક દિવસ અને એક એક વર્ષ કરતા અમારા જીવનને એક અવસ્થાથી બીજી અવસ્થામા ચૂપચાપ લઈ જાય છે પણ અમને એનુ જરા પણ ભાન નથી રહેતુ જ્યારે કોઈવાર કોઈ એક વિશેષ ઘટનાથી અમને અમારી યથાર્થ અવસ્થાનુ જ્ઞાન થાય છે ત્યારે અમે અમારામા વિલક્ષણ પરિવર્તન થએલા દેખીને વિસ્મિત બની જઇએ છીએ એ વખતે અમને ચિતા થાય છે કે હવે વૃદ્ધાવસ્થા આવી ગઇ, હવે અમારે અમારા જીવનનો હિસાબ પૂરો કરી લેવો જોઇએ દર્પણમા પ્રતિદિન અમે અમારુ મુખ જોઇએ છીએ, પરતુ અવસ્થાનો પ્રભાવ એટલા અજ્ઞાતરૂપથી થાય છે કે અમે અમારા મુખ પર કોઇ પ્રકારનો ફેરફાર જોઈ શકતા નથી, પરતુ પરિવર્તન તો જરૂર થાય છે જ શરીરમા પ્રથમની શક્તિ, નેત્રોમા પ્રથમનુ તેજ, મનમા પ્રથમનો ઉમગ, પ્રથમની સ્ફૂર્તિ, પ્રથમનો પ્રેમ નથી રહેતો—જેવો યુવાવસ્થામા રહેતો હતો કેશ સફેદ થઈ જાય છે, શરીર શિથિલ બની જાય છે, ચારે બાજુથી પરેશાનીના બ્યૂગલ વાગતા સભળાય છે એટલુ બધુ હોવા છતા પણ માનસિક ભાવનો પર કાળનો પ્રભાવ જરા પણ પડેલો જણાતો નથી પરતુ એનો વેગ તો હજી પણ વધતો જ રહે છે મન પોતાની ખુશીને માટે પોતાની મોહાવસ્થામા ખેચી રાખવાને માટે કઈ ને કઈ ઉપાયો શોધવામા જ સલગ્ન રહે છે કોઈક જ્ઞાની અને ભવભીરુ મનુષ્યોની રૂચિ ધર્મની અદર ઝુકેલી જણાય છે, કારણ કે પ્રાચીન કાળમા તો વૃદ્ધાવસ્થામા લોકો સન્યાસ અથવા તપોભૂમિનો આશ્રય લઇને સાસારિક કૃત્યોથી વિરક્ત બની જતા હતા

આ મનુષ્યનો માનેલો સિદ્ધાન્ત છે કે–તરુણાવસ્થામા

મનુષ્યની અદર જે ચચળતા રહે છે તે વૃદ્ધાવસ્થામા નથી રહેતી તરુણાવસ્થામા જ્ઞાન અને વિચારોની એક પછી એક ઉત્તરોત્તર વૃદ્ધિ થતી હતી અને વૃદ્ધાવસ્થામા તેની પરીક્ષા થાય છે જેનો તારુણ્ય કાલ વિદ્યા મેળવવામા નથી વીત્યો અથવા જે જ્ઞાન સપાદન નથી કરી શકયા, એમના માટે વૃદ્ધાવસ્થામા આ અભાવની પૂર્તિનો અસભવ જ છે વૃદ્ધાવસ્થામા શિથિલ થવુ અને એમા દરેક તરહના કષ્ટવડે પીડાવુ એ કાલચક્રનો જ અમિટ પ્રભાવ છે જે મનુષ્ય પહેલેથી જ જ્ઞાનોપાર્જન કરીને સસ્કારી બની જાય છે તે એના પ્રભાવમા ધીરજપૂર્વક ધાર્મિક જીવનને સફળ બનાવી શકે છે અને સદ્ગતિનુ પાત્ર બની જાય છે એનાથી ઊલટા બીજા મનુષ્યો જે સસ્કારવિહીન હોય છે, તે ખાલી હાથે કૂચ કરતા સસાર ચક્રમા ગોથા ખાધા કરે છે, પરતુ સદ્ગતિના પાત્ર બની શકતા નથી

## (૧૭) હિન્દુ, ઇસાઇ અને ઇસ્લામધર્મના સિદ્ધાન્તો.

**હિદુ ધર્મશાસ્ત્રની આજ્ઞાઓ**—૧ હમેશા બધા કાર્યોમા ધીરજ રાખો ૨ બધાને ક્ષમા આપો ૩ ચિત્તને બૂરાં કામોમા પ્રવૃત્ત ન થવા દો ૪ ચોરી ન કરો ૫ મનને પવિત્ર અને વિશુદ્ધ રાખો ૬ ઇન્દ્રિયોને વશ રાખો ૭ બુદ્ધિમાન બનો ૮ વિદ્યા ગ્રહણ કરો ૯ સચ્ચાઇનુ પાલન કરો અને ૧૦ ક્રોધ ન કરો

**ઇસાઇ (ખ્રિસ્તી) ધર્મશાસ્ત્રની આજ્ઞાઓ**—૧ મારી સામે બીજા દેવતાઓની પૂજા ન કરો ૨ મારી પ્રતિમા ન બનાવો અને એની સામે નમન ન કરો ૩ પ્રભુનુ નામ બેકારપણે ન લો ૪ રવિવારના દિવસે સ્મરણ કરો આ દિવસને

પવિત્ર સમજો ૫ પિતા તથા માતાનો આદર કરો ૬ કોઇની હત્યા ન કરો ૭ પરસ્ત્રીગમન ન કરો ૮ ચોરી ન કરો. ૯ આપણા પાડોશીની વિરુદ્ધ ખોટી સાક્ષી ન દો અને ૧૦ એની વસ્તુઓને લાલચથી ન જુઓ ( પાડોશીની વસ્તુઓ પડાવી લેવાનો વિચાર ન કરો )

**ઇસ્લામ-મુસલમાન ધર્મશાસ્ત્રની આજ્ઞાઓ-** ૧ ઇશ્વર ની સાથે કોઇ વાતનો સબધ ન જોડો ૨ ચોરી ન કરો ૩ પરસ્ત્રીગમન ન કરો ૪ હત્યા ન કરો ૫ કોઇ નિરપરાધીને કોર્ટની સામે મરવાને માટે ન લઇ જાઓ ૬ જાદુ ન બનાવો ૭ સૂદ-વ્યાજ ન લો ૮ નિરપરાધ સ્ત્રી ઉપર વ્યભિચારનો દોષ ન લગાડો અને ૯ યુદ્ધમા પાછા ન ભાગો

—સસાર, ૪ વર્ષ, ૨૬૧ સખ્યા, ૨૯ સપ્ટેમ્બર ૧૯૪૬ (કાશી)

## (૧૮) વીશ માણસો સાથે ઝઘડો ન કરવો

૧ ધનવાન-પૂજીપતિ ૨ બળવાન ૩ જ્ઞાનવાન ૪ તપસ્વી ૫ શીલવાન-બ્રહ્મચારી ૬ બહુ પરિવારવાળો ૭ ગુરુ-ધર્મનો ઉપદેષ્ટા અથવા શિક્ષાદાતા ૮ રાજા ૯ ક્રોધ ચ ડાલ ૧૦ જુગારી ૧૧ ચુગલીખોર ૧૨ દુષ્ટ પુરુષ ૧૩ રોગી ૧૪ અભિમાનશીલ ૧૫ અસત્યભાષી ૧૬ સ્વાર્થલોલુપી ૧૭ બાળક ૧૮ વૃદ્ધ ૧૯ દાનવીર અને ૨૦ આપણાથી મોટો પુરુષ. એમની સાથે ભૂલીને પણ ક કાશ ન કરવો જોઇએ એઓ રોષમા આવીને બગાડતા અથવા વિપત્તિમા નાખતા વાર લગાડતા નથી એથી એ વિવાદ કરવાને યોગ્ય નથી, એનાથી હ મેશા દૂર જ રહેવુ જોઇએ

## (૧૯) આજનો વિષમ યુગ.

આજનો યુગ વિષમાતિવિષમ છે અને વિકરાળતાને માટે

સર્વવ્યાપી છે એક પછી એક એમ મ કટરૂપી કાળા વાદળાની ઘનઘોર ઘટાઓ જામી રહી છે જે માટે વિશ્વનુ વાતાવરણ અશાન્ત બનેલુ છે બીજી બાજુ ધૂર્ત, લપટ તેમજ વ ચક ગુ ડાઓની ગુ ડાશાહીનુ નગ્ન ચિત્ર સામે જ છે, જેથી આખા સ સારની સુખશાતિ અને ધર્મ ઉપર કઠોર એવા કુહાડાના ઘા થઇ રહ્યા છે અને લોકો ઉપર ઘોર વિપત્તિયો લદાઇ રહી છે ત્રીજી બાજુ વિલાસી, ઉચ્છૃ ખલ, આડ બરપ્રિય, કુગુરુઓની ભરમાર છે, જે લોકોને ઉન્માર્ગગામી બનાવીને એમના જીવનને દુર્ગતિના માર્ગે ધકેલી રહ્યા છે એ જ પ્રમાણે ચોથી બાજુ કુશિક્ષિત લોકો પોતાની કપોલકલ્પિત વિચાર-ધારાઓને વહા વતા એની આડમા સ્વય જ્ઞાની અને મહાયોગી બનવાની ધૂનમા ઉન્મત્ત બન્યા છે આવી પરિસ્થિતિમા સત્ય માર્ગને શોધીને જગતને બતાવવો સહજ નથી પણ ભારે કઠણ છે વળી સત્ય માર્ગ પર ચાલનારા આદર્શ મહાત્માઓનો અત્ય ત અભાવ આ સ સારમા દેખાય છે, એ પણ આ વિષમ યુગની વિશેષતા છે

એ એક કુદરતી કાયદો છે કે-સ સારમા હ મેશા નિ સાર વસ્તુ અધિક અને સાર વસ્તુ ઓછી થતી જાય છે જો કે આજે પણ વિરલ, રૂપથી આદર્શ, મહાત્મા, ભવભીરુ, જ્ઞાની અને વાસ્તવિક ધર્મની રૂપરેખા જગતમા વિદ્યમાન અવશ્ય છે વર્ત માન યુગમા એમનુ અસ્તિત્વ ન હોવાનુ માનવુ તે ખરેખર મૂર્ખાઇ અને ઉચ્છૃ ખલતા છે પ્રભુ શ્રી મહાવીરનુ શાસન ૨૧ હજાર વર્ષ સુધી અવિચ્છિન્ન રૂપથી ચાલુ રહેશે, અને એમા ધર્મ તેમજ ધર્માત્માઓનુ અસ્તિત્વ પણ કાયમ રહેશે, એથી જ આપણા બુદ્ધિબળવડે વિશુદ્ધ-દેવ, સદ્ગુરુ અને સદ્ધર્મની ઓળખ કરીને એની આરાધના, આત્મવિશ્વાસ તથા શ્રદ્ધા- પૂર્વક કરવી જોઇએ, જેથી ઉભય લોકમા આત્મકલ્યાણ થાય

વિશુદ્ધ દેવમા વીતરાગદેવ, સદ્ગુરુમા કચનકામિનીના ત્યાગી પચમહાવ્રતધારી મુનિ અને સત્કર્મમા અહિંસાત્મક પ્રવૃત્તિઓ એ ત્રણ વાતો માનેલી છે શાસ્ત્રવિહિત અને સદા સર્વદા પોતાના સ્વરૂપમા નિહિત રહેવી છે જો કે વ્યક્તિવિશેષમા આ વિષયની કઈક વિકૃત દશા દેખાતી હોય તો તે દોષ વ્યક્તિગત સમજવો જોઈએ એનાથી કઇ રત્નત્રયી દૂષિત નથી મનાતા તે તો ત્રણે કાલમા અદૂષિત જ રહેશે પ્રત્યેક વ્યકિતએ સમજવુ જોઇએ કે તેણે પોતાની વિકૃત દશાનુ સશોધન કરવાનો યથાસાધ્ય પ્રયત્ન કરતા રહેવુ તથા રત્નત્રયનું પાલન કરતાં શીખવુ જેથી પોતાના આત્માનુ કલ્યાણ થાય

## (૨૦) ક્ષમાશીલતામા જ સર્વ ગુણો રહે છે.

જે સુખ-દુખમા આનદ માનતો નથી અને ગભરાતો નથી, શત્રુ-મિત્ર પર જે સમભાવ રાખે છે, જે શત્રુ યા અપકારીનુ પણ કદી બૂરૂ કરવાની ઇચ્છા કરતો નથી, એનુ પણ ભલુ થાય એમ ઇચ્છે છે, જે હમેશા હસમુખા ચહેરે રહે છે, કોઇ દિવસ પણ ક્રોધાવેશમા આવતો નથી અને કદી અભિમાન પણ કરતો નથી, જીવ માત્રને જે અપનાવે છે અને અનીતિથી તેમજ કુટિલ વ્યવહારોથી જે હમેશા દૂર રહે છે, તેજ મનુષ્ય ક્ષમાશીલ કહેવાય છે સસારમા ક્ષમાશીલ પુરુષને જ સર્વ પ્રિયત્વ, પૂજ્યપદ અને આદર્શ ગુણ પ્રાપ્ત થાય છે પ્રભુ મહાવીરસ્વામીએ અનેક ઉપસર્ગો અને અપમાનોની ઉપસ્થિતિમા ક્ષમાશીલતાથી જ પરમાત્મા પ૦ પ્રાપ્ત કર્યુ અને અર્જુનમાલીએ અસહ્ય કષ્ટોને સહન કરતા કરતા આ ક્ષમાશીલતાથી સર્વજ્ઞ બનીને અજરામર પદ મેળવ્યુ ક્ષમા ગુણ મહત્વશાલી ગુણ છે જેવી રીતે ઠડો હથોડો ગરમ લોઢાને ઘાટદાર બનાવી દે છે તે જ પ્રમાણે ક્ષમાગુણ મનુષ્યને આદર્શ બનાવી દે છે પુરુષનું

આભૂષણ રૂપ છે, રૂપનુ આભૂષણ જ્ઞાન છે અને જ્ઞાનનું આભૂષણ ક્ષમા છે ધર્મશાસ્ત્ર પણ કહે છે કે—

क्षमा अहिंसा क्षमा धर्मः, क्षमा चेन्द्रियनिग्रहः ।
क्षमा दया क्षमा यज्ञः, क्षमा धैर्यमुदाहृतम् ॥ १ ॥

क्षमावान् प्राप्नुयात्स्वर्गं, क्षमावान् प्राप्नुयाद् यशः ।
क्षमावान् प्राप्नुयान्मोक्षं, क्षमावाँस्तीर्थमुच्यते ॥ २ ॥

—અહિંસા, ધર્મ, ઇન્દ્રિય-નિગ્રહ, દયા, યજ્ઞ, ધૈર્ય એ સર્વ ગુણો એક ક્ષમામા જ છે એના વિના બધુ નકામું સમજવુ જોઈએ ક્ષમાવાળો મનુષ્ય સ્વર્ગને પ્રાપ્ત કરે છે, ક્ષમાવાળો સસારમા ઘણો ભારે યશ મેળવી શકે છે, ક્ષમાવાળો અક્ષય-સુખ સમૃદ્ધિ પ્રાપ્ત કરે છે અને ક્ષમાવાળો જ તીર્થસ્વરૂપે મનાય છે

ગુસ્સે થવુ, બડબડાટ કરવો, અદેખાઈ કરવી, કોઈના શુભને જોઈને મનમા મુઝાવુ, ઉગ્ર સ્વભાવ રાખવો, અબોલા રહેવુ, છિદ્રો તપાસવા, પૃષ્ટ-માસ ખાનાર બનવુ, ચિઢાવુ, કકાશ ઉત્પન્ન કરવો, વાત વાતમા પોતાની હદથી બહાર જવુ, ચુગલીખોર બનવુ, ઇચ્છા વિરુદ્ધ પ્રવૃત્તિ, અપમાન અને નુકશાન કરવાના પ્રસગ પર માનસિક સ્વભાવને પોતાના અધિકારમા ન રાખવો, ઈત્યાદિ સર્વ કારણો ક્ષમાગુણના અગને છિન્નભિન્ન કરવાવાળા છે એથી જ ક્ષમાવાન્ પુરુષોએ એ સર્વ કારણ સર્વથા છોડી દેવા જોઇએ આ પ્રકારનો ક્ષમા ગુણ મનુષ્યને પ્રગતિના પથમા [illegible] છે એનામા વશીકરણપણાનો પ્રભાવ ઉત્પન્ન કરે છે [illegible] [illegible]તાના સાધ્ય માર્ગમા સરળ મનોરથી બનાવે છે [illegible] શાસ્ત્રકારોએ સરખ્યુ છે

क्षमाबलमशक्तानां, शक्तानां भूषण क्षमा ।
क्षमा वशीकृतिर्लोके, क्षमया किं न सिध्यति ? ॥ १ ॥

શક્તિહીન પુરુષોનુ બળ ક્ષમા છે, શક્તિશાળીનુ ભૂષણ ક્ષમા છે અને દુનિયામા ક્ષમા જ વશીકરણ છે ચ સારમા એવુ કયું કાર્ય છે કે જે ક્ષમાથી સિદ્ધ ન થઇ શકે

## ( ૨૧ ) કામદેવનુ જ પ્રાબલ્ય.

જેનુ અગણિત દેવી-દેવતાઓ ઉપર આધિપત્ય છે તેઓ કામદેવની સામે આખ ઊચી કરીને જોવાનુ સાહસ પણ નથી કરી શક્તા તે પોતાના ભુજબળ, સત્તા અને અભિમાનની આગળ કોઈ બીજાને સમજતા નથી જે મહાજ્ઞાની, મહાધ્યાની, મહાતપસ્વી યોગી અને યોગીન્દ્રની ઉપાધિ પ્રાપ્ત કરી ચૂક્યા છે તે પણ કામ દેવના પ્રભાવવડે કરીને સ્ત્રીઓથી અપમાનિત થતા થતા એમની પરિચર્યા-સન્માનમા ગુલામની જેમ કડવા વચનોને સહન કરતા રહે છે એથી એ સર્વતોમાન્ય સિદ્ધાંત છે કે-જેમણે કામદેવ પર વિજય પ્રાપ્ત કર્યો છે એણે આખા જગતને જીતી લીધુ છે અને જેમણે કામદેવની ગુલામી કરી છે તે આખા જગતનો ગુલામ બની ગયો છે મનુષ્યના ઉપર કામદેવનો પ્રભાવ તથા અ ત કરણમા હલનચલન મચાવનારા એના કોમળ પુષ્પબાણ ત્યારે પડે છે જ્યારે મનુષ્ય પોતાના સત્પથથી વિચલિત બનીને એકાતવાસમા સ્ત્રીઓની સાથે આલાપસલાપ અને પરિચય રાખે છે વસ્તુત એકાતવાસ જ કામઉત્પાદક અને અનર્થકારી છે

કવિ કાલિદાસની અમર-ગાથા આ જ પણ વિશ્વમા જાણીતી છે રાજા ભોજની સભાનો આ કવીન્દ્ર એક દિવસ સભામા તારાઓની વચ્ચે ચ દ્રની જેમ શોભિત હતો દિવ્ય સિ હાસન

પર બેઠેલા રાજા ભોજે કવિ કાલિદાસને પૂછ્યુ —" महाकवे ! मनोमहिलाविषयादितोऽपि, कामस्य जनकः कः ?-કામને ઉત્પન્ન કરનારા મન, સ્ત્રી અને વિષયોત્પાદક સર્વ સામગ્રી હાજર હોવા છતા પણ એનો સાચો પિતા કોણ છે ?" કાલિદાસ કંઇક વિચાર કરીને બોલ્યો કે-' રાજન્ ! એ પ્રશ્નનો ઉત્તર હુ આવતી કાલે સભામા દઇશ ' સભા વિસર્જન થઇ કાલિદાસ પોતાને ઘેર આવ્યા પુસ્તકો શોધી શોધીને થાકી ગયો પરતુ પ્રશ્નનો સતોષકારક ઉત્તર કાલિદાસને ન મળ્યો ઘરમા કાલિદાસની પુત્રી સિવાય બીજુ કોઇ ન હતુ પુત્રીનુ નામ પ્રભાવતી હતુ તે એ જ નગરમા પરણાવેલી હતી પણ વખતોવખત પોતાના પિતાના ઘેર ભોજનાદિ ગૃહકાર્ય કરવાને માટે આવતી જતી એણે જ્યારે પિતાને ચિતાતુર જોયા ત્યારે પૂછ્યુ કે-પિતાજી ! આજે આપ ભોજન પણ કરતા નથી અને ઉદાસ કેમ જણાઓ છો ? શુ વાત છે ? કાલિદાસે કહ્યુ-રાજાએ એક કઠણ પ્રશ્ન કર્યો છે, જેનો ઉત્તર આપવો ભારે મુશ્કેલ છે અને સવારે સભામા મારે એનો ઉત્તર આપવાનો છે કહો તો ખરા પિતાજી ! એ કયો પ્રશ્ન છે ? પ્રભાવતીના પૂછવાથી કાલિદાસે કહ્યુ " કામદેવનો સાચો પિતા કોણ છે ? એ જ પ્રશ્ન છે " જેનો ઉત્તર ગ્રથોમા પણ મળતો નથી

પ્રભાવતીએ કહ્યુ-આપ ભોજન કરી લો, એનો ઉત્તર હુ પ્રાત કાળે સભાની પહેલા આપને બતાવી દઇશ કાલિદાસને કઇક સાત્વના મળી અને ભોજન કરીને સૂઇ ગયો પ્રભાવતી સદાચારરતા અને વિદુષી કન્યા હતી એણે સધ્યાસમયે કામોત્તેજક પદાર્થોથી એવુ ભોજન બનાવ્યુ કે જેને ખાઇને મનુષ્ય પોતાના મનને કબજે ન રાખી શકે અને સ્ત્રી વિના રહી ન શકે સધ્યાસમયે કાલિદાસે એ ભોજન કર્યું કેટલોક સમય વીત્યા પછી રાત્રિમા કાલિદાસનુ મન એટલુ વિકૃત બની ગયુ કે તે કામાધ બનીને જ્યા પ્રભાવતી સૂતી હતી ત્યાં જઇને એનાથી

પોતાની વાસના પૂર્ણ કરવાનો પ્રયત્ન કરવા લાગ્યો પ્રભાવતીએ એને ખૂબ સમજાવ્યો પણ બધુ નિષ્ફળ ગયુ ઠીક જ કહ્યુ છે કે-કામાંધ મનુષ્યની બુદ્ધિ નષ્ટ થઇ જાય છે એને ઉચિત, અનુચિત, કર્તવ્ય, અકર્તવ્ય અને મા, બેન, તેમજ પુત્રીનુ જરા પણ ભાન નથી રહેતુ એનુ એક માત્ર લક્ષ વાસનાપૂર્તિ જ રહે છે

નિરુપાય બનીને પ્રભાવતીએ કહ્યુ કે-દીવો પ્રગટી રહ્યો છે મનમા શરમ આવે છે એથી પહેલા દીવો તો બુઝાવી દો કાલિદાસ જેવો દીપક બુઝાવવાને માટે ગયો કે તરત જ પ્રભાવતી બીજા ઓરડામા જઇને તેના દરવાજા બધ કરીને સૂઇ ગઈ કાલિદાસે ત્યા પણ દરવાજા ઉઘાડવાને માટે પ્રયત્ન કર્યો માથુ પછાડયુ, લાલચો આપી અને મારી નાખવાનો ભય પણ બતાવ્યો, પરતુ પ્રભાવતીએ કઈ પણ ન સાભળ્યુ અને આખી રાત સૂઈ રહી સૂર્યોદય થતા જ પ્રભાવતી પોતાની પથારીમાથી ઉઠીને બહાર આવી અહીં કાલિદાસની વિકૃત ભાવના મટી ગઈ હતી તે પ્રભાવતીને દેખીને બહુ શરમાઇ ગયો અને મનમા શોચવા લાગ્યો કે મે ઘણો મોટો અન્યાય તેમજ પાપ કર્યુ જો પુત્રી સુશીલા ન હોત તો હુ સસારમા મોઢુ બતાવવાને લાયક ન રહેત હવે મને નરક સિવાય કોઈ ઠેકાણુ નહીં મળે કાલિદાસે પ્રભાવતી પાસે ક્ષમા માગી અને પ્રાયશ્ચિત્તના રૂપમા પ્રાણ-ત્યાગ કરવાનો નિશ્ચય કર્યો પ્રભાવતીએ કહ્યુ વિવશતામા અનાચારની વિચારણા થાય તેનુ પ્રાયશ્ચિત્ત ન હોય આ બધો પ્રયત્ન મે રાજાના પ્રશ્નનો ઉત્તર આપવાને માટે કર્યો હતો

હવે આપને ઘણી સારી રીતે સમજાયુ હશે કે-વાસ્તવિક રીતે કામદેવનો સાચો ઉત્પાદક-બાપ એકાત છે કામોત્તેજક પદાર્થોથી જો મન વિકૃત બની જાય, સ્ત્રી પણ પાસે જ હોય, પરતુ તે જગાએ બીજો કોઇ મનુષ્ય વિદ્યમાન હોય તો માન

સિક વિષયલાલમા કદી પણ કાર્યરૂપમા પરિણત થઇ શકતી નથી વિકાર ભાવના એકાતમા જ વિકારપૂર્તિનો યોગ મળવાથી કાર્ય-કારી હોય છે પ્રશ્નનો ઉત્તર કાલિદાસની સમજમા આવી ગયો અને સભામાં જઇને એણે એ જ ઉત્તર આપ્યો રાજા એ સાભળીને ઘણો પ્રસન્ન થયો

કહેવાનો સારાશ એ જ છે કે—કામદેવનો પ્રભાવ ભારે વિચિત્ર છે તે પ્રાણીમાત્રને ઉન્મત્ત બનાવ્યા વિના નથી રહેતો ચાહે પિતા હો યા પુત્ર, ભાઇ હો યા અન્ય કોઇ સબધી, ચાહે માતા હો યા પુત્રી, બહેન હો યા અન્ય કોઇ સબધિની પરસ્પર એકાતમા એઓને મળવુ યા વાર્તાલાપ કરવો સર્વથા અનુચિત છે શાસ્ત્રકારોએ એથી જ પુરુષ તથા સ્ત્રીઓનું એકાન્તમા મળવુ નિષિદ્ધ કહેલ છે કે—

नैकान्ते समिलेत्कोऽपि, पुरुषो हि स्त्रिया सह ।
एकान्तमिलनेनैव, विकृतिश्च प्रजायते ॥ १ ॥

કોઈ પણ પુરુષને સ્ત્રીની સાથે એકાન્તમા ન મળવુ જોઇએ કારણ કે સ્ત્રીઓથી એકાન્તમા મળવાનો પરિચય વધવાથી વિકાર ભાવના ઉત્પન્ન થયા વિના રહેતી નથી

जस्सेवमप्पा उ हविज्ज निच्छियओ ।
चइज्जदेह न हु धम्मसासणं ॥
त तारिस न पइलवि इंदिआ ।
उविंतवायाउ सुदसण गिरिं ॥ १ ॥

જે આત્માઓનો એવો દઢ નિશ્ચય હોય કે ચાહે મારુ શરીર પડી જાય, મારુ મૃત્યુ થઇ જાય પણ ધર્મની આજ્ઞા-

ઓનુ ઉલ્લઘન કરીશ નહીં આવા આત્માઓને ઇન્દ્રિયો સયમ ધર્મથી વિચલિત કરી શકતી નથી જેમકે વ ટોળીઓ મેરુપ ર્વતને કયારે પણ વિચલિત કરી શકતો નથી–હલાવી શકતો નથી.

—દશવૈકાલિકસૂત્ર-ચૂલિકા ૧, ગાથા ૧૭

## (૨૨) વિશ્વાસઘાતનુ પરિણામ સારુ ન જ હોય.

"વિશ્વાસઘાતી મહાપાપી" આ લોકોક્તિ એ જ બતાવે છે કે વિશ્વાસઘાત કરનાર માણસો મહાપાપી છે તે તેના પાપથી કોઇ કાળે પણ છૂટી શકતા નથી પ્રથમ વિશ્વાસ ઉત્પન્ન કરવો, પછી તેને મારી નાખવો, તેની સાથે દગાબાજી કરવી, તેને કષ્ટમા પાડવો, તેની આજીવિકાનો નાશ કરવો, તેના સર્વ સ્વને લૂટી લેવુ, તેની સ્ત્રીનુ સતીત્વ નષ્ટ કરવુ કે સ્ત્રીનુ અપહરણ કરવુ, નારદ વિદ્યા પ્રસારી તેના કુટુબમા વિગ્રહ ઉત્પન્ન કરવો–આ બધા કારણો વિશ્વાસઘાતમાથી જ ઉત્પન્ન થાય છે આવા કામ કરનારા માણસો આ લોકમા નિદનીય બને છે એટલુ જ નહિ પરતુ પરલોકમા પણ અનિષ્ટ ગતિને પામતા મહાદુઃખના ભાગી બને છે

જે મતાન્તરિયો દયા, દાન પ્રતિમાપૂજા કે દહેરા-દેવળ બનાવવા જેવા આત્મહિતકારી માર્ગનું ઉત્થાપન કરી મિથ્યાત્વી દેવી દેવતાની સેવા-માનતા કરાવી લોકોને અવળે માર્ગે દોરી રહ્યા કે દુર્ગતિપાત્ર બનાવી રહ્યા છે, તે પણ વિશ્વાસઘાતી છે આવી ઉત્સૂત્રપ્રરૂપણા કરનાર મતાન્તરવાદીઓ સ્વપરને ખોટી ગતિમા નાખનારા છે, માટે જ વિશ્વાસઘાતી મહાપાપી કહેવાય છે જે લોકો બીજા લોકોની સાથે વિશ્વાસઘાત કરે છે તેનુ આખરી પરિણામ કેવુ મળે છે? તે નીચેના ઉદાહરણથી સહેજે સમજણમા આવી જશે

વિજયપુર નગરમા મદનસિંહ રાજા રાજ્ય કરતો હતો. તે વીર હોવા છતા પણ આમોદ-પ્રમોદમા મસ્ત રહેતો હતો પણ પ્રજાની સભાળ કરતો ન હતો તેને સુજાનસિંહ નામનો મત્રી હતો સાગ રાજ્યનો ભાર તેના પર જ હતો મત્રીની ઉમર લગભગ પચાસ વર્ષની હતી મત્રીએ મદનસિંહને બાળપણથી જ પાળી-પોષી મોટો કર્યો હતો તેને રામદેવ નામનો સેનાપતિ હતો તે મહાધૂર્ત્ત અને કૃતઘ્ની હતો તે મદનસિંહને મારી પોતે રાજા બનવાની ઇચ્છા સેવતો હતો રામદેવ પોતાની ઇચ્છા પૂર્ણ કરવાને માટે દુર્જનપુરના ભીલ રાજા જાલમસિંહને મળી ગયો, પણ છેવટે રામદેવનુ રચેલુ ષડ્યત્ર મત્રી સુજાનસિંહના જાણવામા આવી ગયુ રાજાને એ કારસ્થાનથી વાકેફ કર્યો પણ રાજાએ તે માટે આનાકાની કરી દીધી

છેવટે અવસર જોઇ રામદેવ અને જાલિમસિંહ બન્ને વિજયપુર ઉપર ચઢી આવ્યા બન્ને વચ્ચે યુદ્ધ શરૂ થયુ તેમા દાનસિંહ રાજા માર્યો ગયો મત્રી બાળ રાજકુમાર તથા રાજ્યમાતાને લઇ ત્યાથી તે જ રાત્રે નાશી છૂટ્યો ને દીનાગ્પુર જઈ રહ્યો ત્યા રાજકુમારને શસ્ત્રવિદ્યા અને યુદ્ધવિદ્યા શિખવીને હુશિયાર કર્યો. જાલમસિંહે વિજયપુરની ગાદી પર પોતાના ભાઇ ક્રૂરસિંહને બેસાડ્યો રામદેવે કહ્યુ કે-આ રાજગાદી મને કેમ ન આપી? પહેલા આપણે શુ શરત થઇ હતી? જાલિમસિંહે કહ્યુ કે-જે માણસ પોતાના સ્વામીને છેતરે છે તે મહાપાપી ગણાય છે, માટે તુ ગાદી લાયક ન ગણાય ઉપરાત સિપાઇઓને હુકમ કર્યો કે આ દુષ્ટને પકડી કેદખાનામા પૂરી દો આમ રામદેવ કેદખાનામા પૂરાઇ મહાદુઃખને પામ્યો

દુર્જન ક્રૂરસિંહ રાજા થયો પણ પછી અત્યત અત્યાચાર કરવા લાગ્યો પ્રજાનાં લોહી ચુસવા લાગ્યો તેથી જનતામા બહુ

અસતોષ ફેલાયો મત્રી સુજાનસિહને બધી વાતની માહિતી મળી ગઇ અને તેણે પોતાના રાજકુમાર વીરેન્દ્રને બધી વસ્તુ સ્થિતિથી વાકેફ કર્યો અને કહ્યુ કે હવે આપણે વેશ પરિવર્તન કરી વિજયપુર જઇએ તો સારુ કહેવાય પછી સુજાનસિહ, રાજ કુમાર અને રાજમાતા ત્રણે જણ તાપસવેશમા વિજયપુર આવ્યા અહીં તહીં ફરતા સુજાનસિહે લોકોને કહ્યુ-' આજે આપણા ઉપર એક વિદેશી રાજાનુ શાસન છે શરમની વાત છે કે-આપ એમના અત્યાચારોને ચુપચાપ સહન કરી રહ્યા છો જરા ધૈર્યતાથી ઊભા રહી વિદેશી રાજસત્તાને હઠાવી તમારા ભૂતપૂર્વ મહારાજાના કુમારને શુ વિજયપુરને શાસક બનાવવાની તમા રામા તાકાત નથી તે કુમાર વીરેન્દ્ર આ રહ્યો '

વીરેન્દ્રને ઓળખવાથી બધા લોકો ' રાજકુમાર વીરેન્દ્રની જય ' ' મત્રી સુજાનસિહની જય ' ' રાજમાતાની જય ' આમ એકી સાથે બોલવા લાગ્યા, અને બધાએ એક સામટો હુમલો કરી ફૂરસિહને ભગાડી મૂકયો પછી વીરેન્દ્રને ગાદી પર બેસાડી રાજા બનાવ્યો વિશ્વાસઘાતી રામદેવને પ્રાણદડની સજા આપી

કહેવાની મતલબ કે વિશ્વાસઘાતનુ આખર પરિણામ સારુ નથી રામદેવ સેનાધ્યક્ષે પોતાના સ્વામી સાથે વિશ્વાસઘાત કર્યો તો તેના ફળસ્વરૂપે તે કેદખાનુ ભોગવતો અતે પ્રાણદડ સુધીના દુઃખની સજા પામ્યો અને દુર્ગતિમા ગયો એક કવિ લખે છે કે-

> વિશ્વાસઘાતી ચોર ચુગલ, ઠગ લપટ સોનાર,
> છિનાલ ગણિકા અધમ નર, કબહુ ન કર પતિયાર ૧

વિશ્વાસઘાત કરનાર, ચોરી કરનાર, ઠગાઈ કરનાર, લપટ, સોની, બદચાલની સ્ત્રી, વેશ્યા, દુષ્ટ માણસ-એટલા જણોનો કોઈ કાળે વિશ્વાસ ન કરવો જોઇએ

## ( ૨૩ ) સંસારના પ્રાણીઓને સુખ કયાં છે ?

आयुर्वर्षशत नृणा परिमित रात्रौ तदर्धं गत,
तस्यार्धस्य चार्धमपर बालत्ववृद्धत्वयोः ।
शेष व्याधिवियोगदुःखसहित सेवादिभिर्नीयते,
जीवे वारितरङ्गबुद्बुदसमे सौख्य कुतः प्राणिनाम् ?॥१॥

મનુષ્યનુ આયુષ્ય સો વર્ષનુ માનેલુ છે તેમાંથી અર્ધું તો રાત્રમા ચાલ્યુ ગયુ બાકી અર્ધામાથી અર્ધું બાળપણ અને ઘડપણમા ગયુ અને શેષ રહ્યુ તેમા વ્યાધિ, વિયોગ, દુ ખ અને સેવા આદિમા વીતાવ્યુ. એ પ્રમાણે પાણીના પરપોટાની જેમ મળેલા જીવનમા માણસ વગેરે પ્રાણીઓને સુખ કયાથી મળી શકે ?

એક પૌરાણિક આખ્યાન છે કે—વિધાતાનો દરબાર ભરાયો હતો મનુષ્ય, પક્ષી બધા ભેગા થયા વિધાતાએ મનુષ્યોને ચાલીશ વર્ષનુ આયુષ્ય આપ્યુ મનુષ્ય બોલ્યો-હમણા જ હરવુ ફરવુ શીખેલ છુ, મકાન સામગ્રી ભેગી કરેલી છે અને મજા લેવાનુ શીખવાનુ છે, તો આટલા આયુષ્યમા શુ થાય ? વધારે હોવુ જોઈએ

**વિધાતા**—ગભરાઓ નહિ, અમારો હુકમ નિયત નથી હોતો કોઇ બીજા ફરિયાદીને આવવા દો પછી બધુ ઠીક થઇ જશે

**ઘોડા**—સાહેબ ! અહીંતહીં દોડતા રહેવાથી અમને બહુ દુ ખ નડે છે એક ઘડીની પણ અમને શાતિ મળતી નથી. ખાવાને સૂકુ ઘાસ, રજકો અને ચણા પણ પૂરા મળતા નથી માટે અમારુ આયુષ્ય ઓછુ હોવુ જોઇએ

**વિધાતા**—ઘોડાનુ અર્ધુ આયુષ્ય ઘટાડી મનુષ્યને આપવામા આવે છે, જેથી ઘોડાની હેરાનગતિ ઓછી થઈ જાય અને એ શાતિથી પોતાનુ જીવન ગુજારી શકે

**બળદ**—દયાળુ ! ગાડીએ જોતરાઈ, ઘાણીમા કે હળમા જોતરાઈ આખો દિવસ બહુ દુ ખમા પસાર કરવો પડે છે આટલી તકલીફ વેઠવા છતા પણ ખાવાને માટે અને પીવાનુ પાણી પણ ટાઈમસર મળતુ નથી હમેશા ઘણી મજૂરી કરવી પડે છે માટે અમારુ આયુષ્ય ઘટાડવુ જોઇએ

**વિધાતા**—જાઓ, આનદ કરો, તમારી શાતિના માટે તમારુ અર્ધુ આયુષ્ય ઓછુ કરી મનુષ્યને આપવામા આવે છે

**બગલો**—અરે મહારાજ ! મરી જઈએ છીએ નદી અથવા સરોવરને કાઠે હમેશા એક મીટ રાખી બેસવુ પડે છે ઠડી અને તાપના દુ ખ વેઠીએ છીએ એક બે માછલી સિવાય ખોરાક કઈ મળી શકતો નથી કોઈ કોઇ વખતે તો ઉપવાસ પણ કરવો પડે છે આવી દશામા અમારુ લાબુ આયુષ્ય નકામુ છે તેથી તે ઓછુ કરવાની કૃપા કરો

**વિધાતા**—જો તમારે પણ એમ હોય તો તમારૂ અર્ધુ આયુષ્ય ઘટાડી મનુષ્યને આપી દેવામા આવે છે ( બગલો પ્રસન્ન થઇ ચાલ્યો ગયો )

હવે મનુષ્યને પૂરુ સો વર્ષનુ આયુષ્ય મળી ગયુ તેમા ચાલીશ તો તેના હક્કના જ છે તેના અદર મનુષ્ય મોટો થાય છે, પોતાને રહેવાના મકાનાદિ બનાવે છે, વ્યાપારાદિ લક્ષ્મી સચય કરે છે અને મોજશોખ પણ કરે છે તે પછી તેને ઘોડાના વર્ષો લાગુ પડે છે તેમા તે ઘોડાની પેઠે દેશપરદેશમા

દોડાદોડ કરે છે પહાડો જેવી મુશ્કેલીઓનુ ઉલ્લંઘન કરે છે અને કઇ ઠેકાણે ગોથા ખાધા કરે છે ત્યારબાદ બળદના વર્ષ આવે છે તેમા તેને બળદિયાની જેમ બાળક બાળિકાઓની જવાબદારીની ધુસરીમા જોડાવુ પડે છે લેણદેણની ઘસરપટ્ટીમા સુઆવુ પડે છે ઊઠવા બેસવાની મુશીબત અને ખાનપાન પચાવવાની અશક્તિ વધારે વધી જાય છે સગાસબધી અને પુત્રાદિના શોકસતાપમા સપડાવુ પડે છે ત્યારપછી બગલાના વરસ શરુ થાય છે તેમા બગલાની પેઠે ટગ-ટગી લગાવીને તૃષ્ણાના વેગમા તણાવુ પડે છે. હાય! હાય!! કરતા અહીંથી કૂચ કરવી પડે છે એ આખ્યાનનું વાસ્તવિક રહસ્ય એ જ છે કે—

જે માણસ પોતાના અભ્યાસકાળને રમત-ગમતમા, અર્થ ઉપાર્જન કાળને ભોગવિલાસમા અને ધર્મારાધન કાળને આળસમા ખોઇ દે છે તેના સરખો સસારમા બીજો કોઇ મૂર્ખ નથી, માટે નીચેના પદ્યમા લખેલા વિચારોનો અમલ જીવનમા અકિત કરી લેવો જોઇએ

પગલે પગલે સાવધ રહીને, પ્રેમલતા પ્રગટાવે જા,
અતરના અજવાળે વીરા, પથ તારો કાપ્યે જા. પગલે૦ ૧

કાટા આવે, કકર આવે, ધોમધખતી રેતી આવે,
ખાડાની ધારે ને ધારે, ધૈર્ય ધારી આલ્યો જા. પગલે૦ ૨.

હિમત તારી ખોતો ના, સ્વાર્થ સામે જોતો ના,
સગવડ સામે જોતો ના, શિસ્ત શાતિ ને સુલેહનો,
પાઠ સૌને આપે જા, દુર્ગમ પથ કાપ્યે જા પગલે૦ ૩



# ૩ સાધ્વીઓ વ્યાખ્યાન વાંચી શકે



અત્યારના પરિવર્તનમય કાળની વિષમયતાના પ્રભાવવશ જ્યારે સમસ્ત સંસારમાં જ્ઞાનદીપક પર અજ્ઞાનતાના આવરણ છાઇ ગયા છે, અધાર્મિકતાની તીવ્ર આંધીમાં સુદૃઢ એવું ધર્મ વૃક્ષ પણ ઉખડી જતું જણાય છે, નિર્દયતા અને અનાચારની પ્રચંડ જ્વાલામાં 'અહિંસા' અને 'સદ્ધર્મ કર્માદિ સદુપદેશ મય સદાચાર' ભસ્મીભૂત થઇ રહ્યા છે, જે માનવો ગઈ કાલે માનવતાના પૂજારી હતા, તેજ માનવો આજે દાનવતાના દાસ બની, બીભત્સ વેશ ધારણ કરતા માનવતાની અધવચમાં ચક્કર લગાવી રહ્યા છે, દુરાચારના મદમાં ઉન્મત્ત બનેલા પુરુષો પોતાના પુરુષાતનનો દુરુપયોગ કરી રહ્યા છે અને સ્ત્રીઓની સાથે નારકીય કુકૃત્ય કરી રહેલ છે એવી સ્થિતિમાં ઉપર કહેલી દુઃસ્થિતિના નિવારણને માટે જનસમાજમાં, વાસ્તવિક ધર્મના પ્રચાર તથા ધાર્મિક સ્થિરતાને માટે ખરેખર સર્વાન્તર્યામી ભગવાન્ શ્રી તીર્થંકર જિનેશ્વરોએ સાધુ અને સાધ્વી એ બંને સંઘ–સંસ્થા કાયમ કરી સદાના માટે વિશ્વકલ્યાણની ઉચ્ચતમ ભાવના પ્રદર્શિત કરી છે એ બંને સંસ્થાઓ સંસારમાં પોતાના સદુપદેશમય સદ્વચનોદ્વારા ધાર્મિક જાગૃતિ આણવાની સાથે પોતાનું પરમ પવિત્ર જીવન પાવન કરવામાં જ પોતાના આ નશ્વર જીવનની પૂરી સાર્થકતા સમજે છે

એમણે પોતાના કર્તવ્ય અનુસાર ભાગવતી દીક્ષા લઈ, સાંસારિક સર્વ ઉપાધિઓથી દૂર રહી સૌથી પ્રથમ સાધ્વાચાર દર્શાવનારા સાચા શાસ્ત્રોનો ભલી રીતે અભ્યાસ કરવાની સાથે જ

ધાર્મિક, નિવૃત્તિસાધક, ઉપદેશપ્રદ, આગમ અને પ્રકીર્ણક ગ્રથોનો પણ અભ્યાસ કરવો જોઇએ ત્યાર પછી સપ્રદાયની મર્યાદાને અનુસરીને વર્ષાકાલ સિવાયના બાકીના સમયમા દરેક દેશ-ગામ-નગરોમા અપ્રતિબદ્ધ-અપ્રતિહત વિહાર કરતા રહેતા જૈન-અજૈન જનતામા પોતાના નિસ્વાર્થ-કલ્યાણકારી સદુપદેશદ્વારા ધાર્મિક જાગૃતિ કરવી જોઇએ જેથી દરેક નગર-ગામની પ્રત્યેક જૈન-અજૈન જનતાના હૃદયમા વાસ્તવિક રીતે જૈનધર્મના સદુપદેશમય સદ્વચનોના તીવ્ર પ્રભાવથી અક્ષીણ પ્રકાશદ્વારા સત્કર્મના અકુરો ઉત્પન્ન થાય, અને સમયાનુસાર તે નવપલ્લવિત-ફલિત બની જગતના સર્વ ક્ષેત્રોમા તે ફેલાય, એ જ એમના અભ્યસ્ત ગ્રથોનો, પવિત્ર જીવનનો, સાધુત્વ તથા સાધ્વીત્વનો વાસ્તવિક સદુપયોગ છે, જેને કાર્યરૂપમા પરિણત કરવાનુ દરેક સાધુ-સાધ્વીનુ પરમ કર્તવ્ય છે

જે સાધુ-સાધ્વી मनस्येक, वचस्येक, कर्मण्येक महात्मनाम् પદને પૂર્ણપણે ચરિતાર્થ કરે છે, તે જ સાચા મહાત્મા છે તેમના હૃદયમા બહાર અને અદર એક જ રૂપ હોય છે એ પ્રકારે જેઓ ધાર્મિક નિયમ અનુસાર પોતાનુ જીવન વ્યતીત કરતા સદા ચારશીલ છે, એવા વિશુદ્ધ સયમી સાધુ-સાધ્વીઓના ઉપદેશનો પ્રભાવ જનતાના 'હૃદયપટ' ઉપર સારા રૂપે પડે જ છે અને એ સદુપદેશમય સદ્વચનોને હૃદયમા ધારણ કરીને ધાર્મિક ક્રિયા કાડોમા પ્રવૃત્ત બની પોતાના અને પોતાના સહવાસીઓના આત્માનુ કલ્યાણ કરવામા સમર્થ બને છે એનાથી ઊલટી રીતે **"પોતે ખાય કાકડી ને બીજાને દે આખડી"** એ કહેવત અમલમા મૂકી જ્યાના ત્યા રહેવાવાળા છે જે પોતે સાધુના આચારનુ પરિપાલન કરતા નથી, એમનો સદુપદેશ સામાન્ય લોકોમા પૂર્ણ રીતે ફળદાયી હોતો નથી એવા નામધારી સાધુઓને માટે આમ કહેવુ અયોગ્ય નથી કે —

कहते सो करते नहीं, मुँह के पड़े लबार ।
काला मुखड़ा होयगा, साँई के दरबार ॥ १ ॥

ખરેખર જે સાધુ—સાધ્વી સમાજમા પોતાના મર્યાદામય જીવનનુ સાધુત્વ બતાવવાને માટે બાહ્યાડબરમા કઇક અશે ધર્મના નિયમોનુ પાલન કરે છે અને અદર ગૃહસ્થીઓથી પણ હલકી કોટિમા રહે છે, એવા સાધુ-સાધ્વી સમાજ સમક્ષ ઊચા આસન પર બિરાજી જ્યારે પોતાના અદ્ભુત ડહાપણનુ પ્રદર્શન કરતા "भगवती सूत्र" જેવા મહાગ્રન્થનુ આખ્યાન ભલે કરતા હોય, પરતુ તેમનો પ્રભાવ, તેમની વિદ્વત્તાના પ્રભાવની સાથે, તેમના નામ માત્રના સાધુત્વનો પ્રભાવ, જરા પણ જનતાના હૃદયપટ પર અકિત થવો એ આકાશમા બગીચા કરવા સમાન સર્વથા અસભવ અને અસગત છે

સાધુ-સાધ્વી પોતાનો સાધુ આચાર સમયાનુસાર યથાવત્ પરિપાલન કરતા અને મર્યાદાપૂર્વક અપ્રતિબદ્ધ વિહાર કરતા જો સમાજમા પોતે ઉપદેશદ્વારા સદ્ધર્મનો પ્રચાર સર્વત્ર ન કરી શકે, તેમજ સદ્ધર્મથી ચ્યુત થએલી સન્માર્ગ ભૂલેલી જનતાને સન્માર્ગનુ પ્રદર્શન ન કરાવી શકે તો તેમની જ્ઞાનસપન્નતા, સાધુતા અને ધાર્મિક સસ્થાઓની સસ્થાપનાનુ ફલ કઈ પણ નહિ એનુ મુખ્ય કારણ એ છે કે-હરેક સસ્થા કઇ ને કઈ ઉદ્દેશના માટે નિયત થયેલી હોય છે જો તે પોતાના ઉદ્દેશમા સફળ ન બની શકે તો તેનુ અસ્તિત્વ ન હોવા જેવુ જ છે એજ નિયમ સાધુ-સાધ્વી સસ્થાના માટે પણ નિયત થયેલ છે જો કે સાધુ-સાધ્વીના માટે જનતાને ઉપદેશ આપવો અને તેમને સન્માર્ગે વાળવા એટલુ જ આવશ્યક છે, જેટલુ પોતાના સયમ ધર્મ અને સાધુ આચારનુ પરિપાલન કરવું અને ત્યારે

જ તેમનુ "स्वयं तरस्तारयितुं समर्थः" એ વાક્ય સાર્થક થઇ શકે, તે સિવાય નહિ

એ વાત તો સર્વમાન્ય અને નિશ્ચયપણે સિદ્ધ છે કે-સ્ત્રીઓમા એટલી જ કાર્યપટુતા, સહનશીલતા, બુદ્ધિકૌશલ્ય, વિચારશકિત, કોમલતા, જ્ઞાન મેળવવાની ધગશ અને આકર્ષકતા છે જેટલી પુરુષોમા જોવામા આવે છે તેનુ કારણ એ છે કે-સ્ત્રીઓ પુરુષોની સાથે પૂર્ણ સમાનતાનો અધિકાર ભોગવે છે, પોતાના અધિકારની પૂર્તિને માટે પુરુષો પાસે સમાનહકની માગણી કરતી આવે છે જેમા પણ આજના પ્રગતિશીલ સ્વાતન્ત્ર્યના જમાનામા તો સ્ત્રીઓ આ વિષયમા ખૂબ જ આગળ વધી ગઇ છે અને વધે જાય છે કોઇ કોઇ કારણોમા સ્ત્રીઓનો દરજ્જો પુરુષોથી પણ ઘણો ઊચો છે સ્ત્રીઓ પોતાના સતાનોને અથવા પોતાની સહચરીઓને સુધારી પણ શકે છે અને બગાડી પણ શકે છે તેઓ પોતાની સતતિમા અને પોતાના કુટુબકબીલામા સુદર સસ્કારો રેડી તેઓને આદર્શતાના ઉચ્ચ શિખર પર વિરાજિત કરી શકે છે અને ચાહે તો અવનતિના ઊડા અધારા કૂવામા પણ પાડી શકે છે આ બાબતમા તેમની રહેણીકરણી, સહનશીલતા, આચારવિચાર અને સસર્ગના પ્રભાવની પૂરેપૂરી વિશેષતા માલમ પડે છે

વસ્તુત વિચાર કરતા જણાય છે કે-સ્ત્રીઓની વિકાસશક્તિનો નાશ કરનાર ખરેખર મનુષ્ય જ છે તે એમને ન તો આગળ વધવા દે કે ન એમનો વિકાસ થવા દે સ્ત્રીઓને ગુલામીની જ બેડીઓમા જકડી કઠપુતળીની પેઠે નચાવવામા જ તે પોતાની મનુષ્યતા સમજે છે વિચાર કરે છે કે "જો સ્ત્રીઓ ભણશે તો સભા અને મડળોમા ભાષણ આપશે, ઘરમા વધારે ડહાપણ કરવા લાગશે, તો અમને કોણ પૂછશે ? એ સ્વતત્ર બની આ

પ્રગતિશીલ જમાનાની સાથે સ્વતંત્રતાની પાછળ લગાડી ન માલમ ક્યા ઊડવા ઇચ્છે છે? તે ખબર પડતી નથી નહીં નહીં, અમે સ્ત્રીઓને કોઇ પણ રીતે આગળ નહિ વધવા દઈએ કયારેય ભણાવીશુ નહિ કોઈ વાર કોઇ પણ કાર્યમા તેને હાથ નાખવા નહિ દઈએ " બસ, પુરુષોના એ મેલા વિચારો જ સ્ત્રીઓને માટે ઝેરરૂપ છે અને તેથી જ કોઇ પણ કાર્યમા તે આગળ વધી શકતી નથી અને પોતાની ઉન્નતિ પણ સાધી શકતી નથી

જો સ્ત્રીઓને મર્યાદાપૂર્વકની સ્વતંત્રતા અપાય તો તેઓને પોતાના કાર્યની રૂપરેખાઓ વધારે સમુન્નત બનાવવામા જરાપણ ઢીલ નહિ લાગે અને તે પોતાના આદર્શ ગુણોનો પરિચય જનસમાજને સુંદર રીતે આપી શકે જે સ્ત્રીઓ સુશિક્ષિતા, સુશીલા, કર્તવ્યપરાયણા અને સુધારક શકિતસંપન્ના હોય છે તેઓમા સાધ્વી સ્ત્રીઓની શકિત તો તેથી પણ ઘણી વધારે હોય છે વળી તેઓ પોતાના પવિત્ર વિચારોદ્વારા સાધ્વીમંડળની અગ્રેસર બનીને ચારિત્રધર્મનું પરિપાલન કરતા પોતાના સચ્ચારિત્રમય આદર્શ સદુપદેશથી કુમાર્ગગામી જનતાને સન્માર્ગાનુયાયિની બનાવવાની પૂરેપૂરી શકિત રાખે છે કથાનુયોગ ગ્રંથોમાથી એવા કેટલાય ઉદાહરણ મળી આવે છે કે જેમાથી સાધ્વી સ્ત્રીઓની મહત્તા અને અદ્‌ભુત વિદ્વત્તાનો પરિચય પ્રાપ્ત થાય છે

આજના આવા પ્રગતિશીલ જમાનામા પણ કોઈ વિષમ વાતાવરણમા આત્મશ્લાઘી, અને પોતાની પતાકા ઊંચી રાખવાના પિપાસુ, લોલુપી, આચાર્ય સાધુ અને એમના અંધભક્તો કહે છે કે સાધ્વીઓને માટે શાસ્ત્રોમા સૂત્રો શીખવાનો તેમજ જનસભાઓમા વ્યાખ્યાન આપવાનો નિષેધ કરેલો છે સાધ્વીઓ સ્ત્રીસ્વભાવથી સાધારણ ગુણ પ્રાપ્ત કરતા જ અભિમાનના આવેશમા આવી પોતાના ચારિત્રને અપવિત્ર બનાવે છે તેમજ સાધુ

ઓનો તિરસ્કાર તથા અપમાન કરવામા પણ અટકતી નથી, એટલા માટે જ એમને સૂત્રો શીખવાનો અને વ્યાખ્યાન વાચવાનો આદેશ આપવો તે અહિતકર અને અનુચિત છે

આવા પ્રકારની વાત કહેનારા લોક કા તો સૂત્રગ્રથોથી અજાણ છે, કા તો જાણીબૂઝીને સાધ્વી સસ્થાને નીચી પાડવાનો પ્રયત્ન કરી રહ્યા છે અથવા તો આ સસ્થાના વિકાસના વિદ્રોહી અને વિઘાતક છે એ લોકો સાધ્વીઓની સસ્થામા જે દોષો ગણાવે છે તે દોષોથી પુરુષ કે સાધુ પણ મુક્ત નથી સસારનો એ કુદરતી નિયમ છે કે જે—" અધૂરો ઘડો છલકાય છે પૂર્ણ ભરેલો ઘડો કદી છલકાતો નથી " સાધારણ મનુષ્યોની પેઠે આજકાલના સાધુઓમા પણ ઘણો ભાગ એવો છે કે સાધારણ સામાન્ય ગુણવિશેષથી પોતે પોતાને સ્વય જ્ઞાની અને મહાવિદ્વાન્ માનવા લાગે છે સાથે જ અલ્પમાત્ર જ્ઞાનના કારણે ભારે અભિમાનમા ફૂલ્યા સમાતા નથી શાસ્ત્રમા એવી વ્યક્તિઓની બાબતમા કહ્યુ છે કે—

सम्पूर्णकुम्भो न करोति शब्द मर्धो घटो घोषमुपैति नूनम् ।
विद्वान् कुलीनो न करोति गर्वं, गुणैर्विहीना बहु जल्पयन्ति ॥

જેવી રીતે પૂર્ણ ભરેલુ પાત્ર શબ્દ કરતું નથી, પરતુ અર્ધ ભરેલુ વાસણ છલકાવાની સાથે શબ્દ કરે છે, એ જ પ્રમાણે કુલીન વિદ્વાન્ કદી પણ કોઈ અદ્વિતીય કાર્ય કરવા છતા પણ ગર્વ કરતો નથી પણ તુચ્છ, ગુણહીન હમેશા ખડખડાટ કર્યે જાય છે એ પ્રકારની એક કહેવત હિદી ભાષામા પણ પ્રચલિત છે કે—

भरा सो झलके नहीं, झलके सो ही अद्धा ।
घोडा सो भूके नहीं, भूके सो ही गद्धा ॥ १ ॥

આ લોકવાયકા ઉપરની વ્યક્તિઓની બાબતમા સોળેસોળ આના ચરિતાર્થ થઇ શકે છે અસ્તુ પણ કહેવાનો સારાશ એ છે કે-સસારમા સઘળા સ્ત્રીપુરુષ સરખા નથી હોતા તેમા સારા અને નરસા બને ટોળા વિદ્યમાન છે અને પોતાના સ્વભાવાનુસાર તેઓ ભલાઈ અને બુરાઈના કામો કરી રહેલ છે' એટલા માટે વ્યક્તિગત દોષોના કારણે આખા સમાજને અથવા તો આખી સસ્થાને દૂષિત માનવી એ કેવળ મૂર્ખતા જ છે બનવાજોગ છે કે-કુદરતી નિયમાનુસાર ભલાઈ બુરાઈની દૂષિત હવા સાધુ સાધ્વીઓમા પણ આવી હોય, પરતુ એ માટે એમને જ્ઞાન-સમ્પાદનથી વચિત રાખવી એ તો વધારે પતિત બનાવવાનું કારણ છે એથી જ સાધ્વીઓને માટે જ્ઞાન-સપાદન અને ઉપદેશ-પ્રદાન કોઇ પણ પ્રકારે અનુચિત નથી સાથે જ સાધ્વી-સમાજની ઉપદેશક શક્તિનો અને થતા જતા વિકાસનો આ પ્રકારે નાશ કરવો પણ ઠીક નથી જો સાધ્વીસમાજ શિક્ષિત ન હોય, જ્ઞાન મેળવવાની ચેષ્ટા ન કરે, ઉપદેશક કળાનો અભ્યાસ ન કરે, વળી જનસમાજમા ઉપદેશ-પ્રદાન ન કરે, તો એમની સાધ્વી સઘની સ્થાપનાનો ઉદ્દેશ શી રીતે સફળ થાય? વ્યક્તિગત વેરઝેર કે પોતાના સ્વાર્થના કારણથી આખા સમાજના અગ પર દોષારોપ આપવો કોઇ પણ રીતે યોગ્ય નથી

કલ્પસૂત્ર ટીકાના સ્થવિરાવલી અધિકારના **વજ્રસ્વામી ચરિત્ર**મા લખેલ છે કે—છ માસની અવસ્થાવાળા વજ્રસ્વામીને લઈને શ્રાવિકાઓ સાધ્વીઓ પાસે ઉપાશ્રમા ગઇ, અને વજ્રને શય્યામા સુવાડીને તેમની પાસે બેઠી એ વખતે સાધ્વીઓ અગ્યાર અગ ભણતી હતી અને તેનું પુનરાવર્તન કરી રહી હતી તે સાભળવા માત્રથી વજ્રસ્વામીને અગ્યાર અગ મુખપાઠ થઈ ગયા આવી પ્રમાણિક અને યુક્તિયુક્ત કથનથી સ્પષ્ટ સિદ્ધ થાય છે કે—સાધ્વીઓને અગ્યાર અગનો અભ્યાસ કરવાની આજ્ઞા

શાસ્ત્રવિહિત છે જ્યારે શાસ્ત્રોમા એ ભણવાની આજ્ઞા આપેલી છે, તો સૂત્રો ભણવા, ભણાવવાનું પણ સ્વતઃ સિદ્ધ જ થઇ જાય છે, કારણ કે અભ્યાસના ગ્ર થોને ભણાવવાથી અને મનન કરવાથી જ તેની પૂર્ણ સફળતા થાય છે સાધ્વી સમાજ ઉપર પઠન, પાઠન અને વ્યાખ્યાનાદિ બોજો ન રાખી શકાય, તો તેમનુ શીખેલુ જ્ઞાન ભૂલભૂલામણીની રમત જેવું બની જાય તે સાથે જ "નવરાપણુ શયતાનનુ ઘર છે" એ કહેવત પ્રમાણે સાધ્વીઓ નકામી બેસી, સાસારિક દંતકથાઓમા પોતાના અમૂલ્ય સમયને તેમજ સયમ ધર્મને ખોઇ બેસે. એટલુ જ નહિ પરતુ દતકથાઓની અસરથી વિકૃત માનસ થઇ જશે તે પોતાના મનુષ્યતાના સદ્‌ગુણોને નષ્ટભ્રષ્ટ કરી દુસહ્ય દુર્ગતિને આમત્રણ પણ આપી દેશે એ માટે અભ્યાસના ગ્રથોના વિકાસ કરવાને માટે પઠન, પાઠન અને વ્યાખ્યાન આપવાની એટલી જ જરૂરિયાત છે, જેટલી પોતાના જીવન-રક્ષણની અને માનવીય ગુણ મેળવવાની છે

સાધુ સમાજ પાસેથી સ્ત્રી-શ્રાવિકા-જગતને વ્યાખ્યાન સાભળવા સિવાય કોઇ બીજો લાભ હોવો તે કેવળ અસભવ છે, કારણ કે સ્ત્રીઓ સ્વભાવથી જ સકુચિતશીલા હોય છે એનું કારણ એ છે કે-તે સાધુઓ પાસેથી નથી કઇ શીખી શકતી, અને નથી હૃદય ખોલીને કોઇ વાતનો નિર્ણય કરી શકતી તે સાથે સાધુઓની સાથે વિશેષ હરવાફરવાથી સ્ત્રીઓને લોકાપવાદની પણ બીક રહે છે એવી પરિસ્થિતિમા સાધુ સમાજ શ્રાવિકા-સસારને માટે વધુ લાભદાયક નથી સાધ્વીઓની પાસે સ્ત્રીઓ નિસકોચ પ્રતિક્રમણાદિ ક્રિયા સબધી સૂત્રપાઠોનો સારી રીતે અભ્યાસ કરી, સિદ્ધાન્ત વિષયક જીવ અજીવાદિ તત્ત્વોનુ વિવેચન પૂર્ણરૂપે મેળવી, સસાર સુધારાના વિષયોનો પણ નિર્ણય પ્રાપ્ત કરી શકે છે એમના હૃદય પટ ઉપર સાધ્વીઓના ઉપદેશનો પ્રભાવ પણ વધુ પડી શકે છે એ માટે જ સ્ત્રી-સસાર ઉપર સાધુ

ઓની અપેક્ષાએ સાધ્વી સસ્થા વધારે ઉપકારક અને સુધારક છે એ અપેક્ષાને લક્ષમા રાખીને જો વિચાર કરીએ તો પણ સાધ્વીઓને ભણવુ, ભણાવવું અને ઉપદેશ-પ્રદાન કરવુ નિરર્થક નથી, પરતુ અપેક્ષાકૃત સાર્થક જ છે

કાળની ગતિ મહાન્ ફેરફારવાળી છે અને તેની સાથે જ તેને અનુસરીને માનવ સમાજનુ પરિવર્તન થાય, એ પણ સ્વાભાવિક છે વર્તમાન કાળમા એક તરફ જૈનસમાજ વધારે ભાગે જ્ઞાનથી વચિત છે બીજી તરફ યોગ્ય સયમી સાધુ સાધ્વીઓની સખ્યા નહિ જેવી છે એવી જ રીતે જૈન જનતા નાના મોટા ગામોમા અહિં તહિં ફેલાયેલ છે બીજુ સાધુઓનો મોટો ભાગ, મોટા મોટા શહેરો અથવા નગરોમા જ પડી રહેવાનુ પસદ કરે છે શહેરોની તડાકફડાકની આગળ જ્ઞાનશૂન્ય એવા નાના ગામડા કયાથી પસદ આવે ? એનુ કારણ એ છે કે-આજકાલના લોલુપી સાધુઓ પ્રાયઃ કાયમી શહેરોમા જ ચાતુર્માસ રહે છે અને શહેરોમા જ વધારે પડાવ રાખે છે એના દુષ્પરિણામ રૂપમા નાના નાના ગામોની જનતાને નથી તો સાધુઓનો યોગ મળતો, કે નથી સાધુ ધર્મ સાધના કરવાનો ઉચિત માર્ગ મળતો તેઓ પોતાના જીવનની સાર્થકતા કરવામા ખરેખર પછાત રહી જાય છે બીજુ સાધુ સાધ્વીઓ વિના તેમની ધર્મપિપાસા પૂર્ણ પ્રકારે શાત ન થવાથી છેવટે બિચારા વિવશ બની અન્ય મતાવલ મ્બીઓના રૂઢિવાદી ધર્મને પોતાનુ ધર્મક્ષેત્ર બનાવી લે છે જેમકે—પ્રાચીન સમયમા ભારતવર્ષની આધુનિક સરાક, પાલીવાલ, જાગડા, કલચુરીવશીય-કલવાર આદિ કેટલીય જાતિઓ જૈન મતાવલમ્બી હતી પરતુ તે સાધુ-સમાગમ ન મળવાના કારણથી ધર્માન્તર જાતિઓમા યા અન્ય ધર્મોમા સેળભેળ થઈ ગઇ છે ઉપરની વિષમ દુસ્થિતિને ધ્યાનમા રાખીને જો નાના નાના ગામોમા ત્રણત્રણ, ચચ્ચાર સાધુ સાધ્વીઓનો વિહાર કે ચાતુર્માસ

થતો હોય તો ત્યાની જૈન જનતાને મહાન ધાર્મિક લાભ પ્રાપ્ત થઇ શકે, આમા સાધુસમાજને અણુમાત્રની હાનિ નથી, ઊલટુ આમ કરવાથી તો એમનુ વધારે ગૌરવ સચવાય છે

સાધ્વીઓને સભામા વ્યાખ્યાન દેવાના વિષયમા શાસ્ત્રકાર મહર્ષિઓનુ શું ફરમાન છે? પ્રસગોપાત્ત આ વિષય પર જો થોડુ ઘણું વિવેચન કરી શકાય તો, અનુપયુક્ત યા અપ્રાસગિક નહિ ગણાય વિવેચન કરવાથી એ પણ ખબર પડી જાય કે સાધ્વીઓને વ્યાખ્યાન આપવાના મ ણ ધમા વિરોધી લોકોનુ કહેવુ કયા સુધી સત્યના રસ્તા પર છે? વગરવિચારે-સમજે કોઇ પણ વસ્તુસ્થિતિના વિષયમા કલ્પિત વિચારો ફળદાયી નથી હોતા એની સિદ્ધિને માટે જ્યા સુધી શાસ્ત્રીય પ્રમાણ ન મળે ત્યા સુધી કલ્પિત વિચારો કેવળ કલ્પના માત્ર સમજાય છે

बुद्धिमिर्बोधिताना स्त्रीणां विंशतिः एकसमयेन सिध्यति। बुद्धिमिर्बोधितानामेव सामान्यतः पुरुषादीनां विंशतिपृथक्त्वम्॥ बुद्धिश्च मल्लिस्वामी प्रभृतिका तीर्थकरी सामान्यसाध्व्यदिका वा॥ श्रीदेवेन्द्रसूरिरचित-" सिद्धपचाशिकावचूर्णि "

સાધ્વીઓથી બોધ પામેલ એક સમયમા વીશ સ્ત્રીઓ અને પુરુષો વીશથી વધુ સિદ્ધ થાય છે અર્થાત્ કર્મક્ષય કરી મોક્ષ મેળવે છે અહીં " બુદ્ધિ " શબ્દથી શ્રી મલ્લિસ્વામી આદિ સ્ત્રી તીર્થંકરી અને સામાન્ય સાધ્વીઓનુ ગ્રહણ કરવુ જોઇએ.

બુદ્ધિતીર્થંકરી વા સામાન્ય સાધ્વી તેના પ્રતિબોધથી વીશ સ્ત્રી સીઝઇ, સામાન્ય પ્રકારઇ પુરુષ સ્ત્રી નપુસક સર્વ વીસ પૃથક્ત્વ સીઝઇ ગાથા ૨૨ મી

—'સિદ્ધપચાશિકા સત્રબાલાવબોધ' લિખિત પત્ર ૬

ચિરન્તનાચાર્યરચિત સિદ્ધપ્રાભૃત આદિ પ્રામાણિક, સર્વમાન્ય ગ્રથોમા પણ આવી જ રીતનો ઉલ્લેખ કરવામા આવેલ છે જો સાધ્વીઓને વ્યાખ્યાન દેવાનો નિષેધ હોય તો ઉક્ત ઉલ્લેખ કરવાની આવશ્યકતા કયાથી હોય ? એથી જ સાધ્વી ચાહે કેવળજ્ઞાન પામેલી હોય, અથવા તો કેવળજ્ઞાન રહિત હોય તો પણ તે વ્યાખ્યાન આપી શકે છે અને તેમના પ્રતિબોધથી સ્ત્રી-પુરુષ બ ને પોતાના કર્મ ક્ષય કરીને અજરામર એવા મોક્ષ-સુખના વિલાસી બની શકે છે

बुद्धिशब्देन तीर्थकर्यः सामान्यसाध्व्यश्चोच्यन्ते । तत्र तीर्थकरीणामुपदेशे विचार एव नास्ति । सामान्यसाध्वीना तु यद्यपि केवलश्राद्धाना पुरस्तादुपदेशनिषेधस्तथापि श्राद्धीमिश्रिताना कारणे केवलानां पुरुषाणा च पुरस्तादुपदेश सम्भवत्यपीति न काप्यनुपपत्तिरिति ।

देवचन्द्र लालभाई जैन-पुस्तकोद्धार सस्थातु प्रकाशित-
"सेनप्रश्न"

બુદ્ધિ શબ્દથી સ્ત્રી તીર્થ કરી અને સામા ય સાધ્વી બનેનું ગ્રહણ કરેલ છે એમા સ્ત્રી તીર્થ કરીના ઉપદેશ દેવાના વિષયમા કોઈ જાતનો વિચાર નથી પરતુ સામાન્ય સાધ્વીઓને જો કે એકલા પુરુષો-શ્રાવકોની સભામા ઉપદેશ આપવાનો નિષેધ છે, તો પણ શ્રાવિકામિશ્રિત શ્રાવકોની સભામા સાધ્વીઓને ઉપદેશ દેવાની જરૂર જણાય તેમા કોઇ પણ જાતનો દોષ નથી

બુદ્ધિ શબ્દે કરી તીર્થ કરીઓ અને સામાન્ય સાધ્વીઓ કહેવાય છે તેમા તીર્થ કરીના ઉપદેશમા તો વિચાર કરવાનો જ નથી અને સામાન્ય સાધ્વીઓને તો જો કે કેવલ શ્રાવકો પાસે

ઉપદેશનો નિષેધ છે તો પણ શ્રાવિકામિશ્રિત શ્રાવકોને અને કારણે એકલા શ્રાવકોને ઉપદેશનો સભાવ છે માટે કોઇ અઘટિત વાત નથી

વિજયકુસુદસૂરિરચિત '**શ્રી સેનપ્રશ્નસારસંગ્રહ**'

ઉલ્લાસ ૩, પૃષ્ઠ ૨૩૦

"**સેનપ્રશ્ન**" ગ્રંથકર્તાનો એ આશય છે કે-કેવળ પુરુષોની સભામા સાધ્વીઓને વ્યાખ્યાન આપવુ તેનો શાસ્ત્રમા નિષેધ છે, પરંતુ સ્ત્રી-પુરુષની એકઠી સભામા વ્યાખ્યાન દેવામા કોઈ પણ જાતનો દોષ નથી કોઇ કારણસર ફક્ત પુરુષોની સભામા જ વ્યાખ્યાન આપવાની જરૂરીયાત જણાય છે, પરંતુ એ આજ્ઞા અપવાદવાળી હોવાથી હમેશા કાર્યરૂપમા પરિણત કરવી યોગ્ય નથી આ ઉલ્લેખથી એ વાત સ્પષ્ટ જણાય છે કે-કારણના અવસરને છોડીને પણ પુરુષ અથવા સ્ત્રી બનેની સભામા સાધ્વીઓને વ્યાખ્યાન દેવામા કોઇ જાતનો દોષ નથી ચેવર્ષિ ગણિના પૂછવાથી "साध्वी श्राद्धानामग्रे व्याख्यान न करोतीत्यक्षराणि कुत्र ग्रथे सन्ति ?" આ પ્રશ્નના ઉત્તરમા શ્રી હીરવિજયસૂરિજી મહારાજ લખે છે કે—

दशवैकालिकवृत्तिप्रमुखग्रन्थे यतिः केवल श्राद्धीसमाग्रे व्याख्यान न करोति रागहेतुत्वादित्युक्तमस्ति । एतदनुसारेण साध्व्योऽपि श्राद्धसमाग्रे व्याख्यान न करोति रागहेतुत्वादिति ज्ञायते । कीर्तिविजयसग्रहीत-"हीरप्रश्नोत्तराणि"

શ્રી દશવૈકાલિકવૃત્તિ આદિ ગ્રંથોમા "સાધુને કેવળ શ્રાવિકાઓની સભામા અને સાધ્વીઓને ફકત શ્રાવકોની સભામા વ્યાખ્યાન ન આપવુ જોઇએ, કારણ કે તેમા રાગ ઉત્પન્ન થાય

છે ” એના પ્રત્યુત્તરમા એકલી સ્ત્રીઓની સભામા સાધુઓ અને એકલા પુરુષોની સભામા સાધ્વીઓને વ્યાખ્યાન દેવાનો નિષેધ કહ્યો છે પણ સ્ત્રી—પુરુષ મિશ્રિત સભામા વ્યાખ્યાન દેવાનો નિષેધ નથી

સાધ્વી શ્રાવકોની સભા સમક્ષ વ્યાખ્યાન ન કરે એવા અક્ષરો કયા ગ્રથમા છે ? ઉત્તર–દશવૈકાલિક ટીકા વિગેરે ગ્રથની અદર સાધુ રાગના હેતુરૂપ હોવાથી કેવલ શ્રાવિકાની સભા આગલ વ્યાખ્યાન ન કરે એમ કહ્યુ છે આ પ્રકારે સાધ્વી પણ રાગના હેતુરૂપ હોવાથી કેવલ શ્રાવકોની સભા સમક્ષ વ્યાખ્યાન ન કરે એમ જણાય છે

શ્રી ચિદાનદવિજયરચિત–**હીરપ્રશ્નોત્તરાનુવાદ**, પૃષ્ઠ ૧૧૫

એક સ્ત્રી કે અનેક સ્ત્રીઓની સભામા કથા કહેવાથી–ધર્મોપદેશ દેવાથી વારેવારે સ્ત્રીઓનો પરિચય વધે છે અને એથી પ્રેમાંકુર સ્ફુરિત થતા માનસિક ભાવના વિકૃત બને છે તે સાથે વિકૃત ભાવનાની પુષ્ટિને માટે સ્ત્રીઓને પોતાના કુટિલ પાશમા ફસાવીને બ્રહ્મચર્ય, સમાધિસ્થાન આદિ પોતાના પરમ પવિત્ર ચારિત્રધર્મથી ભ્રષ્ટ બની જાય છે અને એ જ વાત એક પુરુષ કે અનેક પુરુષોની સભામા કથા કહેવાના વિષયમા સાધ્વીઓને માટે ઉત્પન્ન થવા સભવ છે એ માટે વિજયવિમલગણિએ પોતાની જાતે રચેલ **“ગચ્છાચાર પયન્નાની બૃહત્–ટીકા”** મા લખેલુ છે કે—

**“ यथा साधवः केवलाना स्त्रीणामग्रे धर्मकथा न कथयन्ति, तथा साध्व्योऽपि केवलाना पुरुषाणामग्रे धर्मकथा न कथयन्ति। ”**

“ જેવી રીતે એકલી સ્ત્રીઓની સભામા સાધુઓએ ધર્મકથા

ન કહેવી જોઇએ તેવી જ રીતે એકલા પુરુષોની સભામા સાધ્વીઓએ પણ ધર્મકથા ન કરવી જોઇએ.” એનો પણ એ જ સારાશ છે કે-સ્ત્રી પુરુષોની મિશ્રિત સભામા સાધ્વીઓ ધર્મોપદેશ આપે તો કોઇ પ્રકારનો વાધો નથી એ જ રીતે સાધુ ફક્ત પુરુષોની સભામા અને સાધ્વી કેવળ સ્ત્રીઓની સભામા ધર્મોપદેશ આપતા હોય તો એમા પણ કોઈ પ્રકારનો દોષ નથી અને એ માર્ગ શાસ્ત્રવિહિત પણ છે, શાસ્ત્રનિષિદ્ધ નથી

**હીરપ્રશ્નોત્તરાનુવાદના** ૬૫ મા નબરના નોટમાં તેના અનુવાદકર્ત્તાએ લખેલ છે કે ‘ સ ૧૧૬૨ મા રચાયેલ જીવાનુશાસન ગ્રથમા સાધ્વીઓને વ્યાખ્યાન કરવાનો નિષેધ કર્યો છે ’ એના પર ખાસ સમજવાનુ કે જીવાનુશાસન કર્ત્તાના ઘણા પહેલા થયેલા દશવૈકાલિકબૃહટ્ટીકાના કર્ત્તા હરિભદ્રસૂરીશ્વરજી મહારાજે જ્યારે સ્ત્રી-પુરુષમિશ્રિત સભામા સાધ્વીઓને વ્યાખ્યાન આપવાની છૂટ આપી છે ત્યારે જીવાનુશાસનનો નિષેધ એકાતિક નહીં, આપેક્ષિક છે માટે નોટકારનુ લખવુ સાધ્વી સસ્થાના વિકાશનો ઘાતક કે કપોલકલ્પિત સમજવુ, તે માનવા લાયક નથી

જૈન-શાસ્ત્રનુ અવલોકન અને મનન કરવાથી માલમ પડે છે કે-પચમહાવ્રત, પચ સમિતિ, ત્રિગુપ્તિ, ષટ્કાયરક્ષણ, બ્રહ્મચર્યપાલન, શુદ્ધ આહારપાત્ર-વસ્ત્રાદિ ગ્રહણ, અપ્રતિબદ્ધ વિહાર આદિ સયમધર્મનુ પ્રતિપાલન જેવી રીતે સાધુઓને કરવુ પડે છે તે જ રીતે સાધ્વીઓને પણ એનુ પરિપાલન કરવુ આવશ્યક છે એ માટે ચારિત્રધર્મની અપેક્ષાએ સાધુધર્મ અને સાધ્વીધર્મ બન્નેમા ઘણા ભાગે સમાનતા જ છે અને એ જ કારણ છે કે-સાધ્વીઓ જો પોતાના ધર્મને પાલન કરતી, દરેક ઠેકાણે વિહાર કરતી કરતી, લોકોના ઉપકાર-આત્મોદ્ધારને માટે

સ્ત્રી–પુરુષોની મિશ્રિત સભામા અથવા એકલી સ્ત્રીઓની સભામા ઉપદેશ આપે તો એમા શાસ્ત્રકાર કઇ પણ દોષ માનતા નથી અને એ પ્રકારનો નિષેધ પણ કરતા નથી

એથી સ્પષ્ટ સિદ્ધ થાય છે કે—કોઇ પણ શિષ્ટમર્યાદા જો નક્કી થતી હોય તો તેનો નિયમ બનાવ્યા વિના કામ ચાલતુ નથી એનો નિયમ નિયત્રણ છે, એમા બધાઈ રહીને જો મનુષ્ય એનુ ચોગ્યતાપૂર્વક બરાબર પરિપાલન કરે તો તે જરૂર પોતાના કાર્યમા સફળતા મેળવી શકે છે વ્યાખ્યાન દેનારા સાધુ સાધ્વીને જ્યારે દૈનિક કર્તવ્ય કર્મ નક્કી થયું ત્યારે શાસ્ત્રકારોએ આ શિષ્ટ મર્યાદાનુ પરિપાલન કરવાને માટે નિયમ બનાવ્યો કે–એકલી સ્ત્રીઓની સામે સાધુઓએ અને એકલા પુરુષોની સામે સાધ્વીઓએ વ્યાખ્યાન ન આપવુ જોઇએ સેનપ્રશ્નકાર તો જરૂરિયાતના સમયે ફક્ત પુરુષોની સમક્ષ પણ સાધ્વીઓને વ્યાખ્યાન આપવાનુ થાય તો તેમા કોઇ પ્રકારનો દોષ બતાવતા નથી જો કોઇ ગ્રથકારે આ વિષયનો નિષેધ પણ કર્યો હોય તો તે અપેક્ષાકૃત સમજવો જોઇએ અનેક પ્રમાણો હાજર હોય ત્યા પ્રતિષેધ વાક્ય માનવા યોગ્ય હોતુ નથી એથી જ એ સર્વતો માન્ય–નિર્વિવાદ સિદ્ધ થાય છે કે **સ્ત્રી–પુરુષોની મિશ્રિત સભામા સાધ્વીઓ વ્યાખ્યાન દઇ શકે છે એમા કોઇ પણ રીતે દોષાપત્તિ નથી પરતુ એથી તેમના વિકાસ, જનતાની અપેક્ષાએ વધુ ઉપકાર અને જૈન ધર્મની અત્યધિક ગૌરવ–વૃદ્ધિ છે**



# 'તૃષ્ણાં છિન્ધિ' શ્લોકની વ્યાખ્યા

અને

# સત્પુરુષોના લક્ષણ



"तृष्णां छिन्धि भज क्षमा जहि मद पापे रतिं मा कृथाः,
सत्यं ब्रूह्यनुयाहि साधुपदवीं सेवस्व विद्वज्जनम् ।
मान्यान्मानय विद्विषोऽप्यनुनय प्रख्यापय स्वान् गुणान्,
कीर्तिं पालय दुःखिते कुरु दयामेतत्सतां लक्षणम् ॥१॥"

## (१) तृष्णा छिन्धि–તૃષ્ણાને દૂર કરો—

મોક્ષસુખને માટે પ્રવૃત્તિ કરનાર પુરુષો અને સ્ત્રીઓએ સર્વથી પ્રથમ તે વસ્તુઓનો પરિત્યાગ કરવો પડશે કે જેથી કરીને તેઓને મુક્તિપથ પર જવા માટે જરા સરખું ય વિઘ્ન ઉપસ્થિત થવા પામે નહી પરિવર્તનશીલ સામયિક પરિસ્થિતિવશ ચારે તરફ મુક્તિપથના પથિકો દૃષ્ટિગોચર થાય છે તેઓ પોતાને મુક્તિપથના સાચા રાહી માની બેઠા છે, પણ તે પોતાની એમની મોટામા મોટી ભૂલ છે આવી વેશમાત્રથી પોતાને મોક્ષપથના પથિક માનવા એ વિશ્વના પ્રકાશમાન નયનોમાં ધૂળ નાખી ભોળીભાલી જનતાની માથે ઠગાઇ કરવા જેવું છે, કેમકે આવી વેશ ધારવાથી એ અગમ્ય તેમજ અનવદ્ય અપવર્ગ–પથની પ્રાપ્તિ

થઇ શકે નહિ અથવા તો "परोपदेशे पाण्डित्यं" આ સૂત્રની સાર્થકતાને આપણામા ચરિતાર્થ કરવાથી તે પથ મળી શકે નહીં આવા માણુસો જનતાને અભિમુખ અખંડ પાખંડની ધ્વજા ફરકાવતા પોતાની વિશ્વવંચકતાનું વિજ્ઞાપન દઈ રહ્યા છે શું પોતાને પોતાની એ વંચકતાદ્વારા સાચી સફળતાની અમોઘ કળા પ્રાપ્ત થઇ શકે છે?

આ એક પ્રમાણિક સિદ્ધાન્ત છે કે-મુક્તિમાર્ગને સાચી રીતે જાણવા માટે સર્વથી પ્રથમ મોટા ત્યાગની આવશ્યકતા રહે છે જો આ ત્યાગની ભાવનાઓને હૃદયમા ઉતારી સારી રીતે સમજી શકે તો તે મોક્ષમાર્ગનો સાચો રાહી બની શકે છે પછી તે કોઈ પણ કેમ ન હોય? તેને માટે કેવળ શુભ્ર વેશ અને બિરુદાવલીજન્ય વિશ્વની મોહક વચનકુશલતા જલને તાડન કરવા જેવી વિડંબનારૂપ જ છે

જે માનવ પોતાને માનવતાનો અધિકારી માનતો પુણ્યોદય થી સમુપલબ્ધ માનવદેહની સાર્થકતા ચાહે છે, વિશ્વની સન્મુખ પોતાની જાતને અભૂતપૂર્વ, અગર્હ્ય, સત્કૃત્યોદ્વારા સ્તુત્ય પદ પર અધિષ્ઠિત હોવાનુ ઇચ્છે છે તે માનવે સર્વથી પ્રથમ ત્યાગની ભાવનાઓને અપનાવવી જોઇએ

સર્વમા ય આ સિદ્ધાન્તને માન્ય રાખી ગૃહસ્થાશ્રમથી માત્ર અલગ રહેવાથી જ જો પોતાને મુક્તિમાર્ગના પથિકો માની લે તો એ પણ નરી અંધતા જ છે

માનવ ગૃહસ્થાશ્રમથી પર હોય છતા પણ હૃદયમા તૃષ્ણાંકુર કામ-ક્રોધ અને મદના થર બાઝેલા હોય તો તે તૃષ્ણાની પાછળ ઉન્મત્ત બની, માર્ગ ભૂલી સંસાર અટવીમા ભટકતો જ ફરે છે જેવી રીતે અકર્મણ્યતા માનવમાત્રને નીચે પછાડે છે

તેવી જ રીતે તૃષ્ણા-કામિની અવનતિના ગભીર ગર્તમા નાખ્યા વિના નથી જ રહેતી તૃષ્ણા પોતાના પ્રપચથી માણસમા જકડી રાખી અધોગતિ તરફ ખેચી જવામા જરા પણ કચાશ રાખતી નથી તે પોતાના મોહપાશમા સાધારણ માણસથી માંડીને યોગી મહાત્મા સુદ્ધાઓને બાધી પોતાનો કુટિલ પ્રભાવ બતાવવાનુ સામર્થ્ય રાખે છે સુલભસ્વભાવી માણસ તૃષ્ણાના પુતળા બને છે તૃષ્ણા તેઓના પર પોતાનો સપૂર્ણ અધિકાર જમાવે છે અને પાછળથી માનવ ભસ્માસુરની માફક તેમા ખાખ થયા કરે છે કહ્યું છે કે "तृष्णान्धो दु खमाप्नोति परत्रेह च मानव " તૃષ્ણાધ માનવો આ લોક અને પરલોકમાં દુઃખ પામે છે તેઓ તૃષ્ણાની પાછળ કદાચ ક્ષણિક સુખનો અનુભવ કરી લે છે, પણ પાછળથી તેને વિવિધ પ્રકારની આપત્તિઓનો સામનો કરવાનો જ રહે છે

પૂર્વાનુભૂત સુખો પણ તૃષ્ણાવૃદ્ધિનુ પ્રધાન કારણ છે તૃષ્ણાથી સાધારણ કાર્યમા સફળતા મેળવ્યા પછી મનુષ્યની આશાઓમા અપાર વેગ આવે છે આવી સ્થિતિમા માનવ ખ્યાલ નથી કરતો કે હવે તો સતોષનો શ્વાસ લઉ સતોષ કોને કહે છે ? સતોષ ધારવાથી શું લાભ છે ? આ વ્યાખ્યાઓને સમજવાનો તો પ્રયત્ન સરખોએ નથી કરતા પ્રયત્ન કરવો તો દૂર રહ્યો, પણ તે સતોષ શબ્દને પોતાની નજીક પણ 'આવવા દેવાનો વિચાર સુદ્ધા નથી કરતા આ સર્વ તૃષ્ણાનુ જ્વલત પરિણામ છે અગર કોઇ વૈજ્ઞાનિક માનવ તૃષ્ણા કેટલી ઊંડી અને અધરી છે તેનો તાગ લાવવા મથે તો તેમા તે જરૂર હતાશ બને મુખ્ય કારણ એ છે કે-તૃષ્ણા આકાશ સમાન અનન્ત અને અસીમ છે તૃષ્ણાની સીમાનો પત્તો મેળવવો તે આકાશસીમાનો પત્તો મેળવવા જેવું જ અઘરુ કાર્ય છે

માનવમાત્રને જેમ જેમ જરૂરિયાતો પ્રાપ્ત થયે જાય છે તેમ તેમ તૃષ્ણાનો વેગ વધે જાય છે કેટલીએ વાર જીવ અતુલ સ પત્તિનો માલિક બની ચૂકયો છે, છતાય તેને પૂર્ણપણે તૃપ્તિ નથી થતી આજ પણ દમડીના બદલામા પોતાની ચિમડી આપવાવાળા માનવો દુનિયામા અસ્તિત્વ ધરાવી રહ્યા છે પોતાના ક્ષુ લક લાભની ખાતર ભય કર-ઘોર અન્યાય, અધર્મ અને ભય કરમા ભય કર અકૃત્યો કરવા પડે તો પણ તે કરવા જરા પણ ભયને હૃદયમાં સ્થાન આપતા નથી ધનલાભને માટે મનુષ્ય ટાઢ, તાપ, ભૂખ, તરસ આદિ સર્વ આપત્તિઓ સહવા તૈયાર રહે જ છે અને પોતાના આપ્તજનોનો વિયોગ વેઠી વતનથી દૂર દૂર વિદેશમા વસવાટ કરે છે આટલી મુશીબતો અને આપત્તિઓ સહીને જ સ પત્તિ મેળવાય છે તે જ તૃષ્ણારૂપી પ્રજ્વલિત અગ્નિમા કાષ્ઠનુ કામ કરે છે અને તૃષ્ણાનો વેગ તેથીએ અધિક વિસ્તૃત અને વિશાળ બને છે આ પ્રકારે તૃષ્ણાનો અ ત કે સીમા નથી

ગ્ર થકારોએ કહ્યુ પણ છે કે—

निस्व' वष्टिशत शती दशशत लक्ष सहस्राधिपो,
लक्षेश' क्षितिपालतां क्षितिपतिश्चक्रेशता वाञ्छति ।
चक्रेशः पुनरिन्द्रतां सुरपतिर्ब्राह्म पद वाञ्छति,
ब्रह्मा शैवपद शिवो हरिपद तृष्णावधिं को गतः ? ॥ १ ॥

નિર્ધન મનુષ્ય દશ, વીશ, પચાશ કે સો રૂપિયાની ઇચ્છાને સેવે છે સોવાળો હજાર, હજારવાળો લાખ અને લક્ષાધિપતિ કરોડો મેળવવાની ઇચ્છા ધરાવે છે કરોડો રૂપિયાની સ પત્તિ-વાળો માનવ રાજા થવાની અભિલાષા સેવે છે રાજા હોય તે ચક્રવર્તી, ચક્રવર્તી સુરેન્દ્ર, ઈન્દ્ર બ્રહ્મા, બ્રહ્મા શિવ અને શિવ વિષ્ણુ

બનવાના અભિલાષ સેવે છે આ પ્રમાણે તૃષ્ણાની સીમાને-તેના અતને કોણ પહોચી શકે? કોઈ પણ નહીં

વૃદ્ધ થતા કેશ, દાત, નેત્ર, કાન આદિ સર્વ અગ જીર્ણ બને છે, પણ તૃષ્ણા કોઇ દિવસ જીર્ણ નથી બનતી તે તો સદા યુવાનરૂપધારી જ રહે છે નથી તેનામા લેશ માત્ર ફરક આવતો કે નથી પોતાનો સ્વભાવ બદલતી શકારાચાર્યની પ્રશ્નોત્તર-માળામા લખ્યું છે કે—

बद्धो हि को यो विषयानुरागी,
का वा विमुक्तिर्विषये विरक्तिः ।
को वास्ति घोरो नरकः स्वदेहः,
तृष्णाक्षयः स्वर्गपद किमस्ति ? ॥ १ ॥

બ ધનમા કોણ છે? વિષયાનુરાગી આત્મા બ ધનમા નિમગ્ન છે
વિમુકિત કઇ છે? વિષયવિકારોનો ત્યાગ જ મુકિત છે
ઘોર નરક કયા છે? આપણું અપવિત્ર શરીર જ ઘોર નરક છે
સ્વર્ગ કયા છે? તૃષ્ણાના પરિત્યાગમા જ સ્વર્ગ છે

को वा दरिद्रो हि विशालतृष्णा,
श्रीमांश्च को यस्य समस्ततोषः ।
जीवन्मृतः कस्तु निरुद्यमो यः,
को वा मृतः स्यात्सुखदा निराशा ॥ २ ॥

સ સારમા દરિદ્રી કોણ? જેને અતુલ તૃષ્ણા છે તે
ધનવાન કોણ છે? જે દરેક પ્રકારે સ તોષી છે તે

જીવતા છતા મરેલો કોણ છે? જે આળસુ અને નિરુદ્યમી છે તે
અને મરેલો કોણ છે? જે આશાઓથી સદા રહિત છે તે

તૃષ્ણાના વધતા જતા આધિપત્યનો સર્વનાશ અથવા તો અ ત જો કયાય હોય તો તે ફકત સ તોષમા જ છે તૃષ્ણા અને સ તોષ વચ્ચે સર્પ નકુલ જેવો વૈરભાવ છે જો હૃદયમા સ તોષ ઝરણ વહેવા લાગે તો તૃષ્ણાનો સમૂળગો નાશ જ થઇ જાય છે જયા રાત હોય ત્યા દિવસ ન જ હોય, તેવી જ રીતે જયા સ તોષનુ સામ્રાજ્ય પ્રવર્તતુ હોય ત્યા તૃષ્ણાનુ અસ્તિત્વ અસ ભવિત છે જેમ જેમ તૃષ્ણાઓના થર એક પછી એક ઉખડતા જાય અને એના મેલ જેમ જેમ ધોવાતા જાય, તેમ તેમ વાસ્તવિક સુખમા વધારો થતો જાય છે અને તૃષ્ણાનો સમૂળગો નાશ થતા તો માણસ અન ત સુખનો ભોકતા બને છે સ સારના સાચા સુખો મેળવવા માટેનો ફક્ત એક જ ઉપાય છે અને તે ઉપાય તૃષ્ણાનો નિરોધ કરવો તે જ્યા લગી તૃષ્ણાનો નિરોધ નહીં બને ત્યા સુધી મુક્તિપથ મળવો અસ ભવિત જ છે

તૃષ્ણા એક એવી વસ્તુ છે કે માનવીના સત્કર્મ તેમજ ઉન્નત રાહને નષ્ટભ્રષ્ટ કરી પાપના ઢગે ઢગ ઉત્પન્ન કરે છે તૃષ્ણાનો નિરોધ અને સ તોષનુ સર્વથા પાલન જ પાપોનો નાશ કરવાની અમોઘ શકિત ધરાવે છે એટલા જ માટે ઉન્નત જીવન તેમજ ઉચ્ચ ધ્યેય કેળવવા માટે દરેક મનુષ્યે નિરતૃષ્ણ બનવાની પ્રથમ જ આવશ્યકતા રહે છે આ રાક્ષસીનુ મુખ કાળુ કર્યા સિવાય કોઇને પરમસુખ મળી શક્તુ નથી ધર્મશાસ્ત્રો કહે છે કે—

सर्वा सम्पत्तयस्तस्य, सन्तुष्ट यस्य मानसम् ।
उपानद्गूढपादस्य, ननु चर्मावृतेव भू' ॥ १ ॥
सन्तोषोऽमृततृप्तानां यत्सुख शान्तचेतसाम् ।
कुतस्तद्धनलुब्धाना-मितश्चेतश्च धावताम् ॥ २ ॥

જેનુ મન સતુષ્ટ છે તેને જગતની સર્વ સપત્તિઓ આધીન છે જેવી રીતે પગમા જોડા પહેરનારને આખી પૃથ્વી ચર્મમયી દેખાય છે સતોષને ઘોળી પીનાર, શાતચિત્ત માનવીને જે સુખાનદ પ્રાપ્ત થાય છે તે અહીંતહીં ઘૂમનાર ધનપિપાસુ માનવી ઓને મળી શકતો નથી ધનલોભી માણસો તો આશાના ફાણસામા સદાકાળ જકડાઇને જ રહેલા છે તેમને ક્ષણભર પણ નિરાત અને સુખ નથી મળતુ

આ વિષયના સપૂર્ણ સ્વરૂપને સમજવા માટે નીચેનુ ઉદાહરણ પણ મનનપૂર્વક વાચી જવુ

કૌશામ્બી નગરીમા જિતશત્રુ રાજાનો કાશ્યપ નામનો એક વિદ્વાન પુરોહિત હતો એને યશા નામે સુશિક્ષિતા–ગુણવતી સ્ત્રી હતી એના ઉદરે કપિલ નામના પુત્રે જન્મ ધર્યો બાલ્યાવસ્થામા જ કપિલનો બાપ આ દેહ છોડી ચાલ્યો ગયો હતો રાજાએ કાશ્યપની જગ્યાએ એક બીજા બ્રાહ્મણને પુરોહિત તરીકે કાયમ કરી દીધો કાશ્યપની સ્ત્રી એના વધતા જતા માનને દેખી રડવા લાગી તેના પુત્ર કપિલે પોતાની માતાને રોવાનુ કારણ પૂછ્યું માએ કહ્યુ કે—ભાઇ! તુ ભણ્યોગણ્યો નથી એટલે આપણી આજીવિકાનો ભોગ બીજો કરી રહ્યો છે, પણ જો તુ ભણ્યોગણ્યો હોત તો આપણી આજીવિકા બીજાને હાથ ન જાત ત્યારે કપિલે કહ્યુ કે—હુ ભણવા માટે દરેક રીતે તૈયાર છુ ભણાવવા માટેની યોગ્ય ગોઠવણ તુ કર ત્યારે માતાએ પ્રસન્ન ચિત્તે કહ્યુ કે—અહીં તો તને ભણાવવા માટેની જરાએ ગોઠવણ થઇ શકે તેમ નથી એના માટે શ્રાવસ્તી નગરીમા તારા પિતાનો મિત્ર ઇન્દ્રદત્ત રહે છે ત્યા જઇ અભ્યાસ કર કપિલ માતાની આજ્ઞાને શિરોધાર્ય કરી શ્રાવસ્તીમા ઇન્દ્રદત્તના ઘરે પહોચ્યો અને સર્વ કથન કહી સભળાવ્યું ઇન્દ્રદત્તે શાલિભદ્ર શેઠને ત્યા તેને જમવા

विगेरेनी गोठवण करावी दीधी अने कपिलने पोताना पुत्रनी माफक भणाववुं शरु कर्युं बे नणु वर्षना सतत अभ्यास करी कपिल विद्वान् बनी गयो शेठे कपिलनी भोजनादि व्यवस्था जाळववा माटे एक दासीपुत्रीनी गोठवण करी हती युवावस्थाना कारणे कपिल तेना प्रेममा फसाई गयो कह्यु छे के—" यौवन हि विकाराणां सर्वेषामादिकारणम् " प्राणी मात्रमा विकार उत्पन्न थवानुं मुख्य कारण युवावस्था छे

श्रावस्तीमा दासदासीओना उत्सवनो दिवस आव्यो कपिल नी प्रेमिका पासे एक कोडी पण हती नहीं तेथी ते चिंतामा पडी अने एनो चहेरो करमाई गयो कपिले तेनु कारण पूछ्यु प्रेमिका बोली के गामना उत्सव आरंभ थवानो छे खर्चवा माटे मारी पासे कंई पण नथी बस, आ चिंताथी ज हु मुंझाई रही छु कपिले ए मेळववा माटेनो उपाय पूछ्यो दासीए कह्यु के–जो आप अहींना धनपति राजाने घेर जई सौथी पहेला प्रातःकाळे आशीर्वाद आपो तो ते आपने बे मासा सुवर्ण आपशे आथी करीने म्हारु सर्व कार्य सिद्ध थई जशे कपिल पोतानी प्रेमिकानी आशा पूरी करवाने माटे अडधी राते चाली नीकळ्यो रस्तामा जतो हतो त्या पहेरावाळाए तेने चोर समजीने पकडी लीधो अने आखी रात कारावासमा राख्यो कपिल विचारवा लाग्यो के–कर्महीन माणसने भाग्य सताव्या विना ज पतु नथी एना माटे नीतिकारोए लख्यु छे के–

दारिद्र्यान्मरणाद्वापि, दारिद्र्यमपरं स्मृतम् ।
अल्पक्लेशेन मरणं, दारिद्र्यमविदुस्सहम् ॥१॥

—दरिद्रता अने मरण उभयना संयुक्त विचारमा–तुलनामा मरण ए वधु यथेष्ट छे दरिद्रता कष्टप्रद अने भयानक छे अने

આજીવન દુ ખ આપનાર છે, માટે દરિદ્રી જીવને જીવવા કરતા હજાર દરજ્જે મરણ વધુ ઇચ્છનીય છે મરણ માત્ર થોડા જ દુ ખમા અ ત લાવે છે, જ્યારે દરિદ્રતા તો સમસ્ત જીવનમા દુ ખના ડુ ગરા ખડકે છે અને ડગલે પગલે અપમાન તથા તિર સ્કાર અપાવે છે તે નીચ લોકોને ઊંચા ચડાવે છે, ખુશામત કરાવે છે અને સર્વ દુ ખો લાવી તેના ઉપર નાખે છે ઉપરાત એ માણુસોને અહીંતહીં ભટકાવે છે આખરે કટાળી કોઇ શૂન્ય-જીર્ણ ઝુ પડીમા આવવા માટેના વિચારોને અમલમા મૂકે છે દરિદ્રીનુ સર્વસ્વ જીવન કષ્ટમય અને ભયપ્રદ, નિરર્થક વ્યતીત થાય છે એથી ન તો તેને ક્યાય માન, આદર મળે કે ન ક્યાય આશ્રય મળે

પ્રાત કાળ થયો ને બ ધનદશામા કપિલને રાજાની સામે ઊભો રાખ્યો રાજાએ સૂક્ષ્મ દૃષ્ટિએ જોયુ અને એની નિખાલસ આકૃતિથી રાજાને ચોક્કસપણે જણાયુ કે-આ ચોર તો કોઈ પણ પ્રકારે ન જ હોય અ ધારી રાતમા ભૂલો પડેલો કોઈક પથિક છે કપિલના ચહેરા પર ચોરને હોઇ શકે એવા ભયના કે લુચ્ચાઈના ચિહ્નો રાજાને એક પણ ન જણાયા રાજા નીતિમાન, વિદ્વાન, સૂક્ષ્મદર્શી અને ન્યાયદર્શી તેમજ વિદ્વાન માણુસોનો આદર કરનાર હતો એણે કપિલને સત્ય વસ્તુ જણાવવા કહ્યુ કપિલે જરાએ સ કોચ રાખ્યાવિના અથેતિ સર્વસ્વ હેવાલ રાજાની આગળ પ્રગટ કર્યો રાજાએ એની દયાભરી સ્થિતિનો વિચાર કરી તેને મુક્ત કર્યો અને ઇચ્છા પડે તે વસ્તુ માગવા જણાવ્યુ કપિલ દરિદ્રી હતો ફક્ત બે માસા સુવર્ણ મેળવવા તે ઘેરથી નિકળ્યો હતો, પણ રાજાએ યથેચ્છ દાન માગવાનુ કહેતા તે આશ્ચર્યમા પડી ગયો અને વિચારવા લાગ્યો કે-ફ્કત બે માસા સુવર્ણથી શુ થશે ? ઓછામા ઓછુ પચીસ તોલા સુવર્ણ તો માગી લઉ પણ એટલેથીયે કઇ સમસ્ત જિ દગીનુ દાળદર ફીટી શકશે ?

પોતાનો પ્રભાવ કઇ પણ ન જમાવી શકયા એણે પોતાની વિશાળ ભાવનાઓથી રાજાની પાસે માન મેળવ્યુ કપિલનો ચહેરો અનન્ત સતોષની દિવ્ય રેખાઓથી ચમકી–ચળકી ઊઠયો. સતોષના પ્રભાવ પ્રતાપે એની સર્વ ચિતાઓ હણાઇ ગઇ વાસ્તવમા સર્વશ્રેષ્ઠ ધન, અનન્ત દોલત, અનન્ત સુખ અને સર્વોત્તમ ધર્મ સતોષ છે સતોષની પ્રાપ્તિ થવાથી ધન અને બીજા સાસારિક સુખો ક્ષુલ્લક જણાય છે અને એની જરૂર પણ રહેતી નથી એ મેળવવાની ભાવનાઓ પણ થતી નથી મુકિત-માર્ગના પથિક બનવા મનુષ્ય માત્રે સતોષની આરાધના પ્રથમ દૃષ્ટિએ જ સેવવી જરૂરી છે

મનુષ્ય ગમે તેટલી આરાધના, ગમે તેટલી તપસ્યાઓ કરે પણ જ્યા સુધી સતોષની આરાધના ન થાય ત્યા સુધી સર્વ વૃથા છે સતોષ ધારણ કરવાથી માનવી સર્વ સિદ્ધિને ખૂબ જ સરલતાથી પ્રાપ્ત કરી શકે છે ધર્મગ્રથોમા કહ્યુ છે કે—

जातः कल्पतरुः पुरः सुरगवी तेषा प्रविष्टा गृह,
चिन्तारत्नमुपस्थित करतलप्राप्तो निधिः सन्निधिम् ।
विश्व वश्यमवश्यमेव सुलभाः स्वर्गापवर्गश्रियः,
ये सन्तोषमशेषदोषदहनध्वसाम्बुद बिभ्रते ॥ १ ॥

જે મનુષ્ય દોષરૂપી અગ્નિને બુઝાવવા ઘનઘોર વાદળ સમા સતોષને ધારણ કરે છે એની સામે જ કલ્પવૃક્ષ છે એના ઘરમા કામધેનુ ચિંતામણી–રત્ન છે એ જ પ્રમાણે નવનિધી એની પાસે આવી જાય છે અને સમસ્ત સસાર એને આધીન થઇ જાય છે સ્વર્ગ અને મૃત્યુલોકના સુખ અને લક્ષ્મી એને સુલભતાથી પ્રાપ્ત થાય છે પ્રત્યેક માનવીઓ, ખાસ કરીને અલ્પજ્ઞો પોતાને મુક્તિપથના રાહી માની બેઠા છે -તૃષ્ણાના મૂલનો સર્વ પ્રકારે

વિચ્છેદ કરી સતોષ ધારણ કરવો જોઇએ, તો જ આપણા સર્વ કાર્યો સર્વ રીતે સફળતા પ્રાપ્ત કરી શકશે સતોષની અપરિમિત સીમામા પ્રવિષ્ટ થઇ-પ્રવેશ કરી કપિલે કોઇ દિવ્ય અનેરી ભાવનાઓથી ઊચામા ઊચુ જ્ઞાન સપાદન કર્યું દેવોએ એને સાધુ-વેશ અર્પણ કર્યો, કારણ કે તે આવી મોહજાળોમાથી છૂટ્યો હતો અને સાધુને જે હોઇ શકે તે ત્યાગ, તે ભાવનાઓ તેનામા વસ્યા હતા સાધુવેશ ધારણ કરી કપિલે અનેકાનેક માનવીઓને મુક્તિ પથના સાચા પથિક બનાવ્યા, અને પોતે છેવટે અજર અમર પદને પ્રાપ્ત કર્યું સદાને માટે આ જન્મ-મરણના દુખો માથી એ મુક્ત બન્યો

આ વિશાળ સસારમા કોઇ ધનલોભી છે કોઇને માના પમાનની ચિતા છે કોઇ પુત્રોની આશાઓ સેવે છે કોઇને દુનિયામા યશ અને કીર્તિ જ મેળવવાની લત લાગી છે જાહેરમા આવવાની અને વાહવાહ ! કહેવરાવવાની ભૂખ લાગી છે કોઇ પોતાના વક્તૃત્વમા જ આનદ માની રહ્યો છે કોઇ પોતાનુ માન અને સ્થાન શોભાવવા અધિક ને અધિક ચેલાઓ-ચેલીઓ કરવાની ચિતામા પડ્યા છે કોઇ ચર્ચા-વાદમા જ વિજય પ્રાપ્ત કરવાની તમન્નાને સેવતા હોય છે કોઇ પોતાના જાનમાલ વધા રવાની જ ચિતામા ડૂબ્યા હોય છે ટૂકમા આ સર્વ ઊહાપોહનુ મૂળ કારણ તૃષ્ણા જ છે જ્યા સુધી માનવ અત્યત વિલાસમા મગ્ન રહે છે ત્યા સુધી પડિત કે મૂર્ખ સર્વ સમાન જ છે એમા કશોયે ફરક નથી એક કવિવરે કહ્યુ છે કે—

काम क्रोध मद लोभ की, जब लग मन में खान ।
का पण्डित का मूरखे, दोनों एक समान ॥ १ ॥

સતોષશીલ માનવીઓમા વિપત્તિસમયે ધીરતા, ઐશ્વર્યમા સહનશીલતા, સભામા વાક્-ચાતુર્યતા તેમજ શાસ્ત્રવિચારા

દિમા બુદ્ધિ હોય છે કાયરતા આદિ દુર્ગુણોને એના હૃદયમા આદર નથી મળતો એટલા માટે જ તે સતપુરુષ કહેવાય છે એમ તો નાક, કાન, આંખ આદિ સર્વ ઇન્દ્રિયો તો સર્વને સરખી જ હોય છે, પરતુ એના કાર્યોમા મલિનતાનો વાસ હોય છે સતોષ જન્ય માનવીઓમા—એના કાર્યોમા—દરેકે દરેક પ્રવૃત્તિમા યોગ્યતા—શ્રેષ્ઠતા અને સુશિક્ષિતતા ઝળકયા સિવાય રહેતી નથી કેમકે—

श्रवण नयन मुख नासिका, सबही के इकठौर ।
हसिवो बोलिवो देखिवो, सन्तन को कछु और ॥ १ ॥

જેના હૃદયભવનમા સતોષ કોઇ અનેરી રીતે આવીને વિરાજમાન થાય છે કે એના હૃદયમા નથી ક્રોધને સ્થાન રહેતુ, નથી રહેતી તેને માન કે માયાની ભૂખ કે કામલાલસા એનુ હૃદય વિશુદ્ધ હોય છે અને પોતાને તેમજ પારકા સર્વને સમાન ભાવથી સુખી કરવાની—ઇચ્છવાની ભાવનાઓ સેવે છે એટલા માટે દુનિયાદારીની સર્વ આશાઓ—તૃષ્ણાઓને ભગાડી દો, એની ચૂડમા ન ફસાઓ અખડ સુખને આપનાર, દિવ્ય સતોષને ધારણ કરો, તેમજ સતોષી સતોની સેવા કરતા શીખો કેમકે—

जो सन्तन मे मन को लगाये हुए है,
वह फल मुक्तजीवन का पाये हुए हैं ॥ १ ॥
जो बन्दे हैं दुनिया के, गन्दे सरासर,
वह फन्दे में खुद को, फँसाये हुए है ॥ २ ॥
जो सोते हैं गफलत में, रोते हैं आखिर,
वह खोते रतन, हाथ आए हुए हैं ॥ ३ ॥
पकड़ पाया सतगुरु के दामन को जिसने,
वही है मगन, सब सताये हुए हैं ॥ ४ ॥

## ( ૨ ) મજ ક્ષમાં–સહનશીલ બનો—

પરમ ધર્મ–પથ પર ચઢાવવા માટેનુ ધાર્મિકતાનું પ્રથમ જ અગ ક્ષમા છે જેઓ બીજા શુભ સાધનોવડે સમ્પન્નતા પ્રાપ્ત કરી ચૂકયા છે પણ ક્ષમાના પરમ ગુણને જીવનમા ઉતારી શકયા નથી, તેઓએ ફકત મુકિતની સાથે ઉપહાસ કરી બીજા સાધનો મેળવવામા પોતાનો અમૂલ્ય સમય નકામો વ્યતીત કર્યો છે, જે આગળ ઉપર બિલકુલ સાર વગરનુ અને કંઇ પણ આદર વિનાનુ છે

અહિંસા, સત્ય આદિ સર્વ ગુણો ક્ષમાના સગમથી વધુ શોભાયમાન બને છે ઘણા ઘણા મહાપુરુષો આ ગુણના સેવનથી અપાર ગુણો મેળવી શકયા છે અને મુકિત–પથનાં અતિથી બની શકયા છે, માટે જ આ વસ્તુ સર્વથા સત્ય સૈદ્ધાંતિક યુકિતઓથી નિર્વિવાદપણે સિદ્ધ થઇ ચૂકી છે ક્ષમાશીલ માનવ પોતાની ક્ષમાશીલતાને હૃદયમા ધારણ કરી જેટલો વહેલોવહેલો ધર્મપથની સીમાએ પહોચી શકે છે તેવી રીતે બીજા પહોચી શકતા નથી

આ ગુણની મહત્તા સમજવાને માટે નિરર્થક સમય ન ગુમાવતા આવશ્યક એ જ છે કે ક્ષમાગુણના સાચાં સાધક બન્યા પછી તેનામાં સત્ય, અસ્તેય, ત્યાગ તેમજ બ્રહ્મચર્ય આદિ ઉત્તમ ગુણોની જાગૃતિ આપોઆપ જ અચાનક આવ્યે જાય છે એનુ મુખ્ય કારણ ક્ષમા એક અસાધારણ, અપરિમિત, અનુકરણીય ગુણરત્ન છે, જેમા સર્વ ગુણોનો સમાવેશ થાય છે સહનશીલતા વિના વિકાસ સપૂર્ણપણે સભવી શકતો જ નથી ક્ષમાના અતિરિક્ત પહેલા અન્ય ગુણોને ગ્રહણ કરીને પોતાની દુર્બલ માનસિક એકાગ્રતાને સ્થિર બનાવવાનો વ્યર્થ પ્રયાસ ન કરવો,

કેમકે એના વિના પોતાના અભ્યુદયની વાચ્છા રાખવી તે મૃગતૃષ્ણા સરખી છે જે મનુષ્ય સત્યવાદી છે, અહિંસાનો ઉપાસક છે, નિર્લોભી, મદ મોહનો પરિત્યાગી તેમજ ધર્મનિષ્ઠ છે પણ તે ક્ષમાશીલ નથી, તો તેની સત્યવાદિતા, અહિંસકતા, નિસ્તૃષ્ણતા, મદ-મોહત્યાગિતા તેમજ ધર્મ-નિષ્ઠતા માત્ર કહેવામા જ છે એના સર્વ પ્રયાસો ફળદાયક નથી જ નિવડવાના જે માનવીમા ક્ષમાશીલતા નથી અને બીજા સર્વ સદ્ગુણોથી ભલેને યુક્ત હોય, પરતુ બીજા સર્વ ગુણો ક્ષમાના અભાવે જરૂર ઢકાઈ જાય છે વસતના અભાવમા કોયલનો મધુ કેકારવ એનુ સમર્થન કરે છે એ માટે ભગવદ્ગીતામા લખ્યુ છે કે—

क्रोधाद्भवति समोहः, सम्मोहात्स्मृतिविभ्रमः ।
स्मृतिभ्रशाद् बुद्धिनाशो, बुद्धिनाशात्प्रणश्यति ॥ १ ॥

—ક્ષમાશીલતા ન હોવાના કારણે વિવેકશૂન્યતા, અને તેથી સ્મૃતિ ચલાયમાન થાય છે સ્મરણશક્તિની ભ્રમણામાથી બુદ્ધિ નાશ પામે છે અને બુદ્ધિનાશથી સ્વય નાશ પામે છે ક્રોધથી વિવેક ચાલ્યો જાય છે વિવેકના અભાવમા સ્મરણશક્તિ નાશ પામે છે સ્મરણશક્તિના નાશથી માનવીની સર્વ ચેતનાઓ હરાઇ જાય છે-હણાઇ જાય છે

માટે માનવ માત્રે ક્ષમાશીલ બનવાનો યથાસાધ્ય પ્રયાસ આદરવો જોઇએ. જેટલો થઇ શકે એટલો સત્ સાધનાત્મક પ્રયત્ન અત્યધિક માત્રાએ સરમુખત્યાર રહેશે તો તેને માટે મુક્તિ હથેલીમા જ સમજવી જોઈએ જે પ્રમાણે ઠડા હથોડા ગરમ તપાવેલા લોખડને કૂટીપીટીને જેવી રીતે યથેચ્છ ઘાટ બનાવે છે તે જ પ્રકારે ક્ષમા માનવીના હૃદયમા માનવતા ઠોસી ઠોસીને ભરી દે છે જેનો પ્રભાવ આ જન્મ તેમજ પરજન્મના સઘળા

ઊભા કરેલા વિઘ્નો પર જો હું ધ્યાન રાખીશ તો મારા ધ્યેયમા હું કદી પણ સફળતા નહીં જ મેળવી શકુ

સસારમા હલકા દરજ્જાના માનવીઓ ગાળને બદલે ગાળ અને અપકારનો બદલો અપકારથી ન લેવામા પોતાની અપ્રતિષ્ઠા સમજે છે, એ એમની મોટામા મોટી ભૂલ છે ગાળના બદલામા ગાળનો ઉપયોગ કર્યાથી કલહ ઘટતો નથી પરતુ અધિક વધે છે અને ચૂપ રહેવાથી એનો સમૂળગો ઉચ્છેદ થાય છે કોઇ એ પણ નથી જાણતા કે કોણે કોને ગાળ દીધી ન્યાય પણ છે કે 'કટક ફળ વાવવાથી તો કાટા જ પેદા થાય છે '

એક વખત વિશ્વામિત્ર અને વસિષ્ઠ ઋષિઓને પરસ્પર અણુબનાવ ઊભો થયો વિશ્વામિત્ર ક્ષત્રિય હતા છતા પણ મહાન્ તપસ્વી હતા તેઓ ઈચ્છતા કે સર્વ કોઈ મને બ્રાહ્મણ કહ્યા કરે આ વાત એ સમયના બ્રાહ્મણોને અને ઘણું કરીને વસિષ્ઠ જીને ઠીક ન જણાઇ વસિષ્ઠ ઋષિએ કહ્યુ કે, આપ મહાન્ તપ સ્વી છો પણ તેથી બ્રાહ્મણ નહીં કહેવાઈ શકો, રાજર્ષિ કહેવાઇ શકો છો આ જ કારણથી બન્ને ઋષિઓમા ખેચાખેચ થવા લાગી વિશ્વામિત્ર ઋષિ પોતાના ક્ષત્રિય સ્વભાવોચિત ઊર્મિઓથી ક્રોધમા આવી વિચારવા લાગ્યા કે-વસિષ્ઠને પરમધામ પહોચાડ્યા વિના હું મારા મનોરથોમા સિદ્ધિ નહિ મેળવી શકુ એક દિવસ વસિષ્ઠજી એકાતમા નયન બધ કરી ધ્યાનમા બેઠા હતા એ સમયે કાજળ સમી આધી ચલાવતી કૃષ્ણપક્ષની અધારી નિશા દેવી ચારે તરફ પોતાનું સામ્રાજ્ય જમાવતી આવી આકાશમા કાળા મેઘમડળો પણ નિરવતામયી નિશિથીને આમત્રણ આપવા કોઈ અજ્ઞાત સ્થળે દોડી રહ્યા હતા જ્યા દેખો ત્યા કાળા વસ્ત્રો સજી ઘનઘોર ઘટા પહેરગીર બનીને પહેરો ભરી રહી હતી આ સમયમા વિશ્વામિત્ર એક તીક્ષ્ણ તલવાર લઇ

વસિષ્ઠના ધ્યાનસ્થળ પર જઈ ચઢ્યા એમના આવવાથી જ વસિષ્ઠજી સમાધિમુક્ત થયા વિશ્વામિત્રે કહ્યુ–"વસિષ્ઠ ! હવે તમો મને બ્રાહ્મણ માનો છો કે નહીં ? અને જો તમારા મુખથી મને બ્રાહ્મણ ન કહો તો આ તલવારથી મૃત્યુના મુખમા હું તમને ધકેલી દઇશ " વિશ્વામિત્રની પૈશાચિક લીલા જોઈ વસિષ્ઠજી આશ્ચર્યમા પડ્યા અને ખેદ કરવા લાગ્યા, છતા ય બોલ્યા કે "આપ ખડ્ગની પ્યાસ બુઝાવવાથી બ્રાહ્મણ બની શકશો ખરા ? આ પૈશાચિક કુકૃત્ય બ્રહ્મત્વનુ અધિકારી છે ? આપ ઘોર તપસ્યાઓ અધિકાધિક કરી આ મુજબ પૈશાચિક કૃત્યોને ઊભા કરી ત્રિકાળમા પણ આપને બ્રાહ્મણ મનાવી શકશો નહિં "

સહનશીલતા, સુશીલતા, અક્રોધિતા, નિરભિમાનતા, અમત્સરતા, નિસ્પૃહતા, વિદ્વત્તા આદિ આદિ આદર્શ ગુણોને જ્યારે મનુષ્ય ધારણ કરે છે ત્યારે તે અકુલીન હોવા છતા પણ તે કુલવાન–ઉત્તમ કહેવાય છે અને આ ગુણોથી જે રહિત હોય છે તે કુળવાન હોવા છતા પણ અકુલીન–( નીચ )જ કહેવાય છે જન્મથી સર્વ મનુષ્ય શૂદ્ર હોય છે પરતુ પાછળથી સસ્કારવડે તેનામા ઉત્તમતા યા અધમતાનો પ્રાદુર્ભાવ થાય છે, જે તેનામા યોગ્યતા તેમજ અયોગ્યતા ઉત્પન્ન કરે છે અને એ જ કારણથી તે સસારમા પ્રશસા તેમજ નિદાને પાત્ર થાય છે મનુસ્મૃતિકારે લખ્યુ છે કે—

शूद्रो ब्राह्मणतामेति, ब्राह्मणश्चेति शूद्रताम् ।
क्षत्रियाज्जातमेव तु, विद्याद्वैश्यात्तथैव च ॥ १ ॥

સદ્ગુણોથી શૂદ્ર બ્રાહ્મણત્વને તેમજ અસદ્ગુણોથી બ્રાહ્મણ શૂદ્રત્વને પામે છે આ જ વાત ક્ષત્રિય તેમજ વૈશ્યોના વિષયમા પણ સમજવી જોઇએ મહારાજા જનક ક્ષત્રિય હતા પરતુ વિદ્વા

અને ન્યાયનિષ્ઠ હોવાથી તેઓ બ્રાહ્મણ કહેવાયા ( સત્પથ બ્રાહ્મણ ૧૧, ૬, ૨, ૧ ) ઇલુશા પુત્ર કવશ દાસીજાત હોવા છતા તે બ્રહ્મર્ષિ કહેવાયા ( ઐતરેય બ્રાહ્મણ ૨, ૧૯ ) દાસીપુત્ર સત્યકામ જબાલ શિષ્ટ ગુણોથી બ્રાહ્મણ કહેવાયો ( છાન્દોગ્યોપનિષદ્ ૪, ૪.) આ પ્રમાણે વિશ્વામિત્ર, શ ગી, કૌશિક, ગૌતમ, વાલ્મિકી, પારાશર, દ્રોણ, રૈવચ આદિ ઋષિઓ પણ બ્રહ્મર્ષિ કહેવાય છે તેથી મહાભારતકારે કહ્યુ છે કે—

न कुलनेन जात्या वा, क्रियाभिर्ब्राह्मणो भवेत् ।
चण्डालोऽपि हि व्रतस्थो, ब्राह्मण. स युधिष्ठिर' ॥१॥

शूद्रोऽपि शीलसपन्नो, गुणवान् ब्राह्मणो भवेत् ।
ब्राह्मणोऽपि क्रियाहीन', शूद्रात्प्रत्यवरो भवेत् ॥२॥

હે યુધિષ્ઠિર ! કુળ, જાતિ અને કર્મ ( ધ ધા )થી બ્રાહ્મણ થતો નથી ચ ડાલ પણ ઉત્તમ આચરણોથી બ્રાહ્મણ કહેવાય છે શીલ અને સદ્‌ગુણો યુક્ત શૂદ્ર બ્રાહ્મણ કહેવાય છે, જ્યારે ક્રિયા કાડથી વિમુખ બ્રાહ્મણ શૂદ્રથી પણ અધિક નીચ કોટિનો હોય છે

મતલબ કહેવાની એ જ છે કે-સદ્‌ગુણોને ધારણ કરવાથી જ મનુષ્ય ઉત્તમ, કુલીન અને આદર્શ બની શકે છે, જાતિ અને કુળથી નહીં એટલા માટે મનુષ્યે સારા ગુણો સ પાદન કરી ઉત્તમ બનવાના પ્રયત્નો કરવા જોઇએ, તેથી જ તે આદર્શ અને પૂજ્ય બની શકે છે

બસ, આ વચનો સાભળતાની સાથે જ વિશ્વામિત્રને પોતાનો અપરાધ સમજવામા આવ્યો અને વસિષ્ઠજીના ચરણમા મસ્તક નમાવી, વ દના કરી પોતાના ભૂનોના ક્ષમા માગી વસિષ્ઠજીએ ક્ષમા આપીને કહ્યુ કે-આપ જે સમયે ક્રુદ્ધ થઇને કઇ પણ કહેતા

હતા, તેમા આપની નરી તુચ્છતા જ દેખાઇ આવતી હતી આ સમયે એ તુચ્છ વાસના આપના હૃદયમા ન રહેવાથી હુ આપને એક આદરણીય તેમજ મહાપુરુષ માનુ છુ આપના હૃદયમા માન, ક્રોધ, છલ તેમજ મત્સર નહીં હોય તો સર્વ કોઇ આપને બ્રાહ્મણથી પણ અધિક પૂજ્ય માનશે કહ્યુ પણ છે કે—

क्षमा सकल गुण से बडी, क्षमा पुण्य को मूल ।
क्षमा जाहि हिरदे बसे, ताहि दैव अनुकूल ॥१॥
अपराधी निज दोषतें, दुःख पावत बसु जाम ।
क्षमा-शील निज गुणनतें, सुखी रहत सब ठाम ॥२॥

સારાશ એ છે કે-ક્ષમા રહિત માનવી પોતે જ કરેલા અપરાધોના કારણે પ્રત્યેક સ્થાને પ્રત્યેક કાર્યમા દુ ખ ભોગવ્યા વિના રહેતો નથી ક્ષમાશીલ મનુષ્ય પોતાના ક્ષમા ગુણથી દરેક ઠેકાણે સુખ પ્રાપ્ત કરી જીવનને આદર્શ અને ઉન્નત બનાવે છે ઉપરની કથાથી આ શિખામણ લેવી જોઇએ કે-જે માણસમા ક્ષમા છે તે ભલે બલહીન હોય તો પણ નિર્દય-દુષ્ટમા દુષ્ટ માણસ પણ તેને કઇ પણ નુકશાન કરવા સમર્થ નીવડી શકતો નથી નીતિ પણ છે કે —"क्षमाधनु करे यस्य दुर्जन किं करिष्यति?" ક્ષમારૂપી ધનુષ્ય જેના હાથમા છે તેને દુર્જન જન કદીએ હેરાન કરી શકતો નથી એક હિંદી કવિએ કહ્યું છે કે—

क्षमा बड़न को होत है, ओछन को उत्पात ।
कहा विष्णु को घटी गयो, जो भृगुने मारी लात ॥ १ ॥

ક્ષમા ગુણના કારણે ન્હાનામા ન્હાનો મનુષ્ય પણ મોટો કહેવાય છે, કેમકે એનાથી પ્રત્યેક વ્યક્તિ મહત્તા પ્રાપ્ત કરે છે. મહાન્ પુરુષ જ ક્ષમા ધારણ કરી શકે છે જે ક્ષમા નથી ધારી

શકતો તે મહાન્ હોવા છતા પણ હલકામા હલકા માણસની પ્રાણીની શ્રેણીમા ગવાઇ જાય છે મહાપુરુષોનુ સાચામા સાચુ ઘરેણુ ક્ષમા છે એટલે જ ' क्षमा वीरस्य भूषणम् " આ ઉક્તિ પ્રચલિત બની છે પાણીથી ભરેલો ઘડો કદીએ છલકાતો નથી, પણ અધૂરો ઘડો જલદીથી છલકાય છે કહ્યુ છે કે—

" भरा सो झलके नांही, झलके सोही अद्धा ।
घोडा सो भूके नहीं, भूके सोही गद्धा ॥१॥ "

ક્ષમા ગુણનુ પરિપાલન કરવાથી-સેવવાથી મનુષ્ય કદીએ નાનો નથી બનતો, પણ તે મહાન્ પુરુષોની ગણનામા શોભાને પાત્ર બને છે કોઈ એક સમયે ભૃગુઋષિએ ક્રોધાવેશમા આવી શ્રી કૃષ્ણની છાતીમા લાત લગાવી, પરતુ શ્રી કૃષ્ણે કહ્યુ " મહર્ષિ, ક્ષમા કરો મારુ શરીર કઠોર છે આપના ચરણ કોમળ છે સભવ છે કે-મારી કર્કશ-કઠોર છાતીમા લાત મારવાથી આપના પગને કદાચ ઈજા પામી હશે " એમ કહીને તેઓ મહર્ષિના ચરણ દાબવા લાગ્યા બસ, આનુ જ નામ ક્ષમા યા સહનશીલતા જેને દેખતા જ પ્રત્યેક વ્યક્તિ પાણી પાણી થઈ જાય છે અને એનુ અનુકરણ કરવા લાગી જાય છે સહનશીલ શ્રી કૃષ્ણનુ ઉદાહરણ ભારતના ઉજ્જવળ ઇતિહાસમા જ્વલત અને બોધપાઠ લેવા જેવું સુવર્ણાક્ષરે લખાએલ રહેશે " क्षमाया स्थाप्यते धर्मः " ક્ષમા ધર્મનો આધારસ્તભ છે એના વિના તપ, જપ, ધ્યાન, ભક્તિ, દયા આદિ ધર્મોનુ વાસ્તવિક ફળ માનવીને નથી મળતુ એના માટે વ્યાવહારિક તેમજ ધાર્મિક સર્વ કાર્યોમા પ્રાણી માત્રને સૌથી પ્રથમ ક્ષમા ગુણનો આશ્રય લેવો જ જોઇએ એના વડે જ તે જગતના અતિમ ધ્યેય સુધી પહોચી શકે છે

## (૩) नहि मदं—અભિમાન કદી ન કરો—

મદના અન્યતમ અર્થોમાનો એક અર્થ છે અહંકાર, ઘમંડ યા અભિમાન આ એક એવી વસ્તુ છે જે આજકાલ તો ખાસ કરીને આ જગતમા દરેકે દરેક ઠેકાણે પ્રવર્તી રહી છે જ્યા દેખો ત્યા નાનામા નાના અને મોટામા મોટા મહાપુરુષો સુધી પૂર્ણ નહીં તો થોડા ઘણા અંશોમા પણ અભિમાને પોતાનો અધિકાર ટકાવી રાખેલ છે વર્તમાન નવયુગમા એનો જેટલો વિસ્તાર થઇ રહ્યો છે એટલા પ્રમાણમા પૂર્વે કદાચ નહીં પણ હોય આબાલવૃદ્ધ, યુવાન સર્વ એના શિકાર બની રહ્યા છે કોઇકમા બાહ્ય દષ્ટિમા દષ્ટિગોચર થાય છે તો કોઇમા અભ્યંતર રૂપથી, પણ સાધારણ રીતે તો તેમાથી બચેલુ કોઈ આ દુન્યવી દુનિયામા જણાઇ આવતુ નથી કોઈક કાર્યમા કોઈ ફળીભૂત થયો કે પોતાની જાતને તરત જ સમાજમા, રાષ્ટ્રમા યા કંઇક સમયમા વિશ્વભરમા અદ્વિતીય વિદ્વાન, કલાકાર તેમજ સર્વ ગુણસંપન્ન માની બેસે છે કે મારી સમાન અત્યારે સમાજ યા રાષ્ટ્રમા કોઇ મનુષ્ય નથી સર્વ જગતમા હું જ એક છુ એ નથી જાણતો કે એવુ સમજવાથી મારા માટે કેટલુ અહિતકારક અને દુસહ છે શું ફક્ત પોતાના મોઢેથી જ પોતાની પ્રશંસા કરવાથી કોઇ મહાન્ પુરુષ થઇ શકે છે?

આ પ્રકારે અભિમાની વ્યક્તિ ધાર્મિકતાનો ઉપદેશ દેતો પોતાની તુચ્છ વૃત્તિઓ પર કલંકિત થયા વિના રહેતો નથી તે અભિમાનવશ બની પોતાને-પોતાની જાતને સુજ્ઞ સમાજથી માઇલોના માઇલ દૂર અવનતિના ઊંડા ખાડામા નાખવાનો પ્રયત્ન કરે છે અભિમાની કદાચ ઉપદેશક હોય તો તે અવશ્ય પોતાની મલિનતાનો બીજાઓને સજીવ-દેખીતી રીતનો પરિચય કરાવતો, મહાપુરુષોના મુખારવિંદથી નીકળેલા સૈદ્ધાન્તિક વાક્યોરૂપી

વાટિકાના સૌરભભર્યા છોડવાઓને કઠોર કુહાડાથી ઘાત કરતો, સમાજનો અને જગતનિયતાનો ખરેખર વિશ્વાસઘાત કરી રહેલો છે ખાસ કરીને પ્રત્યેક મનુષ્યને અને ખાસ કરીને તેને પોતાને-જનતાને ઉપદેશામૃતનુ પાન કરાવી સત્યના રાહ પર લઇ જવાની અપેક્ષા રહેતી હોય તો સૌથી પ્રથમ તેને પોતાને જ નિર્ભિમાની બનવાની પ્રથમ જ આવશ્યકતા છે

નિરભિમાનતા મનુષ્ય માત્રને વિનયશીલ બનવાનુ એક સજીવ ચિહ્ન છે, સર્વશ્રેષ્ઠ પ્રથમ સોપાન છે વિનીત મનુષ્ય પ્રત્યેક ઠેકાણે-સ્થાને આદર મેળવે છે જો તે શત્રુને ઘેર જાય તો પણ પોતાની વિનયશીલતાના કારણે આદરપાત્ર જ બનવાનો અભિમાની માનવ વિનયશીલ મનુષ્યની સમતા કદી ન જ કરી શકવાનો વિનીત મનુષ્ય પોતાના વિનય ગુણથી ઉચિત, અનુચિત સર્વને સહન કરતો સમાજમા પોતાને આદરણીય કહેવાઇ શકે છે સમાજ પણ તેના પ્રત્યેક કાર્યમા તેને આદરણીય સ્થાન પર નિયુકત કરે છે, જેનાથી એની શોભા ચારગણી ઝળકી ઊઠે છે વિનયહીન-અભિમાની વ્યકિત પોતાની મદભરી ઉચ્છૃખલ વૃત્તિઓથી સર્વ ઠેકાણે અપમાનિત બની રહે છે અને ઉત્તમ ગુણ સપ્રાપ્ત કરવામા પ્રતિ પળે વચિત જ રહે છે છેવટે પણ આવા અજ્ઞ જનો પોતાના હૃદયની કલુષિત વૃત્તિઓથી છૂટકારો મેળવી શકતા નથી જેના કારણે સર્વ ઠેકાણે તે સન્માનને બદલે અપમાન તેમજ તિરસ્કારને પ્રાપ્ત થાય છે અભિમાની માનવ પોતાનુ નાનામા નાનુ કાર્ય પણ પોતાની મદભરી વૃત્તિથી સિદ્ધ કરી શકતો નથી એનામા સહનશીલતાનો અત્યત અભાવ જ રહે છે, તેથી તે વ્યકિતગત કે સામુદાયિક, ઉચિત યા અનુચિત, આક્ષેપ તેમજ આરોપ આદિ કઇ પણ સહન કરી શકતો નથી આવી અસહનશીલતાના પરિણામસ્વરૂપમા બે એક વ્યકિત નહીં યા સર્વ કૌટુબિક

પરિવાર નહિ પરતુ આખોએ સમાજ તેનાથી વિપરીત થઇ જાય છે સમાજમા તે એકાકી જ રહી જાય છે જ્યા આજકાલની પરિસ્થિતિમા સમાજ, રાષ્ટ્ર અને દેશ પોતાના સામુદાયિક સ ગઠન બળવડે સારાએ રાષ્ટ્રોને ઉન્નતિના શિખર પર ચઢાવવાનો સતત પ્રયત્ન કરી રહ્યા છે અને એમા ક ઇક સફળ પણ બન્યા છે ત્યા સમાજથી પર એકાકી માનવ કેવી રીતે પોતાનુ વ્યકિતગત યા સામૂહિક રાષ્ટ્રકલ્યાણ કરવાની ક્ષમતા રાખી શકે ? વિભિન્નમતિ તેમજ મદમયી એકાકી વૃત્તિથી મનુષ્ય નિ સ દેહ પોતાનુ મહાન્ અહિત કરતો સ્વ-પરનો વિશ્વાસઘાત કરે છે આવી અભિમાન-ભરી વ્યકિતને કેવી રીતે સમજાવી શકાય ? પણ તેને સત્પથ પર જવુ જ દુષ્કર છે પોતાને પોતાનો દ ભભર્યો રાહ જ સારો લાગે છે જો કોઇ શાતિ અને વિનયની સાથે ક ઈ શિખામણ આપે તો પણ તે તેની સાથે-નિર્દોષ વ્યકિતની સાથે ઝગડયા વિના નહીં રહે ઊલટો તે સામાને મુશ્કીબતમા નાખવાનો પ્રયત્ન કરશે આવા મદમત્ત પ્રાણીને સામાન્ય માણસ તો શુ પ૨તુ વિદ્વાનો પણ સમજાવી શકતા નથી નીતિકારોએ લખ્યુ છે કે —

अज्ञः सुखमाराध्यः, सुखतरमाराध्यते विशेषज्ञः ।
ज्ञानलवदुर्विदग्ध, ब्रह्माऽपि त नर न रञ्जयति ॥ १ ॥

અભણ, મૂર્ખ અને અધિક બુદ્ધિમાન મનુષ્યને સહજમા પ્રસન્ન કરી શકાય છે, પર તુ અર્ધદગ્ધ, થોડા જ્ઞાનવાળા, અભિમાની પુરુષને બ્રહ્મા પણ પ્રસન્ન કરી શકતા નથી

સ સારમાં ત્રણ જાતના મનુષ્ય છે અજ્ઞ, સુજ્ઞ અને અલ્પજ્ઞ જે પોતાને સારા નરસાનુ જ્ઞાન ધરાવતો નથી અને જેને ક ઇ પણ જ્ઞાન નથી, એવા અજ્ઞાનોને સમજાવવુ ક ઇ કઠિન નથી તેઓ સમજાવવાથી તરત સમજી જાય છે અને વાતને તરત હૃદયમા ઉતારે છે યુક્ત, અયુકત, ઉચિત, અનુચિત અને સત્ય-અસત્યને

ઘણી જ સારી રીતે સમજવાળા ડાહ્યા માણસોને સમજવુ જરાય કઠણુ નથી જ્યારે જે લોકો નથી પૂરા વિદ્વાન્ કે નથી પૂર્ણ મૂર્ખ, સ્વલ્પ જ્ઞાનથી જ પોતાને મહાજ્ઞાની માનવાવાળા છે એવા અલ્પજ્ઞ અભિમાનીઓને મનુષ્ય તો શુ પણ બ્રહ્મા કે સર્વજ્ઞ પણ સમજાવી શકતા નથી અલ્પજ્ઞ લોક ઘમડને કારણે કોઇ વાતને ન જાણવા છતા કોઇને પૂછતા નથી એથી તેઓની ઉન્નતિ નથી થતી, પરતુ પોતાને એ જ સ્થિતિમા રાખી પોતાનુ જીવન બરબાદ કરે છે અને ઉચ્ચ માનવજીવનને સફળ બનાવી શકતા નથી કવિ વાકય પણ છે કે—

फूले फले न वेत, यदपि सुधा बरसहिं जलद ।
मूरख हृदय न चेत, जो गुरु मिले विरचि सम ॥१॥

निगर्यो होय कुसग जिहि, कौन सक समुझाय ।
लसन बसाये बसन को, कैसे सके बसाय ॥२॥

સત્ય જ છે કે કૂતરાની પૂછડીને બાર વર્ષ સુધી તેલમા નાખો, પછી જુઓ તો પણ તેનુ વાકાપણુ મટતુ નથી-તે સીધી થતી નથી આવી જ દશા મદમત્ત પુરુષોની છે સાધારણ જ્ઞાન મળ્યુ, નિપુણતા મળી કે અભિમાની મનુષ્ય પોતાની જાતને અદ્વિતીય માની બેસે છે તેવા માણસોને લાખ્ખો રીતે સમજાવવા છતાયે પોતાની વક્રતા( હઠ )ને છોડતા નથી આજકાલના વાયુમડળમા આવી હવા અધિક રૂપધારી બની રહી છે એનો વેગ એટલા પ્રમાણમા વિસ્તૃત થઇ રહ્યો છે કે એના દુષ્પરિણામ યા અભિશાપસ્વરૂપ સાચા નિરભિમાની તેમ જ સાધુવૃત્તિવાળા મનુષ્યો પર પણ દમ્ભાત્મક સદેહના વાદળ છાયા વિના રહેતા નથી, નિરભિમાની વ્યક્તિને પણ અહમાની સમજવા લાગી જાય છે કહેવત છે કે-" સૂકાની ભેગો લીલો પણ બળે છે " પરતુ

સર્વ મનુષ્યો દભતાથી ભરેલા હોતા નથી જે દભી છે તે કદી પણ છૂપો નથી રહેતો કઈ પણ હોય તો પણ છેવટે અભિમાન યા અહકાર માનવજીવનને નષ્ટભ્રષ્ટ કરનાર ઝેરીલો નાગ છે, જેના વડે કરડાએલો મનુષ્ય પોતાના અમૂલ્ય જીવનથી હાથ ધોઇ નાખે છે અભિમાનના નશામા ચકચૂર રહેતા અભિમાનીને સત્-અસત્, ઉચિત-અનુચિત, ધર્મ-અધર્મ, કર્તવ્ય-અકર્તવ્યનુ લેશ માત્ર પણ ધ્યાન નથી રહેતુ એ જ અભિમાનની અનો ચિત્યતાનો અક્ષુણ્ણ પ્રભાવ છે એના પ્રભાવમા સપડાએલો મનુષ્ય સર્વ ક્રિયાત્મક ધાર્મિક કૃત્યોથી સર્વથા વચિત રહે છે તેમજ દુર્ગતિનો પાત્ર બને છે મદાન્ધ મનુષ્ય અહિંસા આદિ ધર્મોનુ સમુચિત પાલન કરતા છતા પણ તેનુ વાસ્તવિક ફળ નથી મેળવી શકતો તે મદમસ્ત મત્ત હાથીની માફક વિશ્વનુ તેમજ પોતાનુ અહિત જ કરે છે કહ્યુ છે કે—

शमालान भञ्जन् विमलमतिनाडिं विघटयन्,
किरन् दुर्वाक्पांसूत्करमगणयन्नागमसृणिम् ।
भ्रमन्नुर्व्यां स्वैरं विनयनयवीथिं विदलयन्,
जनः क नानार्थं जनयति मदान्धो द्विप इव ॥ १ ॥

મદાન્ધ મનુષ્ય મદોન્મત્ત હાથીની માફક શાન્તિરૂપી સ્તભને તોડી, નિર્મળ બુદ્ધિરૂપી દોરડાના ટુકડા કરી, દુર્વચનરૂપી ધૂળ ઉડાડે છે અને શાસ્ત્રરૂપી અકુશને ન માનતા પૃથ્વી પર સ્વચ્છદ થઇ ન્યાયના માર્ગને ઉજ્જડ કરતો કયા અનર્થને પેદા નથી કરતો ? આથી સર્વત્ર સિદ્ધ છે કે-અભિમાન સર્વ અનર્થોની ખાણ છે એક કવિએ સત્ય કહ્યુ છે કે—

तनिक ज्ञान को प्राप्त कर, जो करता अभिमान ।
धिक् जीवन धिक् ज्ञान है, उसका श्वान समान ॥ १ ॥

ધર્મ પાળનાર યા ધર્મકાર્ય કરવાવાલા પુરુષોએ અહંકારથી સદા વિભિન્ન ( અલગ ) રહેવું જોઇએ એવા મનુષ્ય જ પોતાની જાતને સાચા સદ્ધર્મ અનુયાયી મનાવી શકે છે એ જ તેના સાચા અધિકારી છે જ્યાં સુધી મનુષ્ય પોતાના હૃદયમાં મદ, માયા, મોહ આદિ દુર્ગુણોને સ્થાન આપે છે ત્યાં સુધી તે ધર્મ શું છે? તે નથી જાણી શકતા, તેમને ધર્મનો સાચો રાહ નથી મળી શકતો કેમકે–

मद–माया–परित्यागी, लोभ–मोह–विनाशकः ।
अकामी क्रोधहीनश्च, धर्ममाप्नोति मानवः ॥ १ ॥

જે પુરુષ અહંકાર, માયા, લોભ, મોહ, કામ તથા ક્રોધ એ અંતરંગ શત્રુઓથી સર્વદા અળગો છે તે જ ધર્મને પ્રાપ્ત કરી શકે છે, બીજો નહીં

આજ સંસારમાં ઘણા મનુષ્યો એવા છે કે સદ્ધર્મ–કર્મ સંપન્ન વંશમાં ઉત્પન્ન થયા છતાં પણ અભિમાન અને કુસંગ આદિ દુર્ગુણોને વશ થઇ વિધર્મી બનતા દષ્ટિગોચર થાય છે તેના કારણે પારસ્પરિક સૈદ્ધાંતિક તેમજ ધાર્મિક મર્યાદા પર લેશ માત્ર પણ ધ્યાન ન આપતા આત્માનુકૂલ અકૃત્ય કૃત્ય કરતા નથી લજવાતા,–પછી ભલેને એ અનૌચિત્યમય અકૃત્યવડે પોતાના ઉપર અથવા પોતાના ઉચ્ચ વંશ પર આપત્તિઓ આવી પડે છતાં યં તે વિધર્મી મદાન્ધ તેના પર કંઇ પણ ધ્યાન નથી આપતા આનાથી સહેજે જણાઈ આવે છે કે– અભિમાન કેટલું ત્યાજ્ય તેમજ નિંદનીય છે પોતાનું હિત ચાહવા વાળાએ–વિશેષત મોક્ષપથાનુગામીઓએ આ દુર્વિષયથી સદા અલગ–અલિપ્ત રહેવું જોઇએ પ્રત્યેક મનુષ્યને નિરભિમાની બનવાની પરમ આવશ્યકતા છે, કેમકે અભિમાન અધ:પતનની સીડીનું પ્રથમ જ પગથિયું છે–પછી ભલે મનુષ્ય ગમે તેટલું





ભણેલો, ગણેલો, વિદ્વાન, ધનવાન, વૈજ્ઞાનિક, તપસ્વી કે યશસ્વી હોય, પણ અભિમાનિતા તેને નીચે પટકતા વાર નથી લગાડતી વિશ્વમા એવુ કયુ પ્રાણી છે કે જે મદાધન્તાથી નીચે ન પડયુ હોય ? સામાન્ય મનુષ્યની તો શું ગણના છે ? મોટા મોટા ચક્રવર્તી તેમજ શાસનસમ્રાટ પણ આ ગર્હણીય અભિમાનના કારણે પોતાની સત્તા તેમજ શાસનને સદાને માટે ખોઈ બેઠા છે લંકાધિપતિ રાવણ, યુદ્ધવીર દુર્યોધન, હિરણ્યકશ્યપ, શિશુપાળ, બલિ આદિ મહાપ્રતાપી રાજવીઓ પણ અભિમાનને સેવતા માટીમા મળી ગયા છે, જેનુ અત્યારે નામનિશાન પણ રહ્યુ નથી

ધર્મનુ ગૂઢ તત્વ જેટલુ નિરભિમાનમા છુપાએલું છે તેટલું બીજામા નથી મનુષ્ય તેના પર આધાર રાખે તો પોતાની જાતને એક સાચા ધર્માત્મામા લાવી શકે છે નિરભિમાનનામાં ધર્મનો પ્રકાશ સદા સર્વદા વધતો જ રહે છે નિરભિમાની થવું તેમા સાધુતા તેમજ માનવતાની સાચી કસોટી છે વિનયશીલ તેમજ મદહીન તે જ મનુષ્ય થઈ શકે છે કે જે પોતાને મુક્તિ પથ પર સહેલાઇથી લઈ જઈ શકે છે ધનવાનપણું, વિદ્વત્તા, કુલીનતા તેમજ યશસ્વિતા કદીએ મોક્ષનો માર્ગ નથી આપી શકયા, તેના માટે તો એક ફકત નિરભિમાનતા જ છે નિરભિમાની પુરુષ સમાજ, રાષ્ટ્ર તેમજ સર્વમા કુલીન, યશસ્વી તેમજ જાતવાન મનાય છે મદહીન મનુષ્ય નમ્ર હોય છે અને પોતાની નમ્રતાથી સર્વને આકર્ષણ કરી શકે છે કહ્યું પણ છે કે-

नमे सो आबा ईमली, नमे सो दाडम दाख ।
आक बिचारा क्या नमे, जिसकी ओछी जात ॥ १ ॥

ડાળીઓ ઉપર ફળ આવવાથી આંબો, દાડમડી આદિ વૃક્ષો નમી જાય છે-નીચે ... ઉ

પામર તેમજ ઓછી જાતવાળો આકડો કદીએ નમતો નથી, ત નીચુ નમવુ પણ નથી જાણતો પર તુ તૂટીને પડી જવુ જ જાણે છે

જે મનુષ્ય પ્રાર ભથી જ ઉચ્ચ જાતીય, સત્કુલીન તેમજ નિર ભિમાની હોય છે તેનામા સ્વાભાવિક રીતે નમ્રતા તેમજ વિનય શીલતા વિદ્યમાન રહે છે અને અકુલીન, દુષ્ટ પ્રકૃતિવાળા માનવોમા આ ગુણ સ્થાન ધરાવતો નથી, તે તો કલ્કિત નરકના કીડા છે જેઓ સ્વ-પરની ભાવનાઓમા જ કેવળ દુ ખે ત્પાદક બને છે, આવા નરકીટ જ્યા જાય ત્યા પોતાની ક્ષુદ્રતાની છાપ પ્રગટાવ્યા વિના નથી રહેતા સમાજમા પોતાની અધમતાનુ પ્રદર્શન કરે છે અને તેથી સર્વત્ર તેઓ અનાદરને પાત્ર થાય છે, છતા પણ તે પોતાની એ દુષ્ટ પ્રકૃતિને છોડતા નથી છેવટે એમનુ જીવન ધિક્કારને પાત્ર બને છે જે અભિમાની બની પોતે પોતાની જાતને મોટા સમજે તેનુ શિર સદાયે અપમાનનુ માર્યું નીચુ જ રહેવાનુ છે તેઓ સફળ મનોરથોમા સિદ્ધિને નથી વરી શકતા, તેમના કાર્યો સિદ્ધ નથી થઈ શકતા

એક સમયે ધારા નગરીના શાસક રાજા ભોજ વિદ્વાનોની કદર કરવામા સર્વત્ર સ સારમા ખ્યાતિ પ્રાપ્ત કરી ચૂકયા હતા એનુ અ તિમ ધ્યેય એ જ હતુ કે કોઇ પણ વિદ્વાન રાજદ્વારથી નિરાશ બની પાછો ન જાય એટલા માટે કેટલાય વિદ્વાનો પોતાની કૃતિઓથી રાજાની પ્રશ સા કરી અતુલ દ્રવ્ય પ્રાપ્ત કરતા હતા એક દિવસ રાજા ભોજ વિશાળ રાજ્યસભામા બિરાજ માન હતા એમની ચારે તરફ વિદ્વાન્ જનોની મ ડળી શોભતી હતી સભામા એક પ ડિત પોતાની જાતને મહાન્ વિદ્વાન્ સમ જતો આવી કહેવા લાગ્યો કે-રાજન્ ! આપે ઘણાએ વિદ્વાનોના સારગર્ભિત કાવ્યો સાભળ્યા હશે, પરતુ આજ મારો પણ એક દુહો જેમા પદરચનાનો ચમત્કાર અને વિદ્વત્તા ઠાસી ઠાસીને ભરેલી છે, તે સાભળો—

मर्द तो है मूंछ बाँका, नैन बाँकी गोरियाँ ।
गाय तो है सींग बाँकी, रंग बाँकी घोरियाँ ॥ १ ॥

મર્દ તે જ છે કે જેની મૂછ વાકી છે સ્ત્રી તે જ છે કે જેના નેત્ર વાકા (કામણગારા) છે ગાય તે જ છે કે જેના શીંગડા વાકા-શોભાયમાન છે અને ઘોડી તેજ છે કે જેનો રંગ વાકો-મનોહર છે

પંડિતનો દુહો સાભળી સર્વ સભા અવાક્ બની ગઇ પરસ્પર તેને માટે સર્વમા વિચારવિનિમય થવા લાગ્યો એટલામા કોઈ ગાડરિયાએ ત્યા આવીયે કહ્યુ કે-મહારાજ ! પંડિતજીએ જે દુહો કહ્યો છે તે બરાબર નથી એના માર્મિક ભાવ ઘણા વખાણવા લાયક નથી એને માટે તો—

यह पंडित बड़ा अनाड़ी, इसके मारु खींच कुल्हाड़ी ।
इसने सारी सभा बिगाड़ी, मुखसे झूठी बातां काढी ॥१॥

આ પંડિત નથી પણ નર્યો મૂર્ખ છે આવા અભિમાની માનવ જંતુનું મુખ બંધ કરી દેવુ એ જ સારુ છે વિદ્વાનોની સભામા જે મદમસ્ત અસત્ય વાતો કહેતા શરમાતો નથી એને મનુષ્ય નહીં પણ જંગલી રોઝ કહેવો જોઇએ આપ જ વિચારો કે કોઈની મૂછ વાકી હોય પણ એનામા વીરતાનો લેશ માત્ર અંશ ન હોય તો તે પુરુષ શા કામનો ? એ તો પશુ થીયે હલકા દરજ્જાનો છે એની મૂછો સિવાય એનામા બીજી શી શોભા સમાએલી છે ? કોઇ સ્ત્રીની આખો તિરછી સુંદરતમ છે પણ તે દુશ્ચારિત્ર્ય તેમજ બદચાલની હોય તો તેની સુંદર આખો શા કામની ? ગાયના શીંગ વાકા સુંદર છે પણ ગાય દૂધ ન આપતી હોય તો શા કામની ? તેનું સારાપણું શા કામનુ ? એ જ પ્રમાણે ઘોડીનો રંગ સારો હોય પણ તેની

ચાલ સારી ન હોય તો તે ઘોડી શા કામની ? વાસ્તવમા આ દુહો નીચેની રીતે હોવો જોઇએ કે—

**मर्द रणशूर चक्का, शील वाकी गोरियाँ ।**
**गाय तो है दूध वाँकी, चाल वाँकी घोरियाँ ॥१॥**

મર્દ મનુષ્ય તો તે જ કહેવાય છે કે–જે યુદ્ધમા પોતાની શૂરવીરતાથી શત્રુઓના ગર્વનુ ખડન કરી તેમના છક્કા છોડાવી દે–પરાજિત કરી દે સ્રી તે જ છે કે–જે સુદર છે અને સુશીલ સુગધીથી સર્વ સસારને–સર્વ વિશ્વને સૌરભમયી બનાવે છે ગાય એ જ છે કે–જે દૂધ આપી પોતાના માલીકને સતુષ્ટ રાખે છે ઘોડી એ જ સારી છે કે–જે ચાલવામા અત્યત સરલ અને વેગવતી છે તેજ મર્વ રીતે પ્રશસનીય ઘોડી સમજવી

ગાડરિયાનું આ સારગર્ભિત ભાષણ સાભળી સર્વ સભા અને રાજા પ્રસન્ન થયા પેલા મદમત્ત પડિત સભામાથી શરમના માર્યા એક બાજુ બેઠા ભોજરાજાએ આ માની પડિતની ઉપેક્ષા કરવા ગાડરિયાને ખૂબ જ સન્માન અને પારિતોષિક દીધુ આ દષ્ટાતનો સાર એ જ છે કે–અભિમાનના કારણે પેલો પડિત સભામા અપમાન પામ્યો અને નિરભિમાની ગાડરિયો સન્માન પામ્યો એટલે અભિમાન કરવુ સારુ નથી આ જ સસારમા જેટલા મહાપુરુષ તેમજ યશસ્વી દષ્ટિગોચર થાય છે તે સર્વ નિરભિમાનતાને લીધે જ પૂજ્ય બની રહ્યા છે અભિમાની મનુષ્ય પોતાની વર્તમાન સ્થિતિમા ભલે સુખ માનતો હોય પરતુ તેનો ભવિષ્ય કાળ તો ઘણા જ કપરા સકટોથી ભરેલો હશે એ ચોક્કસ છે જે પ્રમાણે મૈં મૈં કરવાવાળા બકરાનુ ગળુ કપાઇ જાય છે અને મૈં ના કહેનારા પક્ષી મેના તરફ સર્વ પ્રેમ અને ચાહના રાખે છે અને તેનું પરિપાલન કરે

છે એ પ્રમાણે અભિમાની વ્યકિતના બકરાની માફક હાલ હવાલ થાય છે, જ્યારે નિરભિમાની વ્યકિતનુ મેના પક્ષીની પેઠે સર્વત્ર આદર-સન્માન થાય છે કહ્યુ પણ છે કે—

सब से ऊँचा मान आप को मानी करता काम जभी ।
तब उसका प्रत्येक स्थान पर करते हैं अपमान सभी ॥
धर्म कर्म औ कुल-मर्यादा डाल कुए में फिरता है ।
अवनति के गम्भीर-गर्त में अभिमानी नित गिरता है ॥१॥

વસ્તુત અભિમાની મદશર્યા નશામા મસ્ત બની, પ્રથમ પોતાની જાતને સર્વથી શ્રેષ્ઠ સમજી, દરેક કાર્ય કરવા માટે છે પોતાની કુલીન-ધાર્મિક તેમજ સામાજિક મર્યાદા પર કઈ પણ ધ્યાન ન દેતા અહીંતહીંના દરેક કાર્યોમા ભાગ લે છે, પરંતુ છેવટે તેની સ્થિતિ અત્યત દયાને પાત્ર બની જાય છે તે ન તો સામારિક કાર્યોમા પૂરો સફળ થાય છે કે ન તો પાર લૌકિક કાર્યોમા એટલા માટે પ્રત્યેક મનુષ્યે અભિમાનને સર્વથા તિલાજલી આપવી જોઇએ, ત્યારે જ તે પોતાનુ તેમજ સમસ્ત વિશ્વનુ કલ્યાણ કરવા માટે સમર્થ બની શકશે

## ( ४ ) पापे रतिं मा कृथाः—પાપમાં આનદ ન માનો

સામારિક ગતિ વિધિથી આ પ્રત્યક્ષ સિદ્ધ થાય છે કે-પ્રાણી લૌકિકતાના વિપુલ પાશમા ફસાઇ ડગલે ને પગલે પોતાને પાપના માર્ગે દોરી રહ્યો છે એનુ સમસ્ત જીવન પાપમા જ વ્યતીત થાય છે. સસારના વિષમ વાતાવરણમા એવુ કોણ પ્રાણી છે કે જે પોતાના પાપમય કૃત્યોમા તન્મય રહીને પોતાના આત્માને પાતકી બનાવવામા કટિબદ્ધ નથી રહેતો ? આજ કળિકાળની

વિષમ પરિસ્થિતિનુ એવુ વિશાળ વાતાવરણ થઇ ચૂકયું છે, જે વિવશતયા મનુષ્યને પાપની ખાડીમા ધકેલી દે છે

એટલા માટે પ્રથમથી જ-બાલપણથી જ મનુષ્યને સુસસ્કારિત બનાવવાની પરમ આવશ્યકતા છે સુકોમલ અતકરણવાળા બાળકને શ્રદ્ધા તેમજ ભક્તિથી દેવગુરુની શુશ્રૂષા કરતા જેવા આચાર, વિચાર, શિખામણ તેમજ દીક્ષાઓથી જે સસ્કાર મળે છે તે જ સસ્કાર તેના હૃદયમા સદાને માટે સ્થિર બની રહે છે બાલ્યાવસ્થાના સસ્કારો આ લોક અને પરલોક સાથે સબધ ધરાવે છે, એટલે બાલકોને એવા સસ્કારી બનાવવાની પ્રથમ જ આવશ્યકતા છે મનુષ્યનો પ્રાથમિક સહવાસ એવો હોવો જોઈએ કે જેનાથી તે ભવિષ્યમા કામ, ક્રોધ, માયા, મોહ આદિ પાપોથી રહિત બની છેવટમા સભ્ય અને આદર્શ બની શકે સહવાસ એક એવી વસ્તુ છે કે જે પ્રાણી માત્રને ભવસાગરથી પાર કરાવી શકે છે અને એને ડુબાવી પણ શકે છે કહ્યુ છે કે—

यादृशैः सन्निविशते, यादशाँश्चोपसेवते ।
यादृगिच्छेच्च भवितु, तादृग् भवति मानव ॥१॥

મનુષ્ય જે પ્રકારના લોકોનો સહવાસ કરે છે, જેવા લોકની સેવા કરે છે તથા જેવો બનવાની અભિલાષા રાખે છે તેવો તે બની શકે છે

શ્રધ્ધેય સહવાસીના આચાર, વિચાર તેમજ સદુપદેશનો મનુષ્ય પર સારી રીતે પ્રભાવ પડે છે જે પ્રમાણે અગ્નિના સસર્ગમા દ્રવીભૂત થતી લાખ પર જે પ્રકારના રગની તેમજ અક્ષરની સ્થિરતા દેખાય છે, તે જ પ્રકારે માનવીના કોમળ હૃદય પર શ્રધ્ધેયના આચારવિચાર તેમજ સદુપદેશના સ્થાયીભાવ આવી જાય છે, માટે માતા, પિતા આદિ સર્વનુ કર્તવ્ય છે કે—

બાળકને બચપણથી જ ઉચ્ચ કોટિના સદાચારી લોકોના સંપર્કમા ગણવુ જેથી તે ભવિષ્યમા સારામા સારા સંસ્કારી બની શકે આ પ્રમાણે બચપણનુ સુસંસ્કૃત બાળક મોટુ થવાથી સ્વપરને પાપોથી બચાવી તારવા તેમજ સુધારવામા સમર્થ બની શકે છે સંસારમા પ્રાણીમાત્રને ચક્રની માફક ભમાવનાર પાપકર્મ જ છે જ્યાસુધી જન્મ જન્માતરના કરેલા પાપકર્મોથી જીવાત્મા છૂટકારો ન પામે ત્યાસુધી તે પરમાત્માના રૂપમા પરિણત નથી થઇ શકતો જો આત્મા સુસંસ્કારી બની પાપકર્મ ન કરે તો તેની જીવનનાવ જલ્દીથી પાર ઉતરી જાય અને તે સિદ્ધ-બુદ્ધ બની શકે છે સંસારમા પાપપંથ તરફ દોરનાર કામ, ક્રોધાદિ વિષમ વિષયો છે એના પર વિજય પ્રાપ્ત કર્યા બાદ મનુષ્યને મુક્તિ પંથ મેળવવો અશકય નથી જ કહ્યુ છે કે—

यदि शिवनगरपियासा, भवेज्जिहामा च वो भवेद् भव्याः ।
तदमी निपमा विषया', किंपाकफलोपमास्त्याज्याः ॥ १ ॥

ભવ્ય ! જો તમને સંસારત્યાગ કરવાની અને મોક્ષનગર પહોચવાની ઇચ્છા છે, તો કિંપાક ફળની સમાન પરિણામમા અસુન્દર આ વિષમ કામાદિ વિષયનો પરિત્યાગ કરો

આ સદુપદેશનુ પૂર્ણત પરિપાલન કરી પાપવર્ધક વિષયો પ્રત્યેક પ્રાણીએ પોતાના આત્માથી અળગા કરી દેવા જોઇએ, કારણ કે પવિત્ર આત્માને અપવિત્ર આત્મા બનાવવો એ મહાદોષ છે ભેદોપભેદથી પાપજનક કાર્યોની કોઇ સંખ્યા નથી, પરંતુ મુખ્ય પાપકર્મ અઢાર પ્રકારના છે જેમાથી કોઇ પણ એક આચરણ કરવાથી પ્રાણી પાપનો ભાગીદાર બને છે રોજબરોજ કરવામા આવતી પ્રતિક્રમણ ક્રિયામા અઢાર પાપસ્થાનકોની આલોચના કરવામા આવે છે, પરંતુ આજકાલની પરિસ્થિતિ કંઇક એવી

છે કે લોકો કેવળ એનુ નામ રટણ જ કરી લેવુ જાણે છે, પણ તેનો પરિત્યાગ કરવો આવશ્યકીય છે સાસારિક ઋ ધનોથી ખ ધાએલા ગૃહસ્થીઓએ પણ એનો યથાવત્ ત્યાગ કરવો એટલો જ જરૂરી છે જેટલો મુનિરાજોના માટે છે મુનિઓ એનાથી સર્વતઃ અળગા રહે છે જ્યારે ગૃહસ્થો દેશત અલગા રહે છે

પહેલુ પાપસ્થાનક પ્રાણાતિપાત છે એનો અર્થ એ છે કે-એકે ન્દ્રિયથી પ ચેન્દ્રિય સુધીના પ્રાણીઓના પ્રાણ અપહરણ કરવા બીજુ મૃષાવાદ-જૂઠુ બોલવુ તે છે ત્રીજુ અદત્તાદાન-રજા વિના કોઈની વસ્તુ ચોરી લેવી ચોથુ મૈથુન, પાચમુ પરિગ્રહ, છઠ્ઠુ ક્રોધ, સાતમુ માન-અભિમાન, આઠમુ માયા-દ ભ-કપટ, નવમુ લોભ, દશમું રાગ-પ્રિય વસ્તુ પર સ્નેહ રાખવો, અગ્યારમું દ્વેષ-અપ્રિય વસ્તુ પર અપ્રસન્નતા પ્રગટ કરવી, બારમું કલહ-પરસ્પર લડવુ ઝગડવુ, તેરમુ અભ્યાખ્યાન-કોઈ પર દોષારોપણ કરવુ, ચૌદમુ પૈશુન્ય-કોઈની ચાડીચુગલી કરવી, પ દરમું રતિ અરતિ-અનુચિત કાર્યોમા પ્રસન્નતા તેમ ઉચિત કાર્યોમા અપ્રસન્નતા પ્રગટ કરવી, સોળમુ પરપરિવાદ-બીજાની અનુચિત નિ દા કરવી, સત્તરમુ માયામૃષાવાદ-દ ભયુક્ત જૂઠુ બોલવુ અને અઢારમુ મિથ્યાત્વશલ્ય-સત્યને અસત્ય અને અસત્યને સત્ય, સુદેવને કુદેવ અને કુદેવને સુદેવ, સુગુરુને કુગુરુ અને કુગુરુને સુગુરુ, સુધર્મને અધર્મ અને અધર્મને સુધર્મ સમજવો

આ પાપસ્થાનોનુ સેવન કરવાથી આત્મા મલિન તેમજ પાપ ભય બને છે આત્મા-પરમાત્માની વિભિન્નતા આના જ કારણ-સ્વરૂપ છે જેનામા એ દોષો હોય છે તેને પરમાત્મા નથી કહી શકાતો આ ભાવોથી આત્મા મહામાયા નગરીમા ચારે તરફ ચક્કર કરતાં ભ્રમતો-ભટકતો જન્મજન્માતરો સુધી કષ્ટ પામે છે

"विश्वस्य द्विविधा गति" સ સારની ગતિ બે પ્રકારની

છે સંસારનો કઇક અંશ પુણ્ય પંથની તરફ પ્રવૃત્ત થઇ પોતાના આત્માને સદાને માટે પરમ પવિત્ર મુક્તિગામિની બનાવી રહ્યો છે બીજી તરફ સંસારનો એક અંશ પાપના પંથ તરફ પ્રવૃત્ત બની પોતાના આત્માને હંમેશના માટે ગંદો-વિષયગામી બનાવી રહેલ છે આ સંસારની ગતિ વિચિત્ર છે એક તરફ મનુષ્ય સુખ, સમૃદ્ધિ અને અનંત ઐશ્વર્યને ભોગવતો આનંદમય જીવન જીવી રહ્યો છે, જ્યારે બીજી તરફ મનુષ્ય દુંખ અને આપત્તિઓનો શિકાર બની પોતાના આત્માને અધોગતિની ઊંડી ગંભીર ગુફામા ફેંકી રહ્યો છે એક બાજુ સુખ અને બીજી બાજુ દુંખ, એક તરફ ઐશ્વર્ય, બીજી તરફ કંગાલિયત, એક તરફ પ્રેમ, બીજી તરફ દ્વેષ-કલહ, આવી રીતનુ સંસારનુ ફરતુ ચક્ર છે એક તરફ સમતા, બીજી તરફ વિષમતાનુ સામ્રાજ્ય પ્રવર્તી રહ્યુ છે, જે પ્રાણીમાત્રને મુઝવી રહ્યુ છે વિશ્વની આ અનંત અટવીમા અસંખ્ય પ્રાણી પોતાના સંસ્કારોનુ ફળ ભોગવતા વિવિધ ગતિનો અનુભવ કરી રહ્યા છે પોતાના પુણ્યવર્ધક સુસંસ્કારોના પ્રભાવથી કોઈ સરસ સૌરભ સમન્વિત રાજ્યપ્રાસાદો મા સુખસાહ્યબીમા મહાલી રહ્યા છે, તો કોઇ હતભાગી પોતાના પાપવર્ધક કુસંસ્કારોના પ્રભાવે દુર્ગન્ધીમા પીડાએલા દુંખ સાગરમા ડુબકા મારી રહ્યા છે અને પોતાના પ્રાણને કોઇ અજ્ઞાત મુલકમા પહોચાડી રહ્યા છે સાંસારિક વિચિત્રતાના સ્વરૂપને જાણવાને માટે નીચેનુ પદ હૃદયમા ઉતારવાની આવશ્યકતા રહે છે

राग—दुन्या रंग विरंगी बाबा—

दुनियाँ है दो रंगी बाबा-दुनिया है दो रंगी ॥ टेक ॥
पुण्य पाप दो पहियों से यह, जीवन रथ नित चलता ।
ऊंची नीची समतल भूमें, कभी न किससे टलता ॥

चला चला कर चतुर हुआ है, वाहक इसका जगी।
बाबा दुनियाँ है दो रगी, दुनियाँ है दो रगी ॥ १ ॥

ऐश और आराम भवन में, एक चैन से सोता।
फूटे खडहरो में दूजा, बिलख बिलख दिन खोता॥
दुनियाँ की यह बहुत पुरानी, चाल हुई बेढगी।
बाबा दुनियाँ है दो रगी, दुनियाँ है दो रगी ॥ २ ॥

पत्थर ही को देखो इक तो, देवमूर्ति बन पूज्य बना।
अगणित ठोकर खाकर दूजा, दलित पतित का रूप बना॥
उच्च वर्ण म मान्य हुआ इक, अधम हुआ इक भगी।
बाबा दुनियाँ है दो रगी, दुनियाँ है दो रगी ॥ ३ ॥

मानव चेत जगत मे अब तू, शुभमय पुण्य कमाले।
सुकृत सुफल से सुरपुर मे तू, सुखमय स्थान बनाले॥
सूरियतीन्द्र जगत मे अपना, कोइ न साथी सगी।
बाबा दुनियाँ है दो रगी, दुनियाँ है दो रगी ॥ ४ ॥

સસારની વિચિત્રતા તે વિલક્ષણ પદાર્થ સમાન છે, જેનો આદિ અતનો છેડો સાધારણ બુદ્ધિવાળો મનુષ્ય કદી મેળવી શકતો નથી આવા માણસ પોતાની અસસ્કૃત અલ્પજ્ઞતાના કારણે આ દ્વિવિધ ગતિના ફદામા ફસાઈ અવ્યવસ્થિત તેમજ અનિયમિત ગતિથી પરિભ્રમણ કરી રહ્યો છે તે પોતાના જીવન મા અસ્થિર સસ્કારોની પકડ એટલી બધી સુદૃઢ બનાવી લે છે કે-જન્મ જન્માતરો સુધી વિભિન્ન યોનિયોમા પ્રવેશ કરી ક્ષણભગુર જગતમા ચારે તરફ ભ્રમણ કર્યા કરે છે તે નથી

તો પોતાની છેવટની સીમાને મેળવી શકતો કે નથી તો પોતાની અલ્પજ્ઞતાના પરિણામસ્વરૂપ એવું કરવામા પ્રયત્નશીલ બનતો છેવટમા તેનુ જીવન સ મારમા અ ધકારમયું વ્યતીત થાય છે તે સત્ય-અસત્ય, સુચિત-અનુચિત સમજી સ સારના કાર્યક્ષેત્રમા પોતાના મનોરથો કદી સફળ બનાવી શકતો નથી જેના હાથમા જ્ઞાનદીપક નથી તેના અ તરચક્ષુ ખુલ્લા નથી એના સામે જો સાક્ષાત્ સૂર્યદેવ પોતાના કિરણોવડે હજ્જાર હજ્જાર વાર પ્રકાશ પાથરે તો પણ તે વ્યર્થ છે દિવાકરના આલોકમયી કરોડો કિરણો પણ અલ્પજ્ઞ-અજ્ઞાની માણસને પ્રથમ દર્શન કરાવવામા નિષ્ફળ જ નીવડે છે આ અજ્ઞાની તેમજ અલ્પજ્ઞ અધમ માનવોના માટે કેટલી હીનતાની વાત છે ? કોઇ કવિએ ઠીક લખ્યુ છે કે—

जो मनुज ज्ञानामरण से हैं, हीन इस ससार में ।
वे हीन होते हैं सदा सत्-असत् के सुविचार में ॥
कर्तव्य और अकृत्य का वे, ध्यान रखते हैं नहीं ।
दुष्प्राप्य मानव जन्म का वे, उपयोग करते हैं नहीं ॥१॥

अनुचित उचित की पूर्णतम सुविवेचना करते नहीं ।
समार की गति मी कमी पहिचान सकते हैं नहीं ॥
अन्याय असदाचारवश रह पुण्य से वचित सदा ।
नश्वर जगत को अज्ञजन हा ' मानते स्थायी सदा ॥ २ ॥

અજ્ઞાની, પાપાસક્ત પ્રાણી પોતાના જીવનને પશુઓથી પણ કઇક અધિકમાત્રમા ભારપૂર્વક વ્યતીત કરે છે "काकतालीय न्याय"ની માફક કોઇ દિવસ તે ભૂલી ભટકી પથ ચૂકયા મુસા-



ફેરની માફક પુણ્યપથની બાજુએ પ્રવૃત્ત બને છે, પણ એક જ ક્ષણે તે ભાગ્યહીન પોતાની વાસનાઓના કારણે પરમ પવિત્ર પુણ્યપથથી ભ્રષ્ટ થઇ પાપમાર્ગની તરફ આગળ વધે છે શાસ્ત્રકારોએ કહ્યુ છે કે—

> अज्ञो ज्ञानप्रकाशेन, हीनोऽन्धो जगतीतले ।
> सन्मार्गं वै परित्यज्य, अशुभे पथि गच्छति ॥ १ ॥

જ્ઞાનરૂપી પ્રકાશથી રહિત અજ્ઞાની તેમજ પાપબુદ્ધિ માનવી આંધળાની માફક સમાનપણે આ સ સારમા પુણ્યદાયક સન્માર્ગ ને છોડી પાપવર્ધક અનુચિત માર્ગમા ચાલ્યો જાય છે

અજ્ઞાની પ્રાણી પોતાની અજ્ઞતા યા પાપપ્રકૃતિના કારણે પુણ્યપ્રદાયી સત્કાર્યોથી વ ચિત રહી પાપપ થ તરફ દોરવાતો પાતકી કહેવાય છે આ ઉકિત ચરિતાર્થ છે કે " अज्ञानं पाप कारणम् " પાપનુ મૂળ કારણ અજ્ઞાન અને પાપવાસના છે આ માટે પ્રત્યેક પ્રાણીમાત્રે પાપકર્મથી બચવા માટે જ્ઞાનવાન બની પાપકર્મથી પરાઙમુખ રહેવાની પ્રથમ જ આવશ્યક્તા રહે છે જ્ઞાનાલોકમા આલોકિત રહી માનવ પોતાની સતક્રિયાઓ દ્વારા નિષ્કર્મ બની મોક્ષપદ પ્રાપ્ત કરે છે મોક્ષગામી બનવા માટે આત્માને સર્વથી પ્રથમ જ્ઞાનની જરૂરત રહે છે જ્ઞાન વિનાનો કોઇ પણ જીવ શ્રદ્ધા, ત્યાગ, તપ, જપ આદિ સત્કર્મોની તરફ પ્રવૃત્ત નથી બની શકતો, છતા કોઇ પણ અજ્ઞાની માનવ કદાચિત્ પથ ભ્રાન્તની માફક આ ક્ષેત્રમા ઉતરી પડે છે તો તે મોક્ષપદથી વ ચિત જ રહે છે, કેમકે " ऋते ज्ञानान्न मुक्ति " આ શ્રુતિ જ્ઞાન વિના મુકિત મેળવવાનો નિષેધ કર છે જ્ઞાન એ માનવતાની સાચી કસોટી છે આ કસોટીદ્વારા મનુષ્યના મનુષ્યત્વની યથાર્થ પરીક્ષા થાય છે જેવી રીતે સુવર્ણની પરીક્ષા ઘસવા, કાપવાથી

**રાજા**—તમને મળવા માટે તો હુ ગાડા જેવો થઈ ગયો હતો આજે અહીં આવવાથી કઇક શાતિ થઇ છે આવો, આપણુ બન્ને પ્રેમસાગરમા આનદ કરીએ, ઝોલા ખાઇએ અને કામાગ્નિને તૃપ્ત કરી લઇએ

( તેવા સમયે બ્રાહ્મણ પણ ગોઠવણ મુજબ પાછો આવ્યો અને કમાડ ખખડાવી બોલ્યો કે-" બારણું ઊઘાડો જરૂરી કામ છે " )

**રાજા**—દરવાજો કોણ ખખડાવે છે ?

**સત્યવતી**—સભવ છે કે પતિદેવ કોઇક વસ્તુ ભૂલી જવાથી માર્ગમાથી પાછા આવ્યા છે

**રાજા**—તો શુ કમાડ ઊઘાડી તેને અદર આવવા દેશો ?

**સત્યવતી**—કમાડ ઊઘાડયા સિવાય તો કામ ચાલે નહીં

**રાજા**—એવુ હોય તો પહેલા મને કયાક છુપાવી ઘો, નહિ તો મારી પૂરી ખરાબી થશે

**સત્યવતી**—અહીં તો કયાય છુપાવા માટે જગ્યા નથી, પણ સામેનો કોઠાર ખાલી છે તેમા જઈને છુપાઇ જાઓ

રાજા કોઠારમા જઈ ખાવાના શીરાવાળી કોઠીમા જઇ પડ્યો અને સત્યવતી દરવાજો ઊઘાડી પતિને અદર લાવી અહીં રાજા વ્યાકુળ થઈ પ્રાર્થના કરવા લાગ્યો કે-પ્રભુ ! હુ કેવા ફદામા ફસાઇ ગયો ? હવે તો ઉગારી લે તો સારુ હવે કોઇ દિવસ આવુ અનુચિત કર્તવ્ય નહીં કરૂ અને સાથે સાથે તે પણ રાહ જોવા લાગ્યો કે આ બ્રાહ્મણ કયારે જાય અને કયારે આ નરકમાથી છૂટકારો થાય

**સત્યવતી**—પતિદેવ ! આપ થાકીને આવ્યા છો, તો થોડો આપ આરામ કરો કલાક પછી આપને જગાડીશ

બ્રાહ્મણ સૂઇ ગયો થોડો વખત પછી જાગ્યો અને સત્યવતીને કહ્યુ—હુ આખા દિવસનો ભૂખ્યો છુ તો જલ્દીથી ભોજન બનાવી આપો તો ઠીક રહે

**સત્યવતી**—રાત્રિના અ ધારમા ચુલો કુ કવો એ યોગ્ય નથી સામેની કોઠીમાથી શીરો લાવી આપુ છુ તેનાથી આપ સ તોષ કરી લો

રાજા આ સાભળતા વધુ ગભરાયો સત્યવતી દીવો લઇ કોઠી પાસે આવી કમાડ ખોલતા જ રાજા બોલી ઊઠયો કે "ભારે વિપત્તિમા ફસાયો છુ હવે તો મને બચાવો "

**સત્યવતી**—સારા મનુષ્યોએ વિચારવુ જોઇએ કે-દરેક કાર્યને ખૂબ વિચારી સમજીને કરવુ જેથી પસ્તાવુ ન પડે, કારણ કે—

बिना विचारे जो करे, सो पीछे पछताय ।
काम बिगारे आपनो, जग मे होत हँसाय ॥ १ ॥

**રાજા**—જે કઇ થઇ ગયુ તે ભલે થયુ, પણ હવે તો કોઇ એવી જગ્યાએ સ તાડ કે જેથી તારા પતિને ખબર ન પડે

**સત્યવતી**—આપને બીજી જગ્યાએ છુપાવુ હોય તો સામેની કોટડીમા છુપાઇ જાઓ ત્યા ઠીક રહેશે

રાજા ચુપચાપ તે કોટડીમા ગયો અને રૂ ભરેલા ખાડામા જઇ પડયો આખે શરીરે રૂ ચોટી ગયુ રાજા જાણે રૂનુ જ પુતળુ હોય તેવો બની ગયો બસ "કરણી જે જૈસી કરે સો વૈસા ફળ પાય" એ કહેવત સોળે સોળ આના સાચી પડી હવે મારી શુ સ્થિતિ થશે ? તે વિચારમા રાજા ગોથા ખાવા લાગ્યો

**બ્રાહ્મણ**—સવારમા રાજાનો માણસ અચબાનુ બચ્ચુ માગવા આવશે તો હુ શુ જવાબ દઇશ ?

**સત્યવતી**—બચ્ચુ તૈયાર થઇ ગયુ છે તેમા ફક્ત જીવ આવવો બાકી છે તેના માટે આપને આખી રાત આદિત્યહૃદયનો યથાવિધિ જાપ કરવો પડશે, જેથી સૂર્યદેવ તેમા જીવ પણ લાવી આપશે

( બ્રાહ્મણ આદિત્યહૃદયનો જાપ કરવા બેસી ગયો )

**સત્યવતી**—( રાજા પાસે જઇને કહેવા લાગી ) આપને દુ ખ થઈ રહ્યુ છે માટે આપ લોઢાના પિ જરામા આવી જાઓ આપનુ શરીર શીત અને રૂવડે ખરાબ થઇ ગયુ છે હુ પાણી લઇ આવુ છુ પછી ધોઇ સાફ કરી આપીશ, જેથી સારુ થઇ જશે

ગજા હળવે રહીને પિ જરામા આવી બેઠો. સ ત્યવતીએ તેનુ તાળુ બ ધ કરી દીધુ અને ત્યાથી ચાલી ગઇ

**સત્યવતી**—પતિદેવ ! આદિત્યહૃદયના પાઠના પ્રભાવે આ બચ્ચામા જીવ પણ આવી ગયો છે આપ જોઇ લો

બ્રાહ્મણ પિ જરામા પૂરેલા અચ બાના બચ્ચાને જોઇને ઘણો ખુશ થયો અને સત્યવતીને અનેક ધન્યવાદ આપવા લાગ્યો

**સત્યવતી**—પ્યારા પતિદેવ ! આપ આ પિ જરાને લઈ રાજ્યભવનમા જાઓ અને કહો કે આપનુ 'અચ બાનુ બચ્ચુ' લઇ આવ્યો છુ

બ્રાહ્મણ પિ જરાને ઉપડાવી રાજ્યપ્રાસાદે આવ્યો રાજાની ગેરહાજરીમા રાણીઓએ તેને રાણીવાસમા મ ગાવી લીધુ અને

તેને જોવા માટે પિંજરાની ચારે બાજુ એકઠી થઇ ગઇ અને અશ્વબાના બચ્ચાની છેડછાડ કરવા લાગી કોઇ તો તેના ઉપર કાંકરા ફેંકવા લાગી તો કોઇ તેને ચુંટી ખણવા લાગી રાજા વ્યાકુળ થઇ ગયો અને અહીંતહીં દૂદકા મારવા લાગ્યો થોડો વખત ગયા બાદ મંત્રી પણ તે જોવા માટે આવ્યા અશ્વબાના બચ્ચાની મનુષ્યના જેવી આકૃતિ જોઇને ચતુર મંત્રીએ વિચાર કર્યો કે 'આ રાજા તો નથી ને' સંશય થવાથી તેણે પિંજરાનું તાળુ તોડાવ્યું અને બચ્ચાને અંદરથી કાઢીને સ્નાન કરાવ્યું તેનું શરીર અને વસ્ત્રો સાફ કરાવ્યા રાજા ઘણો જ શરમિંદો થઇ ગયો અને પોતે કરેલા કામ માટે પશ્ચાત્તાપ કરવા લાગ્યો ત્યારપછી રાજાએ કાયમના માટે પરસ્ત્રી તરફ દૃષ્ટિ ફેંકવાનું, તેની સોબત કરવાનું અને તેવી ચેષ્ટાઓ કરવાનું છોડી દીધુ

કહેવાનો સાર એ છે કે જે સ્ત્રીઓ સુશિક્ષિત, સંસ્કારી અને ભણેલી હોય છે તે આત્મબળ, બુદ્ધિબળ અને સુશીલતાના પ્રભાવે ગમે તેવા વિકટ સંજોગોમાં સપડાઇ જાય તો પણ સત્યવતીની માફક પોતાના શિયળની રક્ષા કરી શકે છે, અને દુરાચારીઓને દુષ્ટ કામોથી રોકી શકે છે એટલે સૌથી પ્રથમ સ્ત્રીશિક્ષાની જરૂર છે તેના વિના સમાજ કે ધર્મની ઉન્નતિ થઇ શકતી નથી જે સમાજ અને ધર્મ આજ ઉન્નતિના શિખર પર આરૂઢ થઇ સર્વશ્રેષ્ઠ મનાય છે, તેનું કારણ સ્ત્રીશિક્ષા છે સ્ત્રીશિક્ષાથી સમાજ ઉન્નતિશીલ બને છે અને તેમાં સારા ધાર્મિક સુસંસ્કાર ઉત્પન્ન થાય છે અશિક્ષિત સ્ત્રીઓથી સામાજિક ઉન્નતિ તો થવી દૂર રહી પણ પોતાની અને પોતાના ઘરની ઉન્નતિ પણ થઇ શકતી નથી પોતાના સંતાનોની અંદર પણ અશિક્ષાના સંસ્કાર ભરીને તેને પણ ગમાર અને ઉચ્છૃંખલ બનાવી દે છે સમાજના કેટલાય છોકરાઓ જડતા અને ઉચ્છૃંખલતાના પ્રતાપે પોતાના જીવનનો દુરુપયોગ કરીને સામાજિક અવનતિની ખોટી નીતિમાં હાથ

ઘસતા રહે છે તેઓમા નથી બોલવાની સભ્યતા કે નથી ખાવા-પીવા કે રહેવાની સભ્યતા અશિક્ષિત સ્ત્રીઓ પોતાના બાળકોને જરૂર ઉપરાતના વધારે લાડ-પ્યાર કરીને પોતાના જીવનની સાથેસાથ તેનુ જીવન પણ બરબાદ કરી નાખે છે લાડ-પ્યારથી બાળક સુધરતુ નથી પણ ઊલટુ બગડે છે, એથી બાળકોને લાડ-પ્યાર પણ તેની અસમજણ અવસ્થા સુધી જ કરવા જરૂરી છે નીતિકારોએ લખ્યુ છે કે—

लालयेत् पञ्चवर्षाणि, दश वर्षाणि ताडयेत् ।
प्राप्ते तु षोडशे वर्षे, पुत्रं मित्रवदाचरेत् ॥ १ ॥

બાળકોને પાચ વરસ સુધી જ લાડ-પ્યાર કરવા, તેથી ઉપરાત દશ વર્ષ સુધી તાડન કરવુ અને સોળ વરસનો થાય ત્યારે તેની સાથે મિત્રની જેમ વર્તવુ જોઇએ

આજના માતાપિતા પુત્રને લાડ-પ્યાર કરી એવો બગાડી મૂકે છે કે તે સર્વ રીતે વ્યવહારશૂન્ય બની જાય છે તેમજ નાલાયક બની જાય છે પુત્રને અવિનીત, નાલાયક અને ઉચ્છૃખલ બનાવવાનુ મુખ્ય કારણ અધિક લાડ-પ્યાર જ છે લાડ-પ્યાર કરવામા પિતા કરતા પણ માતા અધિક ભાગ ભજવે છે જરૂરિયાત કરતા પણ વધારે માતાના અનિયમિત પ્રેમવડે પુત્ર ની ધૃષ્ટતા-અવિનયતા દિવસે દિવસે વધતી જ જાય છે, અને ફરીને તે જિદગીભરમા છૂટતી નથી આવી જાતની અવિનયતાનુ કારણ એ અશિક્ષિત માતા જ છે શિક્ષિત માતાઓ આવી જાતનુ કામ ન કરતા પ્રારભથી જ મર્યાદિત અને પવિત્ર જીવનના સુસસ્કારો બાળકના કુમળા મગજમા ભરે છે અને તે મોટો થયા પછી આજનો યુવક પ્રૌઢ બનીને કેવળ પોતાના વશને નહીં પરતુ પોતાના સમાજને, રાષ્ટ્રને અને ધર્મને ઉન્નતિના ઉચ્ચ શિખર પર લાવવા ઘણી જ સારી રીતે પ્રયત્નો—

કરે છે એના માટે તે સર્વસ્વનો ત્યાગ કરી, સંગ્રાના દુર્ગમ ક્ષેત્રમા ઉતરી, કેટલીએ યાતનાઓ સહન કરે છે પણ તેનાથી વિચલિત થતો નથી અશિક્ષિત મહિલાઓના સતાનોમા આ શક્તિ સ્વપ્નમા પણ જોવા મળતી નથી તેના બાળક તો—

चाटना कचालू जानते हैं मड़कोंपे घूम,
मोद हैं मनाते लेना स्वाद सीगरट में।

सुरमा सलाइ कघी, आइना बहादुरों की शान,
जानते हैं ये खरीद रोज अनवट मे।

हेट को लगाये बने पूर अगरेज मानो,
आती हैं समझ मे न, बात गिरगिट में।

सुकवि रसाल एसे वीरों को हैं धन्यवाद,
बिछी बन जाते बाबू, बीबी की झपट में॥ १॥

અત્યારના છોકરાઓ આવા કામોમા જ પોતાની વીરતા બતાવે છે તે તેઓના માટે સર્વ રીતે શરમજનક છે, નિદનીય છે અશિક્ષિત સ્ત્રીઓ આળસુ અને વાચાળ હોય છે પોતાનુ શરીર અને કપડા પણ સ્વચ્છ રાખી શકતી નથી પોતાના નાના નાના બાળકો ભૂખથી રોયા કરે, તેની પણ સારમભાળ ન લેતા તેઓના પર ઊલટી ક્રોધાયમાન બનીને અપશબ્દોનો વર સાદ વરસાવે છે ઘરે કોઇ પાહુણા આવી જાય તો તેમનુ પણ તે સ્વાગત કરતી નથી વખતસર ભોજન તૈયાર કરતી નથી, વાસણો માજીને સ્વચ્છ રાખતી નથી તેવી સ્ત્રીને શિખામણના બે શબ્દો કહેવામા આવે તો કૂતરીની જેમ કરડવા દોડે છે ત્યારે માનવુ જોઇએ કે ઘરમા કોઇ સ્ત્રીરૂપ રાક્ષસણી છે આ

બધો અશિક્ષાનો જ પ્રભાવ છે કોઇ કવિએ એવી સ્ત્રીનુ શબ્દચિત્ર નીચે પ્રમાણે દોર્યું છે

( १ )

मैली कुचेली बनी रहती,
तेवहारों में भूलकर भी न नहाती।
नाक जुकाम में जो बहती,
उसे साड़ी से ही सदा पोंछती जाती॥
नाखूनों को कटवाती नहीं,
बढ़ते जितने उतने ही बढ़ाती।
मैल के काटने तनपे,
इन्हीं से भूमिति-साध्य बनाती॥

( २ )

बालक भूख से रोया करे,
कभी वक्तपे दूध नहीं है पिलाती।
डाटती है फटकारती है,
झुझलाती है और चपात लगाती॥
मानता है फिर भी जो नहीं,
फिर क्रोध में आ यह बात सुनाती।
जानती जो इतना हठी होगा,
कभी फिर तो न तुझे जनमाती॥

 

( ३ )

आगन साफ नहीं करती,
उसमें अतिकूडे का ढेर लगाती ।
दाँतों को माजती है ही नहीं,
अरु मुह को फाड़के दांत बताती ॥
लाख कहो फिर भी घर बच्चों को,
है न सफाई की बात सिखाती ।
और क्या बात बताऊ अरे !,
निज बाल कभी कर साफ न पाती ॥

( ४ )

पाहुने आगये जो सुनपाती,
तो लाखों जली भुनी बातें सुनाती ।
आगये आगये आने दो मैं भी,
तो देखू कि भोजन कौन बनाती ॥
बातपे जाती पकाने नहीं यह,
लातपे भी जो पकाने है जाती ।
रोटी तो मोटी है ऐसी पकाती कि,
तावेकी जानये नौबत आती ॥

( ૫ )

भूमीपे बैठती क्या मानो आसन,
गेहू के पीसने का है लगाती ।
झाडती धूल को तो उडाती जिम,
कोई दरिद्र को हाँकने जाती ॥
जाती कहीं जावे आँचल है कहाँ,
बात नहीं मनमें यह लाती ।
बेसुध होकर सोवती यों मानो,
कीचड मे पडी भैंस दिखाती ॥

કેટલુ માર્મિક અને લજ્જાસ્પદ અશિક્ષિત સ્ત્રીઓના મલિન જીવનનુ કાવ્યચિત્ર ! આવી આવી પરિસ્થિતિઓ જોયા છતા પણ નારીઓને અશિક્ષિત રાખવી તે સમાજની સાથે વિશ્વાસઘાત કરીને સસ્કૃતિને નષ્ટપ્રાય કરવા જેવુ છે શુ અમારો ધર્મ અને કર્તવ્ય આ જ છે કે ? અમો જે સમાજમા ઉત્પન્ન થયા છીએ, સમાજમા ફાલ્યાફુલ્યા અને મોટા થયા છીએ, તેને અવનતિમા પડતો જોઇ તેની અસસ્કૃતિકતા, અપ્રમાણિકતા, અવ્યાવહારિકતા ઉપર ધ્યાન દઇને તે દુર્ગુણોને નષ્ટ કરીએ અમે ઇચ્છીએ છીએ કે જે સમાજ ખાડામા પડ્યો આપણા નામ પર શોકના અશ્રુ વહાવી રહ્યો છે તેને ઉન્નતિના પરમ પદથી અલકૃત કરવા માટે અશિક્ષિત બાળિકાઓ, પત્નીઓ, માતાઓ અને અન્ય મહિલાઓને સુશિક્ષિત બનાવવાનો દરેક રીતે પ્રયત્ન કરવો જોઇએ જેથી તે પોતાની પ્રાચીન સસ્કૃતિની રક્ષા કરી તેને અધિક ઉન્નત બનાવી શકે પોતાની સારી



શિક્ષાના પ્રભાવે ધાર્મિકતાને પ્રોત્સાહન આપતી તેનો અધિક પ્રચાર કરી શકે કેવળ પોતે પોતાની અને પોતાના ઘરની જ નહિ પરંતુ સમાજ અને રાષ્ટ્રની શુચીનો ઉદ્ધવ કરતી દરેક નું કલ્યાણ કરી શકે શિક્ષાથી સુશિક્ષિત બનીને મહિલાઓ પોતાની અને બીજાની સાર્થકતા સિદ્ધ કરી શકે છે.

તે શિક્ષા કઇ કામની નથી કે જેનાથી સ્ત્રિયો સ્વતંત્ર થઈ પૂર્વજોની સુરક્ષિત મર્યાદાને ઠોકરે મારી પોને પોતાને મન માનતી રીતે જીવન વ્યતીત કરે ગૃહસ્થ કુટુંબીઓને મૂકીને બીજાઓની સાથે અનુચિત સંબંધ સ્થાપિત કરી પોતાના પૂજ્ય સાસુ-સસરા વગેરેનો અવહેલના કરે, તેઓનો તિરસ્કાર કરે, પોતાના પતિને પણ પોતાના સૌંદર્ય ને રૂપનો ગુલામ સમજીને કાષ્ઠના પુતળા માફક નચાવે, અને પતિની આજ્ઞાઓને ઠોકરે મારી સ્વચ્છંદ વિહારિણી બનીને પતિને કહેતી રહે કે—

रहने दो चूड़ियाँ औ गहनों को समाल रखो,
साड़ियाँ न लाओ मैं तो साया सिलवाऊँगी।
सास ससुरा की एक बात न मनूंगी कान,
उनपे भी अपना मैं हुकुम चलाऊँगी॥
आवेंगे फ्रेन्ड मेरे उनसे मिलूँगी जाय,
साथ साथ बाहर भी घूमने मैं जाऊँगी।
नाचूंगी न भालू सम आप के इशारों पर,
आपकी न लौंड़ी जो मैं रोटियाँ पकाऊँगी॥ १॥

ભલા! જે સ્ત્રીઓ આવી રીતે સ્વચ્છંદ બને છે અથવા તો સ્વચ્છંદતાને ચાહે છે તે શું સ્ત્રીઓ કહેવાવાને લાયક છે? એમ-

નાથી શું સમાજ, ધર્મ યા રાષ્ટ્રનો કદી પણ ઉદ્ધાર થવાનો હતો? ખરી રીતે તો તેને કલંકિની અને કજીયાળી સમજવી જોઈએ આ બધો પ્રતાપ પાશ્ચાત્ય શિક્ષાનો છે, જેનાથી સ્ત્રીઓ પોતાના ધર્મ, કર્મ અને કર્તવ્યને તિલાંજલી આપી પોતાના સતીત્વથી હાથ ધોઈ બેસે છે કોલેજો અને સ્કૂલોમાથી નીકળતી કેટલીએ બાળાઓના આ હાલ છે જેનુ વર્ણન કરવુ તે સામાજિક ઈતિહાસમા કલંક લગાડવા જેવુ છે એથી જ સ્ત્રીઓને આવી દૂષિત, અનુચિત, શિક્ષા આપવાથી સર્વથા દૂર રાખવી જોઇએ. ત્યારે જ કઇક ઉન્નતિની આશા રાખી શકાય

શાસ્ત્રકાર મહર્ષિઓએ સ્ત્રીઓને ચાર વિભાગમા વહેચેલી છે ઉત્તમ, મધ્યમ, જઘન્ય અને અધમ જે સ્ત્રીઓ સુસંસ્કારવાળી છે, સુશિક્ષિત છે, શરમવાળી છે અને ધર્મિષ્ઠ છે તેમજ સેંકડો પ્રાણાંત કષ્ટ આવી પડે તો પણ પોતાના સતીત્વને નષ્ટભ્રષ્ટ કરતી નથી અને પરપુરુષ પર ક્યારેય દૃષ્ટિ કરતી નથી તે ઉત્તમ સ્ત્રીઓ છે તેઓના શરીરનો પરિભોગ પતિ જ કરી શકે અથવા તો અગ્નિ, બીજુ કોઇ પણ કરી શકતુ નથી એ શાંત સ્વભાવવાળી, હસમુખી, કર્તવ્યપરાયણા અને સુદૃઢ શીલ પાળવાવાળી હોય છે દેવ અને ઈન્દ્ર પણ તેઓને શિયળ ધર્મથી ચળવિચળ કરી શકતા નથી શિયલવ્રતના પ્રભાવે દેવો પણ તેમને વંદન કરે છે કહ્યુ પણ છે કે—

देवदाणवगंधव्वा, जक्ख–रक्खस–किन्नरा ।
बंभयारी नमंसंति, दुक्करं जे करंति ते ॥ १ ॥

જે અતિ દુષ્કર શિયળધર્મનુ પરિપાલન કરે છે, તે સ્ત્રી પુરુષોને દેવ, દાનવ, ગાંધર્વ, યક્ષ, રાક્ષસ અને કિન્નર વગેરે દરેક દેવો નમસ્કાર કરે છે

શિક્ષાના પ્રભાવે ધાર્મિકતાને પ્રોત્સાહન આપતી તેનો અધિક પ્રચાર કરી શકે કેવળ પોતે પોતાની અને પોતાના ઘરની જ નહિ પરંતુ સમાજ અને રાષ્ટ્રની ગુંચોનો ઉકેલ કરતી દરેક નું કલ્યાણ કરી શકે શિક્ષાથી સુશિક્ષિત બનીને મહિલાઓ પોતાની અને બીજાની સાર્થકતા સિદ્ધ કરી શકે છે

તે શિક્ષા કઇ કામની નથી કે જેનાથી સ્ત્રિયો સ્વતંત્ર થઇ પૂર્વજોની સુરક્ષિત મર્યાદાને ઠોકરે મારી પોતે પોતાને મન માનતી રીતે જીવન વ્યતીત કરે ગૃહસ્થ કુટુંબીઓને મૂકીને બીજાઓની સાથે અનુચિત સંબંધ સ્થાપિત કરી પોતાના પૂજ્ય સાસુ-સસરા વગેરેની અવહેલના કરે, તેઓનો તિરસ્કાર કરે, પોતાના પતિને પણ પોતાના સૌદર્યને રૂપનો ગુલામ સમ જીને કાષ્ઠના પુતળા માફક નચાવે, અને પતિની આજ્ઞાઓને ઠોકરે મારી સ્વચ્છંદ વિહારિણી બનીને પતિને કહેતી રહે કે—

रहने दो चूड़ियाँ औ गहनों को सभाल रखो,
साड़ियाँ न लाओ मैं तो साया सिलवाऊँगी।
सास ससुरा की एक बात न मनूगी कान,
उनपे भी अपना मैं हुकुम चलाऊँगी॥
आवेंगे फ्रेन्ड मेरे उनसे मिलूँगी जाय,
साथ साथ बाहर भी घूमने मैं जाऊँगी।
नाचूगी न भालू सम आप के इशारों पर,
आपकी न लौंड़ी जो मैं रोटियाँ पकाऊँगी॥ १॥

ભલા! જે સ્ત્રીઓ આવી રીતે સ્વચ્છંદ બને છે અથવા તો સ્વચ્છંદતાને ચાહે છે તે શું સ્ત્રીઓ કહેવાવાને લાયક છે? એમ-





નાથી શું સમાજ, ધર્મ યા રાષ્ટ્રનો કદી પણ ઉદ્ધાર થવાનો હતો? ખરી રીતે તો તેને કલંકિની અને કજીયાળી સમજવી જોઈએ આ બધો પ્રતાપ પાશ્ચાત્ય શિક્ષાનો છે, જેનાથી સ્ત્રીઓ પોતાના ધર્મ, કર્મ અને કર્ત્તવ્યને તિલાજલી આપી પોતાના સતીત્વથી હાથ ધોઇ બેસે છે કોલેજો અને સ્કૂલોમાથી નીકળતી કેટલીએ બાળાઓના આ હાલ છે જેનુ વર્ણન કરવુ તે સામાજિક ઈતિહાસમા કલંક લગાડવા જેવુ છે એથી જ સ્ત્રીઓને આવી દૂષિત, અનુચિત, શિક્ષા આપવાથી સર્વથા દૂર રાખવી જોઇએ. ત્યારે જ કઇંક ઉન્નતિની આશા રાખી શકાય

શાસ્ત્રકાર મહર્ષિઓએ સ્ત્રીઓને ચાર વિભાગમા વહેચેલી છે ઉત્તમ, મધ્યમ, જઘન્ય અને અધમ જે સ્ત્રીઓ સુસંસ્કારવાળી છે, સુશિક્ષિત છે, શરમવાળી છે અને ધર્મિષ્ઠ છે તેમજ સેંકડો પ્રાણાંત કષ્ટ આવી પડે તો પણ પોતાના સતીત્વને નષ્ટભ્રષ્ટ કરતી નથી અને પરપુરુષ પર કયારેય દૃષ્ટિ કરતી નથી તે ઉત્તમ સ્ત્રીઓ છે તેઓના શરીરનો પરિભોગ પતિ જ કરી શકે અથવા તો અગ્નિ, બીજુ કોઇ પણ કરી શકતુ નથી એ શાંત સ્વભાવવાળી, હસમુખી, કર્ત્તવ્યપરાયણા અને સુદૃઢ શીલ પાળવાવાળી હોય છે દેવ અને ઈન્દ્ર પણ તેઓને શિયળ ધર્મથી ચળવિચળ કરી શકતા નથી શિયલવ્રતના પ્રભાવે દેવો પણ તેમને વંદન કરે છે કહ્યુ પણ છે કે—

देवदाणवगंधव्वा, जक्खरक्खस-किन्नरा ।
बंभयारी नमस्संति, दुक्कर जे करंति ते ॥ १ ॥

જે અતિ દુષ્કર શિયળધર્મનુ પરિપાલન કરે છે, તે સ્ત્રી પુરુષોને દેવ, દાનવ, ગાંધર્વ, યક્ષ, રાક્ષસ અને કિન્નર વગેરે દરેક દેવો નમસ્કાર કરે છે

જે સ્ત્રીઓ પરપુરુષના રૂપ, ગુણ, લાવણ્યને જોઇ તેના ઉપર મન દોડાવ્યા કરે છે પરતુ લોકનિદા અને કુળલજ્જાથી ડરીને પોતાના શિયળનુ પાલન કરે છે અને દુરાચારમા પડતી નથી, તે મધ્યમ સ્ત્રીઓ છે

જે કાયાના દુરાચારથી જુદી રહે છે પરતુ માનસિક અને વાચિક દુરાચારથી જુદી રહી શકતી નથી અને એથી કયારેક વિપત્તિમા ઘેરાય ત્યારે તે પોતાના શિયળધર્મને કલકિત કરી બેસે છે વિપત્તિના સમયમા આવી સ્ત્રી પોતાના શિયળવ્રતને સાચવી શકતી નથી જે પોતાના પતિદેવને અનુરક્ત રહીને પણ કયારેક કયારેક પરપુરુષોથી પોતાની કામવાસના પૂર્ણ કરી લે છે તે જઘન્ય સ્ત્રીઓ છે અને એઓ જે વિષયવાસનાની પૂરતી માટે પોતાના હાવભાવથી પરપુરુષોને લલચાવ્યા કરે છે તે માટે તેમને લજ્જાનો પણ જરાયે ભય નથી હોતો પરપુરુષમા રત થઇને પણ તે સ્ત્રીઓ પોતાના પતિને છોડી દેવામા સારુ નથી સમજતી

જે સ્ત્રીઓ પોતાના પતિ અને કુટુબીઓની કઈ પણ પરવા કર્યા વિના પરપુરુષો સાથે અનાચારસેવન કરવામા જ આમોદ-પ્રમોદ માને છે તે પોતાની કામતૃપ્તિ માટે પતિને અને કુટુબીઓને દુખમા નાખતા અચકાતી નથી અને રાજભય કે લોકભયની જરાપણ પરવા રાખતી નથી સમય આવતા વિષયાન્ધ થઇને પતિ, પુત્રનો ઘાત કરતા પણ ડરતી નથી તે અધમ સ્ત્રીઓ છે આ અધમ સ્ત્રીઓને પોતાનો પતિ ભલેને દેવસ્વરૂપ કેમ ન હોય? છતા તેને મૂકીને બીજા પુરુષોમા અનુરક્ત રહે છે કહ્યુ પણ છે કે—

**गुणाश्रय कीर्त्तियुत च कान्त, पतिरतिज्ञ सधन युवानम् ।**
**विहाय शीघ्र वनिता व्रजन्ति, नरान्तर शीलगुणादिहीनम् ॥**

પતિ ભલે ગુણાધાર, યશસ્વી, રૂપવાન, રતિક્રીડાને યોગ્ય, ધનવાન અને યુવાન પણ કેમ ન હોય? પણ દુશ્ચરિત્ર સ્ત્રીઓ તેને છોડીને નીચ, ગુણહીન અને કુરૂપ પુરુષ સાથે આસક્ત થઇને ચાલી જાય છે

પૂર્વ કાળની વાતો તો જવા દો, પણ આજે સસારમા આ વિષયના એકજ નહીં પરતુ અનેક ઉદાહરણો મોજુદ છે વસ્તુતઃ ઇન્દ્રિયોના વિષયવિકારો ઘણા દુર્જય અને ભયકર હોય છે જેને આનો રસ લાગી જાય છે તે પાછો જીવનપર્યંત છૂટી શકતો નથી પ્રાણીમાત્ર આની પાછળ ભારે દુ ખ સહન કરે છે અને અતમા પોતાના પ્રાણ ખોઇ બેસે છે સ્પર્શેન્દ્રિયના વશથી હાથી સદાના માટે પરાધીન બને છે જિહ્વેન્દ્રિયના વશથી માછલીઓ યમરાજના સદનમા પહોચી જાય છે ઘ્રાણેન્દ્રિયના વશથી ભ્રમરો કમળમા ફસાઇને હાથીના કોળીઆ બની જાય છે ચક્ષુરિન્દ્રિયના વશથી પતગો દીવામા પડી બળી મરે છે અને શ્રોત્રેન્દ્રિયના વશથી હરણી શિકારીના ઉદરનો ભક્ષ બની જાય છે જ્યારે એક એક ઇન્દ્રિયના વશથી પ્રાણીઓની આવી દશા થાય છે ત્યારે જે પાચે ઇન્દ્રિયોના વિષયવિકારોના ગુલામ છે, તેઓની દશા ખરાબ થાય તેમા શુ આશ્ચર્ય? શાસ્ત્રકારોએ લખ્યુ પણ છે કે—

सपर बाधासहिय, विच्छिन्न बधकारण विसम ।
ज इदिएहिं मद्द, ज सुक्ख दुक्खमेव त ॥ १ ॥

પોતાને અને બીજાને નુકશાનકારક છે, મરણ અને બધન ના કારણરૂપ છે, કર્મ બાધવાનો મુખ્ય હેતુ છે અને મહા ભીતિનો ઉત્પાદક છે આવા પ્રકારે ઇન્દ્રિયથી ઉત્પન્ન થનારા વિષયવિકારોથી સુખ નથી પરતુ ફક્ત દુ ખ જ સમજવુ જોઇએ.

નીતિકારોનું એ કથન છે કે—" क्रोडे स्थितापि युवति परिरक्षणीय " હમેશા ખોળામા બેઠેલી સ્ત્રીઓથી ચેતતા રહેવું જોઇએ આ ઉલેખ અધમ સ્ત્રીઓ માટે છે, કારણ કે તે સ્ત્રીઓ વિલાસ તો કોઇની સાથે કરે છે ઈસારાથી બીજા કોઈને સાવધાન કરે છે એને ખબર પડતી નથી કે પોતાના હૃદયમા કોનું ધ્યાન ધરે છે સભવ છે કે–આવી છિનાળ સ્ત્રીઓ ખોળામા બેસીને પણ કઇક અનર્થ કરી નાખે સ્ત્રીઓ સસારમા કયા અનર્થને નથી કરી શકતી ? કહ્યુ પણ છે કે—

कहा न अबला कर शके, कहा न सिन्धु समाय ।
कहा न पावक में जरे, काहि काल न खाय ॥ १ ॥

ચારિત્રહીન સ્ત્રીઓને સસારમા કોઈ પ્યારૂ અને સગા સબધી નથી તેઓને વહાલુ તે જ છે કે–જેનાથી તેઓની વિલાસ ભાવના પૂરી થાય, ભલે પ્રાણ સશયમા પડે, ભલે દુનિયા બકયા કરે અને ભલે કુટુબીઓ નારાજ થાય, તેની તેઓને ચિતા અને ડર હોતો નથી, તે તો પોતાની વિલાસ પ્રિયતા પૂર્ણ કર્યા સિવાય રહેતી નથી કેટલાક ધનપિપાસુ અધિક ધનના લોભે પોતાની બહેન દીકરીઓને આવા મનુષ્યોની સાથે પરણાવી દે છે, જેના સહવાસથી તેની વિલાસિતા પૂર્ણ થતી નથી તેમજ નથી કઇ સુખ મળતુ અને તેનુ આખુ જીવન દુખમા જ પસાર થાય છે તેથી તેઓ દુશ્ચરિત્ર થઈને પરપુરુષપ્રેમી બની જાય છે તેવી સ્ત્રીઓને દુશ્ચરિત્ર બનાવવામા તેઓના માતાપિતા અથવા રિસ્તેદારો પણ ભાગીદાર છે માબાપ વિગેરે ધનના પ્રલોભનથી બહેન, બેટીઓના જીવનને નષ્ટભ્રષ્ટ કરીને પાપના ભાગીદાર બને છે સ્ત્રીઓ યોગ્ય, ગુણિયલ, નિરોગી, પ્રેમી અને બળવાન પતિને મેળવીને પ્રાય દુશ્ચરિત્ર થતી નથી અને પરપુરુષની કોઇ દિવસ પણ ઇચ્છા કરતી નથી

એ જ માટે વરના ગુણદોષ જોઇને કન્યા આપવાનો આદેશ શાસ્ત્રકારોએ આપેલો છે કહ્યુ છે કે—

विद्याशौर्यघनाश्रयो गुणनिधिः ख्यातो युवा सुन्दरः
सद्वारः सुकुलोद्भवो मधुरवाग् दाता दयासागरः ।
भोगी भूरिकुटुम्बवान् स्थिरमतिः पापार्तिहीनो बली,
जामाता परिवर्णितः कविवरैरेवंविधः सत्तमः ॥ १ ॥

वृद्धो दुर्व्यसनी दयाविरहितो रोगी महापापवान्,
पण्ढो दुष्कुलोद्भवश्च पिशुनो धूर्त्तोऽतिबद्धस्पृहः ।
निर्वित्तः कृपणोऽतिचञ्चलमतिर्नित्यप्रवासी ऋणी,
भिक्षुः स्नेहनिराजितः सुमतिभि कार्यो वरो नेदृशः ॥ २ ॥

વિદ્વાન, બહાદુર, ધનવાન, ગુણવાન, સચ્ચરિત્ર, ઉત્તમ કુળમા પેદા થએલો, મીઠુ બોલવાવાળો, દાતાર, દયાનો સમુદ્ર, ભોગી, ઘણા પરિવારવાળો, સ્થિર બુદ્ધિ, ધર્માત્મા અને બળવાન હોય તેનો મૂરતીઓ-વર જોઈને છોકરીના લગ્ન કરવા જોઈએ

જ્યારે ઘરડો, વ્યસનોથી ભરપૂર, નિર્દયી, રોગી, અત્યન્ત પાપી, નપુસક, નીચ કુળમા ઉત્પન્ન થએલ, ચુગલીખોર, ધૂર્ત લપટ, ઇચ્છાઓને નહિ રોકનાર, ધનહીન, કૃપણ, અતિચપળ પરદેશમા વધુ વખત રહેનારો, કરજદાર, ભિખારી અને સ્નેહ રહિત હોય તેવા પુરુષને કોઇ વખત દીકરી પરણાવવી નહીં

કુશિક્ષાઓથી, પિયરમા ઘણું રહેવાથી, ખરાબ સ્ત્રીઓની સોબતમાં ઘણો વખત ઊઠવા બેસવાથી, પતિના પરદેશમા ઘણ રહેવાથી, કોઇ વસ્તુની લાલચથી અને કામી માણસ અથવ અપરિચિત માણસોનો પરિચય વધારવાથી સ્ત્રીઓ દુશ્ચરિ બની જાય છે એટલા માટે તેના વારસદારોએ સમજવું જોઇએ કે-નાનપણથી જ તેના ઉપર પૂરો અ કુશ રાખી, તેને ઉપર

કારણોથી બચાવવી જેથી તે આગળ વધી દુશ્ચરિત્રવાન થઈ શકે નહિ એવી રીતે કુલટા સ્ત્રીઓની સોબતથી પણ તેને બચાવવા માટે પૂરેપૂરો પ્રયત્ન કરવો જોઈએ કારણ કે—

दासी वारवधूर्नटी च विधवा बाला च धात्री तथा,
कन्या प्रव्रजिता च भिक्षुवनिता सम्बन्धिनी शिल्पिनी ।
मालाकार नितम्बिनी प्रतिसखी दौत्ये स्मृता योषितः,
आलाप्य कविभिः सदैव मदनव्यापारलीलाविधौ ॥ १ ॥

દાસી, વેશ્યા, નટી, વિધવા, દીકરી, દાઇ, કન્યા, સન્યાસિની, ભિખારણ, સમ્બન્ધિની, કારીગરની સ્ત્રી, માળણ, પાડોશણ, સખી, ઘાયજણ, ધોબણ અને અહિરણ, વગેરે સ્ત્રીઓ ઘણું કરીને મહિલાઓને બગાડવાના ધધા કરે છે તેઓ પુરુષોના સદેશા સ્ત્રીઓ પાસે અને સ્ત્રીઓના સમાચાર પુરુષોને પહોચાડે છે તેમની મારફત સારામારા ઘરની સ્ત્રીઓ પણ ખરાબ થઈ જાય છે એટલે તેવાના પરિચયથી વહુ દીકરીઓને અવશ્ય બચાવતા રહેવું જોઈએ આવી ધૂર્ત સ્ત્રીઓને ન ઘરમા આવવા દેવી અને ન તેમનો પરિચય થવા દેવો એ પણ વહુ દીકરીઓને સારી બનાવવાનુ એક કારણ છે સસારમાં જેટલા સદ્ગુણો વિદ્યમાન છે તેમા સર્વથી મોટો અને મહત્વશાળી ગુણ શિયળ છે ભલે સ્ત્રી શિક્ષિત હોય અથવા અશિક્ષિત હોય, ભલે પુરુષ શિક્ષિત હોય યા અશિક્ષિત હોય, પરતુ શિયળગુણની સર્વને માટે જરૂર છે તેનુ પરિપાલન કર્યા વિના કોઈની શોભા થઈ શકતી નથી કહ્યુ પણ છે કે—

ऐश्वर्यस्य विभूषण सुजनता शौर्यस्य वाक् सयमो,
ज्ञानस्योपशम श्रुतस्य विनयो वित्तस्य पात्रे व्ययः ।
अक्रोधस्तपस क्षमा प्रभवितुर्धर्मस्य निर्व्याजता,
सर्वेषामपि सर्वकारणमिद शील पर भूषणम् ॥ १ ॥

ઐશ્વર્યનુ ભૂષણ સજ્જનતા છે વીરતાનુ ભૂષણ નિરાભિમાનતા છે જ્ઞાનનુ ભૂષણ શાન્તિ રાખવામા છે શાસ્ત્ર અવલોકન કરવાનુ ભૂષણ વિનયમા છે ધનનુ ભૂષણ સત્પાત્રે દાન આપવામા છે તપનુ ભૂષણ ક્રોધહીન થવામા છે પ્રભુતાનુ ભૂષણ ક્ષમા રાખવામા છે અને ધર્મનુ ભૂષણ કપટરહિત થવામા છે પરતુ સર્વ ગુણોનુ કારણ અને સર્વોત્તમ ભૂષણ શિયળવ્રતમા છે સર્વે ગુણો વિદ્યમાન હોવા છતા સુશીલતા નહીં હોય તો બીજા સર્વ ગુણો નકામા અને શોભા વિનાના છે એક હિન્દી કવિ એ જ કહે છે કે—

शीलवन्त सबसे बड़ा, सब रत्नोंकी खानि,
तीन लोक की सपदा, रही शील मे आनि ॥ १ ॥

ज्ञानी ध्यानी सयमी, दाता शूर अनेक,
जपिया तपिया बहुत हैं, शीलवंत जग एक ॥ २ ॥

સ્ત્રીઓની અપેક્ષાએ પુરુષોને વધારે સસ્કારી અને સુશીલ બનવુ જોઇએ જે પુરુષો સ્વય સચ્ચરિત્ર, સુસસ્કારી અને શિક્ષિત હોય છે તેની સ્ત્રીઓ તથા વહુ દીકરીઓ પ્રાય દુશ્ચરિત્ર હોતી નથી અને પોતાના સદાચારને પણ લજ્જિત કરતી નથી જે માણસ સ્વય પરસ્ત્રીરત હોય છે, વ્યસની અને અસસ્કારી હોય છે તેની સ્ત્રીઓ બગડયા વિના રહેતી નથી, એટલા માટે સ્વય સુસસ્કારી અને સચ્ચરિત્ર બની બાલક બાલિકાઓને સુસસ્કારી બનાવવા માટે પાશ્ચાત્ય શિક્ષાના મલિન અને દૂષિત રગને નહીં અનુસરતા એવી શિક્ષા આપવી જોઇએ કે જેનાથી તે સદાચારી બની પોતાના જીવનનો સદુપયોગ કરી ધાર્મિક અને સામાજિક ઉન્નતિમા પૂરી સહાય આપી શકે

# ૬ ધન અને ખુશામત



આ વાત સાચી છે કે ભાગ્ય વિના ધન મળતુ નથી જેઓએ પાછલા ભવમા શ્રદ્ધાપૂર્વક તપ, જપ, દયા, દાન, પરોપકાર વિગેરે સારા કામો કર્યા છે તેઓને યથાભાગ્ય ધનપ્રાપ્તિ થાય છે પોતાના પાછલા ભવમા જેઓએ તપ જપ કર્યો નથી, જીવો ઉપર દયા કરી નથી અને પરોપકાર પણ કર્યા નથી તે ગમે તેટલો પરિશ્રમ કરે અને ગમે ત્યા જાય પણ તેને ધનલાભ થઇ શકતો નથી કહ્યું પણ છે કે—

देसतर ममडऊ पविसउ विवरम्मि लघउ समुद्द ।
आरोहऊ नह तहवि उ, न पावए किंपि निप्पुन्नो ॥१॥

ભાગ્યહીન માણસ ભલે દેશાન્તરમા ફરતો રહે, ઊંડી જાય કર ખીણોમા પેસી જાય, સમુદ્રને ભલે ઉલઘી જાય અને ભલે તે આકાશમા ચાલ્યો જાય, તો પણ ભાગ્ય વિના તેને ક્યાયથી કોડી પણ મળી શકશે નહિ તેની ચારે બાજુ દરિદ્રતા ફરી વળે છે

ભાગ્યયોગથી જેને ધન મળી જાય છે તેનામા કઇ પણ ગુણ ન હોય તો પણ લોકો તેને સર્વશ્રેષ્ઠ માને છે જેવી રીતે મરેલા મડદા ઉપર માસાહારી પશુ-પક્ષીઓ ચારે તરફથી ઘેરી વળે છે તેવી રીતે ધનિકો સર્વથી ઘેરાઇ જાય છે નિર્ધન ભલે ગુણવાન, વિદ્વાન, શિયળવાન અને સદાચારી કેમ ન હોય પણ તેનો સાથ છોડી દે છે ભલે તે મરે અગર જીવે, પણ તેની સભાળ કોઇ લેતું નથી ઠીક જ છે કે—

स्वारथ के सब ही सगे, बिन स्वारथ कोई नहिं ।
मरम वृक्ष पछी बसे, निरस भये उड़ि जाहिं ॥ १ ॥

દુનિયામા બાપ, દીકરો, ભાઈ, માતા, સ્ત્રી, મિત્ર અને સગા સબધી સર્વ જણ સ્વાર્થના સગા છે, દુખના વખતમા તે સગા નથી જેવી રીતે સમુદ્રમા વરસાદ થવો, ભૂખરહિતને ભોજન કરાવવુ, ધનવાનને ધનદાન કરવુ અને દિવસે દીવા પ્રગટાવવા તે બધા નકામા છે, એવી રીતે નિર્ધનનું જીવન નકામુ છે ધનવાન ભલે ગુણહીન હોય તો પણ લોકો તેને અપનાવે છે કહ્યુ પણ છે કે—

निगुणमपि गुणड्ढ रूवहीणपि रम्म,
जडमवि अइमत मदसत्त पि सूर ।
अकुलमवि कुलीण त पससति लोओ,
नवकमलदलच्छी ज पलोएइ लच्छी ॥ १ ॥

નવા કમળપત્રની માફક નેત્રોવાળી લક્ષ્મીની જેના ઉપર કૃપા થઇ જાય છે તે ગુણ વગરનો હોય તો પણ મહાગુણવાન, રૂપ વગરનો હોય તો પણ મહારૂપાળો, મૂર્ખ હોય તો પણ મહાબુદ્ધિશાળી, નિર્બળ હોય તો પણ શૂરવીર, તથા નીચ કુળમા જન્મેલો હોય તો પણ કુળવાન્ કહેવાય છે અને તે લોકોમા પ્રશસનીય ગણાય છે

જે લોકો સ્વાર્થાન્ધ હોય છે તે પોતાની આશા પૂરી કરવા માટે ધનવાનોની વાહવાહ કહેતા ખુશામત કરે છે, અને તેને આસમાન ઉપર ચડાવી તેની હા મા હા મેળવ્યા કરે છે ખુશામતીયા લોકોમા સત્ય, અસત્ય, અર્થ, અનર્થ, ભલાઇ અને બુરાઈનું જરા પણ જ્ઞાન હોતું નથી. તે ખુશામતની પાછળ પોતાની યોગ્યતા

 

અને કર્તવ્યપણાને ખરાબ કરી નાખે છે આવી જાતના માણસો નથી તો અહિના રહી શકતા, નથી તો ત્યાના રહી શકતા 'ख़ुदा ही मिला न विसाले सनम' વાળી કહેવતને સોળે સોળ આના ચરિતાર્થ કરે છે અને આશાની સાથે પોતાના જીવનને ખોઇ બેસે છે જેવી રીતે કૂતરો રોટીનો ટુકડો મેળવી કૃતકૃત્યતા અનુભવે છે બસ આવી જ દશા ખુશામતીયા લોકોની સમજવી જોઈએ ખુશામતીઆ લોકોથી ગભરાઇને રાધેશ્યામે લખ્યુ છે કે—

दश को किया खराब खुशामदी लोगोंने ॥ टेर ॥

महाराज मन्त्रियों से बोले बैंगन बडा बुरा है।
मन्त्री बोले तभी तो इसका वेगुन नाम धरा है॥
दिया क्या खूब जवाब, खुशामदी लोगोंने ॥ द० ॥ १ ॥

महाराज कुछ दर म बोले, बैंगना अति अच्छा है।
कहा तभी तो इसक सर पर, हरा मुकुट रक्खा है॥
पलट दी बात शिताब, खुशामदी लोगोंने ॥ द० ॥ २ ॥

स्वामी दिन को रात कह, तो यह तार चमका दे।
स्वामी कह रात को दिन, तो यह सूरज उगवा द॥
किया जाग्रत को ख्वाब, खुशामदी लोगोंन ॥ द० ॥३॥

स्वामी पूछे हिंसा जायज, कहिदें जीव अमर है।
स्वामी कह मद्य कैसा है?, कहें सुरा सुखकर है॥
पढ़ी है खास किताब, खुशामदी लोगोंने ॥ द० ॥ ४ ॥

इसीलिये सतसगी सज्जन, विचर स्वतंत्र रहे हैं ।
भला समझ कर सत्यवचन, ये राधेश्याम कहे हैं ॥
उठा ही दिया हिजाब, खुशामदी लोगोंने ॥ दे० ॥ ५ ॥

એ નિર્વિવાદ કહેવુ પડે છે કે ધન અને ધનવાનોને આટલુ બધુ મહત્વ સ્વાર્થી અને ખુશામતીયા લોકોએ જ આપ્યુ છે શાસ્ત્રકારો તો કહે છે કે-ધન અનેક અનર્થોનુ મૂળ કારણ છે ધનની પાછળ રાજા, ચોર, ડાકુ, જળ, અગ્નિ અને સગા-વહાલાઓની આંખો લાગેલી હોય છે ખબર નથી હોતી કે તે ક્યારે કેવો અનર્થ કરી બેસશે સભવ છે કે-કોઇ વખત પ્રાણ પણ ચાલ્યો જાય જે ધન મેળવીને તેને ખાતો નથી, ભોગવતો નથી અને કોઇ વખત પણ દાન, પુણ્ય અને પરોપકારના કામોમા ખર્ચ કરતો નથી તે ભાગ્યશાળી અથવા ધનવાન નથી પણ અભાગીઓ છે બીજાને ખાવા પણ આપે નહિ અને જાતે પણ ખર્ચ કરે નહિ, તે મરીને પણ તે ધનની રક્ષા કરનારો સર્પ થાય છે જેણે લક્ષ્મી મેળવીને દયા, દાન, ધર્મ, વિદ્યા વિગેરે સુકૃત કાર્યોમા વાપરી નામના નથી મેળવી તે માતાના મળ-મૂત્રની જેમ નકામો છે પરોપકારની ભાવનાથી રહિત માણસમા અને ભીંત ઉપર ચીતરેલા ચિત્રમા કઇ પણ તફાવત નથી તેનાથી સારો ઊંટ છે કે જે કાંટા ખાઇને પણ લોકોના ભારને ખેંચે છે એટલા માટે પુણ્યના પ્રભાવે જે કઇ ધન મળી ગયુ છે તેનાથી કઇક પણ સુકૃત કાર્ય કરી લેવુ જોઇએ. પર લોકની મુસાફરી વખતે તે જ પુણ્ય સાથે આવશે, બાકીનુ બધુ અહિ જ પડયુ રહેશે કહ્યુ પણ છે કે—

खायो जाय सो खायरे, दियो जाय सो देह ।
इन दोनों से जो बचे, सो तुम जानो खेह ॥



सो तुम जानो स्नेह, सिके पुनि काम न आवे।
सर्व शोक को बीज पुनः पुनि तोय रुलावे ॥

कह गिरधर कविराय, चरण तै धन के गायो।
दान भोग विन नाश, होत जो दियो नहिं खायो ॥ १ ॥

હલકી કોટીના મનુષ્યને થોડુ પણ ધન મળી જાય ત્યારે તે અભિમાનના ગર્વમા ચડી જાય છે અને તે ગર્વમા ગરીબોને સતાવી, તેનું અપમાન કરી સમાજમા તેને દરેક રીતે નીચુ જોવડાવવામા શરમાતા નથી, અને તે પોતાના હઠાગ્રહ અને દુરાગ્રહને પણ પોતાનુ કર્તવ્ય સમજી બેસે છે સંસારમા અભિમાન કરવા જેવી કોઇ વસ્તુ નથી કારણ કે દુનિયામા શેર ઉપર સવાશેર વિદ્યમાન છે જેવી રીતે ઉંદર અનાજને અહીંતહીં વિખેરી નાખે છે પણ એકઠું કરી શકતો નથી વાયુ પોતાની પ્રચંડ શક્તિથી ઝાડોને ઉખેડી શકે છે પણ રોપી શકતો નથી એવી જ રીતે ધનના ગર્વમા મસ્ત થયેલાં હલકા લોકો ગરીબોને ખરાબ કરે છે, હેરાન કરે છે અને દરેક રીતે તેનો તિરસ્કાર કરી શકે છે, પણ તેને અપનાવી શકતા નથી તેમજ ઉગારી પણ શકતા નથી કોઇ વખત કોઇનું થોડુંક પણ ભલું કરી આપે તો ફુલાઇ જાય છે અને દુનિયામા ઢોલ પીટાવે છે કોઇ કવિએ કહ્યુ પણ છે કે—

भरा सो झलक नहीं, झलक सो अद्धा।
घोड़ा सो भूक नहीं, भूके सो है गद्धा ॥ १ ॥

ઉત્તમ માણુસ મોટાઇ મેળવીને કદી પણ અભિમાન કરતો નથી મહાન્‌થી મહાન્ કાર્ય સંપાદન કરીને પણ ફૂલાતો નથી ઉત્તમ માણુસ આ સારી રીતે સમજે છે કે–સંસારમા કોઇનું માન

રહ્યુ નથી અને રહેવાનુ પણ નથી રાવણ જેવો પ્રચંડ બળવાન બધું અહીં છોડીને જ ચાલ્યો ગયો પણ તે પોતાની મનોભિલાષાને સફળ કરી શક્યો નહિ એટલા માટે આપણે કર્તવ્યપણાથી ચલિત નહિ થતા, આપણી માનવતાની રક્ષા કરવી એ શ્રેષ્ઠ માર્ગ છે આ શ્રેષ્ઠ માર્ગનુ અવલંબન લઈ ઉત્તમ મનુષ્ય કોઈનુ બૂરૂ ચાહતા નથી અને કોઈનો બદલો પણ લેતા નથી પોતાનુ ધન અને બળ ગરીબોનુ ભલુ કરવામા ખર્ચે છે વસ્તુતઃ આવા માણસોનુ જીવન પ્રશંસાને પાત્ર છે કે જે યથાસમય પ્રાપ્ત થયેલા ધનથી સારા ધાર્મિક કામો કરીને યશ અને ધર્મ પુણ્ય કમાઇ લે છે જેઓ યોગ્ય ધન પ્રાપ્ત કરીને ખાલી અભિમાનમા ચકચૂર રહે છે પણ યશ અને ધર્મ કમાતા નથી તેના જેવા મૂર્ખાઓ અને પશુ સમાન બીજા કોણ હોઇ શકે ? કહ્યુ પણ છે કે—

आर्यदेश कुल रूप बलायुर्बुद्धिबन्धुरमवाप्य नरत्वम् ।
धर्मकार्यं न करोति जडो यः, पोतमुज्झति पयोधिगतः ॥

આર્ય દેશ, ઉત્તમ કુલ, અતિ સુંદર રૂપ, અગમ્ય શક્તિ લાબુ આયુષ્ય અને અતિસુંદર મનુષ્યાવતાર–આટલી સામગ્રી પ્રાપ્ત કરીને પણ જો મૂર્ખ નિર્દોષ ધર્મનુ આચરણ ન કરે તે તે સમુદ્રમા મળનારા જહાજનો પરિત્યાગ કરે છે

ખાવુ પીવુ, એશઆરામ કરવો, બાગબગીચા બનાવવા હવેલીઓ શણગારવી, ગાડી, ઘોડા, મોટરોનો સંગ્રહ કરવો લડાઇ–ટંટા ઊભા કરી તેમા વિજય મેળવવો, ગરીબોનુ લોહી ચૂસવુ, વ્યસનોમા મસ્ત રહેવુ, પરસ્ત્રી તરફ તાકવુ અને ખુશામતીયાઓના પેટ ભરવા, આવા કામોમા વાપરેલુ ધન સાર્થક થઇ શકે નહિ ધનની સાર્થકતા તે

પરોપકાર, વિદ્યાદાન અને ધર્મધ્યાનમા ખર્ચ કરવાથી થાય છે ચાલુ જમાનામા નવકારશીઓ, સ્વામિવાત્સલ્ય, જમણ અને જિનાલય બનાવવા વિગેરે કાર્યોની વધારે આવશ્યકતા નથી અત્યારે તો સમાજમા સૌથી વધારે શિક્ષાદાનની જરૂર છે તેના વિના માનવતા મળી શકતી નથી અને કોઇ પણ જાતની ઉન્નતિ થઇ શકતી નથી અશિક્ષિત સમાજ કોઇ દિવસ ઊંચે આવવાની શકિત રાખી શકતો નથી એટલા માટે મળેલા ધનનો વ્યય શિક્ષાલયો માટે થવો જોઈએ આ જ તેનો વાસ્તવિક સદ્ઉપયોગ છે અને તેથી મેળવેલુ ધન સાર્થક પણ થઈ શકે છે



## ૭. ચાર પ્રકારના મનુષ્યો ઉપદેશ દેવા યોગ્ય નથી



रक्त द्विष्ट अरु जड़पुरुष, व्युदग्राहित जो होय ।
शिक्षादान न दीजिये, गण न नीपजे कोय ॥ १ ॥

अंधे को क्या आरसी बहिरे को क्या बात ? ।
ज्ञान दान दे अज्ञ को, उलटा हो सन्ताप ॥ २ ॥

અનુચિત અને અસગત દરેક પદાર્થમા અધિક આસક્ત ભૂલથી કોઈની મારફત પોતાના પ્રત્યે કરેલ અપમાનનો બદલો લેવાવાળા, દુષ્ટ પરિણામી, જડબુદ્ધિ, મહામૂર્ખ અને બીજાઓના ઇસારા પર નાચવાવાળા, ભ્રમિતચિત્ત એ ચાર પ્રકારના મનુષ્યોને ઉપદેશ આપવો તે ઉજ્જડ ભૂમિમા બીજ વાવવા સમાન છે જેવી રીતે આધળાની સામે દર્પણ રાખવાથી અને બહેરાની સાથે વાતચિત કરવાથી કઇ પણ લાભ થતો નથી તેવી રીતે ઉપરોક્ત ચાર પ્રકારના મનુષ્યોને થોડાઘણો પણ ઉપદેશ આપવો લાભદાયક નથી ઊલટો સતાપનુ કારણ છે આ માણસો સ્વભાવના ગુલામ અને હતબુદ્ધિના હોય છે અસહ્ય અપમાન અને કઠણ વિપત્તિમા ઘેરાઇ જવા છતા પણ તેઓ પોતાના જન્મ-સિદ્ધ દુષ્ટ સ્વભાવને છોડતા નથી

१ रक्त—રાગી પુરુષ જે મનુષ્ય અનુચિત અને તજવા યોગ્ય કાર્યોમા આવશ્યકતાથી ઘણો વધારે પોતાને આસક્ત બનાવ

દે છે તે પોતાના દુષ્પ્રાપ્ય જીવનને અધોગતિના ગ ભીર ખાડામા એવી રીતે નાખે છે કે જેમાથી પાછુ નીકળવુ આકાશકુસુમની માફક અસ ભવિત થઇ જાય છે તેની બુદ્ધિ એટલી હતપ્રભ અને નિસ્તેજ થઇ જાય છે કે ગુણુ અને અવગુણુને ઓળખવાની પણુ તેનામા જરાયે શક્તિ રહેતી નથી આધળાની માફક એક અસ્થિર, નશ્વર અને દુઃખપ્રદાયક વસ્તુ સ્વરૂપને સારી રીતે નહીં સમજતા તે તેમા એટલો મશગુલ થઇ જાય છે કે તેને દુઃખ આપનારી વિપરીત અવસ્થા પણુ સુખ આપનારી જણાવા લાગે છે અને તે ખરાબ માર્ગને રોકયા વિના પ્રતિપળે આગળ વધે જાય છે તને પોતાનુ અપવિત્ર ધ્યેય એટલુ પ્રિય લાગે છે કે જેટલુ પ્રિય અશુચિમય ગ દી ચીજોમા એક કીડાને લાગ્યા કરે છે આસક્તિમા કોઇક વખત તેને વિપત્તિઓને, સામનો કરવો પડે છે પણુ તેન તે ઘણી પ્રસન્નતાથી સહન કરી લે છે અને પોતાના દોષોને દેખતો જ નથી એટલા માટે મહર્ષિઓએ કહ્યુ છે કે—' रागी दोष न पश्यति " વસ્તુત રાગાન્ધ માણસ એટલો અ ધ હોય છે કે સમય ઉપર આધળો તો ઉચિત માર્ગે આવી શકે છે, પણુ રાગાન્ધ માણસને તો કેટલોએ સમજાવ્યા છતા પોતાના ધ્યેયને કયારે પણુ છોડનો નથી કહ્યુ છે કે—

गर्दभ स्वगति मे अश्वता भी प्राप्त कर लेता कभी ।
यों काक भी तो कोकिला के रूप को धरता कभी ॥
औ बकुल हंस समान सुन्दर रूप तन में धारता ।
रागी नहीं सज्जन मनुज के वचन मनमें धारता ॥

સમય આવવાથી પશુ પણુ ગતિરૂપ એવા સૌન્દર્યમા પોતાની સસ્કારજન્ય માનસિક પ્રવૃત્તિઓને પરિવર્તનમા ફેરવી શકે છે,

પરતુ રાગી માણસોની સામે સૈદ્ધાન્તિક અને સત્ય સદુપદેશોની પ્રવચન વર્ષા કરીએ તો પણ કયારેય તે પોતાના અનુચિત ધ્યેયથી નિચલિત ન થતા રાગજન્ય ઉન્માદમા મસ્ત થાય છે અને પોતાના અલભ્ય માનવ જીવનનો દુરુપયોગ કરવામા કઈ પણ કમર રાખતા નથી સજ્જનનુ સૌજન્ય અને પડિતોનુ પ્રખર પાડિત્ય પણ એક ઉન્મત્ત પ્રલાપીની માફક રાગાન્ધો આગળ તિરસ્કૃત અને અપમાનિત થઇ જાય છે તથા તેનો પ્રભાવ તે મદોન્મત્ત રાગાન્ધો ઉપર અણુમાત્ર પણ પડતો નથી એક રાગાન્ધ સુભટની પણ આવી સ્થિતિ થઇ હતી

સુભટની પહેલી પરણેલી સ્રીનુ નામ 'સુરગી' અને બીજીનુ નામ 'કુરંગી' હતુ બન્નેમા પોતપોતાના નામ પ્રમાણે કામ અને ગુણ હતા તે બન્ને સ્રીઓ "**યથા નામ તથા ગુણ**" આ કહેવતને હજારો વખત સાચી કરવામા પૂરેપૂરી સફળતા પ્રાપ્ત કરતી સુરગી પ્રગતિના પથ ઉપર અગ્રેસર હતી સુરગી જેટલી પતિભકતા, સુશિક્ષિતા, સદાચારિણી અને મધુરભાષિણી હતી, તેટલી જ કુરગી પરપુરુષમા રત, કુશિક્ષિતા, દુરાચારિણી અને કટુભાષિણી હતી આટલુ હોવા છતા પણ રાગાન્ધ સુભટ સુગીથી ઘણો દૂર રહીને કુરગીના પ્રેમમા ઘણો આસકત હતો અને તે પોતાના જીવનનુ સર્વસ્વ તેને જ માનતો હતો તેની ઉપર એટલો બધો પ્રેમમગ્ન રહેતો હતો કે-કુરગીની દુર્વિષયક સમસ્ત પોપનીલાઓ તેના માટે સ્વર્ગીય આનદ ઉત્પન્ન કરવા વાળી આમોદપ્રમોદની વસ્તુ બની ગઇ હતી તે પોતાના જીવનનો ઘણો સમય કુરગીના કુટિલ પાશમા વ્યતીત કરતો હતો

સુરગી પોતાના પતિદેવ સુભટની બહુસેવા કરતી, પૂરેપૂરી રીતે આજ્ઞાનુ પરિપાલન કરતી અને હમેશા પતિદેવના શુભ ચિતનમા ધ્યાનમગ્ન રહેતી હતી, તો પણ સુભટ પોતાની રાગા

ન્ધતાને વશ બની વચને વચનમા પણ તેનો તિરસ્કાર કરતો 
અને તેને કુટિલ તેમજ તુચ્છ સમજી તેનાથી હમેશા
રહેતો હતો અહીં કુરંગી બહુ કપટ કરતી આજ્ઞા પરિ
કરવાનુ તો દૂર રહ્યુ ઊલટુ પતિ ઉપર શાસન ચલાવતી
સદા તિરસ્કૃત વ્યક્તિની માફક સુભટની દરેક વાતને
ગણતી હતી, છતા આ બધુય સુભટ ઘણા પ્રેમથી
કરી લેતો અને તેના થયેલ અપમાન તરફ જરા પા
પ્રગટ કરતો નહીં પરંતુ તેને તો તે એક પ્રેમોપહાર ર
જે તરફ કુરંગી ઇસારો કરતી તે તરફ ઘોડો લગામ ખે
જેમ વળી જાય છે, તેમ વળી જતો આ કુટિલા
અદ્ભુત સ્ત્રીચરિત્રા હતી સ્ત્રીચરિત્રની સામે સારા
શૂરવીરો, પંડિતો અને ગભીર વ્યક્તિઓ પણ હત
નિર્બળ, અજ્ઞ અને અધીરા બની જાય છે, તો પછી
સુભટનુ તો શુ કહેવુ ? કારણ કે તે તેનામા
આસક્ત હતો ઠીક છે કે—

जे शूरा जे पंडित, ने होय बहु गंभीर ।
नाही सबे नचाविया, जे होय बावन वीर ।

નારીચરિત્રે સંસારમા પ્રબળ પંડિતોને, શૂ
વિચલિત કર્યા નથી, પરંતુ દેવો, ત્યાગીઓ સુધીના
ચરિત્ર આગળ પાગલ જેવા થઈ ગયા છે એથી જ
કહેવુ પડ્યુ છે કે—" स्त्रियश्चरित्रं पुरुषस्य भाग्
ज्ञानाति कुतो मनुष्यः ?" એવી અવસ્થામા વિચારે
કરી શકે ? એક વખત સુભટ કોઇ કામ માટે બીજે
હતો અને તેના ગયાને લગભગ એક અઠવાડીયુ થઈ
તે અરસામા કુરંગીને પોતાના મિત્રોને આવવા
વખત મળ્યો અને તેઓની સાથે

હતી કે સુભટ હમણા આવશે નહીં અને તે કદાચ વચમા આવી જાય તો થોડા વખત માટે તેને અહીંથી દૂર કરી દેવો ત માર મન છોકરીઓનો ખેલ છે આ વિચાર કરી કુરગી આનદથી પોતાના ખરાબ કામોમા વ્યાસ રહેતી હતી અહીં સુભટ કુરગી વિના પૂરો બેચેન હતો તણે પોતાનુ કામ પૂરુ કર્યા વિના એકાએક દેશ જવાનો નિશ્ચય કર્યો અને તે તે જ દિવસે સધ્યાટાઇમે પોતાના ઘેર આવ્યો સુરગી પતિદેવને આવેલા દેખી ઘણી પ્રસન્ન થઇ અને યથાયોગ્ય સત્કાર માટે આગળ પડી, પરતુ સુભટ કુરગીના શયનાગાર તરફ ચાલ્યો ગયો સુરગી બિચારી નિરાશાના ઊંડા સાગરમા ડૂબી પોતાના હતભાગ્ય ઉપર વિચાર કરતી રોવા લાગી

સુભટે જઇ દરવાજો ખખડાવ્યો આ વખતે અદર તે નગરના પ્રસિદ્ધ શેઠનો દીકરો કુમતિ અને કુરગી બને વિલાસમા ગરકાવ બનેલા, સાગરમા પ્રેમોન્મત્ત થઇ ગોથા લગાવી રહ્યા હતા સુભટ તો દરવાજો ખખડાવતો જ રહ્યો થોડી વાર બાદ કુરગીએ દરવાજાનો અવાજ સાભળ્યો અને છિદ્રમાથી તે દેખવા લાગી કુમતિ તો ગભરાવા લાગ્યો અને બોલ્યો શુ સુભટ આવી ગયો છે ? મને ક્યાક સતાડો કુરગીએ મસ્તીમા આવી જઈ મદહાસ્ય કરી કહ્યુ બસ, આટલામા જ ડરી ગયા દેખો હુ હમણા જ મારા નારીચરિત્રના અમોઘ શસ્ત્રથી સુભટનો પરાજય કરી પાગલ જેવો બનાવુ છુ તમે અદર ચાલ્યા જાઓ કુમતિને આવા પ્રકારે શાન્ત્વના આપી તેણીએ દરવાજો ખોલ્યો અને વાગ્બાણ છોડવા લાગી સાત દિવસ થઇ ગયા હવે મોઢુ દેખાડો છો ? ભલે હુ મરુ અથવા જીવુ તેની તમારે થોડીક જ જરૂર છે તમારી પ્રાણપ્રિયા સુરગીને ત્યા જાઓ, તે તમારી પ્રતીક્ષા કરતી હશે ! મારે તો આ સસારમા હવે કોઇનો સહારો નથી હે પ્રભુ આથી તો મોત આવી જાય તો સારુ ! આટલુ કહેતા

ખૂબ મોટા અવાજે તે રોવા લાગી અને બોલી જાઓને સુરગી આરતીનો થાળ ભરીને તૈયાર ઊભી હશે? સુભટ મનમા તો વિચારવા લાગ્યો કે કુરગી ઘણી સુશીલા, ગુણવતી અને પ્રિય ભાષિણી છે પણ આ વખતે કઇક ક્રોધમા જણાય છે તેટલા માટે વધારે ખીજવવી તે મારુ નથી ફરીને સવારમા આવી તેને મનાવવાનો પ્રયત્ન કરીશ તે જ વધુ ઇષ્ટ છે વસ્તુત મનુષ્યો તીવ્ર રાગના કારણે નેત્રાન્ધ અને કાને બહેરા થઇ જાય છ તેને નથી તો ભલુ દેખાતુ, નથી તો બૂરૂ દેખાતુ અને નથી તો ઉચિત અનુચિત શબ્દો સભળાતા જેવી રીતે ગદકીનો કીડા ગદકીમા જ મસ્ત રહે છે તેવી જ રીતે વિલાસી-કુટિલ રાગના પાશમા ફસાઇ રહેવાનુ પોતાના જીવનનુ ધ્યેય સમજે છે તેઓને આ વિચાર નથી કે—

व्यास कनक औ कामिनी ये हैं करुई बेलि ।
बैरी मारे दाँव दे, ये मारें हँसी खेलि ॥ १ ॥

સુભટ કઇ પણ ન બોલતા પાછે પગે ત્યાથી સુરગીને ત્યા ચાલ્યો ગયો અહિ યા કુરગી પ્રસન્ન ચિત્તવાળી બની પોતાના પ્રિય પાત્ર કુમતિ પાસે ગઇ અને તેને ત્યાથી રવાના કરી દીધો પછી પોતે એકલી શયનાગારમા જઈ સૂઇ ગઇ

સુભટને પોતાના ઘરમા આવેલો જોઇને સુરગીએ સારુ સ્વાગત કર્યું, હાથપગ ધોઇને પશ્ચાત્ વિવિધ રીતના પકવાનો અને કેટલીક જાતના શાક બનાવી ભોજનનો થાળ લઇ ઘણા પ્રેમપૂર્વક પોતાના પતિદેવની સામે પીરસ્યો અને પોતે પખો ઢાળતી, આદર અને વિવેકથી સારી રીતે ઊભી રહી ભોજન કરાવવા લાગી સુભટ ભોજન કરતા કરતા કહેવા લાગ્યો કે– તમારુ બનાવેલ ભોજન મને સારુ લાગતુ નથી, કુરગી બહુ

સુંદર અને સ્વાદિષ્ટ ભોજન બનાવે છે તેના જેવું ભોજન કોઈ પણ સ્ત્રી બનાવી શકતી નથી તેટલા માટે તમે તેને ત્યાં જઈને કંઈક લઈ આવો તો હું ભોજન કરી શકીશ, નહિતર મારે ભૂખ્યું રહેવું પડશે પતિભક્તા સુરંગી કુરંગીને ત્યાં ગઈ અને કહેવા લાગી કે-બેન ! સ્વામીને મારું બનાવેલ ભોજન ગમતું નથી, એટલા માટે તમારું બનાવેલ કંઈ પણ ખાવાનું તૈયાર હોય તો આપો, જેથી સ્વામીનાથ સંતોષપૂર્વક ભોજન કરી શકે કુરંગીએ ક્રોધમાં ને ક્રોધમાં પાસે બાંધેલા વાછરડાનું તાજું છાણ લઈ, તેમાં મસાલો મેળવી વઘારીને એક પ્યાલામાં ભરીને સુરંગીને આપ્યું સુરંગી આ બધું દેખીને સ્તબ્ધ થઈ ગઈ, અને બોલી કે-આ તમે શું કર્યું ? આથી શું સ્વામીને સંતોષ થશે ? અને શું આ છાણનું શાક તેમને ખાવા યોગ્ય છે ? કુરંગી ક્રોધ કરીને બોલી કે-તને શું ખબર કે શાક કેવી રીતે બને ? હું તો હંમેશા પતિને આવી રીતે શાક બનાવીને ખવરાવું છું અને તે ઘણા પ્રેમથી ખાય છે હવે અહીંથી ચાલી જા તારી ચતુરાઈ બતાવ નહીં

સુરંગી શાક લઈને પતિદેવની પાસે આવી અને બોલી કે-નાથ ! કુરંગીએ તો એવી ચીજ બનાવીને આપી છે કે જેને આપ તો શું, પશુ પણ ખાઈ શકે નહીં તેણીએ વાછરડાનું છાણ વઘારીને આપ્યું છે, તેથી મારી ઇચ્છા નથી કે આપ તેનું અણુમાત્ર પણ ભક્ષણ કરો સુભટે સુરંગીના હાથમાંથી પ્યાલો લઈ લીધો અને તે શાક ખાવા લાગ્યો. સુરંગીએ પ્રાર્થના કરી કે-આ છાણનું શાક છે મનુષ્યને ખાવા લાયક નથી બીજું શાક હમણાં જ બનાવી આપું છું માટે આને આપ ખાશો નહીં સુભટ આ વાત સાંભળી બબડવા લાગ્યો કે-કુરંગી મને હૃદયથી અધિક ચાહે છે જોયું, શાક આનું નામ છે ! આવું સ્વાદિષ્ટ અને મારું શાક કુરંગી વિના બીજી કઈ સ્ત્રી બનાવી શકે છે ?

સારાશ એ છે કે–આવા વિવેક વગરના, બુદ્ધિહીન અને સ્ત્રીરત પુરુષને ગમે તેટલા સમજાવવામા આવે તો પણ તે પોતાના ધ્યેયના છોડતા નથી અત આવી પ્રકારના રાગાન્ધ મનુષ્યોને ઉપદેશ આપો તો પણ તે પોતાના મલિન, અનુરક્ત અને કલુષિત હૃદયના ધ્યેયને કદી પણ છોડતા નથી, માટે આવા લોકોને ઉપદેશ આપવો તે ભેસની સામે મધુર આલાપ કરવા જેવુ છે આ લોકો ઔપદેશિક અને સૈદ્ધાંતિક વચનોના આધાર પર વસ્તુસ્થિતિની સત્યતા સુધી પહોચી શકતા નથી એ તો ફક્ત 'લકીરના ફકીર' બનીને અવગુણથી પોતાના ઘૃણિત અને કલ્પિત સપ્રદાયને મજબૂત અને વ્યવસ્થિત બનાવવા ચાહે છે આવા લોકોને ઉપદેશ આપવો કયારે પણ સાર્થક થતો નથી એ તો પોતાની બુદ્ધિને તજ તરફ લઇ જાય છે કે જેનાથી તમનો દુરાગ્રહ સફળ થાય છે ત સપ્રદાયોના મદમા ઉન્મત્ત બની આગમોની યુક્તિપ્રયુક્તિઓને ઠોકરે મારી જિનેશ્વરોના મુખકમળમાથી નીકળેલ વચનોની પણ મશ્કરી કરતા શરમાતા નથી ઉદાહરણ રૂપે–લુમ્પકપથી, ભીખમપથી, દેવોપાસક આદિ અધમ પથો મૂર્તિપૂજા, દયાદાન અને આત્મ સ્વાતન્ત્ર્ય, વગેરે શાસ્ત્રીય વિષયોનો નાશ કરવાની અધમતા દેખાડવામા જરા પણ શરમાતા નથી, જ્યારે મૂર્તિપૂજા, દયા, દાન આ ધર્મના ખાસ અગ છે અને તેની મારફત ગૃહસ્થો પોતાના દ્રવ્યનો અને પોતાના માનવજીવનનો સદ્ઉપયોગ કરી શકે છે, તો આવી અવસ્થામા તેનો બહિષ્કાર કરવો એ સાપ્રદાયિક મોહ અને ઉશ્છૃખલતા નથી તો બીજુ શુ છે? મનુષ્ય માત્રને પોતાના પગના બળવડે ઊભુ રહેવુ જોઇએ સ્વાવલમ્બી થયા વિના ઉન્નતિ થઇ શકતી જ નથી અને આત્મકલ્યાણ પણ થઇ શકે નહિ બીજાઓની મદદથી ચાલીને કાર્ય સફળતાની આશા રાખવી તે કાયરતા છે તે આખર હતાશ થાય છે આ સિદ્ધાન્તને

ઠોકરે મારી દેવોપાસક પથ ગુલામીની સીડી ઉપર ચડાવીને આત્મસ્વાતંત્ર્યનો નાશ કરે છે આમ ગુલામીના પિંજરામા પેસેલા દૃષ્ટિરાગી લોકો ઉપદેશ આપવા લાયક નથી આવી રીતે કામ-ક્રોધાદિજન્ય દુર્વિષયાનુરાગી અને અધમ પંથના અનુરાગીઓને ઉપદેશ આપવો તે ઉખર ભૂમિમા બીજ વાવવાની સમાન નિરર્થક છે

૨ દ્વિષ્ટ-દુષ્પરિણામી પુરુષ,-જેના હૃદયમા પોતાના શત્રુ અને અપરાધીના પ્રત્યે દુષ્પરિણામ પેદા થાય છે, અને જે જીવન પર્યંત પોતાના હૃદયમા બદલો લેવાની ભાવના સેવી રહ્યા છે ક્ષમા યાચનાથી પણ પોતાની દુષ્ટતાને છોડતા નથી તેવાઓને ઉપદેશ આપવો નકામો છે તેઓનુ હૃદય અત્યંત કુટિલ અને મલિન હોય છે, જેથી ફળદાયી શિક્ષા અને સદુપદેશ તેને કામ આવતા નથી પ્રત્યુત શિક્ષા અને શિક્ષક, તથા ઉપદેશ અને ઉપદેશક બન્નેને વિડંબનાનો ભાર વહન કરવો પડે છે સૈદ્ધાન્તિક વચનોના આધારે પણ અતિક્રોધી, અતિમાની, અતિકપટી અને અતિલોભી આ ચારે દુષ્પરિણામી કહેવાય છે આ લોકો પોતાના સ્વાર્થને સિદ્ધ કરવા ઉચિત હોય અથવા અનુચિત હોય, પણ તે પોતાના અપવિત્ર અને ખરાબ ધ્યેયને સફળ કરવા માટે અકૃત્ય અને અવિહિત દુષ્કર્મ કરવામા જરાપણ વિલંબ કરતા નથી કહ્યુ પણ છે કે—

हडीमार फड़ियो बिलाड, जगनु भूडु वंछे चाड ।
वैद्य मसाणी घदीगान, ए सातेनु मेलो ध्यान ॥ १ ॥

गुण केडे गुण नवि करे, कृतघ्न तेहनो नाम ।
जे नर होय गुणमच्छरी, ते न लहे शुभ ठाम ॥ २ ॥

હડીમાર-ચોર, જુગારી યા શિકારી, ખિલાડ, ચુગલીખોર, વૈદ્ય, મસાણીઓ-ડાકિણ યા પિશાચિન, બદીવાન-ભાટ યા ચારણ, એ સાતેનુ ધ્યાન હમેશા ખરાબ હોય છે અને તે દુનિયાનુ સારુ ઇચ્છતા નથી ગુણ ઉપર અવગુણ કરવાવાળો કૃતઘ્ની, તથા ગુણિયલને દેખી મનમા બળવાવાળો ગુણમત્સરી-આ બન્નેને કયારે પણ સારુ સ્થાન મળતુ નથી, કારણ કે તે દુષ્પરિણામી હોય છે અને બીજાને નુકશાનમા ઉતારતા વાર લગાડતા નથી

સરવન નામના ગામમા દયાશકર નામનો એક ખેડૂત બ્રાહ્મણ રહેતો હતો તેનુ નામ તો દયાશકર હતુ પરતુ સ્વભાવ અત્યત ક્રોધી, અને પોતાના દુશ્મનનો બુરી રીતે બદલો લેવા વાળો હતો પોતાના અપરાધીનો પ્રાણ લેતા પણ તે કઇ વિચાર કરતો નહીં એક દિવસ તે પોતાના ખેતરમા હળ ચલાવી રહ્યો હતો ચાલતા ચાલતા વિશ્રામ ન મળવાથી બળદો થાકી ગયા અને તે પોતાના પગ આગળ વધારવામા લાચાર બની ગયા પહેલા તો દયાશકરે મુષ્ટિપ્રહાર કર્યો જેની અસર બળદો ઉપર કશી પણ થઈ નહિ હવે તો દયાશકરના ક્રોધનો પારો ૧૪૭ ડીગ્રી સુધી ચઢી ગયો ભલા ! હવે હિત અહિતને તે શા માટે વિચારે ? તેણે તો હાથમા લાઠી લઇ અને બળદોની પીઠ ઉપર એવી મારી કે તેમનુ પ્રાણપખેરુ તત્કાળ ઊડી ગયુ સાહસનુ કાર્ય કર્યા પછી જ્યારે તે ઘેર આવ્યો અને તેની સ્ત્રી તથા બાળકોએ આવા અનુચિત કાર્ય માટે વિરોધ કરતા કઇક કહ્યુ કે તેઓ બન્નેને પણ તેણે લાઠીથી એવી રીતે માર્યા કે બન્ને નિરપરાધ બળદોની ચાલ પૂછવા માટે તેમની પાછળ જ પહોચી ગયા જ્યારે ગામના માણસોને આ વાતની ખબર પડી ત્યારે તેને ખૂબ ધિક્કાર્યો અને હત્યારો જાણી પોતાની નાતમાથી બહાર કાઢી મૂકયો.

દયાશંકર આખર તો બ્રાહ્મણ હતો વિચાર્યું કે મારા કરેલા પાપનું પ્રાયશ્ચિત્ત કરવામાં આવે તો સારુ આવો વિચાર કરી પોતાની નાતના મોટા વિદ્વાનો પાસે ગયો અને કહેવા લાગ્યો કે-ગૌ, સ્ત્રી અને બાળહત્યા મારા હાથથી થઇ છે, તો તેની શુદ્ધિ માટે જે પ્રાયશ્ચિત હોય તે મને આપો હું તેનું યથા વિધિ પરિપાલન કરવા તૈયાર છુ વિદ્વાનોએ કહ્યુ ઠીક છે તમોને આ ઘૃણિત પાપનો દંડ આપવામા આવશે, પણ હવે તો તમારા હૃદયમા એઓના પ્રત્યે કંઇ રોષ અને ખગળ ભાવ નથીને ? બ્રાહ્મણ બોલ્યો કે-હમણા પણ તે મારા દેખવામા આવે તો તેમના ટુકડે ટુકડા કર્યા વિના રહી શકુ નહિ આટલુ કહેતા તો તે ગુસ્સામા લાલ પીળો થઇ ગયો અને તેની આખોમાથી જાણે લોહી વહેતુ હોય એવો દેખાવા લાગ્યો વિદ્વાનોએ વિચાર્યું કે-આ દુષ્ટના હૃદયમા હત્યા કરવા ઉપરાન્ત હજુ પણ પ્રતિકારની દુર્ભાવના છે માટે આ પ્રાયશ્ચિત્તને લાયક નથી આવી રીતે પરસ્પર વિચાર નક્કી કરીને વિદ્વાનોએ તેને કહી દીધુ કે-જા, તારી શુદ્ધિ કોઇ પણ રીતે થઇ શકશે નહિ

આવા દુષ્ટ પરિણામવાળાઓને ઉપદેશ આપવામા કંઇ પણ લાભ થતો નથી બ્રહ્મદત્ત ચક્રવર્તીને બહુ જ ઉપદેશ આપવા છતા તે સમજ્યો નહીં ઉદાયી નૃપને મારવાવાળા વિનયરત્ન સાધુએ બાર વરસ સુધી સાધુત્વ ધારણ કર્યું પરંતુ તેના ઉપર તેની કંઇ અસર થઇ નહિ એટલા માટે આવા લોકોને શિક્ષા આપવી અને તેનો સોબત કરવી કોઇ પણ રીતે કલ્યાણકારક નથી કહ્યુ છે કે—

कुबुद्धि कडवो लींबडो, मलियो आँबा साथ ।
अम्ब घरे रग लींबनो, कोई न झाले हाथ ॥ १ ॥

કડવા લીંબડાનુ ઝાડ ઘણા મધુર આંબાની સાથે ભળી

ત્યારે તે તેને પોતાના કડવા પાનથી દૂષિત કર્યા વિના રહેતો નથી અને તે ખાવાને લાયક પણ રહેતો નથી, એવી રીતે કુબુદ્ધિ માણસ જ્યારે સારા માણસોની સાથે ભળી જાય છે ત્યારે તેઓને પણ કલંકિત કર્યા વિના રહી શકતો નથી

આજે ધર્મના નામ પર થઇ રહેલી દાસીપ્રથા, પશુહત્યા, પુરોહિત પંડયાઓની પોપલીલા, રામલીલા, તીર્થોમા, મંદિરોમા અને ધર્મસ્થાનોમા થવાવાળા વ્યભિચાર, બાળહત્યા અને ધર્મના નામથી છેતરીને ભેગા કરેલ પૈસાનો દુરુપયોગ વગેરે કાર્યો પણ દુષ્ટતાના પરિણામરૂપ છે જે સાસારિક ક્ષેત્રને ઉજ્જડ બનાવી તેની રહીસહી સંસ્કૃતિ અને આદર્શતા ઉપર કલંક ચડાવવાવાળા છે આવા દુષ્કૃત્યો કરવાવાળા અધમ વ્યક્તિઓની સંગત કરવી અથવા તેને ઉપદેશ આપવો તે પોતાના પવિત્ર જીવન ઉપર પણ કાળો ડાઘ લગાડવા સમાન છે

૨ અત્યંત જડપુરુષ—જે લૌકિક અથવા પારલૌકિક કાર્યોમા પોતાની બુદ્ધિશક્તિનો અણુમાત્ર પણ વ્યય ન કરતા બીજાની મારફત દીધેલી શિક્ષા અને સૈદ્ધાંતિક સૂક્તિ-વચનને અસંખ્ય વાર સમજાવે તો પણ ન સમજે, જે શિક્ષા અને સૂક્તિ-વચનોના વાસ્તવિક સ્વરૂપનુ સમનન અથવા અવબોધ કરવામા પૂરેપૂરો અસમર્થ હોય, અને જે પોતાના હિતાહિતને ન સમજતા પ્રત્યેક કાર્યમા જડતાનુ પ્રદર્શન કરે, એવા પુરુષો પણ ઉપદેશને લાયક નથી તેને ગમે તેટલો ઉપદેશ આપવામા આવે પરંતુ તેની પ્રસ્તરવત્ જડતા ઉપર કોઇ પણ જાતનો પ્રભાવ ન પડતા ઊલટુ શાન્ત અને સુરુચિપૂર્ણ વાતાવરણમા તે અશાંતિ ઉત્પન્ન કરવાવાળો થાય છે આવા પુરુષ ઉપદેશક અને શિક્ષકની હિતૈષિતા ઉપર જરા પણ ધ્યાન નહી આપતા તેની આગળ પ્રદર્શિત કરેલ અમૃતમય સરસ અને મધુર વચનોને

વિષમય, નિરસ અને અત્યત કટુ માનીને ક્રોધાદિથી પ્રજ્જ્વલિત થઈ દુર્વાસાનો અવતાર બની જાય છે, જેથી આવેશમા આવી જઇ પોતાના હિતાહિતનો તેમજ બીજાઓના હિતાહિત સબધે કઈ પણ ધ્યાન ન આપતા પોતે પોતાના જ ઉપર કુહાડીનો ઘા કરી બેસે છે કહ્યુ પણ છે કે—

उपदेशो हि मूर्खाणाम् , प्रकोपाय न शान्तये ।
पयःपानं भुजंगानां, केवल विषवर्धनम् ॥ १ ॥

મૂર્ખાઓને ઉપદેશ આપવો તે તેની શાન્તિની અપેક્ષાએ ઊલટુ ક્રોધનુ કારણ બની જાય છે જેવી રીતે સાપને દૂધ પીવરાવવાથી ફક્ત તેના ઝેરમા જ વધારો કરે છે પણ દૂધ અમૃતનો સચાર કરતુ નથી તેવી જ રીતે મૂર્ખાઓના જડાત્મા પર વિદ્વાનોના ઉપદેશનો પ્રભાવ કાર્યકારી થઈ શકતો નથી, ઊલટો ઉદ્વેગનુ કારણ બને છે

ઉપદેશ આપવા યોગ્ય તો તે જ થઇ શકે છે કે જે શિક્ષા અને ઓપદેશિક વચનો પર પ્રેમ રાખે છે અને શિક્ષક તથા ઉપદેશક ઉપર શ્રદ્ધા રાખે છે એક અશિક્ષિત, નિર્બુદ્ધિ, મહા જડને ઉપદેશ આપવો તે પોતાની સસ્કૃતિ, સભ્યતા આદિ આદર્શ ગુણોનો સર્વનાશ કરવા જેવુ છે જડમતિ અને પશુઓમાં કાંઈ વિશેષ અતર નથી તેઓ શીંગ, પૂછડાવાળા પશુ હોય છે જ્યારે આ શીંગ પૂછ વિનાના પશુ છે, કારણ કે જડતા જ પશુતાનું ચિહ્ન છે આથી જ તેનામા સ્વભાવત પશુતાનો પ્રવેશ થઇ જાય છે જેથી તેની બુદ્ધિનો સર્વનાશ થઇ સસારમા તેનુ જીવન બેકાર થઈ જાય છે

પ્રાચીન સમયમા શેઠ ધનીરામ મોટા પૈસાદાર, સ્વમાની અને વૈભવશાળી વ્યક્તિ હતા એ કાશી નગરીના નિવાસી હતા

એમની પાસે જેટલી અતુલ, સમૃદ્ધિ હતી તેટલી બુદ્ધિ પણ હતી પોતાના બુદ્ધિબળથી એમણે પોતાના વ્યાપારને ઉન્નતિ શીલ બનાવી અપરિમિત દ્રવ્ય એકત્રિત કર્યું હતુ આટલુ બધુ હોવા છતા પણ દુ ખની વાત એ હતી કે એમને એક જ પુત્ર હતા અને તે પણ જડમતિ પ્રારભિક સસ્કારો અનુસાર શેઠ ધનીરામજીએ પોતાના આ પુત્રનુ નામ "ભોળો" રાખ્યુ હતુ કેટલાક સમય પછી શેઠ ધનીરામની અવસ્થામા પરિવર્ત્તન થયુ અને તે ઘડપણમા, રોગિષ્ટ બની શય્યામા પડ્યા બિચારો ભોળો જો કે મોટો થઇ ગયો હતો વળી તેને આ વખતે એક છોકરો પણ હતો, છતા પોતાની કુઠિત-મતિના કારણે ભોળો તદ્દન ભોળો જ રહ્યો શેઠ ધનીરામ હવે તો અધિક રોગી બની ગયા હતા તેઓએ વિચાર્યુ—ખબર નથી કે કયા સમયે મારી આખો બ ધ થઈ જશે, માટે તે પહેલા કેટલીક વાતો ભોળાને બતાવી દેવી જોઇએ ભોળો પાસે બેઠો બેઠો પોતાના નવા જન્મેલા બાળક સાથે પોતાના ભોળા મનને ખુશ કરી રહ્યો હતો એટલા મા શેઠે કહ્યુ "ભોળા! જો હવે હુ ઘણો દુબળ થઇ ગયો છુ હવે મારા જીવનનો વિશેષ ભરોસો નથી માટે ઘર તથા દુકાનો આદિ સૌ કામ સારી રીતે તપાસતા રહેવુ અત્યાર સુધી તો દરેક કાર્ય મે સભાળ્યુ હતુ અને ઘરને પ્રતિષ્ઠિત બનાવ્યુ પરતુ હવે આની પ્રતિષ્ઠા રાખવી તારે હાથ છે ખરાબ કામોમા આખી સપત્તિને ઉડાવી દઇ ઘરનુ નામ જ ભૂસી નાખવા જેવુ કોઈવાર ન કરતો દરેકથી સારો વ્યવહાર રાખજે, સપત્તિને વધારવાનો પ્રયત્ન કરજે અને પ્રત્યેક કામ વણિક બુદ્ધિથી કરજે તે ઉપરાત વધારાની બીજી સાત વાતો તને બતાવુ છુ મારા મરી ગયા પછી તે વાતોને કદી પણ ભૂલવી નહી પણ કાર્યમા ઉતારજે તે વાતો નીચે મુજબ છે

(૧) મકાનની ચારે બાજુ હાથીના દાતોની વાડ બનાવજે

( ૨ ) ઉધારે આપીને ઉઘરાણી કરવા ન જજે, ( ૩ ) સ્ત્રીને બાંધીને મારજે ( ૪ ) હમેશા મિઠાઇ ખાઇને ખૂબ સૂઇ જજે ( ૫ ) ગામોગામ ઘર કરજે ( ૬ ) દુખી અવસ્થામા ગંગાતટને ખોદજે ( ૭ ) અને આ સૌ વાતોમા સમજણ ન પડે તો પાટલીપુત્ર નગરમા મારા મિત્ર સોમદત્તની પાસે જઇ પૂછી લેજે "

એ સાતે વાતો ભોળાએ પોતાના હૃદય-પટ પર અંકિત કરી પિતાના દેહાવસાન પછી ભોળાએ પિતાના કથન અનુસાર અસંખ્ય દ્રવ્યનો અપવ્યય કરીને પિતાની દરેક આજ્ઞાઓનું પરિપાલન કર્યું કોણ જાણે કયા કયાથી સેકડો રૂપીઆ ખર્ચી હાથીના દાંત મંગાવીને મકાનની ચારે તરફ વાડ કરાવી નગરના બધા લોકો તે જોઇને કહેવા લાગ્યા કે-અરે મૂર્ખ ! આ તું શું કરી રહ્યો છે ? જો તારે ધન ખર્ચવુ જ છે તો ગરીબોને આપ જેથી કંઇક પુણ્ય થશે ભોળો ખિજાઇને બોલ્યો " તમે શુ સમજો ? હુ પિતાજીની આજ્ઞા પ્રમાણે ચાલુ છુ પિતાની આજ્ઞાથી રામચંદ્રજી બાર વર્ષ વનમા રહ્યા હતા તો શુ આટલુ પણ હુ ન કરી શકુ ? હજુ તો શું થયુ ? આ તો એક આજ્ઞા પૂરી થઇ હજી બીજી છ આજ્ઞાઓ મારે પાલન કરવાની છે જાઓ, જેને જોઇએ તે ઉધાર રૂપીઆ મારે ત્યાથી લઇ જજો હુ કોઇને ત્યા ઉઘરાણી કરવા નહિ આવુ તમારે ધ્યાન પડે ત્યારે આપજો આ સાભળીને લોકો તો દીંગ થઇ ગયા કે આ મામલો છે શુ ? ભોળાએ બીજે દિવસે ખૂબ રૂપીઆ અને ઘરેણા ઉધારે ધીર્યા અને તે આપતી વખતે કહી દીધુ કે-" હુ ઉઘરાણી કરવા આવીશ નહિ જેટલા જોઇએ તેટલા લઇ જાઓ. " આ બધુ જોઇ સ્ત્રીએ ભોળાને ઠપકો આપ્યો એટલે તરત જ જડમતિ ભોળાએ પિતાની ત્રીજી આજ્ઞાનુ પાલન કરવા માટે સ્ત્રીને બાંધીને ખૂબ મારી જેથી તે મૃતપ્રાય બની ગઇ અને પોતાને પિયર ચાલી ગઇ ત્યારપછી હમેશા ભોળો ખૂબ મિષ્ટાન્ન

સૂઈ જતો વળી તેણે ગામોગામ ઘર પણ નવા બનાવ્યા. આમ લોળો થોડા જ સમયમા દરિદ્રી બની ગયો આખુ ઘર ઉજ્જડ થઇ ગયુ સ્ત્રી પણ પિયર ચાલી ગઇ અને ગામના સગા સબધી આદિ સૌ તેના દુશ્મન બની ગયા હવે લોળો શું કરવુ ? તેના વિચારોમા વિમૂઢ જેવો બનીને અત્યત દુખી થઇ ગયો

લોળો હવે પિતાની સાતમી આજ્ઞાના પરિપાલન અર્થે પોતાના પિતાના મિત્ર સોમદત્તને મળવા પાટલીપુત્ર નગરે પહોચ્યો અને સોમદત્તની આગળ પોતાની સર્વ હકીકત કહી. પિતાની આપેલી આજ્ઞાઓનું પાલન કરતા પોતાની થયેલ હાલતનુ વર્ણન કર્યું છેવટે કહ્યુ કે–" હવે હુ ઘણો દુખી થયો છુ, તો એવો કોઈ ઉપાય બતાવો કે જેથી મારા આત્માને શાતિ મળે ' આ સર્વ વાતો સાભળીને સોમદત્ત તો અવાક્ બની ગયો અને મનમા વિચારવા લાગ્યો કે–આ જડમતિએ આખા ઘરનું સત્યાનાશ વાળ્યુ હવે શુ થઇ શકે ? આખરે સોમદત્તે કહ્યુ " લોળા ! તુ ઘણો મૂર્ખ છે પિતાની આપેલી સાતે આજ્ઞાઓનું ખરૂ રહસ્ય તુ સમજી શકયો નથી તું જો પહેલેથી જ અહીં આવ્યો હોત તો આટલી આપત્તિમા તારે પડવાનુ ન થાત સાભળ, તે શિક્ષાઓનો સાચો ભેદ હુ તને બતાવુ છુ

૧ હાથીના દાતોની વાડ બનાવજે એટલે પ્રત્યેક વ્યક્તિની સાથે મધુરતા અને સ્વચ્છ હૃદયવાળો બનીને સારો વ્યવહાર રાખજે સસારમા જે પ્રકારે વાડવડે મકાનની સુરક્ષા થયા કરે છે તેવી જ રીતે સર્વને પ્રિય લાગે એવા વચનોથી અને સદ્વ્યવહારથી વિપત્તિમાં પણ અન્ય લોકો સહાયક બની શકે છે મધુર ભાષણ એ રામબાણ જેવુ અમોઘ અને સફળતા અપાવનાર સુરમ્ય અસ્ત્ર છે તેમજ મનમોહક આકર્ષક મત્રરૂપ છે આના પ્રભાવે કરીને દુશ્મન પણ મિત્ર બની જાય છે આના જેવો બીજો

કોઇ વૃશીકરણ મંત્ર નથી સૈદ્ધાન્તિક યુક્તિયુક્ત કથન પણ કહે છે કે-સમ્માન, સહૃદયતા અને મધુર ભાષણ આ ગુણો મનુષ્યને શાસક અને નેતા બનાવી શકે છે 'ગદ્ધાનુ ભૂકવુ અને ઉટનુ આરડવુ ' કોઇને સારૂ લાગતુ નથી પણ મૈના-પોપટના કંઠનો સુમધુર કલરવ સર્વ કોઇને સુરુચિપૂર્ણ અને આનંદદાયક જણાય છે એકનુ બોલવુ એવુ થાય છે કે જેથી લાખો માણસો આગમા સળગી ઊઠે છે જ્યારે એકનુ બોલવુ એવુ પણ હોય છે કે જેનાથી લાખો મનુષ્યોનો આત્મા શાંતિ મેળવી શકે છે આથી પ્રત્યેક શબ્દ ખૂબ જોઇ-વિચારીને બોલવા જોઇએ કહ્યુ પણ છે કે—

सबद समारे बोलिये, सबद के हाथ न पाँव ।
एक सबद ओखद करे, एक सबद करे घाव ॥ १ ॥

શબ્દો સંભાળી સંભાળીને બોલવા જોઇએ હાથના પંજાની પાચ આંગળીઓ સરખી નથી હોતી તેમ શબ્દો પણ સરખા નથી એક શબ્દ દવાનુ કામ કરે છે જ્યારે એક શબ્દ ઉલટો ઘા કરનાર થાય છે

વચન જ મનુષ્યોમા ગુણ અને અવગુણનુ ઉત્પાદન કરનાર છે તેમજ સદ્ગતિ-દુર્ગતિ, શુભ-અશુભ વિગેરે કાર્ય વચનથી જ સિદ્ધ થાય છે જો મધુર સન્માનસૂચક અને સહૃદયતાપ્રદર્શક વચન કોઈની સામે બોલાશે, તો તે વક્તાના આદર્શ ગુણોનો પરિચય લોકોને મળશે જ્યારે કટુ, ત્યાજ્ય અપમાનસૂચક અને અનુચિત વચનો બોલાશે ત્યારે વક્તાના અધમ અવગુણોનો પરિચય જનતાને મળશે કહ્યુ છે કે—

जीभि जोग अरु भोग, जीभि बहु रोग बढ़ावे ।
जीभि करे उद्योग, जीभि ले कैद करावे ॥

जीभि स्वर्ग ले जाय, जीभि सब नरक दिखावे ।
जीभि मिलावे प्रेम, जीभि सब देह धरावे ॥
निज जीभि ओठ एकत्र करि, बांट सहारे तोलिये ।
वैताल कह विक्रम सुनो, जीभि समारे बोलिये ॥ १ ॥

જીભવડે વૈરાગી અને મોટા ભોગવિલાસ ભોગવનાર બને છે જીભના સ્વાદે અનેક રોગો ઉત્પન્ન થાય છે જીભથી જ ઉદ્યોગો આવે છે અને જીભ કેદમા પણ નાખી શકે છે જીભ સ્વર્ગમા પણ મોકલે છે અને નરક પણ બનાવી શકે છે જીભ પ્રેમ મેળવી આપે છે જીભ બધા દેહધારીઓને હોય છે જેમ કાટલાની મદદથી તોળાય છે તેમ પોતાના જ હોઠ એકત્ર કરી જીભવડે સભાળપૂર્વક બોલવુ જોઇએ, એમ વૈતાલ વિક્રમ રાજાને કહે છે

બીજાઓના દોષ પ્રગટ કરવા, બીજાઓ ઉપર અવિશ્વાસ રાખવો, તેની ઘૃણા કરવી, તેઓનો ઉપહાસ કરવો તેમજ બીજાઓ સામે કઠોર ભાષા બોલવી–આ સર્વ વાતો શત્રુતા ઉત્પન્ન કરનારી છે આથી જો લોકપ્રિય બનવાની ઇચ્છા હોય તો પ્રતિપળે મધુર વચન બોલતા શીખો, જેથી સર્વમા વલ્લભ થઇ શકાય કહ્યુ છે કે—

मधुर वचन महिमा बड़ी, होती है चिहुँ ओर ।
वशीकरण इक मन्त्र यह, तजिये वचन कठोर ॥ १ ॥

મીઠા વચન બોલવાનો મોટો મહિમા છે તે વડે તો કઈ ઓર મજા આવે છે કડવા વચન ન બોલવા, એ સૌને વશ કરવાનો એક મત્ર છે

૨ "ઉધાર દઇને ઉઘરાણી કરવા ન જવુ" એટલે કે દોઢા

કે ઓછી કિંમતના ઘરેણા ઘરેણે ( અડાણા ) રાખી રૂપીઆ ધીરવા જોઇએ, જેથી પછી ઉઘરાણી કરવાની જરૂરિયાત ન રહે અને ટટોફિસાદ પણ ન હોય ઘરેણા મૂકનાર વ્યક્તિ જ પોતાની મેળે આવીને પોતાનો માલ છોડાવી જશે

૩ "સ્રીને બાંધીને મારવી" આનો આશય એ છે કે- સ્રીને સતતિના બધનમા જકડી દેવી, જેથી તે પોતાનુ ઘર છોડી બીજે ક્યાય જઇ ન શકે ઘણી સ્રીઓની પ્રકૃતિ એવી હોય છે કે ઘરના ભોજનાદિ કાર્યથી નિવૃત્ત થાય કે તરત જ ઘરની બહાર નીકળી જાય છે અને આમતેમ આટાફેરા મારે છે વ્યર્થ ગપાટામા અને હાસ્યકેલિમા પોતાનો વખત પૂરો કરે છે આવો સ્વભાવ સ્રીઓને માટે ખૂબ હાનિકારક છે આથી ગૃહસ્થના ઘરની વ્યવસ્થા બગડી જાય છે ગૃહસ્થ ધર્મ ભ્રષ્ટ બની જાય છે પોતાના પતિવ્રત ધર્મનુ તેવી સ્રીઓ પરિપાલન કરી શકતી નથી અને બીજાઓના ઘરોમા રખડતી ફરે છે સ્રીઓને વગર કારણે એક ડગલુ પણ ઘર બહાર મૂકવુ અને રખડતા ફરવુ તે મહાન્ અનુચિત અને કલકિત કરનાર છે

મર્યાદાશીલ સ્રીઓને મારવી તે તો મનુષ્યની પોતાની મહા મૂર્ખતા અને નિર્વિવેકતાનો પરિચય આપનાર છે પ્રત્યેક કાર્ય-મા અને પ્રત્યેક વ્યવહારમા સ્રીઓને અપનાવવી એમા જ ઘરની શોભા છે વિના કારણે સ્રીઓને સતાવવી, તેઓની સાથે માર પીટ જેવો અમાનુષી વ્યવહાર કરવો તે તો પોતાના ઘરને સ્મશાનવત્ બનાવવા જેવુ છે કહ્યુ છે કે—

यत्र नार्यस्तु पूज्यन्ते, रमन्ते तत्र देवताः ।
यत्रै तास्तु न पूज्यन्ते, सर्वास्तत्राऽफलाः क्रियाः ॥ १ ॥

જે ઘરમા સ્રીઓનુ સન્માન થાય છે ત્યા દેવોનો વાસ થાય

છે જ્યારે જે ઘરમા સ્ત્રીઓનો અનાદર થાય છે તેના બધા કાર્યો નિષ્ફળ અને અપૂર્ણ રહે છે

આથી સ્ત્રીઓને મર્યાદા પ્રમાણે ગૃહવ્યવહારના પાશમા રાખી તેઓનુ યથાવિધિ સન્માન કરવુ જોઇએ સ્ત્રીજાતિ સમજીને તેમનો તિરસ્કાર કરવો તે યોગ્ય નથી

૪ "મિષ્ટાન્ન ખાઇને સૂઇ જવુ" આનો અર્થ એ પ્રમાણે થાય છે કે માનમર્યાદા અને મનવાર( જમવાની ખેચ )ની સાથે જ્યા જેવુ ભોજન મળે, તે મિષ્ટાન્નની માફક ગણવુ તેને સરસ અને સ્વાદિષ્ટ માનીને ખાઇ લેવુ જોઇએ જ્યા અપમાન અને મનવાર રહિત ભોજન મળે તે ભલે પકવાન કે સુસ્વાદુ હોય છતા પણ સારુ નથી એથી જ જ્યા યોગ્ય આદર થાય ત્યાના નિરસ તેમજ શુષ્ક ભોજનને પણ મિષ્ટાન્ન સમજી ખાઇ લેવુ અને સુખપૂર્વક સૂઇ જવુ જોઇએ એક કવિએ લખ્યુ પણ છે કે-

आव नहीं आदर नहीं, नहिं नैनोंमें नेह ।
वहाँ कबहु ना जाइए, कचन बरसे मेह ॥ १ ॥

જ્યા આવકાર કે સન્માન નથી, તેમજ જેમની આખોમા પ્રેમ નથી ત્યા ભલે સોનાનો વરસાદ પડતો હોય તો પણ કોઇ દિવસ ન જવુ જોઇએ

૫ "ગામોગામ ઘર બનાવવા" એટલે પ્રત્યેક ગામમા પોતાના સારા વ્યવહારથી મિત્ર બનાવી લેવા જોઇએ જેથી સમય આવે ત્યા જઈએ તો બની શકતો આશ્રય અને ખાવાપીવા સબધની કોઈ જાતની તકલીફ આપણે ઉઠાવવી ન પડે જે ગામમા પોતાનો કોઇ મિત્ર યા પરિચિત વ્યક્તિ ન હોય, તે ગામમા આપણને અનેક મુશ્કેલીઓનો સામનો કરવો પડશે. અને છતા આપણા મનને ગમતી વ્યવસ્થા તો થઇ જ નહિ

શકે એટલા માટે પ્રત્યેક ગામમા મિત્ર બનાવી લેવા જોઇએ, જેથી કોઇ પણ જાતની તકલીફ ન પડે

૬ "દુખી અવસ્થામા ગગાતટને ખોદવુ" એનુ તાત્પર્ય એ છે કે ગગા નામની ગાયની ગૌશાળાના કિનારે ધન દાટેલુ છે, તો કોઇક સમયે આપત્તિનો સામનો કરવો પડે અને ધનની આવશ્યકતા જણાય તો ત્યાથી ખોદીને જરૂર મુજબ ધન કાઢી લેવુ

આટલુ સમજાવ્યા પછી સોમદત્ત ભોળાને કહેવા લાગ્યો કે–તુ બુદ્ધિહીન, અત્યત જડ અને નિર્વિવેકી જણાય છે, જેથી પિતાના કહેલ હિતવચનોનો ઊલટો અર્થ કરી સમસ્ત સપત્તિનો નાશ કરી બેઠો માટે ગૌશાળાનુ તે સ્થાન જ્યા તારા પિતાએ ધન દાટેલુ છે તે હુ તને બતાવતો નથી જો પહેલા તુ મારી પાસે આવ્યો હોત તો દરેક વાતોનો યથાર્થ અભિપ્રાય સમજાવી તને સારી સલાહ આપત આ પ્રમાણે કહીને સોમદત્તે પોતાની પાસેથી કઇક દ્રવ્ય આપી ભોળાને વિદાય કર્યો

સારાશ એ છે કે—જે વ્યક્તિ ભોળાની માફક જડ અને મતિહીન હોય છે તેને ઉપદેશ આપવો તે પોતાના ઓપદેશિક વચનકુસુમો ઉપર સર્વનાશ કરનાર હીમ પાડવા જેવુ છે સસારમા આવા લોકોને સમજાવવાનો કઇ અર્થ નથી નીતિમા લખ્યુ છે કે—

शक्यो वारयितु जलेन हुतभुक् छत्रेण सूर्यातपो,
नागेन्द्रो निशिताङ्कुशेन समदो दण्डेन गोगर्दभौ ।
व्याधिर्भेषजसग्रहश्च विविधमन्त्रप्रयोगैर्विष,
सर्वस्यौषधमस्ति शास्त्रविहित मूर्खस्य नास्त्यौषधम् ॥१॥

પાણીથી આગને બુઝાવી શકાય છે, છત્રીથી તડકો રોકી

શકાય ૭ તેમજ અ કુશથી શ્રેષ્ઠ હાથીને વશ રાખી શકાય છે દ ડના જોરવડે દુષ્ટ બળદ અને ગધેડાને કાબૂમા રાખી શકાય છે નાના પ્રકારની ઔષધિઓથી રોગોને નષ્ટ કરી શકાય છે વિવિધ પ્રકારના મ ત્રોથી ઝેરને ઉતારી શકાય છે શાસ્ત્રોમાં દરેકનો ઉપાય બતાવ્યો છે પણ મૂર્ખને સમજાવવાનો કોઈ ઉપાય બતાવ્યો નથી આ શાસ્ત્રનુ વચન નિ સ દેહ છે

## ૪ व्यूदग्राहितपुरुष—પૂ છડુ પકડી રાખનાર માણસ.

જે કોઈના ભરમાવવાથી ઊંધા રસ્તાને પણ દૃઢતાથી પકડી લે છે અને સમજાવ્યા છતા પણ તેને આમરણાંત મૂકતો નથી ભલે પ્રાણ કેમ ચા યા ન જાય ? છતા તે પોતાના ગદ્ધા-પૂ છથી એક ડગલુ પણ પાછળ ખસવા ઇચ્છતો નથી એવા હઠીલા માણસોને શિક્ષાદાન આપવુ કદાપિ ફલીભૂત થતુ નથી આવા માણસોને સીધા માર્ગ પર લાવવા ઘણું કઠણ છે હાથી, સિ હ તેમજ સર્પ આદિને વશ કરીને ગમે તેમ ફેરવી શકાય છે, પરતુ ગદ્ધાપૂ છ પકડી રાખનાર પુરુષને સમજાવી પોતાને તાબે કરવો અને સરળ માર્ગે ચડાવવો એ ઘણુ કઠણ કામ છે કહ્યુ છે કે—

गज मृगेन्द्र अरू साँप को, है वश करन उपाय ।
व्यूदग्राहित का ना कछु, जगमें मिलन उपाय ॥ १ ॥

હાથી, સિ હ અને સાપને તાબે કરવાના ઉપાયો છે જ્યારે ગદ્ધા-પૂ છ પકડી રાખનારને વશ કરવાનો જગતમા કોઈ ઉપાય જડતો નથી

આવા લોકોને જેમ જેમ સીધા માર્ગ પર આવવા માટે અને ઊલટો માર્ગ છોડવા માટે સમજાવવામા આવે છે તેમતેમ

તેઓ ઉલટા માર્ગમા વધુ ને વધુ પોતાના પગો વધારે છે પછી ભલેને તે માર્ગે ચાલવાથી એમના પગોમા કાટા વાગતા હોય કે એ લોકો ખાડામા પડતા હોય, છતા કદાપિ તે માર્ગને છોડશે નહિ અને કોઇનું કહ્યુ પણ માનશે નહિ

કોઇ રાજાને એક આધળો રાજકુમાર હતો શરૂઆતથી જ તેને એવી ટેવ પડી ગઇ હતી કે તેની પાસે જે કાઈ આભૂષણ, ધનમાલ કે વસ્ત્રાદિક હોય તે સૌ પોતાના ખુશામતીયા મિત્રોને અને માગણોને લૂટાવી દેતો અને તે એટલે સુધી કે-કોઇ કોઇ વાર તો પોતે પૂરો નગ્ન બની જતો, પોતાના શરીર પરના વસ્ત્ર શુદ્ધા લૂટાવી દેતો ગજ્યને ધક્કો આપનાર આવી નકામી લૂટ મત્રીથી સહન ન થઇ, અને તેણે સમય ઓળખી રાજાને કહ્યુ કે "સ્વામિન્! સસારમા શું ગરીબ, શું અમીર, શુ લેખક, શુ વિદ્વાન્, શુ મઠધારી અને શુ લઠધારી, જ્યા જુઓ ત્યા રૂપીઆની જાપ-ધામ છે દરેક દરેક રૂપિઆના જ પ્રેમી, સાથી અને ગુલામ છે એના વગર કોઇ કોઇનો આદર કરતા નથી ભલે તે ભણેલા કે વિદ્વાન કેમ ન હોય! આજના મૂડીવાદી જમાનામા નિર્ધન તો સસારમા નહિ જેવા છે આજ તો તે જ સજ્જન અને મહામાતવ કહેવાય છે કે જે પૂજીપતિ છે જેણે ગરીબોનુ લોહી ચૂમી ચૂસીને, અહિસાની ઓથમા રહીને સસારની સાથે વિશ્વાસઘાત કર્યો છે તેને સસાર પૂજે છે અને તેનો સત્કાર કરે છે કેમકે—

टका कर्त्ता टका मर्त्ता, टका मोक्षप्रदायकः ।
यस्य गृहे टका नास्ति, हा टका ! टकटकायते ॥ १ ॥

જગતમા પૈસો જ કરનાર છે ને ભરનાર છે પૈસો જ મોક્ષ આપવાવાળો છે જેના ઘરમાં પૈસા નથી તેઓ હમેશા 'હે પૈસા! હે પૈસા!' એવો જાપ જપે છે

બાળક, વૃદ્ધ, રાજા, રંક, યોગી અને ભોગી દરેક, ખજાનાઓ, રૂપીઆના તહખાનાઓ અને રૂપીઆના ઢગલા ચાહે છે સૌની ગૌરવપ્રાપ્તિનુ મુખ્ય સાધન રૂપીઆ બની ગયા છે આજના અભાગી દેશમા અભાગિયા તેજ ગણાય છે કે જેની પાને રૂપીઆ નથી અથવા તો રૂપીઆ ન હોવાના કારણે જેની પાસે ખાવા માટે મુઠ્ઠી ધાન નથી તેમજ શરીર ઢાકવા માટે ત્રણ હાથ કપડુ નથી, માટે મહારાજ! દ્રવ્યને દરેક રીતે સુરક્ષિત રાખવુ એ પ્રત્યેક વ્યકિતનુ કર્તવ્ય છે જો ભડારમા પરિપૂર્ણ દ્રવ્ય હશે તો રાજ્યશાસન, આમોદ-પ્રમોદ આદિ સમસ્ત રાજ્યની વૈભવનુ અસ્તિત્વ રહી શકશે કહ્યુ છે કે—

दोकड़े दीप दह, दोकड़े दोप पण जावे ।
दोकड़े दुर्जन दास, दोकड़े देव वश थावे ॥

दोकड़े महिपति पुत्र, दोकड़े दण्ड पण भागे ।
दोकड़े देशविदेश, जगत जन पाये लागे ॥

आवो आवो सहु को कहे, ऊमा थई आदर करे ।
दोकड़ा विहुणी होंश त, कूप छाहीं माहीं मरे ॥१॥

પૈસાથી શરીરશોભા કરી શકાય છે પૈસાથી અવગુણોનો નાશ થાય છે પૈસાથી દુર્જનો પણ દાસ બને છે પૈસાથી દેવ વશ થાય છે પૈસાવડે રાજાના દેશપરદેશમા જગતના માણસો ચરણે નમે છે, સહુ કોઇ આવકાર આપે છે, ઊભા થઇ સન્માન કરે છે, પૈસા વિનાની હોંશ કૂવામા ડૂબી મરવા જેવી છે

કેટલાક દિવસોથી હુ જોઇ રહ્યો છુ કે રાજકુમાર અણસમજુ હોવાથી પોતાના મિત્રોને, ખુશામતિયાઓને, સેવકોને અને યાચકોને અમર્યાદિત દાન આપીને રાજ્યભડારના

દ્રવ્યનો અપવ્યય અને દુરુપયોગ કરી રહ્યો છે તે એટલે સુધી કે પોતાના આભૂષણ અને કપડા પણ લૂટાવી દે છે જો એને તેથી રોકવામા નહિ આવે તો તે આખો રાજ્યકોષ ખાલી કરી દેશે અને તેમા તે રત બનવાથી રાજ્યશાસનમાં કેટલીએ પ્રકારની પીડાઓ ઉત્પન્ન થશે એથી રાજકુમારને આ કાર્યથી શીઘ્ર રોકવો જોઇએ રાજાએ કેટલોક વિચાર કરીને આ કાર્યને સફળ કરવાની મત્રીને આજ્ઞા આપી બીજે દિવસે મત્રીએ રાજકુમારની પાસે જઇને કહ્યુ કે-" મહારાજે પોતાનો પ્રાચીન ભડાર ખોલાવ્યો છે તેમા ઘણા સુદર અને બહુ મૂલ્યવાન આભૂષણો નીકળ્યા છે મે મહારાજને પ્રાર્થના કરી છે કે—આ આભૂષણો રાજકુમારને આપી દેવાય તો સારુ મહારાજે આ વાત સ્વીકારી છે અને શરત કરી છે કે—આ આભૂષણો કોઇને પણ આપવા ન જોઇએ એટલા માટે આપ જો એ આભૂષણો કોઇને ન આપો તો તે આભૂષણો ન મળવાથી લોકો તેને ખોટા કહે તો પણ આપ તેઓની વાત પર કિંચિત્ માત્ર ધ્યાન ન આપો તો તે આભૂષણો હુ આપના માટે લાવીને આપી શકુ " રાજકુમારે આ બધી વાત મજૂર કરી આમ મત્રીએ રાજકુમારને રસ્તા પર લાવવા આ બધુ ષડ્યન્ત્ર રચ્યુ હતુ અને મત્રીરચિત આ ષડ્યન્ત્રથી રાજકુમાર અજ્ઞાત હતો

મત્રીએ રાતોરાત ખોટા આભૂષણો તૈયાર કરાવીને રાજકુમારને આપી દીધા અને કહ્યુ કે—જો જો, મે આપને જે જે વાતો કરી તે ભૂલશો નહિ ધ્યાનમા રાખજો એમ કહી મત્રી ચાલ્યો ગયો

પ્રતિદિવસની જેમ રાજકુમારે સર્વ ઘરેણા પોતાના શરીરે યથાસ્થાને ધારણ કર્યા તે વખતે તેની પાસે મિત્રો, ખુશામતીઆ અને સેવક-યાચકગણ આવવા લાગ્યા રાજકુમારે આજે



તેઓને કઇ પણ ન આપ્યુ એટલે તેઓ કહેવા લાગ્યા- સાહેબ ! આ ઘરેણા કયાથી લાવ્યા ? બધા ખોટા છે શુ આપ ખોટા ઘરેણા પહેરવા યોગ્ય છો ? રાજકુમારે મ ત્રીની આપેલી સર્વ શિખામણનો વિચાર કરીને કહ્યુ-શુ સાચોસાચ આ ઘરેણા ખોટા છે ? જો એવુ હોય તો કોઇ પરીક્ષકને બોલાવી તપાસ કરાવવી જોઈએ પરીક્ષકે આ સર્વ ઘરેણા જોઇ કહ્યુ કે- આ બધા ઘરેણા બીલકુલ ખોટા છે રાજકુમારે સૌને યોગ્ય શિક્ષા આપી અને કોઈની કઇ પણ વાત માની નહી

આવી રીતે ભ્રાન્ત ચિત્તવાળા મનુષ્યોને કઇપણ ઉપદેશ યા શિખામણ આપવી અહિતકર છે ગદ્દાપૂછ પકડવુ એ પણ એક વ્યસનની જ માફક કુપ્રકૃતિ છે જે વ્યક્તિ આ પ્રકૃતિના પ જામા ફસાઇ જાય છે, એવા માણસને ફરી તેમાથી નીકળવુ અસાધ્ય થાય છે આવી વ્યક્તિઓ ભલે ભણેલ-શિક્ષિત હોય છતા એના સ ગથી બચવાનો સદા પ્રયત્ન કરવો જોઇએ શિક્ષિત હોવા છતા પણ એની અ દર સ સર્ગવશ દુર્જનતાનો સમાવેશ રહે છે અને એમની આ દુર્જનતા જ મહાન્ અહિતકારિણી હોય છે, માટે એવાઓને શિક્ષિત સમજ્યા છતા પણ એમના પાસે સૌજન્યની આશા રાખવી નિષ્ફળ છે શુ શિક્ષિત દુર્જનો ગદ્દા-પૂછ પકડનાર નથી હોતા ? અવશ્ય હોય છે કહ્યુ પણ છે કે—'**मणिना भूषित सर्पे किमसौ न भयकर** '? ચમ કતા મણિથી શણગારાયેલો સર્પ શુ ભય કર નથી હોતો ? તેની અ દર જાતીય કુટિલતા, ખિન્નસતા, દ શતા અને વિષોગ્રના શુ ભરેલી નથી હોતી ! આવી જ રીતે ભણેલી અને શિક્ષિત વ્યક્તિઓમા પણ દુર્જનતા, કુટિલતા અને હઠાગ્રહતા ભરેલી જ હોય છે 'જ્ઞાન અને કર્મ' નામના પુસ્તકના પ્રથમ ભાગના છઠ્ઠા અધ્યાયમા લખેલુ છે કે—

"દુર્જન વ્યક્તિ જો કે વિદ્યાવડે શોભિત હોઇ શકે છે,

પરંતુ તેમને યથાર્થ જ્ઞાનની પ્રાપ્તિ પ્રાય નથી હોતી આનુ કારણ એ છે કે-જ્ઞાનલાભને માટે જે પ્રયત્ન અને અભ્યાસની આવશ્યકતા હોય છે તેવી ઉપયોગી સુસ્થિર ચિત્તની શાન્તિ સ્વાભાવિક રીતે દુર્જનોની અંદર નથી હોતી તેઓ તીક્ષ્ણ બુદ્ધિવાળા થઇ શકે છે પણ સ્થિરબુદ્ધિ નહિ તેઓ સૂક્ષ્મ વિષય ને ગ્રહણ કરવાની ક્ષમતા રાખી શકે છે, પણ કોઇ કોઇ વિષયના સ્થૂલ અને યથાર્થ સ્વરૂપને જાણી શકતા નથી તેઓ કુતર્ક કરીને કુમાર્ગમા જઇ શકે છે, પરંતુ સુયુક્તિદ્વારા સરલ સિદ્ધાન્તનુ અનુસરણ કરી શકતા નથી જ્યા કોઇ દોષ નથી ત્યા તેઓ દોષ જુએ છે અને જ્યા વાસ્તવિક દોષ છે ત્યા તેમની વક્રદૃષ્ટિ દોષ દેખતી નથી ” સારુ જ કહ્યુ છે કે—

रासभ चदन चरचिये, कीजे सुपरे सेव ।
तो ही लौटे छार में, पूर्व न छोडे टेव ॥ १ ॥
दुग्धे सींच्यो लींबडो, तो हि न मीठो थाय ।
अहिने अमृत पाइये, तो हू विष न जाय ॥ २ ॥

ગધેડાને ભલે ચંદનનો લેપ કરીએ અને તેની ખૂબ સેવા કરીએ, તો પણ તે હમેશા રક્ષા( રાખ )મા આળોટે છે અને તે પોતાની ટેવ છોડતો નથી તે પ્રમાણે દૂધ સીંચીને ઉછેરેલ લીંબડો કોઇ દિવસ મીઠો થતો નથી અને સર્પને અમૃત પાના છતા પણ તેના ઝેરનો નાશ થતો નથી

વસ્તુત જે મનુષ્ય ભવભીરુ યા પાપભીરુ હોય, સગ્લાશયી યા કૃતજ્ઞી હોય, સમયની ગતિવિધિ જોઇને સમયાનુસાર પોતાના જીવનની ચાલચલનને પરિવર્તિત કરતો હોય, લોકાપવાદના ભયંકર ભયથી સર્વદા દૂર રહેતો હોય, દેવગુરુધર્મના સાચા સ્નેહી, પરમ શ્રદ્ધાળુ અને સદાચારમા સંરત હોય,

નકામો આડંબર રચીને જે વાચાલ તથા પ્રપંચી ન હોય, સર્વદા પોતાની ઉન્નતિની જિજ્ઞાસા રાખતે છતે પણ કર્મશીલ હોય, વિચક્ષણ, નીતિજ્ઞ અને કુશળ ક્રિયાસંપન્ન હોય, ધાર્મિક, સામાજિક અને સદાચાર વિષયક શુભ કાર્યોમા જે હાર્દિક અભિરુચી તથા પવિત્ર સ્નેહ રાખતા હોય, આવા મનુષ્યો જ પોતાની આદર્શમયી મનુષ્યતાના અનુસાર ઉપદેશ દેવાને યોગ્ય હોય છે જેવી રીતે પાણીમા નાખેલુ તેલબિંદુ ચારે તરફ ફેલાઈને પોતાનું વિસ્તૃત રૂપ ધારણ કરે છે, તેવી જ રીતે ઉપરોક્ત ગુણોથી સુસજ્જિત યોગ્ય મનુષ્યોને આપેલો ઉપદેશ વિશેષ લાભકારક અને સ્વપરનો સમુદ્ધારક હોય છે આવા મનુષ્યો દેવાશી મનાય છે, જેના ગુણોનુ વર્ણન કરતા શાસ્ત્રકારોએ કહ્યુ છે કે—

देवपूजा दया दान, दाक्षिण्य दमदक्षन ।
यस्यैते षड् दकारा. स्यु , स देवांशी नर. स्मृतः ॥ १ ॥

જે મનુષ્ય વીતરાગ દેવની સવિધિ પૂજા કરે છે, પ્રાણી માત્રને અપનાવી તેની ઉપર દયા રાખે છે, હીન, દીન, દુખીયા જીવોને અપનાવી તેને યથાશક્તિ ઉચિત દાન આપે છે, પ્રત્યેક સમયે પ્રસન્નચિત્ત રહે છે, પોતાની ઉદારતા યા સુશીલતાને કદાપિ છોડતા નથી, ઈન્દ્રિયો અને મનની ઉપર અધિકાર રાખે છે, તેના ગુલામ બનતા નથી તથા પ્રત્યેક કાર્ય અને વ્યવહારમા નિપુણતા રાખે છે, તેને વિકૃત બનવા દેતો નથી—આ છ 'દ'-કારોથી શોભિત મનુષ્ય દેવાશી કહેવાય છે



## ૮. સમ્યક્ત્વ અને તેનાં આગાર



देवो जिणोद्धारसदोसवज्जिओ, गुरुसुसाहु समलोट्ठकचणो ।
धम्मो पुणो जीवदयाइसुदरो, सेवेह एय रयणत्तय सया ॥१॥

શાસ્ત્રોક્ત દાનાન્તરાય આદિ અઢાર દોષોથી રહિત વીત રાગ દેવ, પત્થર અને કચનને સમાન સમજવાવાળા શુદ્ધ સયમધારી સાધુ ગુરુ અને લૌકિક તેમજ પારલૌકિક હિત કરવાવાળો જીવદયા આદિ આદર્શ માર્ગને બતાવવાળો જૈનધર્મ, એ રત્નત્રયીને આત્મવિશ્વાસથી પ્રતિપળે પાલન કરવો તેનુ નામ " સમ્યકૃત્વ " છે

દેવોમા રહેવાવાળા અઢાર દોષો આ છે (૧) દાનાન્તરાય (૨) લાભાન્તરાય, (૩) ભોગાન્તરાય (૪) ઉપભોગાન્તરાય, (૫) વીર્યાન્તરાય (૬) હાસ્ય, (૭) રતિ, (આનદ) (૮) અરતિ, (દુખ) (૯) ભય, (૧૦) શોક, (૧૧) દુગછા–જુગુપ્સા (ઘૃણા) (૧૨) કામ (ભોગવિલાસિતા) (૧૩) મિથ્યાત્વ, (૧૪) અજ્ઞાન, (૧૫) નિદ્રા, (૧૬) અવ્રત, (૧૭) રાગ અને (૧૮) દ્વેષ—આ અઢાર દોષો જેનામા ન હોય તે જ સાચા વીતરાગ કહેવાય છે અને સાસારિક પ્રાણી ઓને હમેશા એવા જ નિર્દોષ, નિર્લિપ્ત અને નિર્વિકાર વીતરાગ દેવની ઉપાસના કરવી જોઇએ, જેથી સાસારિક દુખમય આવા-ગમન સદાને માટે છૂટી જાય

સસારમા દેવોના નામે પોતાની આજીવિકા ચલાવવાવાળા

 

મિથ્યાવાસિત લોકોએ જે દેવદેવીઓની પ્રતિકૃતિઓ માનીને સ સારના અસ ખ્ય પ્રાણીઓને પોતાના પાખ ડના પ્રબળ પાશમા ફસાવ્યા છે તેમાના કોઇ દેવતાની પાસે ભયસૂચક ગદા, ગોફણુ, નાગપાશ, તલવાર, ધનુષબાણુ, ત્રિશૂળ વગેરે શસ્ત્રોઓ છે કોઈની પાસે ક્રોધસૂચક નરમુ ડ યા પશુમુ ડ છે કોઇ મનુષ્ય યા પશુઓને પોતાના પગ તળે કચડી રહેલ છે કોઈ પોતાની બગલમા સ્ત્રીઓને દબાવીને પોતાની આત્મીય વિષય-પ્રિયતાનું પ્રદર્શન કરી રહેલ છે કોઇ પશુબલી ચાહે છે, તો કોઇ હાથમા જપમાળા રાખી પોતાની અજ્ઞાન દશાને વ્યક્ત કરી રહેલ છે કોઈ પોતાની લિંગપૂજા કરાવવામા મસ્ત છે આ પ્રકારના લક્ષણો દેવોમા હોવા તે જૈન શાસ્ત્ર અને વિજ્ઞ-વિચારોથી વિરુદ્ધ છે ભય અને વિલાસિતાનુ પ્રદર્શન થવુ દેવોને માટે તેમના દેવત્વનું વિઘાતક છે આ દેવો ક્રોધ, ભય મોહ, નિર્દયતા આદિ અવગુણોના કારણે આત્મીય દોષોને પ્રગટ કરવાવાળા છે તેઓ દોષોથી ઓતપ્રોત છે માટે આ દેવોની ઉપાસના ઉપાસકોની જન્મમરણુની ભીતિ મટાડવામા સર્વથા અસમર્થ છે જ મ મરણુની ભય કર ભીતિ તો સર્વદોષ-વિમુક્ત શ્રી વીતરાગ દેવની ઉપાસના જ મટાડી શકે છે

ગુરુવર્ગના બે વિભાગ છે એક ભોજનાનન્દી અને બીજો ભજનાન દી સાધુવેશ ધારણ કરીને જે નામ માત્રનો સાધુ બને છે, પ ચાગ્નિ યા ચોરાશી ધૂણીથી હિંસાજનક કાર્ય કરી પોતાની કાયાને કષ્ટ આપે છે, ઊંધે મસ્તકે વૃક્ષો ઉપર લટકીને તેના જીવોને કષ્ટ પહોચાડી તપસ્યાનો પાખ ડ રચે છે, પોતાના અ ધ ભકતો-યજમાનોને અનેક પ્રલોભનોમા ફસાવીને તેમના પાસેથી ધનમાલ એચે છે, મકાન, ધન, હાથી, ઘોડા, ગાય, ભેસ, ઊંટ અને રથ વિગેરેનો સ ચય કરવામા દિનરાત વ્યગ્ર રહે છે, પૈસા, પૈસા મેળવવાની લાયમા એક્રામ બનેલા ફરે છે, સ્ત્રીઓની

વિલાસિતામા મગ્ન થઇને ગૃહસ્થોથી પણ ઉતરતા દરજ્જે બને છે, સચિત્ત જલપાન, અભક્ષ્ય ભક્ષણ, મઠસ રક્ષણ આદિ પાપોત્પાદક ક્રિયાઓમા આસક્ત બનીને ભકતોના ધનમાલને લૂટવામા અને ગાડી, લાડી ને વાડીના પ્રેમમા જ અમોઘ આનંદ અનુભવે છે–એવા સાધુતાની ઉપર નકામી કાલીમા લગાડનારા સાધુ યા ગુરુ ભોજનાનંદી કહેવાય છે, જે સર્વથા અસેવ્ય છે એમનો ઉદ્દેશ્ય કેવળ એશઆરામના કાર્યોમા રકત રહીને જીવનને આનંદમય બનાવવા અને જનતાનુ દ્રવ્ય લૂટીને મોજશોખ ઉડાડવા એમા જ રહેલુ છે, જે સાધુ-ગુરુઓના માટે સર્વથા અનુચિત છે

આધુનિક વાતાવરણના પ્રબળ પાશમા બધાએલા સ્વચ્છંદ વિહારી, યતિ, સયમી જૈન વેશધારી પોતાના સાધ્વાભાસના ક્ષણિક આલોકમા જનતાને ફસાવવાવાળા છે, એકલવિહારી છે જે સાધુ યોગ્ય જ્ઞાન, ધ્યાન ન કરતા નકામી વાતોમા જ પોતાના જીવનનો અધિકાશ સમય વ્યતીત કરે છે તેમજ યથાસમય પ્રતિક્રમણ, પ્રતિલેખન આદિ ક્રિયાઓ પણ નથી કરતા અને પ્રત્યેક કાર્યમા ઉપયોગ નથી રાખતા, અનાચાર સેવન, સપાપ વાર્તાલાપ અને સાવદ્ય આદેશોપદેશપ્રદાનાદિ કાર્યોમા સલગ્ન રહીને પોતાના સયમ ધર્મમા લાગનાવાળા દોષોનુ જરાપણ ધ્યાન નથી રાખતા, ચલણી નોટ વગેરે દ્રવ્ય ગુપ્ત રૂપથી રાખે છે અગર ગૃહસ્થોને ત્યા પોતાની નિશ્રાથી જમા કરાવે છે વળી જે વસ્ત્ર, પાત્ર કામળી, ઊન આદિ વસ્તુઓ પોતાની નિશ્રામા રાખે, અગર પેટી–આલમારીમા ગૃહસ્થોના અધિકાર નીચે મૂકી તેની ચાવી પોતાની પાસે રાખે છે જે હરાયા ઢોરની માફક અહિ તહિ ભટકતા ફરતા રહે છે અગર આખી રાત પ્રતિક્રમણ કર્યું ન કર્યું અને સૂઇ રહે છે ભણવુ-ગણવું એ તો એમના માટે મરણ સમાન છે અથવા તો કોઈ શિખામણ આપે ત્યારે તેને પાગલ કૂતરાની જેમ કરડવા દોડે છે



અને ઊલટો તેને ગમે તે રીતે ફજેત કરે છે જે ગુરુની આજ્ઞા માનતા નથી યા તેમના નિયન્ત્રણમા ન રહેતા પોતાની સ્વચ્છંદતાથી ખાતા, પીતા, બેસતા, ઉઠતા, સૂતા, જાગતા, હરતા, ફરતા રહે છે આવા સાધુ નામધારી સાધ્વાભાસોને પણ ભોજનાનંદી સમજવા જોઈએ કેમકે આ લોકો શુદ્ધ અને નિર્મલ સાધુવેશની આડમા પોતાના દભમય સ્વાર્થિક કાર્યોની સાધના કરે છે અને મત્રાદિ આડબર બતાવીને ભોળી જનતાને ઠગી રહ્યા છે વાસ્તવમા આ સાધુ નથી, પણ અનાચારી, પાપશ્રમણ અને બગલા-ભક્ત છે જે સ્વપર બન્નેને દુર્ગતિના ઊંડા ગર્ત્તમા નાખી દે છે, માટે એવાઓને સાધુ કે ગુરુ માનવા તે પોતાને જ સસારસમુદ્રમા પાડવા જેવુ છે આગમકાર કહે છે કે—

ज सजमतवहीण, नियमविहीण बभयाइहीण ।
त सेलसम अयत, बुड्ढव बोलए अन्न ॥ १ ॥

જે સાધુ સયમ, તપ, નિયમ અને બ્રહ્મચર્ય આદિ ગુણોથી રહિત છે, તેઓ પથ્થરની નાવ જેમ સ્વપરને સસાર સમુદ્રમા ડુબાડવાવાળા છે તેઓ નથી સ્વય તરી શકતા કે નથી બીજાઓને કયારે પણ તારી શકતા

[1] જે સાધુઓ બીજાઓની મારફત વદનાદિ સન્માન કર્યા છતા આત્મગૌરવ અને અભિમાનિતાનો પરિચય નથી આપતા અને આનદ પ્રગટ નથી કરતા, તેમજ કોઈની દ્વારા નિદા-અપમાન કર્યા છતા પણ પ્રતિકાર( બદલો વાળવા )ની દુર્ભાવના હૃદયમા નથી લાવતા, જે હમેશા સમતાનુ પ્રદર્શન કરતા ધૈર્યપૂર્વક રાગ અને દ્વેષનુ દમન કરે છે, પચ મહાવ્રત, પચ સમિતિ, ત્રણ ગુપ્તિ અને દશવિધ યતિધર્મનુ વિશુદ્ધતાથી પ્રતિદિન યથાશક્તિ સમયાનુકૂલ પરિપાલન કરે છે અને સ્વાધ્યાય, તપ,

ધ્યાનમા લીન રહે છે, જે કડક તાપમા પણ પગમા જોડા અને માથે છત્રી નથી રાખતા, જેમની હાર્દિક ભાવના સૌ પ્રાણીઓને સન્માર્ગે વાળવાની છે, જે ગાડી, વાડી, લાડી અને ઉપાશ્રય આદિના મોહથી સર્વદા છેટે રહીને પોતાની વાસ્તવિક વિરક્તતાનો પરિચય આપે છે, જે ધુસર પ્રમાણ ભૂમિમા જોઈને યતનાપૂર્વક ગમન કરે છે પરતુ આજુબાજુ કે ઊચે જોઈને નથી ચાલતા, જે એક જ ઠેકાણે પડ્યા ન રહેતા મર્યાદાપૂર્વક પગપાળો વિહાર કરે છે, જે વ્યર્થ અને ખોટી ચર્ચાથી જુદા રહી સઘમા શાતિનુ સામ્રાજ્ય સ્થાપન કરે છે, જેઓ વીતરાગ દેવ સિવાયના અન્ય દેવ દેવીઓની જાતે ઉપાસના કરતા નથી અને બીજાઓને તેના માટે ઉપદેશ પણ આપતા નથી, જે અશ્રદ્ધા ભાવમા કદી પણ ન ફસાતા સર્વદા સતોષની પ્રતિમૂર્તિ બનીને રહે છે, જે પ્રાણ જાય તો પણ અનીતિમય અસયમ સ્થાનોનુ આચરણ કરતા નથી, અને પોતાના સ્થાનને છોડી અહિ તહિ નથી ઘૂમતા, જે અકારણ નિદ્રા, પ્રમાદ અને અસદાચારમા નિમગ્ન રહેતા નથી અને હમેશા સયમ ધર્મનુ પાલન કરતા વિચરે છે ઇત્યાદિ ગુણસપન્ન સાધુ ભજનાનન્દી કહેવાય છે જેનો ઉપદેશ પ્રત્યેક શ્રોતાને શાતિદાયક અને નિવૃત્તિ માર્ગનો બોધક હોય છે સસારમા આવા જ ગુરુ સ્વપરના ઉદ્ધારક હોય છે અને પ્રાણી માત્રના માટે માન્ય, સેવ્ય અને વદનીય છે

ધર્મની વ્યાખ્યા કરતા સજીવતા પ્રદાન કરવાવાળી નિર્જીવ લેખિની પણ તેવા કપોલકલ્પિત, મનગઢત, રૂઢિચુસ્ત સ્વાર્થની ગધવડે દુર્વાહિત આજના અશ્રદ્ધામય ધર્મવાદો પર ઉપેક્ષાનુ મદ હાસ્ય કરી આગળ વધવા નથી ચાહતી જે ધર્મ દેવતાઓની પાછળ પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવા માટે દુર્બલ, નિરપરાધ, અમાનવ, મુગા પ્રાણીઓનો બલી વિધાયક, અભક્ષ્ય વસ્તુઓનુ ભક્ષણ કરાવવાવાળો, તપને બહાને રાત્રિભોજન, ઉપ-

વાસમા ફળાહાર ભક્ષણ કરાવવાવાળો, અને હિંસાજન્ય યજ્ઞાદિ કુમાર્ગોનો પ્રરૂપક યા નિર્દેશક હોય તે શુ ધર્મ કહી શકાય? શુદ્ધ અને પવિત્ર અહિંસા ધર્મને પોતાની કાળી ચાદરથી ઢાકવા વાળો આ ધર્મ, ધર્મ નહિ પણ મહાન અધર્મ છે આવા કલુષિત પાપમય અધર્મનો આશ્રય લેવાથી આત્માનો ઉદ્ધાર નહિ થતા એવો અધઃપાત થાય છે કે જે ફરી કદી પણ ઊંચો આવી શકતો નથી કહ્યુ પણ છે કે—

**चटक मटक नित कुमति चल, तकत चलत चिहुं ओर ।**
**अधर्मभावी अधम नर, पड़े नरक में घोर ॥ १ ॥**

હમેશા 'ચટકમટક' ચાલવાળો 'કુમતિ,' ચારે 'દિશાએ' નજર ફેકનાર માનવી અધમ છે, અધર્મી છે તેનુ ભાવિ તેને નરકના ઊંડા ખાડમા ધકેલી રહ્યુ છે

'अहिंसा परमो धर्मः,' 'मा हिंस्यात्सर्वभूतानि' આદિ સૂક્તિઓ અનુસાર જે ધર્મ જીવ માત્રની રક્ષા કરવાનુ બતાવે છે, સસાર ા પ્રાણી માત્રને પોતાના આત્મા સમાન સમજીને તેને અપનાવવાનુ શીખવે છે અને અનાચાર પ્રવૃત્તિને રોકીને જે સદાચારના માર્ગે વાળવાનુ પ્રદર્શિત કરે છે જેમા અહિંસા, સદાચાર, સરલતા ઇન્દ્રિયદમન અને સુશીલતા વગેરે પ્રશસ નીય ગુણો પ્રધાનપણે છે તે જ સાચો ધર્મ છે અને તેની જ આરાધના કરવાથી આત્માનુ કલ્યાણ થઈ શકે છે કહ્યુ છે કે—

**कुगति में गिरते प्राणी को, झाली रखे जो सद्य ।**
**सत्य धर्म जानो वही, दिये सुगति अनवद्य ॥ १ ॥**

કુગતિમા પડતા પ્રાણીને જે તરતજ હાથ પકડી અટકાવે છે તે ખરેખરો સાચો ધર્મ છે અને તેના વડે જ શુભ ગતિ મેળવી શકાય છે

આજે કેટલાય નવશિક્ષિત લોકો ધર્મના નામથી ઘૃણા કરી તેનાથી દૂર રહે છે, તને કુરુઢી કુપથ બતાવે છે અને જે કવચિત ધર્મથી સ્નેહ રાખે છે તો વિના કારણ તે પોતાની ઉચ્છૃ ખલતાનો પરિચય આપી સમ્યકત્વ ધર્મની ઊલ્ટી સીધી મીમાસા કરીને મહામીમાસક બની જાય છે તે ન તો આ લોકને સુધારી શકે કે ન તો પરલોકને, અને તે વચમા ત્રિશકુની માફક લટકી સસારના માટે આનદની વસ્તુ બની જાય છે આ આજકાલનુ વિષમ વાતાવરણ છે, જેના પ્રબળ પાશમા અસખ્ય યુવકો ફસાઇ પોતાના આત્માને ભ્રમના ઊડા ખાડામા નાખી રહ્યા દેખાય છે આધુનિક પરિસ્થિતિમા ઉછરેલા યુવકો પોતાને રાષ્ટ્રસેવી અને ગાધીવાદી માને છે પરતુ ગાધીના યથાર્થ સિદ્ધાતોનુ અનુસરણ નથી કરતા ગાધીજીનો સિદ્ધાત શરૂઆતથી આજ સુધી 'अहिंसा परमो धर्म' 'मा हिंस्यात्सर्वभूतानि' આ રહ્યો છે અને આજે તેના પ્રબળ બળ ઉપર ગાધીજીનુ સન્માન થઇ રહ્યુ છે અહિસાનો આ અભેદ્ય અને વ્યાપક સિદ્ધાત પ્રભુ શ્રી મહાવીરસ્વામીનો છે તેઓએ આજથી અઢી હજાર વર્ષ પહેલા આ અખડ સિદ્ધાન્તને અપનાવી સસારમા વિજય અને પ્રભુત્વ પ્રાપ્ત કર્યુ હતુ પ્રભુ મહાવીરે બતાવેલ અહિસાના બળ ઉપર જ ગાધીજીએ દુનિયામા નેતૃત્વ પદ પ્રાપ્ત કર્યુ છે આધુનિક સ્વરાજ્યપ્રાપ્તિનુ મુખ્ય સાધન અહિસા જ છે એટલા માટે પ્રત્યેક યુવક, વૃદ્ધ, બાળક, બાળિકા, સાધુ અને યોગી વગેરે સર્વને અહિસા ધર્મનુ પરિપાલન કરી પોતાના અને બીજાઓના આત્માનુ કલ્યાણ કરવુ જોઈએ

આવી રીતના સાચા દેવ, ગુરુ અને ધર્મનુ વાસ્તવિક સ્વરૂપ સમજીને કુદેવ, કુગુરુ અને કુધર્મનો પરિત્યાગ કરી જે મનુષ્ય યથાર્થ દેવ, ગુરુ અને ધર્મરૂપ તત્ત્વત્રય પર શ્રદ્ધા રાખે છે-તેના પર અતૂટ વિ[illegible] છે અને તેમને જ પોતાના આત્માના

સાચા સુધારક સમજે છે કુદેવાદિના ચમત્કારો અને પ્રલોભનોમા મોહિત ન થતા તત્ત્વત્રયના વિશ્વાસથી વિચલિત થતો નથી તે જ સાચો સમ્યકત્વી કહેવાય છે જે લોકો આત્મબલી, નિડર, નિસ્તૃષ્ણ અને ભવભીરુ થઇ આત્મકલ્યાણની અભિલાષા સેવે છે તે સમ્યકત્વનુ પરિપાલન નિર્દોષ રૂપે કરે છે જે ભયભીત, કાયર અને અધીર અથવા ઉદ્વિગ્ન ચિત્તવાળા હોય છે તે લોકો છ આગારોની છૂટ રાખીને સમ્યકત્વનુ પાલન કરે છે છ આગારો આ પ્રમાણે છે—

दाक्षिण्येन क्षितीशस्य, बलाद्वा वाक्यतोऽथवा ।
कुदृष्टिना नमस्कारो, राजाभियोग उच्यते ॥ १ ॥

समुदायो जनाना हि, स एवोक्तो जिनैर्गण ।
क्रियते तस्य वाक्येन, निषिद्धमपि सेवनम् ॥ २ ॥

दुर्भिक्षारण्यसम्पर्के, जीवनार्थं विधीयते ।
मिथ्यात्व स च कान्तार-वृत्ति नाम निगद्यते ॥ ३ ॥

पितृमातृकलाचार्यो, मिथ्यात्वभक्तिचेतसा ।
कारयन्ति यथेच्छ ते, तद्गुरुनिग्रहो भवेत् ॥ ४ ॥

कुलदेवादिवाक्येन, यन्मिथ्यात्व विधीयते ।
स सम्यक्त्वरताना च, भवेत् सुराभियोगक[1] ॥ ५ ॥

बहूनां हठवादेन, बलाद्वा त्यक्तसेवनम् ।
एव बलाभियोगः स्यात्, षडेते छिण्डिका मताः ॥६॥

૧ રાજાભિયોગ–રાજાની આજ્ઞાથી અગર શરમથી અથવા બળાત્કારથી અવંદનીય મિથ્યાત્વીઓને વંદન કરવુ પડે, તેની સન્માનાદિ સેવા કરવી પડે અને પથારી કે ભોજન આપવુ પડે.

૨ **ગણાભિયોગ**-બહુ માણસોના દબાણ યા ભયથી અકારણીય મિથ્યાકાર્ય કરવુ પડે ૩ **વૃત્તિકાન્તાર**-દુર્ભિક્ષ, અન્નસંકટ, વનવાસ અને આજીવિકા વગેરે કારણોની ઉપસ્થિતિમા મિથ્યાકર્મ કરવુ પડે ૪ **ગુરુનિગ્રહ**-મિથ્યાત્વી પિતા, પિતામહ, માતા, કાકા, મામા, કલાચાર્ય વિગેરે પૂજ્ય વર્ગના ભયથી અથવા દુરાગ્રહથી નિષિદ્ધકાર્ય પણ કરવુ પડે. ૫ **દેવાભિયોગ**-દુષ્ટ દેવો અથવા કુળદેવોના ભયથી મિથ્યા આચરણ કરવુ પડે ૬ **બલાભિયોગ**-જાતિના બળવાન પુરુષો અને કુટુમ્બીઓના દુરાગ્રહ અથવા ભયથી મિથ્યા દુષ્કર્મ કરવુ પડે અપવાદ અથવા વિવશ અવસ્થામા આ આગારોમાથી એક, બે અથવા સર્વનુ કોઇ વખત સેવન કરવુ પડે, તો સમ્યકત્વનો ભગ થતો નથી બને ત્યા સુધી સમ્યકત્વીએ આ દોષોથી દૂર રહેવુ જોઇએ આપત્તિ-કાલની વાત જુદી છે

સમકિતધારીઓએ ગોગા, ખેત-પાળ, ભૈરવ, ભવાની, શીતળા, રામદેવ, શ કર, પીર, દરગાહ, વિગેરે મિથ્યાત્વી દેવ-દેવીઓની માનતા, ઉપાસના અને જુહાર આદિ ન કરવુ તથા હોળી, તાબૂત, ગણેશચોથ, રામનવમી વગેરે મિથ્યા પર્વોની આરાધના ન કરવી જોઇએ એમને માનવા પૂજવાથી સમકિતમા દોષ લાગે છે અને આપણો જૈન ધર્મ કલકિત બને છે, જેનુ પરિણામ ભવભ્રમણના અતિરિક્ત ( સિવાય ) બીજુ શુ હોઇ શકે ? સમકિતનુ મહત્વ તેમજ તેની ઉપાદેયતા ઘણી મનનશીલ છે એનુ જેટલુ અધ્યયન, મનન અને અવગાહન કરાય તેટલુ જ આધ્યાત્મિક જ્ઞાન પ્રાપ્ત થાય છે તેના વિના જ્ઞાન, ધ્યાન, તપ, જપ, ક્રિયાનુષ્ઠાન આદિ કોઇ કાર્ય સફળ બનતુ નથી જ્ઞાનહીન અને સ યમપતિત કદાચ મોક્ષપદ પ્રાપ્ત કરી શકે છે પર તુ સમ્યક્ત્વથી ભ્રષ્ટ મનુષ્ય કદી પણ મોક્ષપદ પ્રાપ્ત કરી શકતો નથી કહ્યુ છે કે-

दसणभट्ठो भट्ठो, दसणभट्ठस्स नत्थि निव्वाण ।
सिज्झति चरणरहिया, दसणरहिया न सिज्झति ॥ १ ॥

સ સારમા સમ્યકત્વ રહિત મનુષ્ય દરેક રીતે ભ્રષ્ટ થયેલ છે લાખો ઉપાય કરવા છતા પણ તેને નિર્વાણ (મોક્ષ) પદ મળતુ નથી સ યમથી રહિત મનુષ્ય કયારેક મોક્ષે જઈ શકે છે પણ સમ્યકત્વભ્રષ્ટ મનુષ્ય કયારે પણ મોક્ષે જઈ શકતો નથી જેવી રીતે જલની અખ ડ ધારાઓ પડવા છતા પણ શિલા અગર ઉખરભૂમિ ઉપર બીજો ઉદ્દગમ નથી થઈ શકતો, તેમજ મજબૂત પાયો (ચણતરનો) ભર્યા વગર અતિ સુદર મહેલ ટકી શકતો નથી તેવી જ રીતે સમ્યકત્વ ધારણ કર્યા વગર નથી ભવભ્રમણ મટી શકતુ કે નથી અક્ષય સુખની પ્રાપ્તિ થઇ શકતી

આમ તો સ સારમા આવી કોઈ જાતિ, યોનિ અને સ્થાન નથી કે જ્યા આ જીવ અન તવાર ન ગયો આવ્યો હોય, પરન્તુ તેથી કઇ ભવસ ખ્યા નથી થઇ શકતી ભવસ ખ્યા તો સમ્યકત્વની સ્પર્શના હોવાથી જ થાય છે વધારેમા વધારે તેને અર્ધ પુદ્દગલપરાવર્તન કાલ સુધી પરિભ્રમણ કરવુ પડે છે અહિ અર્ધપુદ્દગલ પરાવર્તનકાલનુ તાત્પર્ય એ છે કે-દશ કોટાકોટિ સાગરોપમનો એક ઉત્સર્પિણી અને એટલા જ સાગરોપમ પ્રમાણનો એક અવસર્પિણી હોય છે એટલે વીશ કોટાકોટિ સાગરોપમ પ્રમાણનુ એક કાળચક્ર બને છે અને એવા અન ત કાલચક્રનો એક પુદ્દગલ પરાવર્તન થાય છે સમ્યકત્વની પ્રાપ્તિ થયા બાદ જીવને અર્ધપુદ્દગલપરાવર્તન કાલ સુધી ભટકવુ બાકી રહી જાય છે કોઇ જીવ સમ્યકત્વની ઉત્કૃષ્ટ કરણી કરીને જલદી ઉત્કાન્ત અવસ્થાને પ્રાપ્ત કરી લે છે, અને કોઇક કરણીની ન્યૂનતાથી-વિલ બથી, માટે મિથ્યાત્વનો ત્યાગ કરો, સમ્યક્ત્વ ગુણને ધારણ કરો, ધર્મ ઉપર અવિચળ વિશ્વાસ રાખો એ જ એક આત્મ કલ્યાણ કરવાનુ સરળ અને મુખ્યતમ સાધન છે

# ૯. કુમારપાળ-રાસ અને હિતશિક્ષા-રાસના સુભાષિત-કુસુમો



આજના નવ પ્રચલિત પ્રગતિશીલ જમાનામા જે તરફ નજર નાખવામા આવે તે તરફનુ સરસ અને સુખદ વાતાવરણ કાવ્ય મય જણાશે જગતનો કોઇ પણ એવો નિમ્ન ખૂણો નથી કે જે આજના સાહિત્ય અને કાવ્યમયી યુગપ્રવાહની ધારાના પ્રબળ પ્રવાહમા પ્રવાહિત નહિં થયો હોય એ જ કારણ છે કે આજનો રાષ્ટ્રીય યુગ ઉત્તરોત્તર ઉન્નતિની તરફ અગ્રેસર થતો જાય છે સાહિત્યિક દૃષ્ટિથી જો વિચાર કરીએ તો એ સહેજે સમજાશે કે જે જે સમ્રાટો અને નરેશોની ઉન્નતિ થઇ છે તે તો કવિઓની અસાધારણ આતરિક પ્રેરણાથી જ આ પ્રેરણા જ તેમના નિસ્તેજ હૃદયમા તેજ, જોશ, ઉત્સાહ, ઉમગ અને ગેથી ઉચ્ચતર વીરતાનો નવીન ભાવ સચારિત કરી તેમને તેને યોગ્ય બનાવવામા સપૂર્ણ રીતે સહાયક બની છે પ્રાચીન ઇતિહાસના પાના પલટાવીએ તો જણાશે કે-પૃથ્વીરાજના સમયમા ચદ કવિએ પોતાની કાવ્યમયી અસાધારણ પ્રેરણાથી પૃથ્વીરાજને શુ ઓછો સહયોગ આપ્યો હતો? અને ભૂષણ કવિએ પોતાની વીરરસ પ્લાવિત કમનીય કૃતિઓદ્વારા શિવાજીને દિગ્વિજયી બનાવવામા શુ ઓછી સહાયતા પ્રદાન કરી હતી?

આ એક નિયમ છે કે-જે સમયે જેવો કવિ હોય છે તે પોતાની આત્મીય ધારણામયી કવિતાઓ દ્વારા તે સમયને અને યુગને તત્સદૃશ બનાવી દે છે જેવી રીતે સમ્રાટ્ અકબરના

સમયમા ચારે બાજુ ધર્મ ને નીતિના નામ પર અધર્મ અને અનીતિનો પ્રચાર થઇ રહ્યો હતો મનુષ્યો પારસ્પરિક વિદ્વેષની મારફત પોતાના સ્વાર્થ સિદ્ધ કરવામા જ-પછી ભલે તે અન્યાયથી, દુરાચારથી અગર કોઇ અકૃત્ય કાર્યોદ્વારા થતો હોય છતા તેમા જ પોતાના જીવનની સફલતા સમજતા હતા

પાખડના કલ્પિત મચ પર બેસીને લોકો ધર્મનો ઉપહાસ કરતા હતા આસ્તિક ભાવના તો લોકોના હૃદયમાથી પ્રાય નષ્ટ થઇ ગઇ હતી મદિરો અને મૂર્તિઓ પર પણ આઘાત-આતક વ્યાપ્યુ હતુ તે સમયે એક તરફ ભક્તશિરોમણી તુલસીદાસે રામચરિત માનસનુ નિર્માણ કરી અખિલ જનતાને ભક્તિરસથી ધર્મ, ન્યાય અને સદાચારમયી મન્દાકિનીના અમદ ગત્યા પ્રવાહિત થવાવાળા પ્રબળ પ્રવાહમા પ્રવાહિત કર્યા, બીજી તરફ જગદ્ગુરુ શ્રી વિજયહીરસૂરીશ્વરજી મહારાજે પોતાના અખડ સદુપદેશના પ્રભાવથી સમ્રાટ્ અકબરને ધાર્મિક તત્ત્વોનો વાસ્તવિક મર્મ સમજાવી તેનાથી અહિસાનુ ફરમાન કઢાવ્યું હતુ આ કારણથી તે સમયનો સસાર અધર્મના સ્થાને ધર્મ, અનીતિના સ્થાને નીતિ, અને દુરાચારના સ્થાને સદાચારના માર્મિક તત્વો સમજતો ભક્તિમય થયો હતો તેવી જ રીતે જ્યારે સસારમા હિસા, ચોરી અને અધાર્મિકતાનો પ્રચાર થાય છે ત્યારે કવિઓએ પોતાની કવિતાઓ અને સમર્થ ત્યાગીઓએ પોતાના ઔપદેશિક વચનોદ્વારા સમસ્ત સસારને સત્પથ ઉપર લગાડ્યો

જૈન અજૈન કવિઓની સખ્યા સસારમા અપરિમિત છે, તેમા પણ અજૈન કવિઓનો વિશેષ ભાગ હિન્દી સાહિત્યના પોષક છે ગુર્જર ભાષાના વિકાસક કવિ અલ્પ સખ્યામા છે જૈન કવિઓમા ગુર્જર ભાષાના પોષક કવિ અધિક થયા છે

અને તેઓએ ગુર્જર ( ગુજરાતી ) ભાષામા કવિતાઓ અધિક બનાવી છે ગુર્જર પ્રાન્તીય કવિઓમા કવિ ઋષભદાસજીનુ સ્થાન પણ ઓછુ નથી તેઓએ સમયે સમયે ઔપદેશિક અને ધાર્મિક કાવ્યોને ગુજરાતી ભાષામા નિર્માણ કરી સાહિત્યની યશોવૃદ્ધિ કરી છે કવિ ઋષભદાસની હાર્દિક ભાવના પ્રાર ભથી જ ધાર્મિકતા અને ઔપદેશિકતાની સાથે કાવ્યમયી હતી અને ઠેવટ સુધી પોતે પોતાની આ હાર્દિક ભાવનાને સફળ કરી બતાવી છે તેમનાં કાવ્યો પ્રાય રાસ શબ્દથી પ્રયુક્ત હતા અને પોતે નાના મોટા ચોત્રીશ રાસોની રચના કરી હતી ઉક્ત રાસોમા કુમારપાલ રાસ અને હિતશિક્ષા રાસ વિશેષ મહત્વપૂર્ણ છે, જેની રચના વિક્રમ સવત ૧૬૭૦ અને ૧૬૮૨ મા ત્ર બાવતી-( ખ ભાત )મા રહીને કવિએ પોતાની અસાધારણ કવિત્વશક્તિનો પરિચય આપતા કરી છે પ્રથમ રાસમા ગજા સિદ્ધરાજ જયસિહ, પરમાર્હત્ રાજા કુમારપાળ અને આચાર્ય શ્રી હેમચ દ્રસૂરીશ્વર જીનુ ઐતિહાસિક વર્ણન ઘણી રોચકતાની સાથે કર્યુ છે આ સિવાય સ્વપ્ન, શકુન, લક્ષણ, સ્વર, નીતિ અને ધર્મ વગેરેના સ્વરૂપનુ પણ ઉત્તમપણે દિગ્દર્શન કરાવ્યુ છે, જે જૈન અજૈન સર્વ સાધારણ જનતાને જાણવા યોગ્ય છે હિતશિક્ષાના રાસમા શયન, જાગરણ, શૌચ, સ્નાન, દર્શન, પૂજન, ભોજન, વ્યવસાય, સામાયિક, પ્રતિક્રમણ અને યાત્રાગમન વગેરે ગૃહ સ્થોચિત વિધિ-નિયમોનો ઉલ્લેખ ઉદાહરણ સહિત બતાવ્યો છે તે ગૃહસ્થમાત્રને માટે અનુપમ, જ્ઞાતવ્ય અને અનુકરણશીલ છે

કવિ ઋષભદાસજીએ પોતાનુ સાત્વિક અને પવિત્ર સાહિત્ય મય જીવન જગદ્ગુરુ શ્રીમદ્ વિજયહીરસૂરિજી, શ્રીમદ્ વિજય સેનસૂરિજી, શ્રીમદ્ વિજયદેવસૂરિજી શ્રીમદ્ વિજયતિલકસૂરિજી વગેરે પૂજ્ય આચાર્યોની પુનીત સેવામા રહીને વ્યતીત કર્યુ

હતુ છેવટના સમયમા તે પૂજ્ય આચાર્યોના સૈદ્ધાન્તિક ઉપદેશોનુ પાન કરી પ્રત્યેક વિષયનો નિર્ણય અને તેનુ સારી રીતે અવગાહન કરતા થકા સફળતા પ્રાપ્ત કરવી એ એમના માટે સ્વાભાવિક હતુ એથી જ કવિમહોદયે પોતાની પ્રત્યેક રચનામા સ્થૂલ રૂપથી સર્વ વાતોને સ્થાન આપ્યુ છે

આજના કવિઓ પ્રાય આત્મીય પ્રલોભનોને વશીભૂત થઇ કલ્પિત વસ્તુનો અત્યધિક આશ્રય લે છે, અને સભવાતીત ઉપમેય શબ્દોથી મિથ્યા પ્રશસા કરી પોતાની સાત્વિક સાહિત્યિકતા અને કમનીય કાવ્યકુશળતા ઉપર કાલિમા લગાડે છે આ જ કારણ છે કે-આધુનિક કાવ્યસાહિત્ય વધુમા વધુ સૌ દર્ય અને શૃ ગારના વર્ણન સુધી જ સીમિત રહીને નામ માત્રનુ રહી ગયુ છે પ્રાચીન કવિઓમા આ વાત ન હતી તે તો સન્માર્ગથી ચ્યૂત જનતાને સાચા માર્ગ પર લાવનાર પથ પ્રદર્શક હતા તેઓ જનતાના સાચા સેવક, ત્યાગી, પરોપકારી, ઉદાર, જ્ઞાની, દયાળુ, સહૃદયી અને સદાચારી બનીને પોતાની સાત્વિક સાહિત્યમયી કાવ્યપ્રભાથી પ્રભાવવાન થઇને યશરૂપી ધનની સાર્થકતાને સ પૂર્ણ રીતે ચરિતાર્થ કરતા હતા

કવિ ઋષભદાસજીમા આ સૌ વાતો ઉચિત રીતે વિદ્યમાન હતી તે પોતાના પવિત્ર સહવાસમા જ રહી સાસારિક મુઝવણોથી દૂર રહીને શુદ્ધ સ મનનમા જ સુવર્ણમય સુઅવસર વ્યતીત કરતા હતા પ્રારભ અવસ્થામા જ તેમણે ત્યાગવૃત્તિને અપનાવી હતી. ભવિષ્યમા ચમકવાવાળી ત્યાગ અને સચ્ચારિત્ર મયી ધાર્મિક સાહિત્યિકતા તથા કાવ્યકુશળતાનો સારો પરિચય આપ્યો છે ઉપરના બન્ને રાસોમા કવિવરે અ તરના વિષયોનુ વિવેચન કરી સ્થાને સ્થાને અનુકરણ કરવા યોગ્ય અને મનન કરવા લાયક સુભાષિતોનો પણ સમાવેશ કર્યો છે જે કેવળ

ગૃહસ્થોને માટે નહિ પરંતુ સમસ્ત જન હિતેચ્છુઓને માટે, વ્યાખ્યાનદાતાઓના માટે, લેખકો, કવિઓ અને વકતૃત્વ કળાના અભ્યાસીઓને માટે અતિ ઉપયોગી અને સુરુચિકારક છે કવિની કાવ્યધારા પ્રાચીન ભાષાના પ્રબળ વેગમા રહી છે અમે એમ નથી ચાહતા કે તેની પ્રાચીન ભાષાના વેગમા વહી જતી કાવ્ય ધારાઓને આધુનિક ભાષાની ખાઇમા નાખી કવિના ભાવોનુ મથન કરી પાઠકોની સામે તેનુ નવુ સ્વરૂપ બનાવવુ, માટે જેવુ મંગળમય મુખથી નીકળ્યુ, તે જ રૂપમા અહીંયા બતાવીએ છીએ.

## કુમારપાલ રાસમાથી મેળવેલાં સુભાષિતો.

### ૧. એ બાળવયથી સેવવા યોગ્ય છે—

ગજા કર્ષણ સુત તુરી, મહિષી ચન્દ્ર સુકીર,
બાળપણાથી સેવિયે, લહિયે સુક્ખ શરીર ૧

રાજા, ખેડૂત, દીકરો, ઘોડો, ભેંસ, ચંદ્ર અને પોપટ એ સાતેની નાનપણથી જ સેવા કરવી જોઇએ, જેથી શરીરે સુખ મળી શકે.

### ૨. લૂખુ ભોજન સારુ નહિ—

લૂખુ જમતા ગતિમતિ જાય, લૂખુ જમતા ધ્રૂજે પાય,
લૂખુ જમતા બળબુદ્ધિ ગળે, મૂઓ સોય બાળ્યો નહિ બળે.૨

લૂખુ ભોજન જમવાથી શુદ્ધબુદ્ધ જાય છે, તેના પગ ધ્રૂજવા લાગે છે અને બળબુદ્ધિ ઓછી થાય છે વળી તેવો માણસ મરી જતા બાળ્યો હોય તો પણ લૂખો હોવાથી બળતો નથી

જેમ ગજનો મંડન સિંદૂર, જેમ રણનો મંડન નર સૂર,
જેમ નદીનો મંડન જલપૂર, તેમ ભોજન મંડન ઘૃતપૂર ૩

જેમ હાથીની શોભા સિંદૂરના તિલકથી થાય છે, રણની શોભા શૂરવીર પુરુષોથી છે, નદીની શોભા પાણીનુ પૂર આવવાથી છે તેમ ભોજનની શોભા પૂરેપૂરુ ઘી મળે તેમા છે

**ઘૃત ન કેહુ અમૃત કહેવાય, જેહથી વાધે નરનુ આય,**
**વૃદ્ધ બાળ પશુ સૌને ગમે, તો જનસાજ કયમ લૂખુ જમે ? ૪**

તે ઘી નહિ પણ અમૃત કહેવાય છે, જે વડે મનુષ્યનુ આયુષ્ય વધે છે જે ઘરડા, બાળક અને પશુઓ સૌને ગમે છે, તો માણસો શા માટે લૂખુ જમતા હશે ?

## ૩. કાર્યનો નાશ કરનાર આ ત્રણ છે—

**ત્રણ મળે ત્યા તૂટે કામ, ત્રણ મળે ત્યા રહે ન મામ,**
**ત્રણ મળે ત્યા વિણશે કામ, ત્રણ મળે ત્યા ન વસે ગામ ૫**

**અતિસાર શીતલ હેડકી, ત્રણ મળે તમ પ્રાણુ દુઃખી,**
**ઈણી દૃષ્ટાંતે ત્રણ જણ જ્યાહી, નિશ્ચે કામ ન થાય ત્યાહી ૬**

ત્રણ જણ ભેગા થાય તે કામ અધવચથી તૂટી જાય છે આબરૂ-કીર્તિ રહી શકતી નથી કામ બગડી જાય છે ગામ પણ વસી શકતુ નથી

પુષ્કળ ઝાડા થવા-( અતિસાર થવુ ), શરીર ઠડુ પડી જવુ અને ઉપરાઉપરી હેડકી આવવી-એ ત્રણ રોગ એકી સાથે થતા એનો જીવ બહુ દુઃખી થાય છે એ ઉદાહરણથી ત્રણ જણ જ્યા જ્યા ભેગા થાય છે તે કામ નક્કી થતુ નથી

## ૪ એ સાત જણ ગુણને સમજતા નથી—

**જામાતા ને વીછી વાઘ, મદ્યપાની મૂરખ અભાગ,**
**ભાગિનીસુત પૃથ્વીનો નાથ, ગુણ કીધો નવિ જાણે સાત ૭**

જમાઇ, વીંછી, વાઘ, દારૂનો વ્યસની, અભાગિયો મૂર્ખ, બહેનનો દીકરો (ભાણેજ) અને પૃથ્વીનો ધણી (રાજા)નો ગુણ કર્યો હોય તો પણ તે સમજતા નથી મતલબ કે ઉપકારનો બદલો આપવાનુ તે સમજતા નથી

## ૫. મંત્રી(કારભારી)નુ સામર્થ્ય—

**મંત્રી કટક ચઢયા ફેરવે, જેમ કવિતા મન ચિંતવું કવે,**
**તેમ મંત્રી રાખે ઘરસૂત્ર, મંત્રિ વિણ શ્યા બંધવ પુત્ર ? ૮**

ચઢી આવતા મોટા લશ્કર(દુઃખના ધાડા)ને સમજદાર વ્યક્તિ હઠાવી શકે છે જેવી રીતે કવિનુ ચિત્ત હંમેશા કાવ્ય રચવામા જ હોય છે તેમ મંત્રી જ ઘરનો બધો વહીવટ સંભાળી શકે છે મંત્રી વિનાના ભાઇ અને પુત્રો પણ નકામા છે (અહીં મંત્રી એટલે બુદ્ધિમાન વ્યક્તિ એ અર્થ છે)

## ૬. આ સાતની છેડછાડ કરવા જેવી નથી—

**રાજા તસ્કર મૃગપતિ સાપ, શસ્ત્ર પાની દુહવે સંતાપ,**
**કવિ બાળક પ્રેમે તેડિયે, પણ સાતેને નવિ છેડિયે ૯**

રાજા, ચોર, સિંહ, સાપ, ધારવાળુ હથિયાર, કવિ અને બાળક એ સાતને ભલે પ્રેમપૂર્વક બોલાવીએ પણ તેમને ક્રોધાયમાન કરવાથી—સંતાપ ઉત્પન્ન કરવાથી દુ:ખી કરનાર છે

## ૭ સ્વાર્થના સહુ કોઇ પ્રેમી છે—

**સ્વારથ સહકો વલ્લહો, પર વલ્લહા ન કોય,**
**વચ્છ ધેનુને પરિહરે, જો થન દૂધ ન હોય. ૧૦**

લાગતા નથી જેવી રીતે ગાયના આચળમા દૂધ ન હોય તો તેનુ વાછરડુ તેને છોડી દે છે

## ૮ દુનિયામા આ સાત વિરલા છે—

**દાતા શૂર સચ્ચા નરા, પડિત શીલ નિરિહ,**
**એ સાતે વિરલા મલે, જિમ પશુઓમા સિહ ૧૧**

દાનવીર, શૂરવીર, સત્યવાદી મનુષ્ય, પડિત, શીલવાન અને નિસ્પૃહ એ સાતે વીરલા પુરુષો છે જેવી રીતે પશુમા સિહ ભાગ્યે જ મળે છે તેમ એ ભાગ્યે જ મળી શકે છે

## ૯. એ ઊંધી ચાલે ચાલનાર હોય છે—

**નિર્ધન મૂરખ રેણુકા, ખાટા ખારા વારિ,**
**કુભોજન નર કિરપાણ, એ અવળા સસારી ૧૨**

નિર્ધન, મૂર્ખ, રેતી, ખાટા ખારા પાણી, ખરાબ ભોજન અને કૃપણ માણસ એ સસારમા ઉંધી ચાલે ચાલનાર છે

## ૧૦ મીઠુ વચન બોલવુ જોઇએ—

**મધુર વચન ડહાપણુ, થોડુ કામે બોલ,**
**માન રહિત તજ તુચ્છ વચન, અનરથ વયણ મ બોલ ૧૩**

મીઠુ અને ડહાપણવાળુ વચન જરૂરીયાત પ્રમાણે બોલવુ જોઇએ, માન વિનાનુ અનર્થકારી તુચ્છ વચન ન બોલવુ

## ૧૧. આ ચલવિચલ નથી હોતા—

**ન ચલે મેરુની ચૂલિકા, ન ચલે ફુ સર્પ શેષ,**
**ન ચલે મુનિ મત્રસાધના, જિમ શિર અક્ષર લેખ. ૧૪**

મેરુપર્વતનુ શિખર ચલાયમાન થતુ નથી અચલ શેષ નાગની ફેણ ચલિત થતી નથી મુનિઓની મ ત્રસાધના પણ ચળતી નથી જે પ્રમાણે લલાટે લખેલા લેખ ભૂસાતા નથી

### ૧૨. સ સારમા સજ્જન થોડા છે—

સજ્જન થોડા હ સ જિમ, વિરલા કોઇ દીઅ ત,
દુર્જન કાળા નાગ જિમ, મહિયલ ઘણા ભમ ત ૧૫

સજ્જન વીર પુરુષો તો હ સની જેમ કયાક જણાય છે કાળા નાગ જેવા દુર્જનો સાપની જેમ અહિ તહિ ભટકતા જણાય છે

### ૧૩. દૂર જવાથી પણ શોભે છે—

સુપુરુષ સોપાઠી ને પાન, હયવર હાથી ને વિજ્ઞાન,
વળી કેવડો જશ વિખ્યાત, દૂર ગયા એ શોભે સાત. ૧૬

સજ્જન પુરુષ, સોપારી, પાન, હાથી અને વિજ્ઞાન, તેમજ કેવડાનુ ઝાડ એ સાત જેમ જેમ દૂર જાય, તેમ જગતમા વધારે પ્રખ્યાત થાય છે

### ૧૪ જેને આદત પડી ગઇ છે તેને શિખામણ લાગતી નથી

શ્વાન કરે લઘુનીત, પાવ તિહા ઊંચો રાખે,
વસ્ત્ર ન ભાંજે કોય, તોય પણ પ્રકૃતિ વિશેષે,
માખી હાથ ઘસ ત, ઊંટ મુખ ઊંચો રાખે,
છાડી નાગરવેલ, કાટા ને બાવળ ભક્ષે,
સોઈ બાદે આગલી, કાગ બિટાલે કુ ભને,
મુનિ હેમ કહે રે ગુણિજનો, શીખ ન લાગે મહજને. ૧૭

કૂતરો લઘુનીતિ ( પેશાબ ) કરતી વખતે પગ ઊંચો રાખે

છે તેને કપડા ભીંજાવાના નથી છતા તે કુદરતી ટેવ પડી ગઈ છે માખી પોતાના પગવડે જ્યા બેસે ત્યા જમીન ઘસે છે ઊંટ ઊંચી ડોક ચાલવા છતા નાગરવેલને છોડીને કાંટાવાળા બાવળનુ ભક્ષણ કરે છે સોય આગળીમા કાપ મૂકે છે કાગડો પાણીના ભરેલા બેડાના ઘડા પર બેસી ચાચ બોળે છે અને વટાળે (બગાડે) છે હેમ મુનિ કહે છે કે-હે ગુણવાન પુરુષો! જેમને ખોટી આદત પડી ગઇ છે તેવા માણસોને ગમે તેટલી શિખામણ આપો પણ લાગવાની નથી

## ૧૫. પરસ્ત્રીઓ અથવા નારીનો સ્નેહ—

કાચે કુભે વારિ જિમ, તિમ પરનારી નેહ,
પડિત કહે નર બાપડા, કાઇ વિડમ્બે દેહ. ૧૮

કાચા ઘડામા પાણી ભરેલુ હોય તેવો પરસ્ત્રીનો સ્નેહ છે પડિતો કહે છે-બિચારા પુરુષો પારકી સ્ત્રીઓની પાછળ પોતાના દેહને દુખી કરે છે

તડકે છાયો તાડનો, તિમ પરનારીનો નેહ,
સુપુરુષ કહે નર બાપડા, કાય વિડમ્બે દેહ ૧૯

જેવા તડકામા તાડના ઝાડનો છાયડો પડે છે તેવો પરનારી સાથેનો સ્નેહ છે સત્પુરુષો કહે છે કે-બિચારા પુરુષો પરસ્ત્રીઓ પાછળ ખુવાર થાય છે

તરસ્યા પાણી ખારૂ જલ, શુ સુખ પામે તેહ?
ઋષભ કહે નર ચેતજો, તજી પરનારી નેહ ૨૦

તરસ્યા માણસને ખારુ પાણી પીવા મળે તો તેથી શુ સુખ પામી શકે? તેમ ઋષભદાસજી કહે છે કે-હે મનુષ્યો! સમજી જશો કે પરસ્ત્રીનો સ્નેહ એવો છે માટે તેને તજવો જોઇએ

પરનારીસુ પ્રીતિ કે ચિત્ત ન લાઈએ,
જો ચિત્ત લાગ્યા હોય, તો નિત ન જાઈએ;
જો નિત જાના હોય, તો નીંદભર ન સોઈએ,
પડે અચિંતિ ધાડ કે શીશ ધડ ખોઈએ. ૨૧

પરસ્ત્રીના ઉપર આપણે મન લગાડવુ નહિ જો મન લાગ્યું હોય તો હમેશા જવુ જોઇએ નહિ જો હમેશા જવુ જ પડતું હોય તો ઘોર નિદ્રામા ઊંઘવુ નહિ, નહિતર ઓચિંતી ધાડ આવી પડશે તે વખતે ધડ અને માથુ બને જુદા થશે

## ૧૬. કર્મથી કોઇ મુક્ત નથી—

કરમે રાવણરાય, રાજ ધડ સબ હી ગમાયો,
કરમે નલ હરિશ્ચંદ્ર, ચંદ કલંક કહ પાયો,
પાંડુ સુત વન પેખ, રામને હુઓ વિયોગ,
મુંજ મંગાઈ ભીખ, ભોજ ન ભોગવે ભોગ,
ઈન્દ્ર અહલ્યા રાચિયો, બ્રહ્મા ધ્યાનથી ચૂકિયા,
ઋષભ કહે સબિ રાય રંક, કરમે કો નવિ મૂકિયા. ૨૨

પૂર્વ કર્મના યોગે કરી રાજા રાવણને રાજ ગુમાવવુ પડયુ અને યુદ્ધમા નાશ થયો નળરાજા, હરિશ્ચંદ્ર અને ચંદ્રમા કર્મ યોગે કલંકિત બન્યા પાડવોને વનમા જવુ પડયુ અને રામને પિતાનો વિયોગ થયો મુંજને ઘરેઘર ભિક્ષા માગવી પડી રાજા ભોજ પણ રાજના ભોગો ભોગવી ન શકયો ઈન્દ્રને અહલ્યા પર પ્રેમ થયો બ્રહ્મા પણ ધ્યાનથી ચૂકયા ઋષભદાસ કવિ કહે છે કે-રાજા કે રંક સહુ કોઇને કર્મ છોડતુ નથી

## ૧૭ પુત્ર વિનાનુ કુળ-ઘર સૂનુ છે.—

**મદિર મોટા ધન ઘણા, હાથી લક્ષ પ્રમાણ,**
**જસ ઘર બાળક નવિ રમે, તસ ઘર જાણ મસાણ. ૨૩**

મોટા મદિરો, ઘણુ ધન અને લાખો હાથી હોવા છતા પણ જેના ઘરમા બાળક રમતુ નથી તેનુ ઘર શ્મશાનવત્ જાણવુ

**દાન વિલબે ગલે, ગલે સહી કાજ પ્રમાદે,**
**મતિ વિણ પડિત ગલે, ગલે સુખ લજ્જા વિવાદે,**
**લોભે ગુણહ ગલતિ, ગલે છે પૂન્ય અસત્યે,**
**દાતા કરપીથી ગલે, ગલે તપ માયા ચિત્તે,**
**સ્રીસગે સીલ જ ગને, દૂર ગયા નેહ જ ગલે,**
**કવિ ઋષભ કહે રે ગુણિજનો, પુત્ર વિના કુલ તિમ ગલે ૨૪**

દાનનો ઘણે મોડેથી નાશ થાય છે બધા કાર્યો આળસથી ગળી જાય છે બુદ્ધિ વિનાનો પડિત ગળી જાય છે શરમાવ નારી ચર્ચાથી મોઢુ ગળી જાય છે લોભ કરવાથી સદ્ગુણો ગળી જાય છે અસત્ય બોલવાથી પુણ્ય ઓછુ થાય છે કૃપણ માણસ આગળ દાતાર ગળી જાય છે માયામા મન લાગવાથી તપ ગળી જાય છે સ્રીનો સગ કરવાથી શીલ( શિયળ ) ગળી જાય છે અને દૂર રહેવાથી પ્રેમ ઓછો થાય છે ઋષભદાસ કવિ કહે છે કે-હે ગુણવાનો ! તે પ્રમાણે પુત્ર વિના કુળનો ક્ષય થાય છે

**દીપક વલી જિમ તેલ વિણ, સેન વિણ જિમ રાય,**
**પુત્ર વિના ઘર તેહવો, ક્ષીર વિના જિમ ગાય. ૨૫**

તેલ પૂર્યા વિનાનો જેવો દીવો હોય, લશ્કર વિનાનો જેવો રાજા હોય, દૂધ વિનાની જેવી ગાય હોય તેવુ પુત્ર વિનાનુ ઘર જાણવુ

પુત્ર વિના ઘર તેહવો, જેવો લૂખો ગ્રાસ;
સુત વિના તેહવું જાણવું, સંસારીનો વાસ. ૨૬

જેવો લૂખો કોળીઓ હોય તેવું પુત્ર વિનાનું ઘર છે સંસારમાં રહેનારનો પુત્ર વિનાનો વાસ પણ તેવો જાણવો

બાળક વિણ જિમ પાલનું, કાલ વિહુણો મેહ,
સંપતિ વિણ જિમ પ્રાહુણો, ગત યૌવનનો નેહ. ૨૭

વર્ષાકાળ વિનાનો વરસાદ આવવો, ઘરની સવડ ન હોય ત્યારે પરોણો આવવો અને યૌવનનો નાશ થયા પછી પ્રેમ બાંધવો જેમ નકામો છે તેમ બાળક વિનાનું પારણું નકામું છે

યોગ વિના યોગી જિસ્યો, મનવિહુણો જે ધ્યાન,
ગુરુ વિના ગચ્છ ન સોહવે, વરવિહૂણી જાન. ૨૮

દાતા વિણ જિમ યાચકા, પ્રાણવિહૂણી દેહ,
પુત્ર વિના ઘર તેહવું, જેસંગ ભાખે એહ. ૨૯

યોગ વિનાનો યોગી, મન વિનાનું ધ્યાન, ગુરુ વિનાનો ગચ્છ અને વર વિનાની જાન, દાતાર વગરના માગણ, જીવ વિનાનું શરીર જેવું છે તેવું પુત્ર વિનાનું ઘર જાણવું, એમ જેસંગ નામનો કવિ કહે છે

ફૂલવિહોણો તરુવર જિસ્યો, ચંદવિહુણી રાત,
ગુરુવિણ શિષ્ય ન સોહતો, પોતવિહુણી ભાત ૩૦

લૂણવિહુણી જે ગમવતી, ધનવિહુણો હાટ,
ગજવર દંત વિણા જિસ્યો, સુતવિહુણો પાટ.

ફૂલ વિનાનુ ઝાડ, ચદ્ર વિનાની રાત્રી, ગુરુ વિનાનો શિષ્ય, પોત વગરની ભાત, મીઠા વિનાની રસોઈ, ધન વગરનુ હાટ અને દાત વિનાનો હાથી જેમ શોભતા નથી તેમ પુત્ર વિનાનુ આસન શોભતુ નથી

પુરુષાતન વિણુ નર કિસ્યો, વેદવિહુણો બભ;
દેવળ દેવ વિના જિસ્યો, વિણુ શીલે જિમ રભ ૩૨

પાખ વિના પખી જિસ્યો, સરોવર વિણુ જિમ હસ,
પુત્ર વિના કુલ તે તિસ્યો, નવિ શોભાવે વશ ૩૩

પુરુષાતન ( વીર્ય ) વિનાનો માણસ, વેદ ભણ્યા વિનાનો બ્રાહ્મણ, દેવ વિનાનુ દેરુ, શિયળ વિનાની સુદર સ્ત્રી, પાખ વિનાનુ પખી અને સરોવર વિનાનો હસ જેવો શોભતો નથી તેવુ પુત્ર વિનાનુ કુળ છે અને તે વશને શોભાવતુ નથી

૧૮. નાશ થવાના વખતે બુદ્ધિ ચાલી જાય છે—

રાવણતણે કપાલ, અહોતરસો બુદ્ધિ વસે,
લકા ફીટણ કાલ, એકે બુદ્ધિ ન સાપડી ૩૪

રાવણના મસ્તકમા અહોતરસો બુદ્ધિનો ભડાર ભરેલો હતો છતા લકાનો નાશ થવાનો વખત આવ્યો ત્યારે એક પણ બુદ્ધિ કામ ન આવી

૧૯ એને કોઇ દુઃખ આપી શકતુ નથી—

જિણકુ રાખે સાઈયા, મારી ન શકે કોય
વાકા વાળ ન કરી શકે, જો જગ વયરી હોય ૩૫

જે સ્વામીને શરણે છે તેને કોઇ મારી શકતુ નથી પછી ભલેને આખુ જગત તેનુ દુશ્મન હોય છતા તેનો કોઇ વાળ વાંકો કરી શકતો નથી

### ૭૦. દયા, દાન અને પરોપકાર—

નિત ઊઠી દાનજ દિયે, સોના ખાંડી લક્ખ,
એક જીવ ઉગારીએ, તેનુ પુન્ય અસખ. ૩૬

હમેશા ઊઠી લાખ ખાડી સોનાનુ દાન આપીએ તેટલુ અસખ્ય પુન્ય એક જીવ બચાવવાથી થાય છે

દાન દિયે તપ તપે, જલે નાહે સોવાર,
કુમર ભણે જન જાણજો, દયા વિના સો છાર. ૩૭

સેકડો વાર દાન આપે, તપશ્ચાઓ કરે અને પાણીથી નહાય તો પણ દયા વિનાના માણસને નકામો જાણવો એમ કુમારપાલ કહે છે

કર્ણ ન શોભે કુડલે, શોભે સુણતા જ્ઞાન,
કર નવિ શોભે કકણે, શોભે દેતાં દાન ૩૮

કાન કુડળ પહેરવાથી શોભતા નથી, પણ તે જ્ઞાન સાભળવાથી શોભે છે, તે જ પ્રમાણે હાથ કકણ પહેરવાથી શોભતા નથી પણ હાથથી દાન અપાય તો જ શોભે છે

કાયા ન શોભે કચને, શોભે કરુણા સાર,
તાસ શરીર લેખે સહી, કરતા પરઉપકાર.

શરીર પર સોનાના ઘરેણાં પહેરવાથી શોભા વધતી નથી, પણ ઉત્તમ દયા રાખવાથી શોભે છે પારકા ઉપર ઉપકાર કરે છે તેનુ શરીર ખરેખર લેખે ( શોભે ) છે

પરકાજે તરુવર ફળે, પરકાજે જલધાર;
પરકાજે સુપુરુષ નગ, કરતા નિત ઉપકાર ૪૦

પારકાના માટે જ ઝાડો ફળ આપે છે, પારકાના માટે જ વરસાદ વરસે છે તેમ સજ્જન પુરુષો પારકાનુ ભલુ હમેશા કરે છે

નરનારી પશુ પંખી, ભાવે સુરપતિ દેવ,
પરગુણ કાજે જેહવા, ઋષભ કરે તસ સેવ ૪૧

પુરુષો, સ્ત્રીઓ, પશુ, પંખી, ઇન્દ્ર અને દેવો જેની ભાવના ભાવે છે એવા પુરુષો જે પારકાનુ ભલુ કરવા જનમ્યા હતા, તેઓની ઋષભદાસ કવિ સેવા કરે છે

૨૧. ગુણ વગરનાનો જન્મ નકામો છે—

માનવ મન ને હરણ, કંઠ કોકિલા ટહુકે,
મોર કળા માંડતા, હંસગતિ કરતો ટટકે,
મૃગલોચન સિંહ લંક, અંબફળ અમૃત ભરિયો,
કલ્પદ્રુમે અવતરી, પર ઉપકારજ કરિયો,
નીલવાસ દરસન ભલો, મયગલ કુંભ મુગતા વસ્યો,
નરપતિ કહે નર ગુણિયલો, નિગુણ પુરુષ જીવ્યો કિસ્યો?

મનુષ્યનુ મન, હરણની ગતિ, ટહુકા કરતી કોયલનો કંઠ, મોરની નાચવાની કળા, હંસની ચાલ, મૃગના લોચન, સિંહની કેડ, અમૃત સરખા રસભરેલા આંબાના ફળ, પરોપકારી

કલ્પવૃક્ષ, દેખાવમા મારો નીલકઠ પક્ષી, મદઝરતા હાથીના કુભસ્થળમા મોતીનો વાસ, એ સૌ પોતપોતાના ગુણોવડે સુદરતા ધારણ કરે છે તેમ ગુણવાન પુરુષો સસારમા શોભા પામે છે અને તેથી જ ગુણવાન પુરુષનુ જીવવુ ઉત્તમ ગણાય છે અને ગુણહીન પુરુષોનુ જીવવુ નકામુ છે

## ૨૨. પૈસાનુ ખરૂ મહત્વ છે—

દોકડે દીપે દેહ, દોકડે દોષ પણ જાવે,
દોકડે દુર્જન દાસ, દોકડે દેવ વશ થાવે,
દોકડે મહિપતિ પુત્ર, દોકડે દડ પણ ભાગે,
દોકડે દેશવિદેશ, જગત જન પાયે લાગે,
આવો આવો સૌ કો કહે, ઊભા થઈ આદર કરે;
દોકડા વિહુણી હોશ તે, કૂપછાહીમાહિ મરે. ૪૩

શરીરને શોભાવનાર, દોષનો નાશ કરનાર પૈસો જ છે દુર્જન લોકોને ગુલામ કરનાર અને દેવતાઓને વશ કરનાર પણ પૈસો જ છે, રાજા અને રાજકુવર પણ વશ થાય છે થયેલો દડ પણ પૈસાથી નષ્ટ થાય છે પૈસાવડે દેશપરદેશના માણસો ચરણે નમતા આવે છે 'આવો! પધારો!' એવો આવકાર આપે છે જ્યારે પૈસા વિનાના માણસને તો કૂવામા ડૂબી મરવા જેવુ છે

## ૨૩. આટલી વાતો છોડવી જોઇએ—

તજે નગર જ્યા વયરી ઘણા, તજે વાદ જિહા નહીં આપણા;
તજે મહેલ જે અતિ જાજરા, તજિયે નેહ વિનાના દીકરા.



જે નગરમા ઘણા દુશ્મન હોય તે છોડી દેવુ જોઇએ, જે કજીયા વખતે આપણો માણસ હાજર ન હોય તો તેવો કજીયો છોડી દેવો જે મકાન અતિજર્જરિત થઇ ગયુ હોય ત છોડવુ જોઇએ અને પ્રેમ વિનાના દીકરાઓ પણ છોડવા જોઈએ

**તજિ વૃક્ષ થયુ જે ક્ષીણ, તજિયે ધર્મ જે દયાવિહીન,**
**રાય તજે પરનારી ભોગ, એ સાતે તજિયે મ યોગ ૪૫**

જે ઝાડ ક્ષીણ થઇ ગયુ હોય તે છોડી દેવુ, જે ધર્મ દયાવિનાનો હોય તેને તજવા અને પરસ્ત્રી ભોગવનાર રાજાને પણ છોડી દેવો આ સાતે સયોગો એકદમ તજી દેવા જરૂરી છે

**ચાર બોલ નવા સાભળો, સહસ હાથ ગજથી વેગલો,**
**ગોય હસ્ત હય તજવો નાથ, શકટથકી રહિયે ચઉહાથ.**

હે નાથ ! મારા ચાર નવા બોલો સાભળો હમેશા હાથીથી હજાર હાથ છેટે ઊભા રહેવુ, ઘોડાથી નો હાથ દૂર રહેવુ અને ગાડાથી ચાર હાથ છેટે ચાલવુ

**વયરી વિરૂઓ વિષધર નાગ, તેહથી કીજે દેશ જ ત્યાગ;**
**ઊભા રહી નવિ પીજે નીર, તો સુખ લહીએ આપ શરીર.**

જો વિષધર સર્પ દુશ્મન થયો હોય તો તે માટે દેશનો ત્યાગ કરવો તેમજ ઊભા ઊભા પાણી ન પીવુ, તો જ આપણે શરીરે સુખી રહી શકશુ

**૨૪. પારકાનુ ધન લેવુ સારુ નથી—**

**પરધન લઇ એક નરા, કરતો અમૃત આહાર;**
**પરભવ ભિક્ષાચર થઈ, શિર વહશે બહુ ભાર. ૪૮**

જે માણસ પારકાનુ ધન પડાવી લઇ અમૃતના ભોજન ભલે કરતો હોય પણ બીજા ભવમા તેને ભિખારી બનીને માથા ઉપર મૂળ બોજો વહન કરવો પડશે

શાલ, દાલ, ઘૃત, ગોળથી, વિષ ખાવુ તે ખાસ;
પણ પરધન નવિ રાખીએ, દેણતણો જગ દાસ ૪૯

ચોખા, દાળ, ઘી અને ગોળ કરતા ઝેર ખાવુ ઘણુ ઉત્તમ છે, પણ પારકાનુ ધન રાખવુ જોઇએ નહિ દેણદાર તો જગત નો ગુલામ છે

૨૫. આ સાત વાતો હૈયામાં ખટકે છે—

ઘરે શૂરા મઠે પંડિતા, ગામ ગમારા ગોઠ;
રાજસભામા બોલતા, થરથર કંપે હોઠ. ૫૦

ભાષણ કરવામા ઘરમા શૂરવીર જેવા, મઠમા પંડિત જેવા, ગામ પરગામ કે મિત્રો સાથેની ગોષ્ઠીમા ડાહ્યા પણ જ્યારે રાજ્યસભામા બોલતા હોય ત્યારે કોણ જાણે કેમ હોઠ ધ્રૂજતા હશે

લાખે એક લખેશરી, સોયે એક સુજાણ;
અબજે એક ભગતા લહુ, જે વાંચ્યો કરે વખાણ. ૫૧

લાખોમા લખેશરી-તો એક જ હોય છે, સેંકડો માણસોમા સારુ સમજનાર તો એક જ હોય છે અને અબજો માણસોમા ભકત એક જ હોય છે જેના વધારે ને વધારે વખાણ થાય છે

મોઢે માગ્યુ જે દિયે, કોપે રાચે શરણ;
પૂછયા ઉત્તર જે દિયે, એ જગ વિરલા ત્રણ. ૫૨

મોઢે માગ્યા મુજબ જે આપી શકે છે રાજા કોપાયમાન થાય તો પણ જે શરણે રાખી શકે છે, જે પૂછેલા પ્રશ્નોના ઉત્તર આપી શકે છે—એ ત્રણ તો જગતમા વિરલા જ હોય છે

પૂછ્યા ઉત્તર નવિ થયો, પંડિત પંચમયાંહિ,
સાત બોલ સાચે ફરી, ખટકે હઇડામાંહી. ૫૩

પાંચસો માણસો વચ્ચે પંડિત કહેવાય છતા પૂછ્યા પ્રશ્નોના ઉત્તર ન આપી શકે એ સાતે બોલ હૃદયમા હંમેશા ખટકે છે

૨૬. એક ફકત વિવેક દુકાનો પર વેચાતો મળતો નથી—

ચીર, પિતાંબર, પામરી, સાર પટોળા પટ,
સકલ વસ્તુ દ્રવ્યે લહે, વિવેક ન લહે હટ. ૫૪

ચીર, પિતાંબર, પાઘડી, ઉત્તમ જાતના પટોળા અને વસ્ત્રો, બધી વસ્તુઓ દુકાનોમા પૈસાથી વેચાતી મળી શકે છે, જ્યારે વિવેક કાંઇ દુકાન પર વેચાતો મળતો નથી

૨૭ જેણે દીધુ એજ દઇ શકે છે—

" જિણે દીધું તિણે જ દેવાય,
નદી ખણ્યા જલ પ્રગટ જ થાય,
મોટા ડુંગર મધ્ય મોઝાર,
ખણતા ટીપ ન લહિયે વારિ. ૫૫

જેણે દીધુ હોય તે જ આપી શકે છે નદીમા ખોદીએ તો જ પાણી મળી શકે છે, જ્યારે મોટા ડુંગરની વચમા ખોદતા ટીપુ પણ પાણી મળતુ નથી

૨૮. સત્પુરુષોના સ્વાભાવિક ગુણો—

દયા ઘણી જસ જીવમા, દાક્ષિણ્યતા ગુણભાર;
અલ્પ કષાયી ઉપશમી, સહજે થોડો આહાર. ૫૬

સત્પુરુષો સામાન્ય રીતે જેમા જીવ છે તે પ્રત્યે દયાવાળા, ઉત્તમ ગુણોમા ડહાપણવાળા, અલ્પ કષાયી, ઉપશમી અને થોડો આહાર કરનારા હોય છે

શાસ્ત્ર સબધ સહજે હુવે, ઉપજે આપ વિવેક,
સહેજે અમૃત બોલતા, કઠિન વચન ન એક. ૫૭

શાસ્ત્રના થોડા અભ્યાસથી પણ તેમનામા વિવેક આવે છે અને તેમના વચનો સામાન્ય રીતે અમૃત જેવા મીઠા હોય છે, કડવુ એક પણ વચન બોલતા નથી

અલ્પ રાગ નર જેહને, સહજે થોડો દ્વેષ,
પ્રેમ ધરે મનમા ઘણો, દેખી મુનિવર વેશ. ૫૮

જે મનુષ્યોમા થોડોક રાગ હોય છે, સામાન્ય દ્વેષ હોય છે, તે મુનિવરનો વેશ જોતા મનમા ઘણો પ્રેમ લાવે છે

હાસ્ય વિનોદ ક્રીડા નહિ, સહજે થોડો ભોગ;
અલ્પ માન માયા નહીં, પ્રાયે થોડો શોગ. ૫૯

રમતગમત કે હાસ્યવિનોદ કરતા નથી, ભોગવિલાસમા સહેજે થોડો વખત ગાળે છે, માન અને માયામા અલ્પ રાચે છે અને શોક સતાપ પણ છેવટે થોડો જ રાખે છે



**સહેજે જૂઠુ નવિ ગમે, પ્રાયે થોડો લોભ,**
**ભવ્ય જીવ આશા તજે, સહજે તેહની શોભ. ૬૦**

સત્પુરુષોને જૂઠુ બોલવુ ગમતુ નથી લોભ પણ થોડો જ હોય છે તેવા ભવ્યજીવો પારકી આશા રાખતા નથી તે તેની સ્વાભાવિક પ્રકૃતિ છે

**ગુરુ ઉપદેશ વિના વલી, કર્મયોગે ગુણ હોય,**
**વિવિધ જાતિના પખીયા, પચવરણ તનુ જોય ૬૧**

જેવી રીતે જાતજાતના પખીઓના શરીર રગબેરગી કુદરતી હોય છે તેમ સત્પુરુષો કર્મયોગે ગુણવાન હોય છે, તેમને ગુરુના ઉપદેશની જરૂર હોતી નથી

**નીલકઠ કોણ ચીતર્યો, કાગ કિયા કિણ શ્યામ ?**
**સુપુરુષ ને શુક પખિયા, સહજે જપતા રામ ૬૨**

નીલકઠ(એ નામનુ પક્ષી અથવા મોર)ને કોણે ચીતર્યો ? તેમજ કાગડાઆ કોણે કાળો રગ પૂર્યો ? તે જ પ્રમાણે સત્પુરુષો અને પોપટ પખી કુદરતી રીતે જ રામ ( પ્રભુ ) નામનો જાપ કરે છે

**હસ્તી દતુશલ કોણે ઘડયા, અઘડ હુવા કિમ ઉંટ ?**
**દિવ્ય રૂપ નર એકનો, જન્મથકી એક ઠૂટ ૬૩**

હાથીના દાત કોણે ઘડયા હશે ? અને ઊટનુ આખુ શરીર અણઘડ કેમ હશે ? ( કહેવાય છે ઊટના અઢારે વાકા ) દિવ્ય રૂપ ધરનાર માણુસ તો કોઈક જ હોય છે જન્મથી જ તે ભાગ્યશાળી હોય કે ઠૂટો હોય છે

તેહને કહો કુણ શીખવે, સહજ તણા ગુણ એહ,
અમૃત અંબ લિંબ કડુ કરે, સહજ હુવા જે તેહ. ૬૪

જે કુદરતી ગુણો મળેલ હોય તેને કોણ શીખવી શકે? જેવી રીતે લીંબડાના ઝાડમાં કડવાશનો કુદરતી ગુણ છે તે મીઠાં અમૃત જેવા આંબાના ઝાડને પણ કડવું બનાવે છે

સહજે સુપુરુષ રૂઅડો, સહજે હોય વિદ્વાન્;
સહજે મુખ મધુરો લવે, સહજે દેતા દાન. ૬૫

સત્પુરુષો કુદરતી રીતે રૂડા લાગે છે, કુદરતી જ તે વિદ્વાન્ હોય અને મુખથી મીઠા વચન બોલે છે, તેમજ દાન આપે છે

૨૯. અભિમાન રાખવું સારું નથી—

માન મ ધરશો માનવી, કિશ્યો કાયનું ગર્વ,
સુરવર કિન્નર રાજીયા, અંતે મૃત્યુવશ સર્વ. ૬૬

હે મનુષ્યો! અભિમાન ન કરશો, શરીરને ગર્વવાળું ન કરજો, કારણ કે અભિમાનવડે ઉત્તમ દેવતા, કિન્નરો અને મહાન્ રાજાઓ છેવટે મૃત્યુ પામ્યા છે

જે શિર રવિસમ બાંધતા, માલુ સખરી પાગ;
તે નર પોઢયા પાથરી, ચાંચ દિયે શિર કાગ. ૬૭

જે મનુષ્યો સૂર્યસમાન તેજસ્વી માથા ઉપર સુદૃઢ પાઘડી પહેરતા હતા તેવા માણસો પણ આજે પથારીમાં પોઢયા છે અને તેમના માથા ઉપર કાગડા-ચાંચ મારે છે

ચીર પિતાંબર પહિરણે, કંઠે કનકના હાર;
તે નર અંતે માટી થયા, જોતા કાંઈ ન સાર. ૬૮

ચીર, પિતાંબર અને પહેરણ પહેરનાર, ગળામા સોનાના હાર રાખનાર માણસો પણ છેવટે માટીમા મળી ગયા છે તેમણે કંઈ સાર જોયો નથી

જે શિર છત્ર ધરાવતા, ચઢતા ગયવર ખંધ;
તેહને અંતે લઈ ગયા, દેઇ દોરડા બંધ ૬૯

જે માણસો માથે છત્ર ધરાવતા અને હાથીની પીઠ પર ચઢતા હતા તેઓને પણ છેવટે દોરડા બાંધીને લઈ ગયા (નાશ થયો છે)

ચોસઠ સહસ અંતેઉરી, પાયક છિન્નુ ક્રોડ,
તે નર અંતે એકલા, સૂતા ચીવર ઓડ ૭૦

જેના અંતઃપુરમા ચોસઠ હજાર રાણીઓ હતી, જેની સેવા કરનાર છન્નુ કરોડ ચાકર હતા તેવા માણસો પણ છેવટના વખતે એકલા કપડું ઓઢીને સૂઈ રહ્યા (મરી ગયા)

જે જિહાં તે તિહાં રહ્યું, પાપ પુન્ય બે સાથ,
એક સ્વરૂપજ દેહનુ, પુન્ય કરો નિજ હાથ ૭૧

જે જ્યાં હોય તે ત્યાં જ રહેવાનુ છે, સાથે ફક્ત પુન્ય ને પાપ બે જ આવશે માટે દેહનું ખરૂં સ્વરૂપ એટલું પુન્ય છે તે પોતાના હાથથી જ કરો

ચંપકવરણી દેહડી, કદલી કોમલ જાંઘ,
તે નર સૂતા કાષ્ઠમા, પડે બડોબડ ડાગ ૭૨

ચંપકની કળીઓ જેવું સુંદર જેનું શરીર હતું અને કદળીના ઝાડ જેવી કુમળી જેની જંઘા (કેડ) હતી તેવા

માણસો પણ મરણ-પામતા કાષ્ટની ચિતામા સૂતા ત્યારે તેમના ઉપર લાકડાની ડાગો પડી

## ૩૦. બધુ પુન્યકર્મની જ લીલા છે—

પુન્યે ગજ રથ ઘોડલા, પુન્યે પુત્ર વિનીત;
પુન્યે દીર્ઘ આઉખુ, પુન્યે મહિપતિ મિત્ત. ૭૩

પૂર્વ પુન્યના કર્મથી હાથી, રથ, ઘોડા, વિનયી પુત્ર, દીર્ઘ આયુષ્ય અને રાજાઓની મિત્રાચારી એ બધુ મળી શકે છે

પુન્યે બહુ સુખ સાપડે, પુન્ય સમો નહિ કોય,
શત્રુ જોઈ નવિ શકે, તે સવિ પુન્યે હોય. ૭૪

પુન્ય ઉદયથી જ બધી જાતનુ સુખ મળી શકે છે પુન્ય જેવુ બીજુ કઈ નથી દુશ્મન પણ પુન્યથી જોઈ શકતા નથી

પુન્યે ભોજન દેવના, પુન્યે સુશીલા નાર,
પુન્યે સુખભર જીવીએ, ગજ ગાજે દરબાર. ૭૫

પુન્યવડે દેવતાઇ ભોજન મળે છે, સુદર શિયળવતી સ્રી મળે છે અને સુખમા જીવન જીવી શકાય છે, ઘરે હાથી બાધી શકાય છે

પુન્યે મદિર માલિયા, પુન્યે રૂપ ઉદાર,
પુન્યે કમલા ઘર વસે, પુન્યે ભોગ સુમાર. ૭૬

મોટા મહેલ અને મકાનો પુન્યથી મળે છે, સુદર રૂપ અને લક્ષ્મીની મહેર પુન્યથી થાય છે પુન્યવડે પાર વગરના ભોગ વિલાસ ભોગવાય છે

પુન્યે ચીવર અતિ ભલા, સુખ શય્યા બહુ હોય,
પુન્યે જી જી મૌ કરે, વચન ન લઘે કોય. ૭૭

સુંદર વસ્ત્રો અને સુખભરી પથારીઓ પુન્યથી મળી શકે છે, પુન્ય કર્મવડે સૌ કોઇ હાજી હાજી કરતા સલામો ભરે છે અને કોઇ વચન પણ ઉથાપી શકતા નથી

પુન્યે બંધવ બહેનડી, પુન્યે માત પિતાય,
પુન્યે સુર સેવા કરે, પુન્યે યશ બોલાય ૭૮

ભાઇ, બહેન, માતપિતા બધા પુન્યથી મળે છે દેવતાઓ પણ પુન્યોદયથી સેવા કરે છે અને જગતમા યશ( કીર્તિ ) ફેલાય છે

૩૧. કૃતઘ્ની અને ગુણમત્સરી—

અવગુણ પૂઠે ગુણ કરે, તે વિરલા સસાર
ગુણ કેડે ગુણ કીજીયે, અવસર તે સભાર ૭૯

અપકાર ઉપર ઉપકાર કરનાર તો જગતમા ભાગ્યે જ હોય છે વખત આવતો યાદ કરીને પણ ઉપકાર કરનારનો તો બદલો વાળી આપવો જોઇએ

ગુણ કેડે ગુણ નવિ કરે, કૃતઘ્ની તેહનુ નામ,
જે નર હોય મત્સરી, તે ન લહે શુભ ઠામ ૮૦

ઉપકાર કરનારનો બદલો ન વાળી આપે તે માણસ તો કૃતઘ્ની કહેવાય ગુણનુ અભિમાન રાખનાર જે માણસો હોય તેમને સારુ ઠેકાણુ મળતુ નથી

**દાન દિયે ન તપ તપે, પૂજે જિનવર પાય;**
**કવિયણ કહે ગુણમત્સરી, સુગતિ કિમહી ન જાય ૮૧**

દાન આપે નહિ, તપ કરે નહિ કે જિનેશ્વરની પૂજા પણ ન કરે તેવા ગુણમત્સરી માણસો સુગતિ પામી શકતા નથી એમ કવિ કહે છે ।•

## ૩૨. બધા દિવસો કઇ એક સરખા નથી હોતા—

**સરિખા દિન સઘલા વલી, ન હોય સુર નર ઇંદ,**
**જિહા સપદ તિહા આપદા, ચઢત પડત રવિ ચદ ૮૨**

મનુષ્યો, દેવ અને ઈંદ્ર ભલે હોય તો પણ બધા દિવસો તેમને એક સરખા જતા નથી જ્યા સુખ હોય ત્યા દુખ પણ આવે છે સૂર્ય અને ચદ્રની પેઠે ચડતી અને પડતી આવે ને જાય છે

**તરુવર સદા સરીખડી, જો નહિ દોલત સાર,**
**જે ચઢે તે નર પડે, ન પડે પીમણહાર. ૮૩**

મોજશોખ અને પૈસો ટકો-ઝાડના સરખો જ છે ઝાડ પર ચઢનાર માણસ નક્કી નીચે આવે છે, તેને દબાવનાર હોય તે જ પડતો નથી તેમ વૈભવ ભોગવનારને દુખ પણ આવે છે પણ વૈભવનો ગુલામ ન બનનાર સુખી થાય છે

## ૩૩. માર ખાવાથી જ મોટાઇ મળે છે—

**જેણે પત્થર મહ્યા ટાકણા, હેમ સહ્યા લોહ ઘાય,**
**મુકુટ થઇ મસ્તકે ચઢયો, જિનપ્રતિમા પૂજાય. ૮૪**

જે પત્થર તથા હેમે લોઢાના ટાકણાના ઘા સહન કર્યા છે

તે જ પત્થરની જિનેશ્વરની પ્રતિમા બની શકી છે અને 'તે જ હેમને મુગટ બનાવી પ્રતિમાના મસ્તકે ચઢાવેલ છે અને તે પ્રતિમા પૂજાય છે

**જેણે વાસ્તે વેદન સહી, તેણે પામ્યુ નૃપ અગ'**
**મુકતાફળ વિધ્યાવિયુ, તો પામ્યુ સ્ત્રી-સગ ૮૫**

મારપીટની વેદના સહેનારે સોનાનો મુગટ રાજાના શિર પર બેસવાનુ સ્થાન મેળવી શકયો અને મોતી વિધાયા અને દુખ પામ્યા ત્યારે જ સ્ત્રીનો અગ મેળવી શકયા, સ્ત્રીના ગળાના હાર બન્યા

**છિદ્ર લહી ચઢયો તાવડે, બડો ધાર્યો તસ નામ,**
**જસ જેહનુ જગમા ઘણુ, સમજે આખો ગામ. ૮૬**

અનેક કષ્ટો સહન કરી તકલીફો વેઠી ત્યારે તે મોટા પુરુષો કહેવાયા, માટે દુનિયામા જેનો યશ ફેલાયો હોય તેને આખુ ગામ યાદ કરે છે

**જેણે ખાધે ધોસર ખમ્યુ, તો ધોરી ગુણ ગ્રામ,**
**નહિતર પોઠી સાઢિયા, જસ હીણા નર નામ ૮૭**

જેણે પોતાની કાધ ઉપર ધુસરીનો બોજો ખમ્યો છે તે જ બળદ ગામમા ગુણવાન એવા ધોરી નામ મેળવી શકયા છે, નહિ તર પોઠીયા અને સાઢ આબરુ વિનાના માણસોની જેમ કહેવાત

## ૩૪ એનો વિશ્વાસ કરવા યોગ્ય નથી—

**નદી નખવાલા નરપતિ, નારી વચન વિલાસ,**
**નિર્ગુણ નિર્લજ્જ નીચનો, શ્યો કીજે વિશ્વાસ? ૮૮**

નદી, લાંબા નખવાલા ( વાઘ, સિંહ ), ગજા, સ્ત્રીના વિલાસી વચનો, નિર્ગુણી, નિર્લજ્જ અને નીચ મનુષ્ય એટલાનો વિશ્વાસ કરવો યોગ્ય નથી

## ૩૫. એમની ટેવનો નાશ થતો નથી—

રાસભ ચંદન ચરચિયે, કીજે સુપરે સેવ,
તોહિ લોટે છારમા, પૂર્વ ન છાડે ટેવ ૮૯

ગધેડાને ચંદનનો લેપ કરીએ અને સારી રીતે સેવા કરીએ તો પણ તે રાખમા આળોટે છે અને પોતાની પડેલી ટેવને છોડી શકતો નથી

દૂધે સીંચ્યો લીંબડો, તોહિં ન મીઠો હોય,
અહિને અમૃત પાઇએ, તો સહિ વિષ ન જાય. ૯૦

લીંબડાને દૂધ પાઈને ઉછેરવામા આવે તોપણ મીઠો બનતો નથી તે પ્રમાણે સાપને અમૃત પાવામા આવે તોપણ તેનુ ઝેર જતુ નથી

## ૩૬ એને કોઇ રાખી શકતુ નથી—

કમલા યૌવન બાલ બળ, અતિસાર ગજકર્ણ,
પ્રાણે રાખ્યા નહિ રહે, જબ આવે નર મર્ણ. ૯૧

લક્ષ્મી, યૌવન, બાળપણ, બળ, ઝાડાનો રોગ, હાથીના કાન અને માણસનુ મરણ આવે ત્યારે તેના પ્રાણ કોઈ રીતે રાખ્યા રહેતા નથી

૩૭. એ રત્નત્રયીની સેવા દુઃખનો નાશ કરનાર છે—

દેવ એસા આરાધિયે, નહિ કામ કષાય,
ગુરુ નિર્ગ્રન્થને એવિયે, જિમ ભવના દુ ખ જાય ૯૨

એવા દેવની આરાધના કરવી જોઇએ કે જેમને કામ કે કષાય નથી એવા નિર્ગ્રન્થ ગુરુની સેવા કરવી કે જેથી ભવો ભવના દુ ખ મટી જાય

કુગુરુ કુદેવ કુધમનુ, નવિ કીજે કછુ સગ,
મૂરખ માનવ કિમ તરે, જેહને એહશુ રગ. ૯૩

કુગુરુ, કુદેવ, કુધર્મ, એની કોઇ દિવસ સોબત ન કરવી, એહની સાથે પ્રેમ રાખનાર મૂર્ખ માણસ શી રીતે સસાર તરી શકશે ?

૩૮ એ સાચા દેવ નથી—

દેખ્યા દેવ અનેક, સોય પણ લપટ લોભી,
હાથ ધરે હથિયાર, સુભટને હણે સુખોભી,
રક્ત માસ આહાર, ભોગ ભેસાના માગે,
દેખી પેખી પડે કૂપ, પુરુષ જે પાયે લાગે,
તત્ત્વ વાત સૂઝે નહી, દેવ દેવ સહુકો કહે,
હેમ કહે મૂરખ ઘણા, દેવ ન સાચો કો લહે ૯૪

અનેક દેવો જોયા તેમા લપટ અને લોભીયા પણ હોય છે હાથમા હથિયાર રાખે છે, સુભટ અને સુખોનો પણ નાશ કરે છે લોહી-માસનો આહાર કરે છે પાડાનુ બલિદાન માગે



જે વાઘના ચામડાનું આસન બિછાવે છે, જે ડમરૂ વગાડે છે, પોતાનું સુંદર રૂપ હોવા છતાં શરીર પર ભસ્મ લગાવે છે, શીંગડાનો અવાજ કરે છે, માથામાં બહુ જટા વધારે છે અને ગંગાજીને પોતાના માથામાં હંમેશા રાખીને તેનું જ હંમેશા ધ્યાન ધરે છે, આવા કામ કર્યા છતાં પણ દેવ તરીકે નામ ધરાવે છે, એ દેવનું પૂજ્ય કહીને પૂજન કરવાથી શી રીતે તરી શકાશે ?

દેવ અગ્નિ ને ઇશ, હરિ ઉતસંગે નારી,
ઉમયા ઈચ્છે ઈશ, હાથે ખડ્ગ મુખે મારી,
પાણી તીર્થ જાસ, અજા મારે તેહ ધર્મ,
ગુરુ સંયોગી જાસ, નામ કહાવે પર્મ,
પાત્ર ગાય પૂછ પૂજને, શીશ નમાવે સાપને,
હેમ કહે સુણો નરપતિ, કિણ પરે તારે આપને? ૯૭

અગ્નિદેવ, પાર્વતીની ચાહના રાખનાર મહાદેવ, ખોળામાં સ્ત્રીને રાખનાર શ્રી કૃષ્ણ, હાથમાં તરવાર રાખનાર અને મુખથી માર માર બોલનાર( દેવ-દેવીઓ )ને પૂજવાથી તેમજ જળને તીર્થ માની તેમાં નહાવાથી, અને બકરાનો હોમ કરવામાં ધર્મ માનવાથી, વળી કંચન કામિનીના સંગમાં મસ્ત રહેનારાને ગુરુઓ માનવાથી, ગાયના પૂંછડાની પૂજા કરવાથી, નાગને માથુ નમાવવાથી, હેમ કવિ કહે છે કે-હે રાજન્ ! તે આપને કેવી રીતે તારી શકે ?

### ૩૯. મનુષ્ય ત્યાં સુધી તરી શકતો નથી—

તરે નહિં ન તિહાં લગે, ન કરે તત્ત્વ વિચાર,
શુદ્ધ દેવ ગુરુ ધર્મ વિણ, કો નવિ નાવે પાર ૯૮

જ્યા સુધી તત્ત્વનો વિચાર ન કરે અને શુદ્ધ દેવ, ગુરુ કે ધર્મને ન મેળવે ત્યા સુધી માણસ તરી શકતો નથી

રાગ રહિત તે દેવતા, પરિગ્રહ બિન ગુરુ સાર,
દયા બહુ જ્મ ધર્મમાં, એ ત્રણ તત્ત્વ વિચાર. ૯૯

જેનામા રાગ નથી તે દેવ છે, જેને કોઇ જાતનો પરિગ્રહ નથી તે ગુરુ છે, જે ધર્મમા દયા ભરેલી છે તે ધર્મ છે એ ત્રણ તત્વ વિચારવા જોઇએ

## ૪૦, બધી જગ્યાએ દાન સુખ આપનાર છે—

પુન્ય વિના પામે નવિ કોય, સવિ દીધાનુ ફળ તુ જોય,
એક નર બેસે છે પાલખી, એક ઉપાડી થાયે દુ ખી. ૧૦૦

એકને હાથી હયવર હાર, એકને નહી એક છાલીવાર,
એક નરને મ દિર માલિયા, એક ઝુ પડીમા સો જાલિયા. ૧૦૧

એકને નારી દીસે ઘણી, એકને ચિ તા નારીતણી;
એકને ભોજન અમૃતઆહાર, એકને ઘે શતણો વિચાર. ૧૦૨

એકને પલ ગ પછેડી પાટ, એકને ન મળે તૂટી ખાટ,
એકને પેરણ પટોળા વળી, એકને ન મળે ફાટી કાબલી. ૧૦૩

એક નારી ગળે મોતીહાર, એકને ચીર નહીં નિરધાર,
દીધાના ફળ જોજ્યો વળી, મૂલદેવ ઘરે સ પદ મલી. ૧૦૪

એક ગજા સુ ડા એક વહે, દીધા વિણ ઇમ દુ ખજ લહે,
પગ દાઝે ને માથે બળે, રાત દિવસ પર મ દિર રલે. ૧૦૫

પુન્ય વિના કઇ મળી શકતુ નથી સસારમા બધે આપ્યાનુ જ ફળ જોવાય છે એક માણસ પાલખીમા બેસે છે જ્યારે તે જ પાલખી બીજા ઉપાડીને દુઃખી થાય છે (૧૦૦) એક માણસના ઘરે હાથી અને ઘોડા પુષ્કળ હોય છે જ્યારે બીજાને ત્યા એક બકરી પણ હોતી નથી એક માણસને મોટા મહેલ અને માળા હોય છે જ્યારે બીજાની ઝુપડીમા પણ સેકડો કાણા હોય છે (૧૦૧) એક માણસને ઘણી સ્ત્રીઓ હોય છે ત્યારે બીજાને સ્ત્રી ન મળવાથી ચિતા થાય છે એક માણસ અમૃત જેવા મીઠા ભોજન જમે છે ત્યારે બીજાને ઘેશ મેળવવાની પણ મુશ્કેલી જણાય છે (૧૦૨) એકને પલગ, શેતરજી અને પાટનુ આસન હોય છે, જ્યારે બીજાને ભાગ્યોતૂટ્યો ખાટલો પણ મળતો નથી એકને પહેરવા પટોળા જેવા વસ્રો મળે છે જ્યારે બીજાને ફાટવી કામળ પણ મળતી નથી (૧૦૩) એક સ્ત્રીને ગળે મોતીના હાર શોભી રહ્યા હોય છે જ્યારે બીજી સ્ત્રીને પહેરવા કપડા પણ નથી આ બધું પૂર્વભવમા બીજાને દાન આપ્યાનુ જ ફળ છે, તેથી જ મૂળદેવના ઘેર સપદા પ્રાપ્ત થઇ હતી (૧૦૪) એક વ્યક્તિ રાજા બને છે જ્યારે એક માથુ મુડાવી, પગે દાઝતો, માથે બળતો ઘરે ઘરે ભટકીને જીવનનિર્વાહ ચલાવે છે આમ પૂર્વભવમા ન આપ્યાના બદલામાં દુખ વહી રહ્યા છે (૧૦૫)

## ૪૧. એટલા ઝુરી ઝુરીને મરે છે—

કાયર ખાડુ કૃપણ ધન, કડવા લિબ ફલાઈ,
વધ્યા સ્ત્રી રણે કુવો, પાચે ઝુરી મુઆઇ ૧૦૬

બાયલાના હાથમા રહેતી તરવાર, કજુસના હાથમા રહેલું ધન, લીંબડાની કડવી લીંબોળીઓ, વાઝણી સ્ત્રી અને રણમા

ગાળેલો કુવો એ પાચે ઝુરી ઝુરીને મરે છે જગતમા તેમનો કઇ ઉપયોગ નથી

**વાઝણી પુત્ર પ્રસવે નહિ, સાઢ સિરે નહિ નાથ;**
**તિમ કૃપીના અવતારમા, ઊંચો ન કરે હાથ. ૧૦૭**

વાઝણી સ્રી પુત્રને જન્મ આપતી નથી, સાઢ( આખલા )ને નાથ નખાતી નથી, તેમ કજુસ પોતાના અવતારમા દાન આપવા હાથ ઊચો કરી શકતો નથી

**દરિશન ભૂડુ કૃપણનુ, ભૂડુ તે કરપી ધામ,**
**ભૂડો તે કરપી આગણુ, જ્યા નહિ પુન્યનું કામ. ૧૦૮**

કજુસ માણસનુ દર્શન કરવુ ખરાબ છે, કૃપણનુ રહેઠાણ પણ ભૂડુ છે, કૃપણનુ આગણું પણ ભૂડુ છે કારણ કે જ્યા પુન્યનુ નામનિશાન નથી

## ૪૨ પાપીનો ઉદ્ધાર થતો નથી—

**પાપી જીવ સસારે ફરે, પાપ કરીને કિણીપરે તરે ?**
**જીવ હણતા જો હોય ધર્મ, તો પાતિકનો કેવો કર્મ ? ૧૦૯**

પાપી માણસ સસારની ગતિઓમા ગોથા ખાય છે તે પાપ કરીને કેવી રીતે તરી શકે ? જો જીવોને હણવાથી ધર્મ હોય તો પાપીનુ કર્મ કેવુ કહેવાય ?

**જૂઠો બોલ્યા જો જયકાર,**
**તો કુણ પાપે હોય અસાર ?**
**ચોરી કરતા સુખિયા થાય,**
**તો કુણ પાપે સહી દુખિયા થાય ? ૧૧૦**



જો જૂઠું બોલનારનો જય ગવાતો હોય અને ચોરી કરનાર જ સુખિયા થતા હોય તો પછી પાપથી કોણ દૂર ભાગે? પાપમા રહી શી રીતે દુખી બને?

**પરસ્રીગમને કીર્તિ વરે,**
**કુણ પાપે અપયશ વિસ્તરે?**
**જીવન હરતા સુખિયા હોય,**
**તો દુખિયો નવિ દીસે કોય. ૧૧૧**

જો પરસ્રીગમન કરતા–વ્યભિચારથી જ કીર્તિ મળતી હોય તો પાપમા અપયશ શી રીતે ફેલાય? જો જીવ હણવાથી જ સુખ મળતું હોય તો જગતમા કોણ દુખી દેખાય?

**સાત ગામ બાલે સતાપ,**
**વરસ દિવસ માછીને પાપ,**
**અણગલ પાણી એક દિન પીએ,**
**એટલો પાતક અગે લિએ ૧૧૨**

સાત ગામ બાળવાથી જેટલુ પાપ લાગે અને એક વરસનુ માછી મારનારને જેટલુ પાપ હોય એટલુ પાપ એક દિવસ અણગળ પાણી પીનારને લાગે છે

**ઢાકયો ન રહે પાતિક કર્મ,**
**ઢાકયો ન રહે વળી અધર્મ,**
**ઢાકયો ન રહે કોઢ કપાય,**
**લસણ ભખ્યો તે સહી ગધાય ૧૧૩**

પાપ કર્મ ઢાકયુ રહી શકતુ નથી તે મુજબ અધર્મ પણ

ઢાકી શકાતો નથી ક્રોધ અને કષાય સતાડી શકાતો નથી જેણે લસણ ખાધુ હોય તેનુ મોઢુ સાચે જ ગધાય છે

ઢાકયો ન રહે મદિરાપાન,
ઢાકયો ન રહે વળી વિજ્ઞાન;
અતિસાર વ્યસની ને ચાડ,
ઢાકયો ન રહે વળી લબાડ. ૧૧૪

મદ્યપાન કરનાર છાનો રહી શકતો નથી, વિજ્ઞાન છુપુ રહી શકતુ નથી, અતિસારના રોગવાલો, વ્યસની, ચાડીઓ અને લબાડ મનુષ્ય છાના રહી શકતા નથી. તે બધાની નજરે ઝટ જણાઇ આવે છે

જે નર હરે અભ્યતર પ્રાણ, તે તો પાપી મૂઢ અજાણ,
લોહથકી ભારે નર તેહ, બાહ્ય પ્રાણ હરે નર જેહ. ૧૧૫

જે માણુસ છુપી રીતે જીવની હત્યા કરે છે તે પાપી, મૂઢ અને અજ્ઞાની છે જ્યારે જે ખુલ્લી રીતે જીવ મારે છે તે લોહા કરતા પણ કઠણ કાલજાવાળો માણુસ કહેવાય છે

બાહ્ય પ્રાણ પાપી જે હરે,
સયલ કુટુબને દુખી કરે,
અભ્યતર પ્રાણ હણીને સુઓ,
અવર દુઃખ તેહને ન જુઓ. ૧૧૬

જે પાપી મનુષ્ય બધાના જોતા જીવનો નાશ કરે છે તે આખા કુટુબને દુખી કરે છે, જ્યારે છુપી રીતે કરેલી હત્યાથી બીજા એવા કયા દુખ છે કે તે તેને જોતા નથી

૪૩. સસારમા આ સાત દુઃખ છે—

પહેલા દુ:ખ તણી સુણો બાત,
ઉદરે ઉપન્યો ચાલ્યો તાત,
જણતા મરે જેહની માત,
એ દુ ખ બીજે સહ્યો ન જાય ૧૧૭

ત્રીજુ દુ:ખ તે નિર્ધનપણુ,
ચોથો દુ ખ તે પરવશપણુ,
પાચમુ દુ ખ જગ છે મોટુ,
નર નિર્ધન ને છાતી કૂટુ ૧૧૮

છઠ્ઠુ દુ ખ હવે સુણજો અરે,
નર કામી ને મહિલા મરે,
સાતમુ દુ ખ સુણજો સહુ કોય,
અતે પુત્રનુ મરણજ હોય ૧૧૯

પહેલુ દુ ખ તે ગર્ભમા આવતા જ પિતાનુ મરણ થાય, બીજુ દુ ખ તેથી પણ કઠણ કે જન્મ વખતે જ માતા મરણ પામે, (૧૧૭) ત્રીજુ દુ ખ નિર્ધન હોય, ચોથુ દુ ખ પરતત્રતા ભોગવવી પડે, પાચમુ દુ ખ જગતમા મોટામા મોટુ જે સાભળતા છાતી કૂટવી પડે તે માણસની નિર્ધનતા છે (૧૧૮) છઠ્ઠુ દુ ખ તમે સાભળજો કે પુરુષ કામી હોય અને તેની સ્ત્રીનું મરણ થઈ જાય હવે છેલ્લુ સાતમુ દુ ખ ઘડપણમા પુત્રનુ મરણ થાય–એ સાત દુ ખો સ સારમા છે (૧૧૯)

૪૪. આમના વચન નિષ્ફળ નથી થતાં—

રાજા તપિયો ગુરુ સતી,
દેવ સુપુરુષ ને બાલ,
કવિયણ કહે એ સાતનુ,
વચન ફળે તત્કાળ ૧૨૦

રાજા, તપસ્વી સાધુ, ગુરુ, સતી સ્ત્રી, દેવ, સજ્જન પુરુષ ને બાળક એ સાતના વચન તુરત જ ફળદાયી બને છે એમ કવિ કહે છે

૪૫. સત્પુરુષો સ્વીકારેલો રાહ છોડતા નથી—

શેષનાગ શિર લીધો ભાર, તે નવિ છડે મહી નિરધાર;
સૂરજ સહિ ઉજવાળુ કરે, કુલલજ્જાયે પૃથ્વી ફરે. ૧૨૧
ઇશ નાગ ગળે જો ધર્યો, તો તેહને અળગો નવિ કર્યો;
સુપુરુષ નર સાચુ આદરે, તેણે વાટે નવિ પાછો ફરે ૧૨૨

શેષનાગે પોતાની ફણ વર પૃથ્વીનો ભાર ઝીલ્યો છે, તે ચોક્કસ પણે કોઇ દિવસ છોડનાર નથી, સૂર્યને નિરંતર અજવાળુ આપવા પ્રકાશવુ પડે છે, કુળની લજ્જાને લીધે પૃથ્વીની નિરંતર ફેરફેર થાય છે (૧૨૧) શંકરે નાગને ગળે વીંટયો છે તે અળગો કરતા નથી તે પ્રમાણે સત્પુરુષો સાચો રાહ પકડે છે તે રસ્તેથી તેઓ પાછા ફરતા નથી (૧૨૨)

૪૬. એ ત્રણ છેવટે ભીખ માગે છે—

જસ ઘર બેટી લાડકી, ધરે કામિનીની સીખ,
શ્રાવણ વીત્યા હળ ખણે, ત્રણ્યે માગે ભીખ. ૧૨૩

જેના ઘરે લાડકોડમાં ઉછેરેલી દીકરી હોય, સ્ત્રીના કહેવા મુજબ જે ચાલતો હોય અને જે શ્રાવણ મહિનો ગયા પછી હળ જોડી ખેતર ખેડે છે એ ત્રણે જણ છેવટે ભીખ માગે છે

૪૭ એ સાત હમેશા અતૃપ્ત રહે છે—

સાયર, વિપ્ર, ડાકિની, જિહા, અગ્નિ જમ જગરાય,
કવિયણ કહે સાત અધુરડા, પૂરા કિમહિ ન થાય. ૧૨૪

સ્ત્રીઓ, બ્રાહ્મણ, ડાકિની, જીભ, અગ્નિ, જમ રાજા અને જગતનો રાજા એ સાતને કોઇ વખત તૃપ્તિ થતી નથી કવિ કહે છે કે-તેમને કોઈ વખત સપૂર્ણ સતોષ થતો નથી

૪૮. એ સાતેનુ ધ્યાન હમેશા ખરાબ રહેનાર છે—

ચડીમાર, ફડિયો, બિલાડ, જગનુ ભુડો વછે ચાડ,
વૈદ્ય, મસાણી, બદીવાન, એ સાતેનુ મેલો ધ્યાન ૧૨૫

શિકારી, વેપારી, બિલાડ અને ચાડીઓ, વૈદરાજ, મસાણીઓ (શ્મશાનનો રખેવાળ) અને કેદી એ સાત જગતનુ ભૂડુ ઇચ્છનાર છે, એ સાતેનુ ધ્યાન મૂકવુ જોઇએ

૪૯. એમની આભડછેટ કોઇ દિવસ જતી નથી—

પુત્રી વિક્રય, પરસ્ત્રીસગ પરભતિ પાપીનો પ્રસગ,
મૂરખ દેવતણુ ધન ખાય, જીવ હણતા ઉદર ભરાય ૧૨૬

પરનિદા કરતો નર જેહ,
પરભોજને નહિ તૃપ્તો તેહ,

કવિયણ કહે સો કુભે ન્હાય,
સાત આભડછેટ કદિ ન જાય ૧૨૭

પુત્રી વેચીને પૈસા લેનાર, પરનારીનો સગ કરનાર, પરોઢીએ શિકારી સાથે પ્રસગ રાખનાર, મૂર્ખો, દેવદ્રવ્યનો ખાનાર, જીવ હણીને પેટ ભરનાર ( ૧૨૬ ) પારકી નિંદા કરનાર, જેને પારકાના ઘરનુ ખાધા છતા તૃપ્તિ થતી નથી એ સાતની આભડછેડ કવિ કહે છે કે-સો ઘડા પાણીથી નહાય તો પણ જતી નથી ( ૧૨૭ )

૫૦. એ સાત જણુ હ મેશા અદેખા હોય છે—

પાડો પડિત સ્વાનજ હાટ પાડોસી કહિયે તેહ,
મીઢો મલ્લ અને માગણ,સાતે અદેખા સુણ્યા કાન. ૧૨૮

પાડો, પડિત, કૂતરો, પાડોશનો દુકાનવાળો, મીંઢો માણુસ, મલ્લ અને ભિખારી એ સાત જણુ હ મેશા ( બીજાને જોતા જ ) અદેખાઇ કરવાવાળા છે, એમ સ ભળાય છે

૫૧. એ સાત જણુ બીજાનુ દુઃખ જાણુતા નથી—

રાજા બાલક વિપ્ર ને ચોર, યમરાજ જગમા પાડે શોર;
અગ્નિ પારધી કવિયણુ કહે, પરવેદન સાતે નવિ લહે.૧૨૯

રાજા, બાળક, બ્રાહ્મણ, ચોર અને દુનિયાને કપાવતા જમરાજા, અગ્નિ અને શિકારી એ સાત જણુને માટે કવિ કહે છે કે- પારકાનુ દુખ તેઓ ધ્યાનમા લેતા નથી

એ સાત સૂતેલા જ સારા છે—

વાઘ સિહ ચીતર કૂતરા, મ જારી ને પાપી નરા,
ભુજગ ભખે ઉંદર એકલા, એ સાતે પણ સૂતા ભલા ૧૩૦

વાઘ, સિંહ, ચિત્તા, કૂતરા, બિલાડી, પાપી માણસ અને ઉંદરનુ ભક્ષણ કરનાર સાપ એ માત તો સૂતેલા જ સારા છે

## પર. પુન્યનો નાશ થાય ત્યારે બધા વૈરી બને છે—

જબ લગ પુન્ય પ્રતાપ જ હોય,
તબ લગ સામુ ન જુવે કોય;
પૂરવ પુન્ય જ્યારે ખૂટશે,
ત્યારે બેટા પણ વેરી થશે. ૧૩૧

જ્યા સુધી પુન્યનો પ્રતાપ હશે ત્યા સુધી કોઇ સામુ જોવાનુ નથી, પણ જ્યા સુધી પૂર્વ પુન્ય ખૂટી જશે ત્યારે પોતાના દીકરા પણ દુશ્મન બની જાય છે

## પ૩. મનની પવિત્રતા વિના કરેલી ક્રિયા નકામી છે—

મન વિણુ તપ જપ કિરિયા, જૂઠી ફોગટ કષ્ટ કરીજે,
મન વિણુ દાન દિયે કો મૂરખ, સુગતિપુરી નવિ લીજે,
મન વિણુ જીવ ઉગારે જગમા, કાલકસૂરિયો નામો,
મન વિણુ દાન દિયે તે કપિલા, બેહુના ન સર્યા કામો ૧૩૨

મન વિનાના તપ, જપ કે ક્રિયા કરી કષ્ટ વેઠવા તે જૂઠા અને નકામા છે મન વગરનુ દાન આપનાર મૂર્ખો મુક્તિપુરી મેળવી શકતા નથી મન વગરના જીવ ઉગારનાર કાલકસૂરિ નામે જગમા જાણીતા છે તે પ્રમાણે મન વગરનુ દાન આપનાર કપિલા જાણીતી છે તે બન્નેના કામ સર્યા નથી

## ૫૪. એમની સેવા કરવાથી જિનેશ્વરનુ પદ મળે છે—

સાધુ ભલા અને સાધવી, શ્રાવક શ્રાવિકા સોય,
સઘ સયલને પોષતા, પદવી તીર્થંકર હોય. ૧૩૩

સારા સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા એ ચતુર્વિધ સઘને જે પોષે છે, તે તીર્થંકર પદવી મેળવી શકે છે

જે નર બહુ ધન પામિયા, મમજ્યા શાસ્ત્રનુ મર્મ;
તે નવી લક્ષ્મી વ્યય કરે, તો શુ સમજ્યા ધર્મ ? ૧૩૪

જે માણસો ઘણુ ધન મેળવી શકયા છે, પણ શાસ્ત્રની સમજણ જાણી શકયા નથી, તેવા માણસો પોતાની લક્ષ્મી ન વાપરી શકે તો તે ધર્મને શુ સમજ્યા કહેવાય ?

સાધર્મી સીદાતા જાણી, ન કરે તેહની સાર,
તે લક્ષ્મી શુ કામની, જિણે નવિ કર્યો ઉદ્ધાર. ૧૩૫

સાધર્મિક બધુઓને દુખી જાણીને તેમની સારવાર જે ન કરે તેમને લક્ષ્મી શુ કામની ? જેણે તેમનો ઉદ્ધાર નથી કર્યો તેમની લક્ષ્મી નકામી છે

દીન ઉદ્ધાર નવિ કર્યો, તે ચૂકયા સસાર,
અતિ ઊંડા ધન ભૂમિ ઘાલી, જાસી નરક મોઝાર. ૧૩૬

જમીનમા ઘણે ઊડે ધન દાટી રાખ્યુ અને ગરીબોનો ઉદ્ધાર ન કર્યો, તે સસારને ચૂકી ગયા સમજવા, તેઓ જરૂર નરકમા જશે

૫૫. નસીબદારને ૧૬ સકાર મળે છે—

સદ્ગુરુ સેવા સુકુલે જન્મ, સઘભક્તિ સદ્દહણા ધર્મ,
સુદ્રવ્ય સુકૃતકેગી યાત્ર, પુન્યે લહિયે મુનિ સુપાત્ર ૧

માત ક્ષેત્રતણુ પોષવુ, સત્ય વચન મુખથી ભાખવુ;
સમતા કુડમાહે ઝીલવુ, જેહને શુભ ગતિ વહેલા જવુ .૧૩૮

સમાધિ શરીર સુણવુ સિદ્ધાત,
સમ્યક્ શીલ રાખે એકઋ,
સાહસિક ગુણને પુન્યે પમાય,
પુન્યે સઘપતિ તિલક કરાય ૧૩૯

પૂર્વ પુન્ય જો હોવે બલવાન,
તો સોળ સસા મિલે ગુણખાણ,
સુણી શીખ કિજે પર ઉપકાર,
તો નર સુખ લહિયે સસાર ૧૪૦

(૧) સદ્ગુરુની સેવા, (૨) સારા કુળમા જન્મ, (૩) સઘની ભક્તિ, (૪) સમકિત ધર્મ, (૫) સારુ દ્રવ્ય, (૬) સારા કર્મયોગે યાત્રા, (૭) સુપાત્ર મુનિનો યોગ, (૮) સાત ક્ષેત્રનુ પોષણ, (૯) સત્ય વચન બોલવુ (૧૦) સમતા કુડમા ઝીલવુ (૧૧) શુભ ગતિમા વહેલા જવુ (૧૨) શરીરની સમાધિ (૧૩) સિદ્ધાત સાભળવા, (૧૪) સાચુ શિયળ, (૧૫) સાહસ ગુણ, (૧૬) સઘપતિની પદવી એ ગુણની ખાણરૂપ સોળ સસ્કાર જો પૂર્વ પુન્ય બળવાન હોય તો મળે છે આ પરથી શિખામણ લેવી કે-પારકાનુ ભલુ કરવાની ભાવનાથી આ સસારમા સુખ મળી શકે છે

૫૬. ઘીનો મહિમા—

ઘીએ વાધે વાન, કાન પણ સગ્વા થાયે,
આખે વાધે તેજ, ખગ્જ ને ખોડાઇ જાયે;
કાયા ગહી કઠિબધ, અર્થ આગળથી સૂઝે,
જગ ન વ્યાપે અગ, ટાગ તન ધાત ન ધ્રૂજે,
મુખનુ મડન ઘૃત સહી, હાકયો હીંડે દેતો હડી,
ઘૃતવિહુણા જેહ નર, જાનો સૂકી લાકડી. ૧૪૧

ઘીવડે શરીરનો ગ્ગ વધે છે, કાન સતેજ થાય છે, આખોનુ તેજ વધે છે, ખરજ અને ખોડ જાય છે, શરીર મજબૂત બનાવે છે, બુદ્ધિ વધે, ઘડપણ આવતુ નથી, પગ, શરીર કે ધાતુઓ ધ્રૂજતા નથી, ઘી મુખની શોભા છે, ઘી ખાનાર દોડીને ગમે ત્યા જઈ શકે છે ન ખાનાર માણસ તો સુકા લાકડા જેવો હોય છે

૫૭. સાત 'દ' કારવાળી સ્રી રૂપવાન છે—

દયા દાન દમ દેહ ન દોષ,
દોલત જાતા ન કરે શોક,
દુખ ભાજે પ્રેમે પારકો
દીન વચન ન બોલે મુખ થકો. ૧૪૨

દુર્જન ઉપર ન કરે રીસ, તે સ્રી પામે સબળ જગીસ,
જે અગે ધરતી માતે દદા, રૂપવતી તમ ભાખુ સુદા. ૧૪૩

(૧) દયા રાખે, (૨) દાન આપે, (૩) દોષ કોઇને ન આપે (૪) દોલત ખૂટયા છતા દિલગીર ન થાય, (૫) પારકાનુ દુ:ખ



પ્રેમથી ભાગે, (૬) દીન વચનો મુખથી બોલે, અને (૭) દુર્જન ઉપર રીસ ન લાવે તે સ્ત્રી જગતમા પ્રભુતાને તરત પામે છે (૧૪૨) જે પોતાના શરીર સાથે સાતે દહા ધારણ કરે છે, તે ખરેખર રૂપવાન સ્ત્રી જાણવી (૧૪૩)

## ૫૮. સભાળપૂર્વક કામ કરવામા પાપ નથી–

યતિ ધર્મમા જયણા કહી,
જીવજતુ ઉગારે સહી,
પડિલેહતા ભણતા સદ્દહે,
રખે જીન સુજથી દુઃખ લહે. ૧૪૪

સાધુ ધર્મમા જયણા કરવાનુ કહેલ છે તેઓ જીવજતુનુ રક્ષણ કરે છે પડિલેહણા કરતા અને ભણતા પૂરેપૂરી સભાળ રાખે છે કે રખેને મારાવડે કોઇ પણ જીવ દુખ પામે

ઊઠતા બેસતા વલી, મુનિવર રાખે મતિ નિર્મળી,
સથારે જયણાએ સોય, ધુસર પ્રમાણે પથે જોય ૧૪૫

ઊઠતા અને બેસતા સાધુની બુદ્ધિ પવિત્ર હોય છે તેઓ સુવાને માટે સથારો કરતા પણ જયણા રાખે છે અને ચાલતા ધુસર પ્રમાણે ભૂમિ જોઇને રસ્તે ચાલે છે

ઊભો રહે ઋષિ જયણા કરે, મધુર વચન મુખથી ઉચરે,
ભુજતા નવિ બોલે જેહ, ઋષભ કહે ઋષિ સાચો જેહ ૧૪૬

સાધુ ઊભો રહે ત્યારે પણ જયણાથી રહે છે અને મુખથી મીઠા વચન બોલે છે કોઇને ખરાબ લાગે એના વચન જે ન બોલે તે જ સાચો ઋષિ કહેવાય એમ ઋષભદાસજી કહે છે

ઈણિ પરે જયણા કરતો યતિ, તેને પાપ ન લાગે રતિ,
તિમ શ્રાવકને જયણા ધર્મ,જયણા કરે તો શ્રાવકધર્મ. ૧૪૭

એ પ્રમાણે જે સાધુ જયણાથી રહે તેમને એક રતિ પણ પાપ લાગતુ નથી તેમ શ્રાવકને માટે પણ જયણા એ જ ધર્મ અને જયણા કરનાર વ્યકિત જ શ્રાવક ધર્મ પાળે છે એમ કહેવાય

૫૯. માર મારતા છતાં પણ એ ગુણ કરનાર નથી—

દાણી જોગી માગણ ચાડ, સારથી ને દુહવ્યા ધાડ;
દરવાની ગયનો દાસ, દૂત દુહવ્યા ગુણ ન કરે તાડ. ૧૪૮

દાણી, જોગી, માગણ, ચાડીઓ, સારથી, દુભાવેલ ધાડા, દરવાણી, રાજાનો દાસ, દૂત એમને મારીને દુહવ્યા હોય તો પણ ગુણ ન કરે

૬૦. મોટાઇનુ અભિમાન રાખવુ એ દુર્ગુણ છે--

દાન વિના કીરતિ નહિ, વેલ વિના જિમ પાન;
મૂરખ નર ફોગટ કરે, દીધા વિણ અભિમાન. ૧૪૯

દાન આપ્યા વિના જગતમા યશ બોલતો નથી, વેલા વિના પાન થતા નથી, તે પ્રમાણે મૂર્ખો માણસ દીધા વિનાનુ અભિમાન નકામુ કરે છે

સિંહ જ મોટો મનાય, એકલો અનેકને ગંજે,
ઉદધિ મોટો મનાય, દેશ દારિદ્ર ન ભંજે;

મેરુ મોટો મનાય, જિહા જિન ઓચ્છવ થાયે,
મહિપતિ મોટો મનાય, જગત જન પાયે લાગે
પાય પોતે ખરચે નહિ, લહેણે થાળી ચેલી ધરે,
કવિ ઋષભ ઈમ ઉચરે, તે નર મોટાઈ કા કરે ? ૧૫૦

સિહ મોટો ગણાય જે એકલો અનેકને પહોચી શકે છે, દરીઓ મોટો ગણાય છે છતા દેશનુ દારિદ્ર ભાગી શકતો નથી મેરુપર્વત મોટો ગણાય છે જ્યા જિનેશ્વર દેવનો જન્મોત્સવ ઉજવાય છે રાજા મોટો ગણાય છે જેને આખી દુનિયા પગે લાગે છે છતા એક પાઇ પણ ખર્ચવા પોતે તૈયાર ન થાય અને ઊલટુ લેવા માટે સામે થાળી ધરી ઉભા રહે એવા માણસો નકામી મોટાઇ શા માટે કરતા હશે ? એમ ઋષભદાસ કવિ કહે છે

૬૧. પોઠીયા, કુતરા, પાડા, ગધેડા એ પૂર્વજન્મના કોણ હશે ?—

જે અણુતેડીયા જમવા ધસે, દાન કાજ નર પાછો ખસે,
મોઢે બોલ બોલે મોટિયા, તે નર મઠી થાય પોઠીયા. ૧૫૧

જે અણતેડાવ્યા જમવા બેસી જાય, જે ની પાસેથી દાન લેવા આવેલો માણસ પાછો જાય અને જે મોઢથી મોટી મોટી વાતો કરી જાણે એવા માણસો મરીને પોઠીયારૂપે જન્મે છે

ગુણ વિના ગર્વ કરે મનમાહિ, કોડિ એક ન ખર્ચે કયાહિ,
પ્રગટજ દીસે પેટભરા, તે નર મરી થાયે કૂતરા. ૧૫૨

ગુણનો એક છાટો પણ ન હોવા છતા જે ગર્વ કરે છે, જેઓ

કયાય પણ એક કોડી ખર્ચ કરી શકતા નથી અને દેખીતી રીતે જે પેટભરા સ્વાર્થી દેખાય છે તે માણસો મરીને કૂતરા બને છે

**દાન શીલ તપ નહિ ઉપગાર,ન લહે શાસ્ત્રતણો સુવિચાર;**
**આપપ્રશ સી જમવા જાય,મરી પુરુષ તે ભેસો થાય.૧૫૩**

દાન, શીયલ, તપ કે ઉપકાર જે કરતા નથી શાસ્ત્રોની સારી સમજણો જે લેતા નથી પોતાના વખાણ કરનારને ત્યા જમવા જાય છે તે માનવો મરીને ભેસા ( પાડા ) થાય છે

**પર ઘર ભોજ કાને સુણી, અ ગે શાતા ઉપજે ઘણી,**
**છાડે જમી કરે નિ દાય, મરી પુરુષ એ ગર્દભ થાય. ૧૫૪**

પારકાના ઘેર જમવાનુ સાભળી તે ખૂબ ખુશ થાય છે, શરીરે શાતિ વળે છે પણ જ્યારે જમી રહે છે ત્યારે તેની નિદા કરે છે એવા મનુષ્યો ગધેડાનો અવતાર પામે છે

## ૬૨. સ્ત્રીઓનો વિશ્વાસ ન કરવો—

**સાયર નીર માપ્યા પણ જાય,**
**નદી વાલુકા સખ્યા થાય;**
**મેરુપર્વત ત્રાજુએ તોલાય,**
**નારી ચરિત્ર તો નવિ સમજાય. ૧૫૫**

દરીયાનુ પાણી પણ ભલે માપી શકાય, નદી અને રેતીના કણ ભલે ગણી શકાય, કદાચ મેરુપર્વત પણ ભલે ત્રાજુવાથી તોલી શકાય પણ સ્ત્રીચરિત્ર તો સમજી શકાતા નથી

**સિહણ નાગણ ડાકિણી, અગ્નિ નીર વિષ ખાસ,**
**સોમદેવ કહે નારીનો, નવિ કીજે વિશ્વાસ. ૧૫૬**

૬૬. ચૌદ 'પ' કાર કોઇ પુન્યશાલીને હોય છે—

ચૌદ પપા તસ મંદિરે, પુન્ય પ્રસાદ ને પાન,
પવિત્ર પૂજા પ્રબલ ધન, પાથરણા ને પ્રધાન. ૧૬૨

પરમ વચન પરભાવના, પૌષધ પરઉપચાર,
પડિક્રમણ પચ્ચકખાણ, અરુ પોષે પાત્ર અપાર ૧૬૩

પુન્ય, પ્રાસાદ (મહેલ), પાન, પવિત્ર પૂજા, પ્રબળ ધન, પાથરણા, પ્રધાન (શ્રેષ્ઠતા), પરમવચન (મહાપુરુષોના વચનામૃત), પરભાવના (આબરુ-કીર્તિ), પૌષધ, પરઉપચાર (બીજાને ઉપયોગી બનવાનુ), પડિક્રમણ, પચ્ચક્ખાણ અને પાત્રપોષણ (ઘણા માણસોને પોષવુ) એ ચૌદ પપા પુન્યશાલીના ઘરે હોય છે (૧૬૨-૧૬૩)

૬૭. એ ચાર વાતો પાપનો ઉદય થવાથી મળે છે—

આક બાલણ ને જવ જીમણ, બાલકડા બહુ આઇ,
ટીપે ટીપે ઘર ચુવે, ચારે પાપ ફેલાઇ ૧૬૪

આકડાનુ બાળવુ, જવનુ જમણ, ઘણાં બાળકો અને ટીપે ટીપે ઘરમા (વરસાદનુ) પાણી પડવુ એ ચારો પાપ ઉદય થવાથી ફેલાય છે

૬૮ એ ત્રણ ધિક્કારવા લાયક છે—

કડવા બોલી કામિની, લેવુ નીરસ આહાર,
ભાર વહીને જીવવુ, ત્રણે શિર ધિક્કાર ૧૬૫

કડવા વચન બોલનારી સ્ત્રી, નીરસ એવો લૂખો આહાર

ખાવો અને ભાર વહન કરીને જીવવુ-એ ત્રણે ધિક્કારવા લાયક છે

## ૬૯. બે રીતે દુ:ખના સાત-સાત પ્રકારો—

પહેલુ દુખ પાડોશી ચાડ,
બીજુ દુઃખ ઘરે વિષનો ઝાડ,
ત્રીજુ દુખ તે નિત્ય સહે માર,
ચોથુ દુઃખ તે ન જરે આહાર. ૧૬૬

પાચમુ દુઃખ જે પાળા ચાલવુ, છટ્ઠુ દુ.ખ જે નિત્ય માગવુ;
કવિ કહે માચે માકડ બહુ, એ સાતે દુ ખ સુણજો સહુ.૧૬૭

કવિ કહે છે કે-સાત દુ ખ ગણાવુ છુ તે સાભળજો પહેલુ ચાડીઆ પાડોશી, બીજુ ઘરમા ઝેરનુ ઝાડ ( કજીયા-ક કાસ ), ત્રીજુ નિત્ય માર ખાવા, ચોથુ આહાર પાચન ન થવો, પાચમુ પગે ચાલીને બહારગામ જવુ, છટ્ઠુ હમેશા ભીખ માગવી અને સાતમુ ખાટલામા ઘણા માકડ હોય ( ૧૬૬-૧૬૭ )

પહેલુ દુઃખ તે પરની આશ,
બીજુ દુ ખ જે ઓછો વાસ;
ત્રીજુ દુ ખ તે બહુ રણે ચઢે,
ચોથુ દુ ખ જે બહુ વશ પડે. ૧૬૮

પાચમુ દુ ખ જે ન ટળે રોગ, વાછિત ન મળે જેહને ભોગ;
કવિ કહે નિત્ય ખારો નિર, એ દુ ખ સાતે દેહ શરીર. ૧૬૯

( ૧ ) પારકાની આશા રાખવી ( ૨ ) ઓછા પાડોસીનો વાસ હોય ( ૩ ) ઘણીવાર યુધ્ધે ચઢવુ પડે. ( ૪ ) ઘણાનુ

પોષણ કરવાનું હોય, ( ૫ ) શરીરમાંથી રોગ મટે નહિ ( ૬ ) મનવાંછિત ભોગ ન મળે ( ૭ ) હમેશાં ખારૂ પાણી મળે–એ સાતે દુ:ખો કવિ કહે છે કે–શરીરને પીડા આપે છે ( ૧૬૮-૧૬૯ )

## ૭૦. બે રીતે સુખના સાત-સાત પ્રકારો—

પહેલું સુખ તે જાતે નર્યા,
બીજું સુખ જે ઘરે દીકરા,
ત્રીજું સુખ જે ઋણ વિણ વરા,
ચોથું સુખ જે પોતે ઘરા ૧૭૦

પાંચમું સુખ જે રૂડી નારી,
છઠ્ઠું સુખ જે જોડું વાડી,
સાતમું સુખ જે આગણ ભુત્ત,
પુન્યે એ લહીએ ઘર સુત્ત ૧૭૧

( ૧ ) શરીર સુખી રહેવું ( ૨ ) ઘરે દીકરા હોય ( ૩ ) કરજ કર્યા વિના ધંધો કરી શકાય તેવી સ્થિતિ ( ૪ ) ઘરબાર પોતાનું હોય. ( ૫ ) સુંદર સ્ત્રી હોય ( ૬ ) ગાય, ભેંસ આદિ હોય ( ૭ ) ઘરના આંગણામાં પ્રાહુણા જમતા હોય–એ સાતે સુખ પૂન્ય કર્મથી મળી શકે છે ( ૧૭૦-૧૭૧ )

પહેલું સુખ ન જઇએ ગામ,
બીજું સુખ વસિયે નિજ ઠામ,
ત્રીજું સુખ જે માને ભૂપ,
ચોથું સુખ જે રૂપ અનૂપ. ૧૭૨

**પાચમું સુખ ઇચ્છાએ રમે,**
**છઠ્ઠું સુખ જે વેલાએ જમે;**
**કવિ કહે સાતમુ સુખ ગમે,**
**સકલ લોક ઘર આવી નમે. ૧૭૩**

(૧) કોઇ ગામ જવાનુ ન થાય (૨) પોતાના જ મકાનમા વસવાટ હોય (૩) રાજા કહ્યુ માનતો હોય (૪) સુદર અનુપમ રૂપ હોય, (૫) ઇચ્છા મુજબ વર્તી શકતો હોય, (૬) ટાઇમસર ભોજન મળતુ હોય, અને (૭) દુનિયામા બધા લોકો આવીને નમતા હોય એ સાત સુખ કવિ કહે છે (૧૭૨-૧૭૩)

**૭૧. સાત 'છ' કાર પુન્યથી મળે છે—**

**છાસ છમકો છાહડી, છ ઋતુ ભોગ ભલાઇ,**
**છોરૂ છત ઘરે છેલ ત્રિયા, પુન્યે સાત છછાઇ. ૧૭૪**

(૧) છાસ (ઘરે દૂઝણુ હોય) (૨) છમકો (ઘી તેલનો વધાર મૂકી શકાય તેવી સ્થિતિ) (૩) છાહડી (કુટુબના માણસોનો આશ્રય) (૪) છ ઋતુના ભોગવિલાસો, (૫) છોરૂ (પુત્ર-પુત્રી) (૬) છત ઘરે (ઘરમા લક્ષ્મીની લહેર હોય) ૭ છેલત્રિયા (સુદર રૂપવાન સ્ત્રી) એ સાત (છ) કાર પૂર્વ પુન્યથી મળે છે

**૭૨. જેને ઘરે એ સાત 'ગ' કાર છે એ જ સ્વર્ગ છે—**

**ગોરસ ગોધૂમ ગોલરસ, ગવાક્ષ ગોરી ગાન,**
**ઋષભ કહે ગજ બારણે, એ સુખ સ્વર્ગ સમાન. ૧૭૫**

(૧) ગોરસ (દહીં દૂધની મટકીઓ), (૨) ગોધૂમ (ઘઉ

વગેરે અનાજ ) (૩) ગોલરસ ( ગોળ, ખાંડ આદિ રસ ) (૪) ગવાક્ષ ( જરૂખા–બારીબારણાવાળા મકાન ) (૫) ગોરી ( સુંદર સ્ત્રી ), (૬) ગાન ( નાચના ગાયનની મજાઓ ), (૭) ગજ બારણે ( હાથી ઘરે હોય ) એ સાત 'ગ' કાર જેના ઘરે છે તે ઘર સ્વર્ગ સરખું છે

## ૭૩. જે જ્યાં ઉત્પન્ન થાય છે તેને તે જ ગમે છે—

જે જીવ વિષમાં ઉપન્યા, ન ગમે અમૃત કુંડ,
માખી ચંદન પરિહરે, શ્વાન તજે ખીર ખાંડ. ૧૭૬

જે જીવો ઝેરમાં ઉત્પન્ન થયા હોય તેમને અમૃતકુંડ ગમતો નથી જેમકે માખી ચંદનને છોડી દે છે; કૂતરો ખાંડ કે ખીર ખાતો નથી

## ૭૪. સાત પ્રકારના મૂર્ખા—

પહેલું મૂરખ પરધન હરે, બીજે જે પરનિંદા કરે,
ત્રીજુ કલહ લગાવે ઘણો, ચોથો પરદ્વેષી અવગણો ૧૭૭

પાંચમું વંચે માય ને બાપ, વિશ્વાસઘાતને મોટો પાપ,
ઋષભ કહે તે મૂરખ નરા, દઈ નોતરુ ન આવે તેડવા ૧૭૮

(૧) પારકાના ધનને હરનાર, (૨) બીજાની નિંદા કરનાર, (૩) વધારે કજીયા કરાવનાર, (૪) વેરભાવ રાખનાર, (૫) માતપિતાને છેતરનાર, (૬) વિશ્વાસઘાત કરનાર અને (૭) નોતરૂં આપીને તેડવા ન જનાર એ સાતે મૂર્ખ જાણવા, એમ ઋષભદાસ કવિ કહે છે

૭૫. સંપ વિના આનંદ નથી—

સંપ વિના શે શું ઘર હાટ,
સંપ વિના નવિ શોભે વાટ,
સંપ વિના નવિ ચાલે રાજ,
સંપ વિના વિણસે સવિ કાજ. ૧૭૯

સંપ વિનાના ઘર અને હાટ શું કામના ? સંપ વિનાનો રસ્તો પણ શોભતો નથી, રાજ્ય પણ ચાલી શકતું નથી અને બધા કામ બગડી જાય છે

સંપ વિના શ્યા બંધવ તાત,
સંપ વિન શી ભગિની માત,
સંપ વિના શ્યા ગુરુ ને શિષ્ય,
ક્ષણ ક્ષણ પાતિક બાંધે લક્ષ. ૧૮૦

માતા, પિતા, ભાઈ, બેન, ગુરુ, શિષ્ય વગેરે સંબંધો સંપ વિના શું કામના છે ? ઊલટા વાર વાર લાખો પાપ ઉત્પન્ન કરનાર છે

સંપ વિના કૌરવ પાંડવા,
જુઓ તેહના કુલ ક્ષય હુવા,
રાવણ દ્વંદ વિભીષણ સાથ,
ખોયો રાજ ગયું પર હાથ. ૧૮૧

સંપ વિનાના કૌરવો અને પાંડવો જુઓ, જેમનું કુલ ક્ષય થઈ ગયું રાવણ અને વિભીષણ વચ્ચે સંપ ન હોવાથી રાજ ગુમાવવું પડ્યું ને પારકે હાથે ગયું

૭૬ પુન્ય વગર કઇ પણ મળતુ નથી—

પુન્યહીણા નર ખેતી કરે,
બળદ મરે કે સુકવણુ પડે,
પુન્યહીણા ભોજન શુભ જમે,
કાં ન જરે કે પાછુ વમે ૧૮૨

પુન્ય વગરનો માણસ ખેતી કરે તો કા તો બળદ મરી જાય અથવા સૂકાઈ જાય તે જ પ્રમાણે સુદર ભોજન જમ્યા છતા પુન્ય વિનાના માણસને તે કા તો પચે નહિ અથવા તો ઉલટી ( વમન ) થઇ નીકળી જાય

મન જાણે મયગલ ચઢુ, હયવર પરઠુ,
પોઢુ પલગ પાલખી, અમૃત આહારજ ભખુ;
સુદર સુદરી સાથ, મહેલમાહિ કરૂ વાસ,
ઊંચા વસ્ત્ર તે અગ, ચંદન તે બારે માસ.
પુન્ય તિહા પહોચે નહીં, આતમ તો ઇચ્છે ઘણુ,
ઋષભ કહે કિમ પામિયે, પુન્ય નહીં પોતાતણુ ૧૮૩

મનમા એવા વિચારો આવે છે કે–હાથી પર ચઢુ ઘોડા દોડાવુ, પલગે પોઢુ, પાલખીમા બેસુ, અમૃત જેવા આહાર કરૂ, સુદર સ્ત્રીની સાથે મહેલમા રહુ, ઊંચી જાતના વસ્ત્ર પહેરુ, બારે માસ ચંદનના લેપ કરુ–એમ આત્મા તો ઘણીએ ઇચ્છા કરે પરતુ પોતાનુ પુન્ય ન હોય તો શી રીતે મેળવી શકાય ? એમ ઋષભદાસ કવિ કહે છે

૭૭. એવા માણસો જગતમાં દુઃખી થાય છે—

અગ્નિ સાપ જલ સ્ત્રી હથીયાર,
મ કરો ચોરતણો પતિયાર;
દુશ્મનથી બીહતો નવિ રહે,
તે દુખ જગમા મળો કહે. ૧૮૪

અગ્નિ, સાપ, પાણી, સ્ત્રી, હથિયાર અને ચોર એમનો વિશ્વાસ કરવો નહિ વળી દુશ્મનથી બીહતો ન રહે તે જગતમા વધારે દુખ ભોગવે છે

સ્ત્રીહત્યાનુ મોટુ પાપ, બાલહત્યાનો બહુ સતાપ,
બ્રહ્મહત્યા ને મારી ગાય, તે પાતિક મોટો કહેવાય. ૧૮૫

સ્ત્રીહત્યા, બાળહત્યા, બ્રહ્મહત્યા અને ગૌહત્યા એ ચાર સસારમા મોટા પાપ કહેવાય છે

તેહથકી તો પાતિક સરે, પશુઓ પુરુષ નપુસક કરે;
તેહથકી મોટો પાતકી, નગર દહે નરકે નારકી ૧૮૬

તે પાપના બદલામા પશુઓ તરીકે યા નપુસક પુરુષ રૂપે જન્મે છે, તેનાથી પણ મોટુ પાપ ગામ બાળવાનુ છે, તે તો નરકમા નારકીરૂપે અવતરે છે

તેહથી જગમાં મોટુ પાપ, જે નર કરતા વિશ્વાસઘાત;
ગતિ ચારમા તે નર ભમે, વિશ્વાસી જે પરને દમે. ૧૮૭

જે માણસો ઘાત કરે છે તે સૌથી મોટુ દુનિયામાં

પાપ છે, વિશ્વાસ રાખનાર માણસને દુ ખ આપનાર માણસ ચારે ગતિમા રખડતા ભમે છે

### ૭૮. જેની ચડતી છે તેની પડતી પણ થાય છે—

જે ઊગે તે આથમે, ફૂલે તે કરમાય,
જે ઉપજે તે વિણસે, જન્મ્યો તે વળી જાય ૧૮૮

દિવસ ઊગે અને આથમે પણ છે ફૂલ ખીલે છે અને કરમાઇ જાય છે જે વસ્તુ ઉત્પન્ન થાય છે તે જ બગડે છે જે પ્રાણી જન્મે છે તેનો નાશ થાય છે જ

રહ્યો નહી રહેશે નહી, નર નારી સુર સોય,
જે શિર છત્ર ધરાવતાં, તે ન રહ્યા નર જોય. ૧૮૯

પુરુષ, સ્રી કે દેવ હોય પણ કોઇ રહ્યા નથી અને રહેશે પણ નહીં, જે પુરુષના માથા પર છત્ર ધરાતા હતા તે પણ રહી શક્યા નથી

ક્ષાયિક સમકિતનો ધણી, પૂજ્યા જિનવર પાય,
સો શ્રેણિક પ જર મુઓ, મગધ દેશનો રાય. ૧૯૦

જે સાચા સમકિતનો માલિક હતો, જેણે જિનેશ્વર દેવના ચરણોની સેવા કરી હતી તે શ્રેણિક મગધ દેશનો રાજા પણ પિજરામા પુરાઇને મરણ પામ્યો હતો

જસ ઘર મયગલ મલપતા, હયવર કેરી હાર,
તે કોણિક નૃપ રાજિયો, મુઓ તમિસ્રા દ્વાર ૧૯૧

જેને ઘરે મલપતા હાથીઓ અને ઉત્તમ ઘોડાઓની હાર-માળા હતી તે કોણિક નામનો રાજા પણ તમિસ્રા ગુફામા અંધારી કોટડીમા મરણ પામ્યો

સગર રાય ચક્રી બડો, દેખી આપ સંભાલ;
સાઠ સહસ સુત તેહના, સો બળ્યા સમકાલ ૧૯૨

સગર રાજા મોટો ચક્રવર્તી રાજા હતો, જેને આપણે યાદ કરીએ છીએ, તેના સાઠ હજાર દીકરાઓ સમકાલે એકી જ વખતે નાશ પામ્યા હતા

## ૭૯ દુનિયામાં લોભ કરવો સારો નથી—

મમતા માયા કારમી, ફોગટ ધંધ કરેશ,
જો ઋદ્ધિ મેલી ઘણી, અંતે તોહિ મરેશ. ૧૯૩

ઋદ્ધિની મમતા અને માયા એ કારમા છે, તેમા નકામા મુઝાવાનુ છે, ઋદ્ધિમાલિકો છેવટે અનંત ઋદ્ધિ મૂકીને મરી ગયા છે

લોભે જગત વિગોવિયો, લોભ ન જીત્યો જાય,
લોભે ભરત બાહુબલી, દીયે તાકી શિર ઘાય. ૧૯૪

લોભ જગતમા વગોવાઇ ગયો છે તો પણ લોભ જીતી શકાતો નથી લોભવડે જ ભરત બાહુબલીના માથા પર તાકીને ચક્રનો ઘા કરવા દોડ્યા હતા

લોભે જગ અંધો બન્યો, માને ગયો વિવેક,
ક્રોધે કરી તપ બાલિયો, દુઃખ લહે જન્તુ અનેક. ૧૯૫

લોભમા જગત આખુ આધળુ બન્યુ છે અભિમાનથી વિવેક ગુણનો નાશ થયો છે ક્રોધ કરવાથી તપનો નાશ થાય છે અને તેથી અનેક પ્રાણીઓ સસારમા દુખ ભોગવે છે

**વૃદ્ધ વેશ્યા જિમ શીલે રહે,**
**તિમ કામે સુઝ કાકો કહે,**
**જિમ સુખીયાને ન ગમે દુખી,**
**ન ગમે તપિયાને જિમ ભખી. ૧૯૬**

ઘરડી વેશ્યા જેમ પરાણે શિયળ પાળે છે તેમ કામની ગરજથી સૌ કોઇ કાકો કહે છે સુખિયાને દુખ ગમતુ નથી તેમ તપ કરનાર ઉપવાસીને આહાર કરનાર ગમતો નથી

**૮૦. ચાર પ્રકારની સ્ત્રીઓ—**

**પદ્મિની તસ પહોર નિદ્રા, બે પહોર નિદ્રા હસ્તિની,**
**ચિત્રણિ તસ ત્રિપહોર નિદ્રા,અઘોર નિદ્રા શખિની ૧૯૭**

પદ્મિની સ્ત્રી એક પહોર નિદ્રા લે છે, હસ્તિની બે પહોર સુએ છે, ચિત્રણી ત્રણ પહોર ઊંઘ લે છે જ્યારે શખણી સ્ત્રી અઘોર નિદ્રા લિયે છે

**પદ્મિની તે હસનાદી, હસ્તિની ગભીર,**
**ચિત્રણી તે કાગકઠી, શખિની ખરગીર ૧૯૮**

પદ્મિની સ્ત્રીનો અવાજ હસ જેવો હોય છે, હસ્તિનીનો ગભીર હોય છે, ચિત્રણી કાગડાના કઠ જેવો અવાજ કાઢે છે જ્યારે શખણી ગધેડાના જેવું બોલે છે

પદ્મિની સ્ત્રી પુષ્પગંધી, વેલગંધી હસ્તિની;
ચિત્રણી તે ચંપગંધી, મત્સ્યગંધી શંખિની. ૧૯૯

પદ્મિની સ્ત્રીની વાસ ફૂલ જેવી હોય છે અને હસ્તિનીની વાસ નાગરવેલ સરખી હોય છે, ચિત્રણી સ્ત્રીની વાસ ચંપાના જેવી હોય છે, જ્યારે માછલાની વાસ જેવી શંખિણી હોય છે

પાશેર જમે તે પદ્મિની, અધશેર જમે હસ્તિની:
શેર જિમે તે ચિત્રણી, સર્વાહારી શંખિણી. ૨૦૦

પદ્મિની અલ્પાહારી-પાશેર ખોરાક લેનારી હોય છે, હસ્તિની તેથી વધારે અડધો શેર અનાજ લે છે શેર અનાજ ચિત્રણી ખાય છે જ્યારે શંખિણી સ્ત્રી બધુ પેટમા પધરાવી દે છે

પદ્મિની શિર વેણી સૂક્ષ્મ, લંબવેણી હસ્તિની;
ચિત્રણી તે ભ્રમર વેણી, ટૂંક લટિયા શંખિની. ૨૦૧.

પદ્મિની સ્ત્રીના માથાના વાળનો અંબોડો નાનો હોય છે લાંબા અંબોડાવાળી હસ્તિની કહેવાય છે ભ્રમર જેવા કાળા વાળની વેણી ચિત્રણીને હોય છે જ્યારે ટૂંકા અને છૂટા વાળવાળી શંખિણી હોય છે

પદ્મિની તમ વાંક પયોધર, હસ્તિની મોટા થાન;
ચિત્રણી તસ સમ પયોધર, શંખિની લંબકુચાન. ૨૦૨.

વાંકા અને શોભિતા પયોધર(સ્તન)વાળી પદ્મિની સ્ત્રી છે જ્યારે હસ્તિનીને મોટા થાનેલા હોય છે સરખા હોય છે અને શંખણીને લાંબા

**શુભ્ર દતી સ્રી પદ્મિની, હસ્તિની ઊંચા દત;**
**ચિત્રણી સ્રી શલીપતી, શંખિની લબ અત્યંત. ૨૦૩**

સફેદ ઉજ્જવળ દાતની હાર પદ્મિનીને હોય છે, હસ્તિનીને ઊંચા દાત હોય છે, ચિત્રણી સ્રીને શલી સરખા દાતની હાર હોય છે જ્યારે શ ખણીના દાત ઘણા લાબા હોય છે

## ૮૧. શોકય સ્રીઓનુ દુઃખ—

**શલી એક જ કઠડો, શોકય અનતા કઠ,**
**નિત મારીએ નિત મારીએ, હઈડા પગે પઈઠ. ૨૦૪**

શલી એક જ વખત દુ ખ આપનાર છે જ્યારે શોકય અન તા કષ્ટ ઊભા કરનાર છે તેને નિત્ય માર આપતા છતા તેનુ હૈયુ પગો નીચે જ પેસે છે પણ લેશ માત્ર સમજતી નથી

**શૂલી આપે એક મરણ, શોક્ય દિયે ઘો વાર,**
**લોયણ ચાપે તણખલે, ખટકે બારોબાર ૨૦૫**

જેવી રીતે આખે તણખલુ અડકવાથી વાર વાર ખટકે છે તેમ શૂલી તો એક જ વખતે મોત આપી દે છે પણ શોકય વાર વાર દુ ખ આપી મોતને ભેટાડે છ

**જીવ્યા તે જગ જાણિયે, જેણે જાણ્યુ પરલોક,**
**તે માટે મૃત્યુતણો, કોઇ ન કરશો શોક ૨૦૬**

જીવતા માણસો જગમા જાણી શકયા છે કે મૃત્યુ પામી પર લોક જવાની ઇચ્છા ન હોય તો કોઇ શોક ( બીજી સ્રી ) કરશો નહિ મતલબ કે શોક કરવાથી તુરત મરશો

ઘટી સમ પડ હોય પરણી, ધન્ન સરીખો કંત;
કહો કિમ આઉખે ઉગરે, ભરડી આણ્યો અંત. ૨૦૭

ધનવાન એવા પતિદેવે ઘટીના બે પડની જેમ બે સ્ત્રીઓ પરણી તે માણસ પોતાના આયુષ્યથી કેવી રીતે બચી શકે? બે જણી મળી તેને ભરડી જ નાખે અને અંત લાવે

## ૮૨. એ હમેશાં નિરાશ રહે છે—

પરવશ પિયુ પરહત્થ ધન, પર ઘર લોયણ આશ,
પર સહાયે જે કજ્જડો, એ ચારો ઈ નિરાશ. ૨૦૮

બીજાના કબજામા પતિ હોય, પારકાના હાથમા ધન જતું રહે, પારકાના ઘર ઉપર આશા રાખવાની હોય, પારકાની સહાય ઉપર કરવુ પડતુ હોય તે ચારે નિરાશ રહે છે

પરહત્થ ગઈ જે પ્રેમદા, ખિણુ ખિણુ સાલે તેહ;
સાલે સાપણુ શોકડી, નરહ નસાડયો નેહ. ૨૦૯

પોતાની સ્ત્રી પારકાના હાથમા જતી રહે તો હંમેશના માટે ક્ષણે ક્ષણે સાલે છે તે પ્રમાણે સર્પ જેવી શોક્ય પતિનો પ્રેમ ઓછો કરાવે તે સ્ત્રી પણ સાલે (અટકયા કરે) છે

## ૮૩. એ ભૂલો ભૂલાતી નથી—

કિહા કોયલ કિહાં અંબવના, કિહાં મોર [illegible]
નવિ વિસરે, [illegible] ૨૧૦



## ૮૭. શ્રેષ્ઠ ગુણ બધી જગ્યાએ નથી હોતો—

જગમા કોઇ ઇસ્યો નહિ, તોલુ નિર્ગુણી જોડી,
તેણે કારણ અવગુણ તજી, આણો ગુણની કોડી. ૨૧૮

જગતમા એવો કોઇ નથી કે જેની નિર્ગુણીની સાથે તુલના થઇ શકે, માટે અવગુણો છોડી દઇ ગુણવાન બનવાની અપેક્ષા રાખો

તત્ત્વભેદ જાણે નહિ, લોભ મેલો મન,
કુમારપાળ ઈણ પરે કહે, લોભ તજે તે ધન્ન ૨૧૯

તત્ત્વની વાત કઇ સમજે નહિ અને મેલા મનવાળો લોભી હોય કુમારપાલ રાજા કહે છે કે-જે લોભને છોડી દે તેને ધન્યવાદ છે

જલ જલ કમલ ન નીપજે, વન વન અગર ન હોય,
ઘર ઘર સીતા ન સંપજે, વીર વિચારી જોય ૨૨૦

દરેક સરોવરમા કમળના ફૂલ હોતા નથી દરેક વનમા કઇ અગર ચદનના ઝાડ હોતાં નથી ઘેરઘેર કઇ સીતા સરખી સતી સ્ત્રીઓ હોતી નથી હે વીર પુરુષો! તે માટે વિચાર કરવો જોઇએ

## ૮૮. એ ઘરને ઉજાળનાર છે—

જસ ઘર ઘોડા હસલા, આખડિયાળી નાર,
તે ઘર સદા અજુઆલડુ, મૂરખ તેહ નિવાર. ૨૨૧

જે ઘરે ઘોડા, હસ અને સુદર વદનવાળી સ્ત્રી છે તે ઘરમા અજવાળુ છે મૂરખાઓના ઘરમા સદા અધારુ છે માટે ત્યાજ્ય છે એમ સમજવુ જોઇએ

ઉમયા વહાલી ઈશને, સીતા વહાલી રામ;
ઢોલા વહાલી મારુણી, ગોકુલ વહાલો શ્યામ ૨૨૨

પાર્વતી શંકરને વહાલા છે, સીતાજી રામને વહાલા છે, ઢોલાને મારુણી વહાલી છે તે જ પ્રમાણે કૃષ્ણને ગોકુળ (વૃંદાવન) વહાલું હતું

૮૯. કર્મ ખરેખર સહુને નચાવે છે—

દૈવ નચાવે જિણિપરે, તિમ નાચે રંક રાય,
કુમારપાળ નર સારિખા, પરના ધોવે પાય. ૨૨૩

કર્મ—નસીબ જેમ નચાવે તેમ રાજા કે રંક દરેકને નાચવું પડે છે જુઓ કુમારપાળ જેવા રાજાને પણ પારકાના પગ ધોવા પડ્યા

વિવેક વશે નર તે હુવે, જે પંડિત દાતાર;
વિવેકહીણા નર જાણવા, કિરપી ને ગમાર. ૨૨૪

વિવેકવાળો માણસ પંડિત અને દાતાર બની શકે છે વિવેક વિનાના માણસોને કૃપણ અને મૂર્ખા જાણવા

૯૦. એ વચનો સારભૂત નથી—

કિશ્યો હર્ષ નર ઉર, જો હું આતમ નહીં રંજ્યો,
કિશ્યો કાયનો કષ્ટ, ક્રોધ તન ત્રિવિધ ન ભંજ્યો,
કિશ્યો પૃથ્વી પુરુષ, કુમતિ મતિ અને અજ્ઞાની,
કિશ્યો નર મંડન દ્રવ્ય, કૃપણ ગુણ નહીં નરદાની.

 

નહિ કાયકષ્ટ નર મડન,
કરપી ઘરે શ્યો એહ ધન ?
હેમ કહે શ્યો વચનસાર,
જો હુ ન રજ્યો આય મન ૨૨૫

માણુસ હૃદયમા ખુશી થાય પણ જો આત્મા ખુશી ન થાય તે શા કામનો ? કાયાને કષ્ટ આપે પણ શરીરમાથી ક્રોધનો નાશ ન થાય તો શુ કામનુ ? પૃથ્વીમા કુમતિ અને અજ્ઞાની પુરુષ શુ કામનો ? પૈસાદાર માણુસ હોય પણ કૃપણુ હોય અને દાનેશ્વરી ન હોય તે શુ કામનો ? કાયાનુ કષ્ટ, મનુષ્યની શોભા, કૃપણુનુ ઘર, એ શુ કામનુ ? હેમ કવિ કહે છે કે–જો પોતાના મનથી ખુશી ન થાય તો સારભૂત વચનો શુ કામના ?

કિશ્યો તે નર સ્નાન, હૈયે જો મેલ ન છડે,
કિશ્યો તે પુત્ર કુપુત્ર, કીર્તિ જે કુલની ખડે,
કિશ્યો રણુમાહી ભ્રાત્ર, જો હોયે ઢીલા ગાત્ર,
કિશ્યો નર મડન દાન, પોષે જો હુ કુપાત્ર

ન ન સ્નાન ન ન બધવ, પુત્ર કુપુત્ર ન ઘર ભલો,
કઠી કુપાત્રહ દાનથી, દુર્ગતિ ખેલે એકલો ૨૨૬

હૈયામાથી કપટ–મેલ ન છોડે તો નહાવાથી મનુષ્ય શુ કામનો ? કુળની કીર્તિને ખડિત કરનાર કુપુત્ર શુ કામનો ? યુદ્ધના મેદાનમા ઢીલા અવયવોવાળો ભાઇ શુ કામનો ? દાનથી શોભતો માણુસ કુપાત્રને પોષે તે શુ કામનુ ? નહાવુ, કાયર ભાઇ, કુપુત્ર, ઘર, કુપાત્ર દાન એ એકે સારુ નથી તેથી તો એકલી દુર્ગતિ મળી શકે છે

કિશ્યો નર મંત્રી સાર, કારણે કામ ન આવ્યો,
કિશ્યો રૂપ ગુણહીન, વદે કુવચન બોલાવ્યો,
કિશ્યો તે શાસ્ત્ર વખાણ, ચઢયો જે મૂરખ હાથે,
કિશ્યો તે સાહસિક નર, ચોર દે ખાતર રાતે.

ન ન રૂપ ન ન શાસ્ત્ર, સાહસિક મેરા મનમે નવ લહ્યો,
હેમ કહે ક્યો મંત્રી જે, પડયા કામ અળગો રહ્યો. ૨૨૭

જે કારણ વખતે કામ ન લાગે એવો મંત્રી શું કામનો? બોલાવવાથી ખરાબ વચનો બોલે તેવો રૂપવાન પણ ગુણ વિનાનો શું કામનો? શાસ્ત્રના વખાણ મૂર્ખાના હાથે ચઢયા હોય અને સાહસ કરનાર ચોર રાતે ખાતર પાડે તો તે નથી રૂપ, નથી શાસ્ત્ર, નથી સાહસ કે નથી મંત્રી જે ખરે વખતે બધા છૂટા રહે છે

## ૯૧. સંસારમાં સુખી તથા દુઃખી કોણ?—

સુખિયો તે જે સમતાવંત, દુખિયો જે દ્વેષ કરંત,
ઉત્તમ તે જે સાચુ ગમે, હીણ જાતિ જે પરને દમે. ૨૨૮

જે સમતા રાખે છે તે જ સુખી છે, જ્યારે દ્વેષ કરનાર દુખી છે જેને સાચું ગમે છે તે જ ઉત્તમ છે નીચ જાતિનો તે છે જે બીજાને દુખ આપે છે

પરવશપણે વેદન ખમે, તેનો સોમો ભાગ,
આતમ સાખે જો ખમે, તો લહે મુગતિ ભાગ. ૨૨૯

પરતંત્રતામા રહીને જે દુખ ખમે છે તેનો સોમો ભાગ

પણ આત્માની શુદ્ધિ કરવામા કષ્ટ વેઠે તો તે મનુષ્ય મુક્તિનો રસ્તો લઇ શકે છે

પ્રાયે કલિયુગે જીવડા, મહજે ન કરે ધર્મ,
પરવશ પીડા દુઃખ ખમે, આવે ઉદે જબ કર્મ. ૨૩૦

આ કળિકાળમા અત સુધી પ્રાણીઓ જરા પણ ધર્મ કરતા નથી પણ જ્યારે પૂર્વ કર્મ ઉદયમા આવે છે ત્યારે પરવશ બનેલા દુખ ભોગવે છે

ઊંડે કૂપે તે પડે, જે કરના વ્રતભગ,
ભવ ભવ દુખિયા તે ભમે, દુલ્લહો સુગુરુસગ ૨૩૧

જે લોકો લીધેલા વ્રતનો ભગ કરે છે તે ઊંડા કુવામા જઈ પડે છે, ભવોભવને વિષે સસારમા દુખી થાય છે અને સદ્‌ગુરુનો સજોગ તેમને મળવો દુર્લભ છે

બાલમરણ આગે કર્યા, જીવે અનતીવાર;
મુનિ દર્શન બિન નવિ તર્યા, ન લહ્યા ભવના પાર ૨૩૨

આપણા આત્માએ પૂર્વના ભવોમા ઘણી વખત નાની મોટી ઉમરમા મરણ કષ્ટ વેઠ્યા, પણ મુનિના દર્શન કર્યા વિના ભવનો પાર આવ્યો નહીં-તરી શકયા નહી



# હિતશિક્ષાના રાસના સુભાષિત

## ૯૨. જ્ઞાનીઓ બધી જગાએ પૂજાય છે—

જ્ઞાની નર સઘલે પૂજાય, નરપતિ નિજ નગરે જ મનાય;
જ્ઞાની ભલો નર જો હુ કુરૂપ, કોણ જુએ કોયલનુ રૂપ? ૧

જ્ઞાનવાળા માણસો બધી જગાએ પૂજાય છે રાજા તે
પોતાના નગરનો જ રાજા કહેવાય છે જ્ઞાની માણસ ભલે કુરૂ
હોય કોયલના રૂપને કોણ જુએ છે? તેનો તો રાગ જ વખણાય છે

કોયલ રૂપ સ્વર મધુરો જેહ, તપસ્વી રૂપ ક્ષમાજ કરેહ
પતિવ્રતા નારીનો રૂપ, કુરૂપને વિદ્યા જ સુરૂપ

કોયલને મીઠો સ્વર રૂપવતી બનાવે છે, તપસ્વીને ક્ષમ
રૂપવાન બનાવે છે, સ્રીનુ રૂપ પતિવ્રતાપણામા છે તેમજ કુરૂ
હોવા છતા વિદ્યાવાળો હોય તો વિદ્યા જ તેને, રૂપવાન બનાવે છે

અધિકો રૂપ તે વિદ્યા કહી, ગુપ્ત ધન તે વિદ્યા સહી,
યશ સુખની દેનારી એહ, વાટે બાંધવ સરખી જેહ.

વધારેમા વધારે રૂપવાન વિદ્યા છે વિદ્યા એ જ ગુપ્ત ધ
છે, યશ અને સુખની આપનારી છે તેમજ રસ્તામા બીજ
ભાઇ સરખી છે



**વિદ્યા રાજભવને પૂજાય, વિદ્યાહીન અજ પશુઆ ગાય,**
**લક્ષ્મી પણ જુગતે શોભતી, જો ઉપર બેઠી સરસ્વતી ૪**

વિદ્યાવાળો માણુસ રાજકચેરીમા પૂજાય છે વિદ્યા વિનાનો માણુસ બકરી, ગાય અને ઢોર સમાન છે લક્ષ્મીવાળો હોય પણુ તે સાથે વિદ્યાવાળો હોય તો તે લક્ષ્મી વધારે શોભી ઊઠે છે

**નાણા ઉપર અક્ષર નહી, તે નાણુ નવિ ચાલે કહીં,**
**અક્ષર તિહા મહત્ત્વ તો બહુ, ઉત્તમ અ ગને પૂજે સહુ ૫**

જે નાણા ઉપર કોઇ પણુ અક્ષર ન હોય, અરે અક્ષરની છાપ ઘસાઈ ગઇ હોય તો પણુ તે નાણું ક્યાય ચાલતું નથી નાણાનું મહત્વ તો અક્ષર ઉપર જ અ કાય છે જે ઉત્તમ છે એને સહુ કોઇ પૂજે છે

૯૩ દુર્ગતિનુ કારણુ—

**કામ ક્રોધ તૃષ્ણા ઘણી, કદલ ઝાઝો આહાર;**
**માન ઘણુ નિદ્રા બહુ, દુર્ગતિ જાવણુહાર ૬**

કામ, ક્રોધ, ઘણી તૃષ્ણા અને ઝાઝો કદમૂળનો આહાર, અભિમાન અને ઘણી નિદ્રા એ બધુ દુર્ગતિમા મોકલનાર છે

૯૪ શ્રાવકનો આચાર—

**નિદ્રા આળસ પરહરી, કરે જે તત્ત્વવિચાર;**
**શુભ ધ્યાને મન રાખવુ, શ્રાવક એહ આચાર ૭**

ઊઘ અને આળસનો ત્યાગ કરવો અને તત્ત્વનો વિચાર

કરવો તથા પોતાનુ મન પવિત્ર ધ્યાનમા દોરવુ એ શ્રાવકનો ખરો આચાર છે

## ૯૫. સર્વને છોડીને જવુ પડે છે—

**મરણુ અભય ચેત્યો નહીં, ન કર્યો ઊંચો હાથ;**
**આરાધન અણુસણુ વિના, ચાલ્યો જીવ અનાથ ૮**

મરણુ નજીક આવ્યા છતા જે ચેત્યો નહીં અને કોઈને દાન આપવા ઊંચો હાથ પણુ કર્યો નહીં, ધર્મ ની આરાધના પણુ ન કરી અને અનશન વ્રત ન લીધુ છેવટ કોઈના સાથ વિના એકલો જીવ ચાલ્યો ગયો

**જિહા બે પહોર જગામણુ, ત્યા જીવ સબલ લેહ;**
**જિહા ચોરાશી લાખ ભ્રમણુ, ત્યાં નર વિલબ કરેહ ૯**

જ્યા બે પહોર જ જાગવાનુ છે ત્યા જીવ ખુબ ઉતાવલ કરે છે, જ્યારે ચોરાશી લાખ યોનિમા ભ્રમણુ કરવાનુ હોય ત્યા જીવ ઢીલ કરે છે અને મરવાની ઇચ્છા કરતો જ નથી

**જાવ જીવ ધન મેલિયુ, કોઇ ન આવે સાથ;**
**ધન મૂકીને ચાલિયો, ભૂમિ પડયા બેઉ હાથ. ૧૦**

જીવતા સુધી ધન ભેગુ કર્યુ પણુ ( મરણુ પામતા ) બધુ ધન અહીં જ પડયુ રહેવાનુ છે તેમા કંઇ પણુ સાથે આવનાર નથી બે હાથ જમીન પર લાબા મૂકી ચાલ્યા જવાનુ છે

**પુહવી નિત્ય નવેરડી, પુરૂષ પુરાણુા થાય,**
**વારે લદ્ધે આપણે, નાટક નાચી જાય. ૧૧**



પૃથ્વી તો હમેશા નવી જ રહે છે, પુરુષ જૂના થતા જાય છે અને વારો આવતા પૃથ્વી પર આવી નાટક કરી જાય છે

**પુહવી રંગ વિરંગિણી, કદી ન પૂગી આશ,**
**કેતા રાય રમાડિયા, કેતા ગયા નિરાશ. ૧૨**

પૃથ્વી તો રંગબેરંગી છે તેમા કદી પણ આશા પૂરી થવાની નથી કેટલા રાજાઓ પૃથ્વી પર આનંદ ભોગવી ગયા અને કેટલાય નિરાશાભર્યુ જીવન જીવી ગયા

### ૯૬. ગુરુ આમ્નાય દુર્લભ છે—

**અક્ષર મંત્ર વિના નહીં, ધન વિન મહી ન હોય,**
**મૂલી નહી ઔષધ વિના, દુર્લભ આમ્ના સોય ૧૩**

મંત્ર વિનાનો કોઇ અક્ષર નથી, ધન વિનાની પૃથ્વી નથી, કોઈ મૂળીયુ ઔષધિ વિનાનુ નથી, પણ ગુરુની આમ્નાય દુર્લભ છે

**શાસ્ત્ર ભાવ પંડિત લહે, ન લહે મૂઢ અજાણ,**
**ચન્દ્રકાન્ત અમૃત ઝરે, ન ઝરે અન્ય પાષાણ ૧૪**

શાસ્ત્રમા શુ ભર્યું છે તે સમજણ તો પંડિત લઈ શકે છે જ્યારે મૂર્ખ કે અજાણ્યો તેમા કંઈ સમજતો નથી તે મુજબ ઉજ્જવળ ચંદ્રકાંત મણિમાથી અમૃત ઝરે છે પણ બીજા પથ્થરોમાથી અમૃત ઝરતુ નથી

**ભમરો જાણે રસ વિરમ, જે સેવે વનરાય;**
**ઘુણ શુ જાણે બાપડો, સૂકા લક્કડ ખાય ૧૫**

જે વનરાજીમા ફરે છે એવો ભમરો જ સારા ખરાબ રસ સમજી શકે છે. સૂકા લાકડાને ખાનાર બાપડો એ ગુણમા શું સમજી શકે?

૯૭. એમને સમજાવવુ નકામુ છે—

અંધે કો કયા આરસી, બેહરે કો કયા બાત?
જાણ સમજાવે અજાણકુ, ઉલટો હોય સંતાપ ૧૬

અંધાને આરસી બતાવવી, બહેરા આગળ માંડીને વાત કહેવી, અજ્ઞાનીને જ્ઞાન સમજાવવુ તેમા ઊલટું દુખ થાય છે

પાપીને પ્રતિબોધતા, પત પોતાની જાય;
ટપલો સરાણે ચઢાવતા, અરિસો નવિ થાય. ૧૭

પાપી માણસને બોધ આપતા ઊલટું આબરૂ ખોવાનો વખત આવે છે, કાચને સરાણ પર ચઢાવવાથી કંઇ દર્પણ બનતુ નથી

૯૮. સ્ત્રીએ સૌને નચાવ્યા છે—

જે શૂર જે પંડિતા, જે હોય બહુ ગંભીર;
નારી સવે નચાવીઆ, જે હોય બાવનવીર. ૧૮

શૂરવીર પુરુષો કે પંડિતો હોય, બહુ ગંભીર હોય કે ભલે બાવનવીર ( બહાદુર ) હોય પણ સર્વેને સ્ત્રીઓએ નચાવ્યા છે

સ્ત્રી માર્યે સબ વંકડી, મત કરો કો વિશ્વાસ;
માથે ઘટ ચઢાવી કરી, પછી દિયે ગલપાશ. ૧૯



છેવટે સ્ત્રીજાતિ તો વકડી ( કુટિલ ) કહેવાય છે તેનો વિશ્વાસ કરવા લાયક નથી તે પહેલા માથે ઘડો ચઢાવી પછી ગળે ફાંસો આપે છે

કુડ કપટની કોથળી, સ્ત્રી હોય નિઠુરી જાત,
દેખી ન શકે રૂઅડુ, કરે પિયારી તાત. ૨૦

સ્ત્રીજાતિ તો નિષ્ઠુર અને કૂડકપટની કોથળી સરખી છે તે કોઇનુ ભલુ જોઇ શકતી નથી પારકાની તાત પકડી રાખે છે

ભીતર વિષની વેલડી, બાહિર અમૃત ઉદાર,
ગુંજાફલ સમ જાણવા, સ્ત્રીના ભાવ વિકાર ૨૧

સ્ત્રીજાતિ અંદરખાને ઝેરની વેલ સરખી છે પણ બહાર દેખાવમા અમૃત સરખી–ઉદાર દિલની જણાય છે, સ્ત્રીના હાવ ભાવ ગુંજાફળ ( ચણોઠી ) જેવા જાણવા

જસ ઘર મહિલા રૂસણુ, દુર્જનકેરી સીખ,
સજ્જન સાથે રૂસણુ, એ ત્રણે માગે ભીખ ૨૨

જેને ઘરે સ્ત્રી સાથે રીસાવાનુ, દુર્જનની શિખામણ અને સજ્જનથી રીસાવાનુ, એ ત્રણ હોય તે નક્કી ભીખ માગે છે

## ૯૯. પ્રીતિ કરે પણ નભાવે નહિ તે માણસ નથી—

સારો ફૂલ સેવતરુ, ભૂમિ પડયુ કરમાય,
તે ન કહીયે માનવી, જે પ્રીત કરી ન નિભાય. ૨૩

સેવતનુ ફૂલ સુદર કહેવાય છે તે જમીન પર ફેંકી

દેવાથી કરમાઇ જાય છે તેમ પ્રીતિ ફૂલ જેવી છે તે કરીએ અને ન નભાવી શકીએ તો તેને માણસ કહી શકાય નહિ

## ૧૦૦, દુર્જન લોકો પોતાનો રંગ બીજાઓમા લગાવી દે છે—

કુબુદ્ધિ કડવો લીંબડો, મલિયો આબા સાથ,
અબ ધરે રંગ લીંબનો, કોઈ ન ઝાલે હાથ ૨૪

કુબુદ્ધિ કડવા લીંબડા જેવી છે કડવો લીંબડો આબાની સાથે ઊગ્યો હોય તો તે આબામા લીંબડાનો કડવો ગુણ લાગી જાય છે અને તેને કોઈ હાથમા ઝાલતુ નથી તેમ દુર્જન મનુષ્યની સોબતે સજ્જન પણ દુર્જન બની જાય છે

## ૧૦૧. હરામના ધનની ઇચ્છા કરવી સારી નથી—

એક અછતો ધન વાછતા, લોહખુરો જિમ ચોર,
આ ભવ વેદના પામિયો, પરભવ દુઃખ અઘોર. ૨૫

લોહખુરો નામના ચોરે બીજાનુ-પારકુ ધન લેવાની ઇચ્છા કરવાથી આ ભવમા ખૂબ દુખ સહન કર્યું અને બીજા ભવમા પણ ભયકર દુખ સહેવુ પડશે

એક છતુ ધન છાડતા, સુગતિતણા ભજનાર,
જબૂસ્વામીતણી પરે, તે નર પામે પાર. ૨૬

પોતાનુ ધન હોવા છતા તેનો ત્યાગ કરીને સુગતિની ચાહના રાખનાર જબૂસ્વામીની પેઠે મનુષ્યો આ ભવ પાર કરી શકશે

૧૦૨ શરીરથી ઉત્પન્ન થતી બુદ્ધિ જ કામની છે—

બુદ્ધિ શરીરે ઉપજે, દીધા કેતી હોય,
જલ મધ્ય કચ્છપ વસે, તરી ન જાણે સોય. ૨૭

બુદ્ધિ તો કુદરતી જ શરીરમા ઉત્પન્ન થાય છે તે આપવાથી કેટલી આવી શકે ? પાણીમા રહેનારા કાચબો તરી પણ જાણતો નથી

સૂત્ર ભેદ સમજે નહીં, ચરિત્રતણો નહિ જાણ,
અવસર સભી ન ઓળખે, તે શુ કરે વખાણ ? ૨૮

જે સૂત્રના ભેદ સમજે નહિ, ચરિત્રો પણ ન સમજે અને બધા અવસરો પણ ન ઓળખે તે શુ વ્યાખ્યાન વાંચી શકે ?

યોગ્યાયોગ્ય જાણે નહિ, જિનમતિ મ દે ઉપદેશ,
સુગ્રીવ પખીની પરે, પામે ઘણો કિલેશ ૨૯

જે યોગ્ય શુ અને અયોગ્ય શુ તે સમજતો નથી ? અને જૈનધર્મનો ઉપદેશ આપે છે તે સુઘરી પખીની પેઠે ઘણુ દુખ પામે છે

૧૦૩. એનો જન્મ સફળ નથી—

જિનપૂજા જસ ઘર નહીં, જયા નહિ પાત્રે દાન,
તે કિમ પામે બાપડા, વિદ્યા રૂપ નિધાન ૩૦

જેના ઘેર કોઇ જિનેશ્વરની પૂજા કરતુ નથી, તેમ સુપાત્ર

જોઇને દાન પણ આપતુ નથી તે બિચારા વિદ્યા અને રૂપના ભડારો કયાથી મેળવી શકે ?

**તિલક નહિ કેશરતણો, ઘૃત દીપક ન જ્યાહિં;**
**તાસ જનમ લેખે નહિ, તે ઘર નહિ ઘરમાહિં. ૩૧**

જે કેશરનો ચાલ્લો નથી કરતો કે જેના ઘરમા ઘીનો દીવો નથી થતો તેનો જન્મ અલેખે ગયો કહેવાય બધા ઘરોમા તેનુ ઘર તે ઘર નથી

## ૧૦૪. સસારમા ભલાઇ રહી જાય છે–

**જાત ચલતે દાડલે, ગયો રાવણ ગઇ ઋદ્ધિ,**
**ગયા તે પાચે પાડવા, રહી ભલાતણી પ્રસિદ્ધિ. ૩૨**

વરસો જતા રહ્યા, રાવણ જેવો રાજા અને તેનો વૈભવ પણ ચાલ્યો ગયો, પાચે પાડવો ચાલ્યા ગયા, પણ તેમની જાણીતી ભલાઇ રહી ગઇ

**નન્દ સરીખા નવ લખ ગયા, કરી પાપ અન્યાય;**
**ન્યાય નીતિ રાખે તિકા, તે ઉત્તમ વિરલાય. ૩૩**

નન્દ જેવા નવ લાખ રાજાઓ પાપ-અન્યાય કરી ચાલ્યા ગયા પણ ત્રણ કાળમા જેની ન્યાયનીતિ વખણાઇ ગઇ તે જ ઉત્તમ વીર પુરુષો કહેવાયા.

## ૧૦૫. એ ભલુ અને ભૂડુ ઇચ્છે છે–

**સુભટ વિગ્રહને વાછે અતિ, સુભિક્ષ સુખ તે વછે યતિ,**
**માનવ મરણ વાછે બભણા, વૈદ્ય રોગ વાછે ઘણા. ૩૪**

યોદ્ધો ઘણી લડાઇઓ ઇચ્છે છે, યતિ સાધુઓ સુભિક્ષ-સુખની ઇચ્છા રાખે છે, બ્રાહ્મણો માણસનું મરણ ઇચ્છે છે અને વૈદ્યો ઘણા રોગ ઉત્પન્ન થાય તેવું ઇચ્છે છે

૧૦૬. સઉથી હલકું શું છે ?

દે કહેતા ગુણ પંચ જે, તનથી નાઠી જાય,
બુદ્ધિ સંતોષ કીર્તિ ગઈ, ગઈ લાજ શોભાય ૩૫

'દે' કહેતા શરીરમાથી પાચ ગુણે એકદમ નાશી જાય છે- બુદ્ધિ, સંતોષ, કીર્તિ, લાજ અને શોભા ( માટે માગવું હલકામા હલકું કાર્ય છે )

સર્વથી હલકું તણખલું, તેથી આક જ તૂલ;
યાચક હલકો તેહથી, સદા જેહ અનુકૂલ ૩૬

સૌથી હલકું તણખલું કહેવાય છે, આકડાનું તૂલ તેથી પણ હલકું છે જ્યારે માગણ-ભિખારી સૌથી હલકો છે જેને હમેશા ભીખ માગવાની અનુકૂળતા જ હોય છે

૧૦૭ લક્ષ્મીવડે મનુષ્ય સન્માન મેળવે છે—

ઋદ્ધિએ પૂજા પામિયે, ધન સાથે ગુણ ગાય,
દ્રવ્યવિહુણા માનવી, મૃતક સમ તોલાય. ૩૭

ઋદ્ધિવડે મનુષ્ય પૂજાય છે, ધનવાનોના ગુણ ગવાય છે જ્યારે પૈસા વિનાના માનવી મડદા સરખા ગણાય છે

ગિરિજાકંતતણું આભરણ, તસ રિપુ સ્વામી જેહ,
તસ ગમા જસ ઘર નહીં, ખરા વિગુત્તા તેહ ૩૮

ગિરિજાકાંત એટલે શિવ, તેમનું આભૂષણ સાપ અને સાપનો દુશ્મન ગરૂડ, તે ગરૂડનો સ્વામી શ્રી કૃષ્ણ, કૃષ્ણની સ્ત્રી લક્ષ્મી એટલે કે લક્ષ્મી જેના ઘરમાં નથી તે ખરેખર દુઃખરૂપ જાણવું

**૧૦૮. એ દુઃખ નથી પણ સુખ છે—**

**પુત્રીમરણ ને ઋણુચ્છેદ, વિદ્યા ઔષધ ધર્મ;**
**ઋષભ કહે દુઃખ એ નથી, પછી દિયે સુખ પર્મ. ૩૯**

પુત્રીનું મરણ, કરજનું ફીટવું, વિદ્યા, ઔષધિ અને ધર્મ એ બધા દુઃખ નથી પણ પાછળથી મોટું સુખ આપનાર છે એમ ઋષભદાસ કવિ કહે છે

**એ વાતો કરવી સહેલી છે પણ નિભાવવી મુશ્કેલ છે—**

**કુપથ્ય પરિગ્રહ શ્વાનમિથુન, પાપ કર્જ ને ઘાય;**
**રણ કરવો છે સોહિલો, નિર્વહતા દુઃખ થાય. ૪૦**

ચરી (પથ્ય) ન પાળવી, પરિગ્રહ રાખવો, કૂતરાનું મૈથુન, પાપ કરવું, કરજ કરવું, ઘા લાગવો અને દેવું કરવું એ બધું સહેલું છે, પણ આગળ ચાલતાં તે દુઃખ ઉત્પન્ન કરનાર છે

**૧૦૯. એમાં કંઈ બહાદુરી નથી—**

**વિશ્વાસ ધરે જે ભાઈ, તેહને વંચતા શી પંડિતાઈ?**
**ખોળે સૂતો હણે જે ગમારો, તેનો શ્યો છે પુરુષાકારો? ૪૧**

જે ભાઈ તરીકે વિશ્વાસ રાખી રહેલ હોય તેને છેતરવો



તેમા ૫ડિતાઈ શી ? ખોળામા સૂતેલો હોય તેને મારી નાખવો તે તો ગમારનુ કામ છે તેમા તેનુ પુરુષાતન-બહાદુરી શી છે ?

**મિત્રદ્રોહી કૃતઘ્ની ચોરી, વિશ્વાસઘાતી તેહ અઘોરી,**
**એ નરકે જાવે ચાર, ચ દસૂર લગે તિહા ઠોરી ૪૨**

મિત્રદ્રોહ કરનાર, ઉપકાર પર અપકાર કરનાર, ચોર અને ભય કર વિશ્વાસઘાતી એ ચાર જણ નક્કી નરકે જાય છે અને ચ દ્ર સૂર્યની સ્થિતિ લગણ તે ચોક્કમ નરકમા સ્થિરવાસ કરશે

## ૧૧૦. એ નિર્બળ પણ સારા છે—

**કાચી પણ કેરી ભલી, પાકો ભલો ન બીલ;**
**ભાગ્યો તો ભૂપતિ ભલો, માતો ન ભલો ભીલ ૪૩**

કાચી હોવા છતા પણ કેરી છે તે સારુ છે ભલે પાકેલ હોય પણ બીલીનુ ફળ શુ કામનુ ?, ભાગ્યયોગે હારેલો હોવા છતા પણ રાજા છે તે સારો છે જ્યારે અલમસ્ત એવો ભીલ શુ કામનો ?

## ૧૧૧ અવગુણ મટાડવાથી મટતા નથી—

**ગ ગા સાગરમાહિ વસે, મત્સ્ય દુર્ગંધી દેહ,**
**અવગુણ જાસ શરીરમા, ફેર્યા ન ફીટે તેહ ૪૪.**

ગ ગા જેવી પવિત્ર નદી સમુદ્રમા મળે છે તેમાં પણ દુર્ગ ધી શરીરવાળા માછલા રહે છે જેના શરીરમા અવગુણ હોય તે ગમે તેમ કરીએ તો પણ નાશ થતા નથી પવિત્ર નદીના સહવાસથી મત્સ્ય કઇ પવિત્ર થતા નથી

દૂધે સીંચ્યો લીંબડો, થડ સાકર જલેણ;
નવિ છંડે કડુવાપણુ, જાતિ તણે ગુણેણ. ૪૫

દૂધ સીંચીને ઉછેરેલ લીંબડાના થડમા હમેશા સાકરનુ પાણી ભલે પાવામા આવે તો પણ તે પોતાની કડવાશ ઓછી કરશે નહિ, કારણ તે તેનો જાતિસ્વભાવ છે

જેહવુ રાતો બોર, તેવુ હેયુ દુર્જનતણુ,
ભીતર કઠિન કઠોર, ઉપર દિસે રળિયામણુ. ૪૬

જેવુ સુદર રાતુ બોર હોય તે ઉપરથી શોભિતુ જણાય પણ અદરથી કઠણ ઠળિયા નીકળે તેમ દુર્જન માણસ બહારના દેખાવથી શોભતો હોય છતા તેનુ હૈયુ અદરથી કઠણ, આકરામા આકરુ હોય છે

૧૧૨. પુરુષોના સોળ શૃગાર (શણગાર)-

કેશ મુછ સમગાય, મજન કુડલ કાને,
વસ્ત્ર તિલક વાણહી, મુકુટ મુખ શોભે પાન
ખડગ મુદ્રિકા હાથ, ચદન અગ લગાવે,
કમરે પટબર સાર, છુરિકા ત્યાહિ બતાવે.

વિદ્યા વિનીત શીલે ભલા, સોલ શિણગાર સોહે નરા;
કવિ ઋષભ ઇણિપરે ઉચ્ચરે, પુણ્ય પુરુષ પામે ખરા ૪૭

મૂછના સુદર વાળ, આખોમા કાજળ આજેલુ, કાનમા કુડલ પહેરેલુ, સુદર કપડા, કપાળમા તિલક, પગમા મોજડી, માથા ઉપર મુગટ, મોઢામા પાન, તરવાર, હાથમા વીંટી, શરીરે ચદનનો (સુખડનો) લેપ, કમ્મરે બેટ બાધેલી, તેમા છુરી રાખેલી,

વિદ્યા, વિનય અને શિયળ એ સોળ શણગાર માણસોને શોભે છે ઋષભદાસ કવિ કહે છે કે–પૂર્વ પુન્યથી માણસો તે મેળવી શકે છે

## ૧૧૩. અભિમાન કરવુ સારુ નથી—

દીન સઘળા સરખા નહી, મ કરો કોઇ ગુમાન,
બ્રહ્મદત્ત ચક્રી જીસ્યા, ભમતા ન મટયા ધાન ૪૮

એક સરખા દિવસ કોઈના સુખમા જતા નથી માટે અભિમાન કરવુ સારુ નથી બ્રહ્મદત્ત જેવો ચક્રવર્ત્તી રાજા પણ રવડી રખડીને અનાજ વિના મર્યો હતો

સમય કર્ણ સમય ધન, સમય સહુ સમત્થ,
ગોપ ન હરાયો અર્જુને, તેહ બાથા તેહ જ હત્થ ૪૯

વખત આવે એ ચાણુ થાય છે, વખત આવે ધન મળે છે, વખત જ બધામા સમર્થ છે અર્જુન જેવા બાણાવળીથી તે જ હાથ અને ને જ ભાથુ હોવા છતા સમય આવ્યો ત્યારે એક ગોવાળ પણ હણી શકાયો નહીં

## ૧૧૪. એ પોતાને સ્થાને જ શોભા પામે છે—

દત કેશ નખ અધમ નગ, નિજ થાનક શોભત,
સુપુરુષ સિહ ગયદ મણિ, સગલે માન લહત ૫૦

દાત, વાળ, નખ, અધમ મનુષ્ય, એ પોતપોતાના સ્થાનકે જ શોભે છે, જ્યારે સત્પુરુષ, સિહ, હાથી અને મણિ જ્યા જાય ત્યા માન મેળવે છે

૧૧૫. એ સુખ દુઃખમાં યાદ આવે છે—

સુખમાં સાભરે ભારજા, દુઃખમા સાંભરે માય;
બાધવ ત્યારે સાભરે, માથે વાગે ઘાય. ૫૧

સુખમા ઘરની સ્ત્રી યાદ આવે છે, દુ ખ આવી પડે ત્યારે મા યાદ આવે છે અને માથા પર ફટકો આવી પડે ત્યારે પોતાનો ભાઇ યાદ આવે છે

ભૂખ્યા ભોજન સાભરે, તરસ્યા સાભરે નીર;
રણમાહે બધવ સાભરે, માડી જાયો વીર. પર

ભૂખ્યા થયેલને ભોજન યાદ આવે છે, તરમ લાગી હોય ત્યારે પાણી સાભરે છે, યુદ્ધમા પોતાની માતાથી જન્મેલો બહાદુર ભાઇ હોય તે સાભરે છે

૧૧૬. સુશીલ સ્ત્રી પુણ્યથી જ મલે છે—

પુણ્યે લાધે પદમણી, અને ગુણવતી નાર;
શીલવતી ને સુન્દરી, રમઝમ કરતી બાર. ૫૩

પૂર્વ પુન્ય હોય તો જ પદ્મિની, ગુણવતી, શીલવતી, રૂપવતી એવી બારણે રૂમઝુમ કરતી સ્ત્રીના ભરથાર થવાનુ મલે છે

૧૧૭. એ પાછળથી મુશ્કેલીમા મૂકે છે—

બન્જા ભૂપ ભુયગમા, એ સુખ દોહિલા હુત,
વેરી વીંછી વાણીયો, પૂઠે દાહ દિયત. ૫૪

ભાર્યા, રાજા, સાપ, વૈરી, વીંછી, દુશ્મન એમના મુખ આકરા હોય છે એ પાછળથી દગો આપે છે

## ૧૧૮. એને સુતેલા જ છોડી દેવા જોઇએ—

માચે માકડ ઘર અહિ, જિણ વન વિષની વેલ,
રૂઠો રાય કુભારજા, એ પાચે સુતા મેલ. ૫૫

ખાટલામા માકડ હોય, ઘરમા સાપનો વાસ હોય, વનમા ઝેરની વેલો હોય, રાજા કોપાયમાન થયો હોય, ખરાબ સ્ત્રી હોય-એ પાચે વસ્તુને તુરત જ છોડી દેવી જોઇએ

## ૧૧૯ ભૂખથી એનો નાશ—

નિત્ય નરણુ ન લાવો ભૂખ્યુ, ઠામ ન મૂકે ઠેઠ,
મોડુ વહેલુ માગશે, પાપ વળગ્યુ પેટ. ૫૬

હમેશા નરણુ થનાર પાપી પેટ વળગ્યુ છે તે ભૂખ્યુ રહેવાનુ નથી જ, તેને ગમે તેટલા દિવસ ખેચો પણ તે મોડુ-વહેલુ ખાવા માગશે જ

રુધિર માસ બલ બુદ્ધિ ગઇ, કાયા તેહ જ જ્ઞાન,
એક ક્ષુધા કે કારણે, ગઈ લજ્જા ગયુ માન ૫૭

લોહી, માસ બળ, બુદ્ધિ, કાયા, જ્ઞાન, સમજ, લજ્જા ( શરમ ) અને અભિમાન એક ભૂખના કારણે એ સૌ જતા રહે છે

## ૧૨૦ યુવાની જતા તેનો નાશ થાય છે—

દાત બત્રીસ ખસી ગયા, નયણે દીધો કાય,
કાને માડયા રૂસણા, ગયો જબ જોવનરાય ૫૮

સુવાની જતા બત્રીશ દાંત ખસી ગયા, આંખો પણ ઉતરી ગઈ અને કાન પણ રીસાઈ ગયા

**ડુંગર ડુંગર હું ભમ્યો, વન વન જોઉં માય,**
**જડી એક ન પાઈએ, જીણે જોવન થિર થાય. ૫૯**

દરેક પર્વતમા ફરી વળ્યો, દરેક વનમા જોઈ વળ્યો પણ યુવાનીને સ્થિર કરનારી એકે જડીબુટ્ટી ( ઔષધિ ) હાથ ન લાગી

## ૧૨૧. શિયાળામા સાત 'ત' કારો—

**તેલ, તલાઈ, તાપણુ, તમ આહાર તંબોલ,**
**તડકો તરૂણી શીતકાલ, સાત તત્ત કલ્લોલ. ૬**

શિયાળામા એ સાત તત્તા કલ્લોલ ( આનંદ ) કરાવે છે (૧) તેલ, (૨) તળાઈ ( શય્યા ) (૩) તાપણી, (૪) તમ (સગડી આહાર (૫) તંબોલ (૬) તડકો (૭) તરુણી( સ્ત્રી )નો સહવાસ

## ૧૨૨. ગ્રીષ્મ ઋતુમાં સાત 'ચ' કાર—

**ચંદ, ચીર, ચંછક, ચરણ, ચંદન, ચતુર દુવાર,**
**ચતુરા સ્ત્રી ગ્રીષ્મ ઋતે, સાત ચચ્ચા જગસાર ૬**

ગ્રીષ્મ ઋતુ( ઉનાળા )મા સાત 'ચ' કાર જગતમા સારરૂ છે (૧) ચન્દ્રચાંદની, (૨) ચીર ( કપડા ), (૩) છાંયડ (૪) પગરખા, (૫) ચંદનનો લેપ, (૬) ચતુર માણસોમા બેઠ (૭) ચતુરા-બુદ્ધિશાળી સ્ત્રીનો સહવાસ,

## ૧૨૩ વર્ષાકાળમાં સાત 'પ' કાર—

પય, પીતાબર, પાદુકા, પત્ર, પુર્ણ પુરાણ,
પાક ચોમાસે પામિયે, પુણ્યતણુ સેલાણ. ૬૨

ચોમાસામા સાત 'પ' કાર પામીયે તે પુન્યની નિશાની છે (૧) પય-પાણી, દૂધ, (૨) પીતાબર-પવિત્ર કપડા, (૩) પાદુકા-લાકડાની ચાખડીઓ, (૪) પત્ર ( છાતો ), (૫) પૂર્ણ, (૬) પુરાણ ( વાચવાના શાસ્ત્રો ) અને (૭) પાક-સાગે ઔષધી પાક

## ૧૨૪. તે મનુષ્ય સસારમા સારો છે—

તે નર દરિદ્રી જગમા ભલા, જ્ઞાનસહિત દીસે ગુણનીલા;
અર્થ સહિત ને જ્ઞાન રહિત, તે નર ન ગમે મારે ચિત્ત.૬૩

જ્ઞાનથી ભરેલા ગુણવાન હોવા છતા દરિદ્રી-નિર્ધન હોય તે મનુષ્ય સારો છે, જ્યારે પૈસાવાળો પણ જ્ઞાન વિનાનો માણસ મને ગમતો નથી

નર જે કડવા તુબડા, ગુણે કરીને મિઠ્ઠુ,
તે માણસ કિમ વીસરે, જેહ તણા ગુણ દિઠ્ઠુ ૬૪

માણસો ભલે કડવા તુબડા જેવા હોય પણ સુદર ગુણોથી ભરપૂર હોય તે માણસ શી રીતે ભૂલાય? જેના ગુણ નજરે જોયા છે

## ૧૨૫. એ કોડીના બદલામા ગુમાવાય છે—

રાત્રિ ગમાઈ સોવતે, દિવસ ગમાયા ખાય,
હીરા જેસા મનુષ્ય ભવ, કોડી બદલે જાય ૬૫

રાત સૂવામા ગાળી નાખી અને દિવસો ખાવામા વીતાવ્યા આમ અમૂલ્ય હીરા જેટલી કિમતનો મનુષ્યભવ એક કોડીની કીંમતે ગુમાવી દીધો

## ૧૨૬. એના વિના કોઇ સગાથી નથી—

સર્વજ્ઞનો ધર્મ સુશર્ણ જાણી,
આરાધ આરાધ પ્રભાવ આણી;
અનાથ એકાંત સનાથ થાશે,
એના વિના કોઇ ન સાથ આશે ૬૬

શ્રી જિનેશ્વર ભગવાને કહેલ ધર્મ એ જ સાચુ શરણુ છે, એમ જાણી એના પ્રભાવને સમજીને હે પ્રાણી ! તેને આરાધ, તું અનાથ છે તો જરૂર સનાથ થઇશ, એના વિના કોઇ તારી સાથે આવવાનુ નથી

## ૧૨૭. સ્રીની સોબત ન કરો—

નારી દેહ દીવો કહ્યો, પુરુષ પતગી હોય;
જગ સઘલો ખૂચી રહ્યો, નીકળે વિરલો કોય. ૬૭

સ્રી એક દીવા સમાન કહેવાય છે અને પુરુષ પતગિયારૂપે છે દીપકમા પતગિયુ ઝપલાવે તેમ આખુ જગત તે સ્રીમા ઝપલાવી રહેલ છે તેમાથી બચનાર તો કોઇ ભાગ્યે જ નીકળી આવે

નારી નહીં રે બાપડા, જાણો વિષની વેલ,
જો સુખ વછે દેહને, તો તમ સગત મેલ. ૬૮

હે બિચારા મનુષ્ય ! તેને સ્ત્રી ન સમજ તે તો ઝેરની વેલી છે જો તુ તારા શરીરનુ સુખ ઇચ્છતો હોય તો તેની સોબત છોડી દે

**સ્ત્રી વિણુ અ કુશ નદી તરુ, મ ત્રી વિહુણો રાય,**
**એ બહુ કાલ રહે નહિ, ઋષભ કહે મહારાજ. ૬૯**

ઋષભદાસ કવિ કહે છે કે–મહારાજ ! સાભળો, અ કુશ વિનાની સ્ત્રી, નદીકાઠાનુ ઝાડ અને પ્રધાન વિનાનો રાજા, એ લાબો સમય રહી શકતા નથી

## ૧૭૮. એ કયારેય પણ દગો આપતા નથી--

**રૂડા માણસ કારણે, જો જગ વૈરી હોય,**
**ભ્રમર ન છડે કેતકી, જો શિર કાપે કોય ૭૦**

ભ્રમર ( ભમરો ) કેતકીના ઝાડને છોડતો નથી, કોઇ વખતે તે ઝાડ જ તેનુ માથુ કાપે છે તેમ ભલા માણસના માટે જગ તમા દુશ્મન હોય છતા પોતાની ભલાઈ છોડતા નથી

**વિષધર વાડી ને વિષમ ઘર, પ ચાયણ રખવાળ ત,**
**જો જમ બેસે બારણે, રત્તા તો હુ મિલ ત ૭૧**

વિષમ ઘર હોય અને તેની વાડી કે બારણે સાપ, સિ હ અને યમરાજ આવીને બેસી જાય તો પણ જેનુ મન જ્યા લાગેલુ છે તે ત્યા અવશ્ય મલે છે–ન પોતાનો રાગ છોડતા નથી

**દીઠે સજ્જન આપણે, મન ગળિયાયત થાય,**
**દિવસે દિવસે કમલ જિમ, મન મ જરે ન માય. ૭૨**

આપણા સજ્જન નજરે જોવાથી મન ઘણુ ખુશી થાય છે, અને પ્રતિદિવસ ખીલતી કમળની પાખડીઓની પેઠે મન-રૂપી પાખરીઓ ખીલે છે

**સખી હેત કેમ વિસરે, જે મનમાહે પઈઠ્ઠ,**
**હિયડાથી જો ઉતરે, તો સુપનાતર દિટ્ઠ ૭૩**

જે મનમા રમી રહેલ છે તે બહેનપણીનુ હેત કેમ ભૂલી જવાય અને જો ભૂલી જવાય તો તે સ્વપ્નામા પણ જોવાય છે

## ૧૨૯. સત્સગથી દુષ્ટ માણસ પણ સુધરી જાય છે–

**કુપુરુષ સુપુરુષને મળ્યો, નિજમતિ આણે ઠામ,**
**છડયુ દેખી છડતો, સુખિયો પ્રભવસ્વામ ૭૪**

નઠારા પુરુષને સજ્જન પુરુષની સોબત મળે તો તેની બુદ્ધિ ઠેકાણે આવી જાય છે જેવી રીતે જબુસ્વામીને બધુ ત્યાગતા જોઇ પ્રભવ ચોરે પણ બધુ છોડી દીધુ તો તે સુખિયા બની પ્રભવ-સ્વામી તરીકે પૂજાયા

**મણિ-માણિક મોતી ભર્યા, શાલિભદ્ર ઘર સાર,**
**શિર ઠાકુર જાણી કરી, મૂકયો નિજ પરિવાર. ૭૫**

શાલિભદ્ર શેઠના ઘરે ઉત્તમ મણિ, માણેક અને મોતી ભર પડયા હતા, છતા પોતાના માથા પર માલીક છે એમ જાણત સર્વ કુટુબપરિવારનો ત્યાગ કરી દીધો

**શાલિભદ્ર સુદર સુખી, તાપ ખમ્યો ન જાય;**
**દશ્યે દશ્યુ તપ આદર્યું, નવિ ઓળખતી માય. ૭૬**

શાલિભદ્ર શેઠ સુદર કાંતિવાળો અને સુખી હતો, તેનાથી કષ્ટ વેઠી શકાય તેમ ન હતુ, છતા એણે એવુ તપ કરીને કાયા સૂકવી કે એની મા પણ એને ઓળખી ન શકી

## ૧૩૦. શુભ દાન દેતા શીખો--

**કહા લકપતિ લે ગયે, કહા કરણ ગયે ખોય,**
**હાથ પસારે ગહ ગયે, જિનકે લાખ કરોડ. ૭૭**

લકાનો રાજા રાવણ શુ લઇ ગયો ? અને દાનેશ્વરી કર્ણે શુ ખોયુ ? જેની પાસે લાખો અને કરોડોની સપત્તિ હતી તેઓ પણ હાથ ખુલ્લા મૂકી જગતમાથી ચાલ્યા ગયા છે

**શીખ દેઉ તુમ શુભ પરે, જિનપૂજા દ્યો દાન;**
**દાને જિનવર પદવી સહી, ચક્રી દેવ વિમાન. ૭૮**

તમને સુદર શિખામણ આપુ છુ કે-પરમાત્માની પૂજા અને દાન આપતા શીખો, દાન આપવાથી જિનેશ્વરની પદવી, ચક્રવર્તીપદ અથવા દેવવિમાનમા જન્મ જરૂર મળે છે

**દાન સવત્સરી જિન દિયે, મિલે પુરુષ કરી આશ,**
**જિન બરસે તિહા મેઘપરે, કોઇ ન જાય નિરાશ. ૭૯**

પુરુષો આશા રાખી ભેગા થાય છે ત્યારે જિનેશ્વરદેવ સવત્સરી દાન આપે છે ત્યા વરસાદ ની પેઠે લક્ષ્મીનો વરસાદ થાય છે અને કોઈ પણ નિરાશ થઇને પાછુ જતુ નથી

**તુગિયા નગરી શ્રાવક ભલા, અભગ દુવાર કહેવાય,**
**ઉત્તમ મધ્ય સહુ દીએ, દેતા નવિ શકાય ૮૦**

તુંગિયા નગરીમાં ભલા શ્રાવકોના ઘર હમેશા ઉઘાડા બારણાવાળા રહેતા હતા તે શ્રાવકો ઉત્તમ, મધ્યમ અને અધમ માણસોને સંકોચ રાખ્યા વગર છૂટથી દાન આપતા હતા.

## ૧૩૧. એ દારિદ્રનો નાશ કરનાર છે—

ઇક્ષુક્ષેત્ર સાયરની લહેર,
અહોનિશ જો મન આણે મહેર,
યોનિપોષણ તુસે રાય,
દરિદ્રપણું તો ક્ષણમાં જાય. ૮૧

શેરડીના સાંઠાઓનો પાક દરેક વર્ષે થાય, સમુદ્રમાર્ગથી વ્યાપાર નિર્વિઘ્નપણે ચાલુ રહે, પશુ–ગાયના પેટે દરવરસે બચ્ચા પેદા થાય, અને રાજા હમેશા તુષ્ટમાન રહે તો દરિદ્રતાનો નાશ થતા જરા પણ વાર ન લાગે

## ૧૩૨. સૌ કોઇ લક્ષ્મીને માન આપે છે—

તેહજ રામ તે તાપસા, તેહજ આ આશ્રમ,
હમણા આદર બહુ કરે, પહેલે નાઠા કયમ? ૮૨

તે જ રામચન્દ્ર, તે જ તાપસો અને તે જ આશ્રમ છે હમણા ત્યાં બહુમાન મળે છે, તો પહેલા કેમ નાસી ગયો હતો?

દોલત દેખી જગ નમે, કરે કહ્યા વિણ કામ,
તિણ કારણ ઋદ્ધિ મેલિયે, સીતાના પતિ રામ. ૮૩

હે સીતાના પતિ રામજી! લક્ષ્મી દેખીને જગત નમતું

આવ્યુ છે અને કહ્યા વગર આપણા કામ કરી આપે છે, માટે તમે આશ્રમમા સપત્તિ મોકલજો

દો જિહ્વા ગતિ વાકડી, તસ રિપુ સ્વામી નારી;
તિણ નારે જે પરિહર્યા, ભૂટ્યા ભમે સસારી ૮૪

બે જીભ અને વાકી ચાલે ચાલનાર સાપ તેનો દુશ્મન ગરૂડ, તેના સ્વામી શ્રી કૃષ્ણ, તેની સ્ત્રી લક્ષ્મી, લક્ષ્મીથી તજાયેલા પુરુષો સસારમા સર્વત્ર રખડતા રહે છે–અહિ તહિ ઠોકર ખાય છે

૧૩૩. તે પુરુષને ધન્ય છે—

જિહ્વા મોહક છોટડી, જીત્યુ ન જાયે મન,
ઋષભ કહે જે વશ કરે, તે નર જગમા ધન્ન. ૮૫

જીભડી એ સુદર ને નાની છે, જે મનથી જીતી શકાતી નથી ઋષભદાસ કવિ કહે છે કે–જે જીભના સ્વાદને જીતે છે તેને ધન્યવાદ છે

આખ ન મીચીશ મીચ મન, નયન નિહાળી જોય,
જો મન મીચીશ આપણુ, અવર ન દૂજો કોય ૮૬

આખ ન મીંચતા મનને મીંચીને બરાબર નિહાળી જોઈશ તો જણાશે કે–જો પોતાનુ મન પોતાના કબજામા કરી લેવાય તો સસારમા એના જેવો બીજો કોઈ માણસ જ નથી

૧૩૪. મીઠા વચન બોલવા એ સૌથી મોટો ગુણ છે—

કલા ઉપર કો પણ ધન નહિ,
જીવદયા સમ ધર્મ નહિ,

સંતોષ ઉપર સુખ કો નથી,
મધુર વચન ગુણ તિમ અતિ. ૮૭

કલા સરખુ બીજુ કોઇ ધન નથી, જીવદયા પાળવા સમાન બીજો કોઇ ધર્મ નથી, સંતોષ જેવુ કોઇ સુખ નથી તે જ પ્રમાણે મધુર વચન જેવો કોઇ મોટો ગુણ નથી

૧૩૫. વાણીઆઓના લક્ષણ—

લેતો ડસે દેતો ડંસે, ઉપર ચઢાવે પાડ,
નિત વિષધરને સેવિયે, પણ નવિ સેવો કિરાડ. ૮૮

વાણિયો લેતા વધારે લઇ લે, આપતા ઓછુ આપે અને ઉપરથી ઉપકાર કરતો હોય તેમ બતાવે છે હમેશા ઝેરી સાપ વાળા ઘરને સેવવુ પણ વાણિયા સાથેનો સહવાસ ન વધારવો

આગે લુટેરા છેતર્યા, ખુદી હુબડો દોય;
લેઇ હથિયાર તસ્કર હણ્યા, વણિક સમો ન કોય. ૮૯

પૂર્વકાલમા ખુદી અને હુબડ નામના બે લૂટારાઓને છેતર્યા હથિયાર લઈને તે બન્ને ચોરને મારી નાખ્યા વાણિયા જેવો કોઇ નથી હોતો

વણિક ઘરે તસ્કર ગયો, છાટયો કોગલ તામ;
નાહક ધાયો બાપડો, લેઈ ન શકયો દામ. ૯૦

વાણિયાને ઘરે ચોર ગયો ત્યારે તેને પાણીનો કોગળો છાટયો આથી બીકનો માર્યો તે નકામો દોડયો અને કઇ પૈસો-ટકો લઈ ન શકયો

## ૧૩૬. કામી પુરુષ કયા વચન નથી ખમતો ?—

સત્યભામા ઘરે કહાન, આવીયા પશ્છિમ રાતે,
પૂછે નારી તુ કોણ, હુ માધવ નિજ જાતે,
માધવ તો વનમાહી, ચકી ચક્રી તો કુભારહ,
ધરણીધર તો શેષ, અહિ રિપુ ગરુડ અપારહ

હરિ કહેતા તો વાદરો,
કવણ પુરુષ આવ્યો મહી;
કવિ ઋષભ કહે નર કામવશ,
શ્યા શ્યા વચન ખમે નહી ? ૯૧

શ્રી કૃષ્ણે સત્યભામાને ઘરે પાછલી રાતના આવી કમાડ ખખડાવ્યુ ત્યારે સત્યભામાએ પૂછ્યુ—કોણ આવ્યુ છે ? કૃષ્ણે કહ્યું—હુ માધવ છુ સત્યભામા—માધવ નામનુ પશુ તો જગલમા રહે છે, તેનુ અહિ કામ નથી ત્યારે કૃષ્ણ બોલ્યા—હુ અર્ધ ચક્રી છુ સત્યભામા—ચક્રી તો કુભારને કહેવાય, તેનુ મારે કામ નથી ત્યારે કૃષ્ણ કહે—ધરણીધર છુ સત્યભામા ફરી બોલ્યા—ધરણીધર તો શેષનાગને કહેવાય કૃષ્ણ કહે—હુ અહિરિપુ છુ સત્યભામા કહે—અહિ કહેતા સાપનો દુશ્મન તો ગરૂડ છે, તેની અહીં જરૂર નથી કૃષ્ણ કહે—હુ હરિ છુ સ યભામા બોલી ઊઠ્યા—હરિ તો વાદરાનુ નામ છે, એની જરૂરીયાત નથી આવા વચનના પ્રશ્નોત્તર પછી કમાડ ઉઘાડી કૃષ્ણને અદર લીધા ઋષભ દાસ કવિ ઉપરનો સવાદ બનાવી કહે છે કે—કામી પુરુષ એ પ્રમાણે સ્ત્રીના કેવા કેવા કઠોર વચનો પણ સહન કરી લે છે

## ૧૩૭. ઘડપણમાં લાકડીનો આધાર છે—

આવી સોહાગણુ લાકડી, હમ તુમ થયો પિયાર;
કુછ થા સો ચલ ગયા, તુમ શિર દીના ભાર. ૯૨

હે સોહાગણ લાકડી ! તુ આવી છે મારે તારી સાથે હવે પ્રીતિ થઇ છે જે કોઇ મારા સ બ ધી હતા તે સૌ જુદા પડી ગયા હવે તો મારા ગરીબનો ભાર તારા માથે છે

આવી સોહાગણુ લાકડી, તુઝ વિણુ આગળ શૂન્ય;
જે દહાડા તુજ વિણુ ગયા, તે વાસર સુજ ધન્ય. ૯૩

હવે તો સોહાગણ લાકડી આવી છે તારા વિના આગળ સુનકાર હતો તારા વિના જે દહાડા મે કાઢયા તે મ્હારા દિવસો ધન્ય ને સારા હતા

જગ ધુતારી ધોબણી, ધોયા દેશ વિદેશ,
વિણુ પાણી વિણુ પત્થરે, ઉજ્જવળ કીધા કેશ. ૯૪

ઘડપણ એક લુચ્ચી ધોબણ જેવુ છે તેણે દેશ પરદેશમા ધોવાનુ કામ ટરેલ છે પાણી કે પત્થર વિના કાળા વાળોને ધોઇને એકદમ ઉજ્જવળ બનાવી દીધા છે

## ૧૩૮. મોટા છે તે તો મોટા જ રહેવાના—

હમાકેરે બેસણે, બગુલા બેઠા વીશ,
જે કિરતારે બડા કિયા, તે શુ કેવી રીસ ? ૯૫



હંસ બેસતા હતા તે સરોવરની પાળે વીશ બગલા આવીને બેઠા પણ પરમાત્માએ જેને મોટો બનાવેલ છે તેની સામે કેવી રીતે રીસ કરી શકાય ? બગલાને હંસ કેમ કહી શકાય ?

**શ્યુ કીજે અરહટ્ટડે, વહે જે બારો માસ;**
**જલધર વરસે એક ઘડી, પૂરે જન મન આશ. ૯૬**

જે બારે માસ રાતદિવસ વહ્યા કરે છે એવા અરંઠા શું કામના ?, વાદળુ એક ઘડી પણ વરસે તો જગતના માણસોની આશા પૂરી કરી જાય છે

**કોરે ન ચઢ એરંડ તુ, દેખી ગિરૂવાપત્ત,**
**ફલહ ધડક્કા જે ખમે, તે તો તરુવર અન્ન. ૯૭**

હે એરંડાના વૃક્ષ ! તુ મોટા પાદડા જોઇને અભિમાન ન કર ફળનો ભાર તો શ્રેષ્ઠ એવા બીજા ઝાડ જ ખમી શકે છે, તુ તો એવા ભારથી નમી જ પડે-તૂટી જાય છે

**૧૩૯. મિત્રનો દ્રોહ કરનાર કદી પણ શુદ્ધ થતો નથી–**

**સમુદ્રતણે તટ જાય, ગંગા સાયર ભલે ન્હાય,**
**બ્રહ્મહત્યા તિહા મુકાય, મિત્રદ્રોહી ન ચોખો થાય ૯૮**

ભલે સમુદ્રને કાઠે જઈ ડૂબે કે પછી ગંગા જેવી પવિત્ર નદીમા નહાય પણ બ્રહ્મહત્યા તિહા છૂટી જશે જ્યારે મિત્રનો દ્રોહ કરનાર માણસ તો ક્યાય પણ પવિત્ર થઈ શકતો જ નથી

# ૧૦. પ્રશ્નોત્તરસુધા



પ્રશ્નકાર-મુનિ શ્રી વલ્લભવિજયજી-વડનગર (માલવા)

૧ પ્રશ્ન—'લેપ' શ્રાવક કયાનો રહેવાસી હતો?

ઉત્તર—રાજગૃહી નગરીની ઉત્તર-પૂર્વમા નાલન્દા નામના એક પરામા 'લેપ' શ્રાવક રહેતો હતો તે જીવાદિ નવતત્વનો જાણકાર, જિનેન્દ્ર પ્રવચનમા અતૂટ શ્રદ્ધાવાલો અને પ્રભુ મહાવીરનો પરમભક્ત હતો તેના હાડોહાડમા જૈનધર્મ પ્રત્યેનો પ્રેમ ભર્યો હતો પર્વતિથિઓમા તે પૌષધોપવાસરૂપ ધર્મજાગરણના કર્તવ્યોમા પ્રવૃત્ત રહેતો હતો એની પાસે પુષ્કળ ધનસપત્તિ, વિપુલ બળ, વાહન અને કુટુબવૈભવ હતો સૂત્રકૃતાગ સૂત્રમા એનુ વિસ્તૃત વર્ણન છે

૨ પ્રશ્ન—પચાશક ગ્રન્થના રચનાર હરિભદ્રસૂરિ કયારે થયા?

ઉત્તર—કોઇના મત મુજબ વિક્રમની ૬ ઠ્ઠી શતાબ્દીમા અને કોઇના કહેવા મુજબ ૭ મી કે ૮ મી શતાબ્દીની વચ્ચે હરિભદ્રસૂરિ થયા, એવુ ઇતિહાસવેત્તાઓનુ મતવ્ય છે જૈન પટ્ટાવલીઓના લેખ અનુસાર પચાશક ગ્રન્થ પર વિક્રમ સવત ૧૧૨૪ મા શ્રી અભયદેવસૂરિજીએ ટીકા રચી છે

૩ પ્રશ્ન—જીવવિચારમા પશુ પખીઓનુ આયુષ્ય અને શરીરનું માપ ઘણું લાબુ બતાવેલ છે, તે શું સત્ય છે?

ઉત્તર—જૈન શાસ્ત્રકારોએ પશુ-પક્ષીઓનું શરીરમાન તથા આયુષ્ય જે બતાવેલ છે તે સત્ય જ છે અત્યારના વિજ્ઞાનશાસ્ત્રીઓએ તપાસ કરતા લખેલ છે કે 'મૈઘસાલરસ' નામનું જતુ ૪૦ થી ૫૦ ફુટ લાબુ હોય છે છીપકલી(ગરોળી)ના આકારનુ એક જતુ ૧૬૦ ફુટ લાબુ અને ૨૨ ફુટ ઊંચુ હોય છે તેનુ વજન ૧૦૦૦ ટનથી ઓછુ નથી હોતુ હાગર માછલીનું શરીર ૩૦-૩૨ ફુટ લાબુ હોય છે પેટ ઘસીને ચાલતા જતુ ૭૦ ફુટ સુધી લાબા હોય છે સમુદ્રના સાપ ૧૫૦ થી ૫૦૦ હાથ લાબા હોય છે અને 'એટલાન્ટસોરસ' નામનુ જતુ ૧૧૬ ફુટ લાબુ હોય છે

ઇગ્લાડમા ૫૦ જાતના આલુ(જરદાળુ) હોય છે મોટામા મોટુ આલુ ૫ ફુટનુ હોય છે અમેરિકામા ૫૦૦ વર્ષનુ જૂનું એક ઝાડ છે તે ૨૭૨ ફુટ ઊંચુ છે એના થડની જાડાઈ ૮૮ ફુટ છે, એના લાકડામાથી ૩૦ અરબ દિવાસળીઓ બની શકે છે કેનેરી ટાપુમા ડ્રુગોગન નામનુ ઝાડ ૬૦૦૦ વર્ષનું જૂનુ છે

વ્હેલ માછલી ૧૫૦ ફુટ લાબી હોય છે, જેનુ વજન ૧૫૦ ટન હોય છે એની બાલ્યાવસ્થામા જ તે ૨૫ ફુટ લાબી હોય છે એની પૂછડીએ અથડાતા મોટા મોટા જહાજ ઊંધા વળી જાય છે સ્કોટલાડમા "મૈકમોહન" નામના જાગીરદારને ત્યા એક કાચબો છે, જેનુ વજન ૯૭૫ પૌંડ (૪૮૭ બગાળી શેરથી અધિક) છે એણે મેકમોહનની ચાર પેઢી જોઈ છે એનો ખોરાક ૬૦ પૌંડનો છે

અજમેરથી પ્રગટ થતા 'વીરપુત્ર' માસિક પત્રના નવેમ્બર સને ૧૯૪૫ ના ૯ મા અકમા લખેલ છે કે-કાચબો ૩૮૦ ગીધ ૧૧૮, હાથી ૧૦૦, રાજહસ ૭૦, ઘુઘુ ૬૬, ગેડો ૪૦,

મોર ૪૦, મરઘી ૩૪ તથા રીંછ ૩૩ વર્ષ સુધી જીવે છે આફ્રિકામા એક જાતનુ કાળુ મૃગ થાય છે એ કોઇ દિવસ પાણી પીતુ નથી એની તૃષા ભોજનથી જ મટી જાય છે

સયાજીવિજયે તા ૨૧-૮-૪૭ના અકમા લખેલ છે કે-ફિલિપાઇન ટાપુમા એક ઝાડ છે, જેના ફૂલ ગાડાના પૈડા જેવડા મોટા હોય છે તેમજ એક એક ફૂલનુ વજન ૧૧-૧૧ શેર હોય છે

આવા દાખલાઓથી સિદ્ધ થાય છે કે-જીવવિચારાદિ પ્રકરણ ગ્રથોમા પશુપખીઓનુ આયુષ્ય અને શરીરમાન લખેલુ છે તે અક્ષરે અક્ષર સત્ય છે દુનિયા લાબી પહોળી ફેલાએલી છે તેના બેટ અને સમુદ્રોની અદર દીર્ઘકાય અને દીર્ઘ આયુષ્યવાળા પશુ-પખી અને ઝાડો હોય એ અસભવિત નથી

૪ **પ્રશ્ન**—વાસુદેવ કોટીશિલાને કયા સુધી ઉઠાવી શકે છે ?

**ઉત્તર**—અવસર્પિણી કાળના પ્રભાવથી પ્રતિદિન બળ, રૂપ, બુદ્ધિ, અવગાહના, આયુષ્ય, સ્મરણ-શક્તિ આદિની હાનિ થતી જાય છે એનો પ્રભાવ વાસુદેવોના બળ ઉપર પડે એ સ્વાભાવિક છે એથી 'અમમસ્વામી' ચરિત્રમા લખેલુ છે કે—

ता छत्रवद् दधानो, हरिर्मौलो द्वितीयकः ।
गले तृतीयस्तुर्योऽपि, दोर्मध्ये हृदि पञ्चमः ॥ ४०३ ॥

कट्या षष्ठः सप्तमस्तु, निजयोर्जानुनोः परः ।
चतुरङ्गुलमन्त्योऽवसर्पिण्यां ते त्रुटद्बलाः ॥ ४०४ ॥

કોટિશિલાને પહેલા વાસુદેવ છત્રની જેમ મસ્તક ઉપર, બીજા મસ્તક સુધી, ત્રીજા ગળા સુધી, ચોથા હાથના મધ્યભાગ સુધી

પાચમા છાતી સુધી, છઠ્ઠા કમર સુધી, સાતમા જઘા સુધી, આઠમા ઘુટણુ સુધી, અને નવમા ભૂમિથી ચાર આગળ સુધી ઊચી ઉઠાવી શકે છે

**૫ પ્રશ્ન**—યમ, નિયમ કોને કહે છે ?

**ઉત્તર**—જિદગી સુધી જે વ્રત પાલન કરવામા આવે તેને 'યમ' તથા કઇંક કાળ સુધી વ્રત પાલન કર્યું હોય તેને 'નિયમ' કહે છે 'અધ્યાત્મતત્ત્વાલોક'મા કહ્યુ છે કે—

तत्राहिंसासत्याऽस्तेय—ब्रह्मपरिग्रहाश्च यमाः ।
शौच तोषश्च तप. स्वाध्याय. प्रभुविचिन्तन नियमाः ॥१॥

અહિ સા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહને યમ તથા શૌચ, સ તોષ, તપ, સ્વાધ્યાય અને પ્રણિધાનને નિયમ સમજવો જોઇએ યોગસાધનાની અપેક્ષાએ આઠ દૃષ્ટિઓમા પહેલી મિત્રાદૃષ્ટિ યમપ્રધાન અને બીજી તારાદૃષ્ટિ નિયમપ્રધાન છે

**૬ પ્રશ્ન**—જીવના ૫૮૪ ભેદ કયા છે ?

**ઉત્તર**—એકેન્દ્રિયના ૧૧, વિકલેન્દ્રિયના ૩, નારકીના ૭, મનુષ્યનો ૧, પચેન્દ્રિય તિર્ય ચનો ૧, સમ્મૂર્છિમ પચેન્દ્રિયનો ૧, ભવનપતિના ૧૦, વ્યન્તરના ૮ જ્યોતિષ્કદેવોના ૫, દેવલોકના ૧૨, ગ્રૈવેયકના ૯ અને અનુત્તરના ૫ એ ૭૩ ભેદોમા પર્યાપ્ત અને અપર્યાપ્ત ગણતા ૧૪૬ ભેદ થાય અને ભવ્ય, અભવ્ય, આસન્નભવ્ય તથા દુર્ભવ્ય એ ચારથી ચોગણા કરતા ૫૮૪ ભેદ સમજવા 'પ્રવચનસારોદ્ધારવૃત્તિ' ના ૧૮૦ મા દ્વારમા લખ્યુ છે કે—

भव्या अभव्या वा सम्यक्त्वविकला सन्त श्रमणगुणधारिणो निखिलसामाचार्यनुष्ठानयुक्ता द्रव्यलिङ्गधारिणश्च तेऽपि केवलक्रियाकलापप्रभावात् उपरितनग्रैवेयका यावदुत्पद्यन्ते ॥

( गाथा १६, पत्र ३३० )

શ્રમણ ગુણ અને સમસ્ત ક્રિયાનુષ્ઠાનસપન્ન દ્રવ્યલિંગનો ધારક સમ્યકત્વ ભાવથી રહિત ભવ્ય અથવા અભવ્ય શ્રમણ ફક્ત ક્રિયાકલાપના પ્રભાવથી નવ ગ્રૈવેયક સુધી ઉત્પન્ન થાય છે આગળ નહીં

એથી ૫૮૪ ભેદોમાથી અભવ્યની અપેક્ષાએ પાચ અનુત્તરના પર્યાપ્તા અને અપર્યાપ્તા દશ ભેદો ઓછા ગણીએ તો પાચસો ચુમોતેર ( ૫૭૪ ) ભેદ હોય છે

૭ પ્રશ્ન—કિલ્બિષિકદેવોમા કોણ ઉત્પન્ન થઇ શકે છે ?

ઉત્તર—અસ્પૃશ્ય, તિરસ્કરણીય, પાપકર્મમા પ્રવૃત્ત અને નિકૃષ્ટ પરિણામી દેવ 'કિલ્બિષિક' કહેવાય છે દેવોમા એમનો અધિકાર ભગી સરખો ગણાય છે

नाणस्स केवलीण, धम्मायरियस्स सघसाहूण ।
माई अवण्णवाईण, किब्बिसियभावणं कुणइ ॥ १ ॥

—भगवतीसूत्रवृत्ति १ श०, २ उद्देशा

જે લોકો જ્ઞાન, જ્ઞાની, કેવલી, ધર્માચાર્ય, શ્રીસઘ અને સાધુ આદિ મહાન પુરુષોના અવર્ણવાદ બોલે છે તથા માયા-પ્રપચ જેવા ઉન્માર્ગમા આસક્ત રહે છે તેઓ મરીને કિલ્બિષિક દેવોમા જન્મ ધારણ કરે છે

तवतेणे वयतेणे, रूवतेणे य जे नरा ।
आयार-भावतेणे य, कुव्वइ देवकिब्बिसं ॥ १ ॥

—दशवैकालिकसूत्र ५ अध्ययन, ४६ गाथा

તપ ન કરીને પણ તપસ્વીનો ઢોંગ બતાવનારા તપચોર ૧, સાવદ્યભાષી હોવા છતા પણ નિર્વદ્યભાષા બોલવાના ઢોંગ કરનારા વચનચોર ૨, કુરૂપી હોવા છતા પણ મોહકરૂપ બતાવનારા રૂપચોર ૩, આચારવિહીન હોવા છતા પણ સદાચારનો આડંબર બતાવનારા આચારચોર ૪, અને મલિન પરિણામી હોવા છતા પણ શુભ ભાવનો આડંબર બતાવનારા ભાવચોર ૫, એ પાચે ચોર મરીને કિલ્બિષિક દેવોમા ઉત્પન્ન થાય છે

૮ પ્રશ્ન—ભવનપતિના નામની સાથે 'કુમાર' શબ્દ કેમ લગાવેલ છે ?

ઉત્તર—ભવનપતિ દેવો હંમેશા બાળચેષ્ટાઓમા મસ્ત રહે છે અને આનંદ માને છે એથી એમના નામ સાથે 'કુમાર' શબ્દ લગાડેલ છે જેવી રીતે 'અસુરકુમાર' કહ્યુ પણ છે કે—

सर्वे पप्येते कुमारा इव शृंगाराभिप्रायकृतविशिष्टोत्तरोत्तर रूपक्रियासमुद्धतरूपवेषभाषाभरणाधरणयानवाहना धरयुल्बण-रागाः क्रीडनपराश्च ।

—प्रवचनसारोद्धारवृत्ति, द्वार १९४, पत्र ३३२

બધા ભવનપતિ દેવો બાળકોની સમાન પોતાની ઇચ્છાને અનુકૂળ ઉત્તરોત્તર વિશિષ્ટ ઉદ્ધત રૂપ, વેશ, ભાષા, આભરણ, યાન, વાહન, શૃંગાર આદિ ક્રીડા અને ક્રિયાઓમા અત્યંત પ્રેમી

તથા ખેલવા કૂદવામા પ્રિય હોય છે એથી એમના નામની સાથે 'કુમાર' શબ્દ લગાડેલ છે -

૯ પ્રશ્ન—સ્ત્યાનર્દ્ધિનિદ્રા કોને કહેવાય છે ?

**ઉત્તર**—જેમનાવડે દિવસે વિચારેલા અને જોયેલા કાર્યો રાત્રિમા જાગૃતાવસ્થાની માફક નજર આગળ આવે તે નિદ્રાનુ નામ 'સ્ત્યાનર્દ્ધિ' અથવા 'સ્ત્યાનગૃદ્ધિ' છે આ નિદ્રાવાળાના મનઃપરિણામ અત્યત દુષ્ટ હોય છે તેમા વાસુદેવનુ અર્ધુ બળ હોય છે તે મરીને નરક ગતિ વિના બીજી કોઇ ગતિમા જતો નથી 'કુભકર્ણ નિદ્રા' એ પણ એનો પેટા ભેદ છે, પરતુ એવી નિદ્રાવાળા કઇ કાર્ય કરી શકતા નથી મૂર્ચ્છિતની જેમ ઘણો કાળ સુધી એક જ જગ્યાએ સૂઇ રહે છે

દક્ષિણ આફ્રિકાના સિચેનબર્ગ નગરમા ઓનાસોનપાલ નામની છોકરી ૧૮ વર્ષથી ૩૧ વર્ષ સુધી બરાબર સૂઇ રહી હતી સ્વીડનમા મિસકોરોલાઇન કાર્લસિન નામની સ્ત્રી ૩૨ વર્ષ સુધી મૂર્ચ્છામા જ પડી રહી હતી અને જાગતા તેના શરીરમા કોઇ પણ પ્રકારનું પરિવર્ત્તન જણાયુ ન હતુ કુમ્ભકર્ણ જેવી નિદ્રાના આ વર્તમાનના દાખલા છે

૧૦ પ્રશ્ન—સ્વતીર્થિક અસત્પ્રલાપી કોણ છે ?

**ઉત્તર**—પ્રભુના શાસનમા અસત્પ્રલાપીઓ તો ઘણાએ થયા છે, પરતુ એમાથી કેટલાક આ પ્રમાણે છે-( ૧ ) વીર પ્રભુના નિર્વાણ પછી સ ૬૦૯ મા શિવભૂતિથી 'બોટિકમત' નીકળ્યો જેનુ બીજુ નામ દિગમ્બરમત પણ છે એમા કેવળીને કવલાહારનો, સ્ત્રીઓને મુક્તિગમનનો અને સાધ્વીસઘનો સર્વથા

નિષેધ કરેલો છે પોતાની કપોલકલ્પિત વાતોની સિદ્ધિના માટે નવીન શાસ્ત્રો રચીને ઉત્સૂત્ર ભાષણ કરેલુ છે

( ૨ ) વિક્રમાબ્દ ૧૧૫૯ મા ચન્દ્રપ્રભાચાર્યથી " પૌર્ણમાસિક-પુનમિયા મત " નીકળ્યો હતો એમા પૂનમનુ પાક્ષિક પ્રતિક્રમણ અને પાચમનુ સવત્સરી પર્વ કાયમ કર્યુ હતુ

( ૩ ) વિક્રમ સવત ૧૨૦૪ ની આસપાસ જિનદત્તસૂરિથી ' ખરતરમત ' નીકળ્યો એમા પર્વ વિનાની તિથિઓમા પૌષધ કરવાનો, સ્ત્રીઓને જિનેશ્વરપૂજા કરવાનો, તથા મહાવીર પ્રભુના પાચ કલ્યાણક માનવાનો નિષેધ કરેલો છે

( ૪ ) વિક્રમ સ૦ ૧૨૧૩ મા પૂનમિયા નરસિહાચાર્યથી ' આચલિયામત ' નીકળ્યો, જેનુ બીજુ નામ ' વિધિપક્ષ ' પણ છે એમા સામાયિક, પ્રતિક્રમણ આદિ ક્રિયાનુષ્ઠાનોમા શ્રાવક શ્રાવિકાઓના માટે મુખવસ્ત્રિકા-મુહપત્તિ રાખવાનો નિષેધ કર્યો છે તેમજ પાંચમનુ પર્યુષણ પર્વ કાયમ કર્યુ છે

( ૫ ) વિક્રમ સવત ૧૨૩૬ મા પૂનમિયા સુમતિસિહાચાર્યથી ' સાર્ધ પૂનમિયામત ' નીકળ્યો એમા પ્રભુપ્રતિમાની ફળપૂજા કરવાનો નિષેધ કરેલ છે

( ૬ ) વિક્રમ સવત ૧૨૫૦ મા પૂનમિયા શીલગણ અને દેવભદ્રથી ' આગમિક મત ' નીકળ્યો છે તેમા શ્રુતદેવીની આરાધનાનો સર્વથા નિષેધ કરેલો છે

( ૭ ) વિક્રમ સ૦ ૧૩૩૭ મા ધર્મકીર્ત્યાચાર્યથી ' દેવોપાસકમત ' નીકળ્યો જેમા સનાતન, આગમોક્ત, ત્રિસ્તુતિક સિદ્ધાન્ત, ઉપરાત ભાવાનુષ્ઠાનની ક્રિયાઓમા અવિરતિ અને અપ્રત્યાખ્યાની

દેવદેવીની સ્તુતિ કરવાનુ નક્કી કર્યું અને આરાધકોને એમના ગુલામ બનાવ્યા છે

(૮) વિક્રમ સ ૧૫૦૮ ના લગભગમા 'લોકાશાહ લેખકે' લોકામત કાઢ્યો, જેના બીજા નામ લુમ્પક, ઢુઢિયા, બાવીશ ટોળા, સ્થાનકવાસી વગેરે પણ છે એમા જિનાલય બાધવાનુ, જિન પ્રતિમા ભરાવવાનુ, એની પ્રતિષ્ઠા, પૂજા કરવાનુ કરાવવાનુ અને પ્રતિમા દર્શન કરવાનુ નિષેધ્યુ છે આ મતના સચાલક લવજી-એ મુહપત્તિ મોઢા ઉપર બાધી રાખવાનો રિવાજ ચાલુ કર્યો આ મત જિનપ્રતિમાઓનો નિદક અને મિથ્યાદેવોનો ઉપાસક છે

(૯) વિક્રમ સવત ૧૫૫૪ મા કડવા શાહ નામના ગૃહસ્થે 'કડવામત' સ્થાપ્યો એમણે પચમકાળમા સાધુ સાધ્વીઓના સઘનો નિષેધ કરેલો છે અને પોતે જાતે ગુરુ બની બેઠા છે

(૧૦) વિક્રમ સ૦ ૧૫૭૦ મા લોકામતી ભૂનઉના શિષ્ય બીજાથી 'બીજામત' નીકળ્યો, એમા એક જિનેશ્વરની પ્રતિમાનુ દર્શન કરવા સિવાયની બધી માન્યતા લોકામત પ્રમાણે જ છે

(૧૧) વિક્રમ સ૦ ૧૫૭૨ મા પાર્શ્વચન્દ્રોપાધ્યાયથી 'પાર્શ્વચદ્રમત' નીકળ્યો એનુ બીજુ નામ 'નાગોરીતપાગચ્છ' પણ છે એમણે પૂજાનો ઉપદેશ આપવાનો અને ચોગવહન કરવાનો નિષેધ કરેલો છે

(૧૨) વિક્રમ સવત ૧૭૨૧ ના આસપાસ સત્યવિજય પન્યાસથી 'કાથિયાઅ્બરમત' પ્રસિદ્ધ થયો વર્તમાનમા પ્રભુ મહાવીરનુ શાસન છે તે પાચમા આરાના અત સુધી અવિચ્છિન્નરૂપમા કાયમ રહેશે એમા સાધુ સાધ્વીઓને માટે ૨ગમા સફેદ, માપમા ઓઘનિર્યુક્તિમા કહ્યા પ્રમાણે અને જીર્ણપ્રાય

અલ્પમૂલ્યના વસ્ત્રો રાખવાની આજ્ઞા કરેલી છે અને એ કારણથી જ 'શ્વેતામ્બર' કહેવાય છે જ્યારે સત્યવિજય પન્યાસે ઉપર કહેલો શાસ્ત્રીય સાધુવેશનો ઉચ્છેદ કરવાને માટે કાથિયા રંગના વસ્ત્ર રાખવાનો રિવાજ ચાલુ કર્યો છે

(૧૩) વિક્રમ સંવત ૧૭૮૩ માં આનંદવિમલસૂરિથી 'આણંદસૂરમત' નીકળ્યો છે એમણે સામાયિક પારવાની ક્રિયામાં 'ઇરિયાવહિય' પ્રતિક્રમવાનો નિષેધ કર્યો છે

(૧૪) વિક્રમ સંવત ૧૮૧૫ માં લોકામતિ રૂગનાથના શિષ્ય ભિખુનજીએ 'તેરાપંથીમત' શરૂ કર્યો છે એમણે દયા અને દાન માર્ગનો સર્વથા નિષેધ કર્યો અને કહ્યું કે-ભૂખ્યાને ભોજન આપવું, તરસ્યાને પાણી પાવું, બેસવાને આસન આપવું, પશુ-પંખીઓનું ભરણપોષણ કરવું, દાનશાળા ખોલવી, મરતા જીવને બચાવવો, શિકારીઓને હિંસાથી રોકવા, અસંયતિના જીવનને ચાહવો, મચ્છીમારોને માછલીઓ પકડતા અટકાવવા, એ બધી બાબતોમાં એકાન્ત પાપ લાગે છે હત્યારાઓને એક પાપ અને એને રોકનારાઓને અઢાર પાપ લાગે છે એ જ પ્રમાણે ફાંસી પર ચઢેલા ગૃહસ્થ યા સાધુને બચાવવામાં એકાન્ત પાપ લાગે છે કોઇ પણ પ્રાણીને દુઃખી જોઇને એના પર દયા લાવવામાં કેવળ પાપ છે, પુન્ય કંઇ થતું નથી

ભગવાન મહાવીર પ્રભુએ અસંયતિ અને અવ્રતિયોને વરસી દાન આપ્યું, જેથી એમને બાર વર્ષ સુધી દુઃખ ભોગવવું પડયું સંસારમાં તેરાપન્થી સિવાય બીજું એક પણ પુણ્ય ક્ષેત્ર નથી એથી એમને જ ગોચરીદાન આપવું, એ મહાન્ લાભનો પ્રકાર છે અન્યમતીના શ્રમણો-સાધુ સાધ્વીઓનું પોષણ કરવું તેમજ તેરાપંથી સિવાયના જૈન સાધુ સાધ્વીઓને ગોચરી વહોરાવવી કે વસતિ આપવી એમાં એકાન્ત પાપ છે શ્રાવક શ્રાવિકા

ઝેરના કટોરાની જેમ કુપાત્ર છે એમનુ 'વાત્સલ્ય કરવુ એ મહાન્ પાપ છે સસારમા તેગપથી જ પૂજ્ય છે, ધર્મનાથ છે, ધર્મ-તીર્થ કર છે અને તારક છે-એથી એમની સાથે હમેશા ચતુર્વિધ સઘ રહેવો જોઇએ જે કોઇ પૂજ્યની નિદા અને એમના દોષોનુ નિરીક્ષણ કરે છે તે તમસ્તમા નામની નરકનો અધિકારી બને છે

આ મતની આર્યાઓ-સાધ્વીઓ કાગ્ણાવસ્થામા શાસ્ત્ર વાચવામા, વ્યાખ્યાન આપવામા અને શ્રાવિકાઓ ભોજન બનાવવામા, તેમજ સામાયિક કરવામા પાપ માનતી નથી એ પ્રમાણે સસારમા આ મત દયા, દાનનો ઉત્થાપક અને ધર્મનો ઘાતક છે

( ૧૫ ) વિક્રમાબ્દ ૧૯૯૨ મા પીળા વસ્ત્ર ધારણ કરનાર રામચન્દ્રસૂરિથી 'નૂતનતિથિમત' નીકળ્યો છે એમણે બહુશ્રુત 'સમાચરિત' તિથિ મન્તવ્યોનો ઉચ્છેદ કરી પોતાની ઇચ્છા પ્રમાણે જુદો મત કાયમ કર્યો છે અને પ્રમાણિક આચાર્યોના રચેલા સર્વમાન્ય ગ્રથોને શાસ્ત્રાભાસ છે એવુ કહેવાનુ દુસ્સાહસ કર્યું છે

---

સિયાણા ( મારવાડ ) તા ૫-૭-૪૭

## પ્રશ્નકાર—મુનિ શ્રી વિદ્યાવિજયજી-આહોર.

**૧૧ પ્રશ્ન**—આચાર્ય સ્થડિલને માટે જગલમા અને ગોચરી લાવવાને માટે ગામમા જઈ શકે છે કે નહીં ?

**ઉત્તર**—આચાર્યને ઉપાશ્રયની બહાર વારવાર આવવા જવાથી લોકો અભ્યુત્થાનાદિ વિનય કરવામા આળસુ બની જાય છે ધર્મદ્વેષી લોકોને આચાર્ય પર કલકારોપણ કરવાનો અથવા

એમનો ઘાત કરવાનો સારો લાગ મળે છે આચાર્યના બહાર ગયા બાદ જો ઉપાશ્રયમા વિવાદ કરનારો કોઇ આવી જાય તો એને કહેવાનો વખત મળે છે કે-અમારી બીકથી આચાર્યને અતિસાર થઇ ગયો ઇત્યાદિ કારણોથી આચાર્યને સ્થડિલને માટે જ ગલમાં જવુ અનુચિત છે

आचार्यो यदि विचारभूमिं बहिर्गच्छति तत्र प्रायश्चित्तं चत्वारो गुरुका आज्ञाभंगादयश्च दोषाः ।

—व्यवहारसूत्रभाष्यवृत्ति ६ उ०, गा० ९३-११०

જો આચાર્ય સ્થડિલને માટે બહાર જાય તો એમને ચાર માસી ગુરુ પ્રાયશ્ચિત્ત લાગે છે અને આજ્ઞાભ ગનો દોષ લાગે છે

ગામ કે નગરાદિમા ગોચરીને માટે ફરતા આચાર્યના શરીરમા વાતપ્રકોપ થાય છે, ગરમીથી પિત્ત બગડે છે જેથી સમુદાયની સારસભાળ યથાવત્ નથી થઇ શકતી લોકોમા લઘુતા તથા સ યમઘાત આદિ દોષ ઉપસ્થિત થાય છે એથી આચાર્યને ગોચરીને માટે જવુ જોઇએ નહિ જો જાય તો તે પ્રાયશ્ચિત્તના ભાગી છે, કારણ સ જોગની વાત જુદી છે

—व्यवहारभाष्यवृत्ति ६ उ०, गाथा १२५-३९

**૧૨ પ્રશ્ન**—વરસીતપનુ પારણુ સિદ્ધાચલ ઉપર કરવુ કે બીજે થઇ શકે ?

**ઉત્તર**—પ્રભુ આદિનાથે વરસીતપનુ પારણુ હસ્તિનાપુરમા શ્રેયાસકુમારના ઘરે નિર્દોષ ઇક્ષુરસ( શેરડીનો રસ )વડે કર્યું હતુ, એવુ એમના ચરિત્ર ગ્રથોમા લખ્યુ છે એથી કરીને વરસીતપનુ પારણુ સિદ્ધાચલ ઉપર જ જઇને કરવુ એવો કઇ

નિયમ નથી પોતાના ગામમા, ઘર ઉપર અથવા નજીકમા આવેલા કોઇપણ તીર્થસ્થાન ઉપર પારણુ કર્યું હોય તો ચાલી શકે છે, તેમા કોઇ પ્રકારની હરકત નથી

**૧૩ પ્રશ્ન**—આચાર્યના પાચ અતિશયો કયા કયા છે?

**ઉત્તર**—આચાર્ય પૂજ્ય અને ગચ્છનાયક છે એમની શોભા વધારવામા જ સાધુસઘ અને ગચ્છની શોભા વધે છે આચાર્યની શોભા ન વધારી શકાય તો ગચ્છ અને સમાજની ઉન્નતિ કોઇ દિવસ પણ નથી થતી 'વ્યવહારસૂત્રભાષ્યવૃત્તિ' મા લખ્યુ છે કે—

मत्ते पाणे धुवण, पसमणा हत्थपायसोए य ।
आयरिए अइसेसा, × × × × ॥ २२९ ॥

उत्कृष्टं भक्तमुत्कृष्ट पान, मलिनोपधिधावन प्रशसन, हस्तपादशौच चैते पञ्चातिशया आचार्ये ( ६ उद्देश )

૧ સ્વભાવ અને કાળને અનુકૂળ વિશુદ્ધ આહાર લાવીને આપવો ૨ પાચન કરનાર મધુર અને નિર્દોષ પાણી લાવી આપવુ ૩ કપડાં ધોઇને સાફ રાખવા ૪ હાથ, પગ, મુખ અને નયન આદિ અગોપાગ ધોઇને સ્વચ્છ રાખવા તથા ૫ પ્રતિદિન એમની પ્રશસા કરતા રહેવુ આચાર્યના એ પાચ અતિશયો છે એ જ આચાર્યની સાચી સેવા છે, જેનુ ફળ કર્મોની નિર્જરા છે કહ્યુ પણ છે કે-'**आयरियं वेयावच्च करेमाणे महानिज्जरे महापज्जवसाणे भवइ**' આચાર્યની સેવા સુશ્રૂષા કરવાથી મહાનિર્જરા અને કર્મોનો અત્યત અભાવ થાય છે

આચાર્યની પાસે ધર્મના જિજ્ઞાસુ એવા અનેક રાજા, મહા-

રાજા, અમાત્ય, શેઠ, સેનાપતિ આદિ સભ્ય લોકો આવે છે એથી જ એમના અંગોપાંગ અને વસ્ત્ર સ્વચ્છ રાખવા જોઇયે, તેમજ નિંદા કે લઘુતાનો પ્રસંગ ઊભો થાય તો તે એમની ધર્મજિજ્ઞાસાની પૂર્તિમા બાધક નીવડે છે

**૧૪ પ્રશ્ન**—ચક્રવર્તિઓને છ ખંડ મેળવવામા સરખો ટાઇમ લાગે છે કે ઓછો વત્તો ?

**ઉત્તર**—ભરતને ૬૦ હજાર, સગરને ૩૦ હજાર, મઘવાને ૨૦ હજાર, સનત્કુમારને ૧૦ હજાર, શાન્તિનાથને ૮ હજાર, કુંથુનાથને ૬૦૦, અરનાથને ૫૦૦, સુભૂમને ૪૦૦, મહાપદ્મને ૩૦૦, હરિષેણને ૧૫૦, વિજયને ૧૦૦ તથા બ્રહ્મદત્તને ૧૬ વર્ષ છ ખંડોને જીતવામા લાગ્યા હતા એથી ચક્રવર્તિઓને છ ખંડોનો વિજય મેળવવામા ઓછો વત્તો સમય લાગે છે

**૧૫ પ્રશ્ન**—પ્રતિમા કોને કહેવાય ? તે કેટલી છે ? અત્યારના સમયમા તે વહન થઇ શકે કે નહીં ?

**ઉત્તર**—નિયમિત સમય સુધી અભિગ્રહનુ વિશેષ રીતે પાલન કરવુ તેનુ નામ 'પ્રતિમા' છે તે અગ્યાર છે ૧ દર્શન, ૨ વ્રત, ૩ સામાયિક, ૪ પૌષધોપવાસ, ૫ કાયોત્સર્ગ, ૬ અબ્રહ્મવર્જન, ૭ સચિત્તાહારવર્જન, ૭ આરંભવર્જન, ૯ પ્રેષ્યારંભવર્જન ૧૦ ઉદ્દિષ્ટ ભક્તવર્જન તથા ૧૧ શ્રમણભૂત વર્તમાન કાળમાં તે વહન કરવાનો રિવાજ નથી જે માણસ ધીરજવાન્ અને પરાક્રમી હોય તે તેને વહન કરી શકે છે એને વહન કરવાનો ઉત્કૃષ્ટ કાળ સાડા પાંચ વર્ષનો છે શક્તિ પ્રમાણે એમાથી એક, બે, ત્રણ કે વધારે પ્રતિમા પણ વહન થઇ શકે છે એના વાહક થયા પછી પણ પોતાના પ્રત્યેક વ્યાપારમા પૂરા સાવધાન રહેવુ પડે છે

૧ પહેલી પ્રતિમામા શમ, સંવેગ, નિર્વેદ, અનુકંપા, આસ્તિક્ય–એ પાચ લક્ષણો સહિત, છ આગાર અને પાચ અતિચાર દોષોથી રહિત, વિશુદ્ધ સમ્યકત્વનુ પરિપાલન કરવુ પડે છે

૨ બીજીમા વિશુદ્ધ સમ્યકત્વ સહિત નિરતિચાર શ્રાવકના બાર વ્રતોનુ સારી રીતે પાલન બે મહિના સુધી કરવુ પડે છે

૩ ત્રીજીમા સમ્યકત્વ અને શ્રાવક વ્રતોના પરિપાલન સાથે ત્રણ મહિના સુધી વિશુદ્ધ ભાવથી દરરોજ બને ટાઇમ નિર્દોષ સામાયિક કરવુ પડે છે

૪ ચોથીમા સમ્યકત્વ, શ્રાવકવ્રત તથા સામાયિક પરિપાલન સાથે ચાર મહિના સુધી નિર્દોષ પૌષધોપવાસ પર્વતિથિઓમા કરવા પડે છે

૫ પાચમીમા સમ્યકત્વ આદિના પરિપાલન સાથે પાચ મહિના સુધી પર્વતિથિઓમા પૌષધોપવાસમા રાત્રિના સમયે કાયોત્સર્ગમા ઊભા રહી જિનેન્દ્રનુ ધ્યાન ધરવુ પડે છે પૌષધ દિવસોમા સ્નાન તથા દિવસના મૈથુનનો ત્યાગ, પ્રકાશમા દિવસે ભોજન કરવુ પડે છે, રાત્રિભોજનનો તદ્દન ત્યાગ

૬ ઠ્ઠીમા આગળ કહેલા નિયમોના પરિપાલન ઉપરાન્ત તેની સાથે છ મહિના સુધી દિવસ રાત્રિ મૈથુનસેવન, શરીરનો શણગાર અને સ્ત્રીઓની સાથે પ્રેમ વાર્તાલાપ કરવાનો ત્યાગ કરવો પડે છે

૭ મીમા પૂર્વે કહેલા નિયમોના પાલન કરતા જ સાત મહિના સુધી પૌષધમા રહીને સચિત્ત ખાવાપીવાનો ત્યાગ કરવો અને એકાસણુ કે આયંબિલ તપ કરવુ પડે છે

૮ મીમા આઠ મહિના સુધી પૂર્વોક્ત નિયમોના પાલન સાથે જાતે આરભ-સમારભ કરવાનો ત્યાગ કરવો પરતુ ન ચાલી શકે તો બીજા પાસે કરાવી શકાય

૯ મીમા અગાઉ જણાવેલા નિયમોના પરિપાલન ઉપરાત નવ મહિના સુધી પોતાના કુટુબીઓ, નોકરો અને અન્ય મનુષ્યો દ્વારા વ્યાપારાદિ આરભ-સમારભ કરવાનો ત્યાગ કરવો પડે છે, અને એમને કરવાની આજ્ઞા પણ આપી શકાતી નથી

૧૦ મીમા દશ મહિના સુધી પૂર્વે કહેલ વ્રતનુ પાલન ઉપરાત પોતાના નિમિત્તે બનાવેલ આહારાદિ લેવાનો ત્યાગ કરવો પડે છે માથુ મુડાવીને ફક્ત ચોટલી રાખવી પડે છે જમીનમા દાટેલુ ધન પુત્રાદિને બતાવી શકાય છે, પણ જાતે કાઢી શકાતુ નથી ઘરવ્યવહારના સર્વ કાર્યો કરવાનો ત્યાગ કરવો પડે છે

૧૧ મીમા પૂર્વોક્ત નિયમોના પાલન સાથે અગીઆર મહિના સુધી મુડાવેલ યા લોચ કરેલ માથુ રાખવુ ચરવળા, પાત્રા આદિ ઉપકરણ રાખી સાધુના સમાન પ્રતિલેખનાદિ ક્રિયાનુષ્ઠાન કરવુ પડે છે ભિક્ષાને માટે ગોત્રી અથવા મિત્રવર્ગોના ઘરે જઇ "प्रतिमाधारिश्रमणोपासकस्य भिक्षा देहि" એવુ બોલી નિર્દોષ ભોજન, પાણી ગ્રહણ કરવુ પડે છે અલ્પ વિગય અથવા તેનો તદ્દન ત્યાગ કરવો પડે છે સ્વજન આદિના પરિચયનો ત્યાગ કરવો પડે છે આ પ્રતિમાઓમા માન કે અપમાન ઉપસ્થિત થતા પૂરી સહનશીલતા રાખનાર જ તેનુ વહન-ફળ મેળવી શકે છે

**૧૬ પ્રશ્ન**—'મનુષ્યતા' શામા રહેલી છે ?

**ઉત્તર**—પ્રશમરસવાહિની ( શાતિભરેલી ) નજર, કરુણાથી

ઓતપ્રોત હૃદય, બદલો ન લેવાની ઇચ્છા, તથા પ્રાણી માત્રને અપનાવવાની ભાવનામા મનુષ્યતા રહેલી છે જ્યા પરપ્રતારણા, દુષ્ટ પરિણામ અને બદલો લેવા ની ઇચ્છા રહે છે ત્યા મનુષ્યતા રહી શકતી નથી કહ્યુ પણ છે કે—

धैर्यं शौर्यमहिष्णुते सरलता, सन्तोपमत्याग्रहौ,
तृष्णाया विलयः कपायनिजयः प्रोत्साहन मानमम् ।
शान्तिर्दान्तिरुदारता च समता न्याये पदार्थे रति-
श्चैते यत्र गुणाः स्फुरन्ति हृदये तत्रैव मानुष्यकम् ॥ १ ॥

જેના હૃદયમા ધૈર્ય, શૌર્ય, સહનશીલતા, સરળતા, સતોષ, સત્યાગ્રહ, તૃષ્ણાત્યાગ, કષાયનો જય, ઉત્સાહ, ઇન્દ્રિયનુ દમન, ઉદારતા, ન્યાય અને પરમાર્થમા રતિ એ ગુણો વિદ્યમાન છે ત્યા જ મનુષ્યતાનો નિવાસ છે

૧૭ પ્રશ્ન—સ્તુતિ, સજ્ઞા કોની છે ?

ઉત્તર—પ્રશસા, ગુણોવડે કીર્તન અને ગુણાનુવાદને સ્તુતિ કહે છે 'વ્યવહારસૂત્ર ભાષ્યવૃત્તિ'મા લખેલુ છે કે—

एक श्लोका द्वि श्लोका त्रि श्लोका वा स्तुतिर्भवति, परतश्चतु श्लोकादिका स्तवः । अन्येषामाचार्याणा मतेन एक श्लोकादि-सप्त श्लोकपर्यन्ता स्तुति तत परमष्टश्लोकादिका स्तव ।

એક, બે, ત્રણ શ્લોક સુધીની સ્તુતિ, મતાન્તરથી સાત શ્લોક સુધીની સ્તુતિ સજ્ઞા છે તદુપરાત ચાર, સાત, આઠ આદિ શ્લોકોની 'સ્તવ' સજ્ઞા છે મતલબ એ છે કે-એકથી ત્રણ, મતાન્તરે એકથી સાત શ્લોક સુધી સ્તુતિ અને ચાર આદિ તથા આઠ આદિ શ્લોક સુધીનો સ્તવ સમજવો જોઇએ

૧૮ પ્રશ્ન—ખડખડ કોણ હસે છે?

ઉત્તર—શાસ્ત્રોનો જાણકાર વિદ્વાન હોય તે હૃદયમા જ હસે છે સાધુપુરુષો ફક્ત મુખ મલકાવે, એમનુ હસવુ એમ છે ચતુર ડાહ્યા લોકોનુ હસવુ નેત્રોને વિકસાવવામા છે જ્યારે જે લોકો મૂર્ખ અને લજ્જાહીન છે, મર્યાદાથી રહિત અર્ધદગ્ધ છે તેઓ ખડખડ ( મોટો અવાજ કરતા ) હસે છે એમને એવા અસભ્ય હસવામા જ મજા આવે છે. એ આશયને બતાવનાર એક પ્રાચીન દોહો નીચે પ્રમાણે છે—

> ज्ञानी तो हिरदे हँसे, मुनि हँसे मलकाय ।
> पडित तो नेने हँसे, जड हँसे हड़हड़ाय ॥ १ ॥

૧૯ પ્રશ્ન—નિગોદમા કોણ જન્મ લે છે?

ઉત્તર—જે સાધુ સસારી ગૃહસ્થોની પેઠે શિષ્યો ઉપર મોહ રાખે છે, એને અનાચારના સેવનથી અટકાવતો નથી, એના મરવાથી અત્યત શોક-સતાપ ધારણ કરે છે, પ્રમાદ, અહકાર, વિષયસેવન, કષાયપોષણ અને પરિગ્રહસચય આદિ અસયમ જીવનમા જે જીવે છે, નસાડીને, ફોસલાવીને કે છુપી દીક્ષા દઈને કલહકકાસના બી રોપે છે અને પછી સાધુ નામ રાખી ફરે છે તે મરીને નિગોદમા જન્મે છે કહ્યુ પણ છે કે—

> शिष्यमोही परमाद मद, इन्द्रिय विपय कपाय ।
> योग असयमसु मर्या, वे मर निगोदे जाय ॥ १ ॥

૨૦ પ્રશ્ન—પાસત્થા (પાર્શ્વસ્થ) કોને કહેવાય? તે કેટલા છે?

ઉત્તર—કર્મબધ યોગ્ય હેતુઓનુ સેવન કરવાવાળા, સયમ

ક્રિયાઓથી પતિત અને શિથિલાચારનુ અવલમ્બન લેનારા પાસત્થા ( પાર્શ્વસ્થ ) કહેવાય છે તે પાચ છે **૧ પાસત્થા**—જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ અને પ્રવચનમા ઉપયોગ ન રાખનાર, એની માધનામા યોગ્ય પ્રવૃત્તિ ન કરનાર **૨ અવસન્ન**—સદોષ, આહાર, વસ્ત્ર, પાત્ર, આદિ લેવાવાળા અને સાધુસમાચારીમા પ્રમાદ રાખનારા **૩ કુશીલ**—નિંદા યોગ્ય આચારવિચાર રાખવાવાળા અને શિયળથી ભ્રષ્ટ **૪ સસત્ત**—મૂલગુણ તથા ઉત્તરગુણોમા પ્રચુર દોષ લગાડનાર, તથા **૫ યથાચ્છદ**—શાસ્ત્રવિરુદ્ધ ભાષણ તથા આચરણા કરનાર વિગય ગૃહસ્થોના કાર્ય અને અશિષ્ટ માર્ગાચરણમા આસક્ત, તથા સ્વકલ્પનાથી ચાલવાવાળા, એમના અવાન્તર ભેદ અનેક છે જે ગ્રન્થાન્તરોથી જાણવા

**આકોલી** ( મારવાડ ) તા ૧૫-૭-૪૫

---

## પ્રશ્નકાર—મુનિશ્રી નીતિવિજયજી-રતલામ ( માળવા )

**૨૧ પ્રશ્ન**—શરીરમા જીવ ખાસ કઇ જગ્યા પર રહે છે ?

**ઉત્તર**—શરીરના કોઇ પણ ભાગમા શસ્ત્ર લાગવાથી, પછડાવાથી, ધક્કો લાગતા અને ફોલ્લા વગેરે થવાથી એની પીડાનો અનુભવ આખા શરીરમા થાય છે આ પીડા જીવ વિનાના ખોળિયામા નથી હોતી, એથી જાણી શકાય છે કે જીવ શરીરમા સર્વત્ર વ્યાપક છે શરીરમા જીવનુ કોઇ ખાસ સ્થાન નિયત નથી અથવા તો જીવનુ કોઇ એક જ સ્થાન માની લઇએ તો પીડાવાળા સ્થાન સિવાયના બીજા સ્થાનોના પીડા ન થવી જોઇએ, પરતુ અન્ય સ્થાનોમા પીડા અવશ્ય થાય છે એ કારણથી શરીરમા જીવને બધી જગાએ ફેલાએલ માનવો એ જ યોગ્ય છે.



**૨૨ પ્રશ્ન**—સચિત્ત, અચિત્ત અને મિશ્ર યોનિની મતલબ શુ હશે ?

**ઉત્તર**—વીર્ય તથા લોહીના પુદ્ગલોમા જે પુદ્ગલો આત્મ પ્રદેશવાળા ઉત્પત્તિસ્થાનમા પરિણત થાય છે એને સચિત્તયોનિ, સુકા કાષ્ઠ અથવા સર્વથા જીવ રહિત ઉત્પત્તિસ્થાનને અચિત્ત યોનિ અને સચિત્ત વીર્ય તથા અચિત્ત લોહી, બનેના મિશ્ર સ્થાનને મિશ્રયોનિ કહેવાય છે જાનવરોના કલેવર, મનુષ્યના શબ, સુકા કાષ્ઠ, છાણા વગેરે, પીસેલો લોટ વગેર અને પકવ ભોજનમા પેદા થનાર જીવોની યોનિ અચિત્ત છે અધિકારીની અપેક્ષાએ 'સ્થાનાઙ્ગસૂત્ર વૃત્તિ'મા લખ્યુ છે કે—

अचित्ता खलु जोणी, नेरइयाण तहेव दवाण ।
मीमा य गब्भवमही, तिविहा जोणी य सेसाण ॥ १ ॥

ઉપપાત શય્યામા ઉત્પન્ન થતા નારકો તથા દેવોની યોનિ અચિત્ત છે, ગર્ભજ મનુષ્ય તથા ગર્ભજ તિર્યચોની યોનિ મિશ્ર છે અને એકેન્દ્રિય, વિકલેન્દ્રિય, સમ્મૂર્છિમ મનુષ્ય, સમ્મૂર્છિમ તિર્યચ પચેન્દ્રિય જીવો ની યોનિ સચિત્ત, અચિત્ત અને મિશ્ર એ ત્રણ પ્રકારની છે

**૨૩ પ્રશ્ન**—જીવોનુ સ્થાન સૂક્ષ્મ નિગોદમા છે કે બાદર નિગોદમા ?

**ઉત્તર**—ભેદોપભેદની અપેક્ષાએ જીવોનુ સ્થાન દડક, મહા દડક બનેમા છે સૂક્ષ્મનિગોદમા જીવો અનત છે ત્યા તેમના સ્થાન પણ અનત છે જેથી તે જીવોનુ સ્થાન સૂક્ષ્મનિગોદમા છે પરતુ પરિવર્ત્તનની અપેક્ષાએ બાદર નિગોદ પણ માની શકાય છે

૨૪ પ્રશ્ન—પ્રભુપૂજનની પહેલા આપણે તિલક શા માટે કરવું?

ઉત્તર—સ્નાન, અખોટ વસ્ત્ર પહેરવા અને તિલક કરવુ એ બધુ શરીરના શણગાર માટે છે શાસ્ત્રોમા સાલંકૃત શરીરથી પ્રભુપૂજા કરવાનુ વિધાન છે એથી પહેલા તિલક કરીને પછી પ્રભુપૂજા કરી શકાય છે

૨૫ પ્રશ્ન—પ્રાણ, ભૂત, જીવ, સત્વ, કોને કહેવાય છે?

ઉત્તર—જીવ માત્રનુ સુગમતાથી જ્ઞાન મેલવી શકાય માટે શાસ્ત્રકારોએ જીવોની પ્રાણ આદિ સજ્ઞાઓ નક્કી કરેલી છે આચારાઙ્ગસૂત્રના પ્રથમ શ્રુતસ્કન્ધના પ્રથમ અધ્યયનના છઠ્ઠા ઉદ્દેશાની ટીકામા લખેલુ છે કે—

सतत प्राणधारणात्प्राणा कालत्रयभवनाद् भूता, त्रिकाल जीवनाज्जीवा, सदास्तित्वात्सत्वा इति ।

હમેશા પ્રાણ ધારણ કરવાવાળાને પ્રાણ અને ત્રણે કાળમા પેદા હોનાર અને રહેનારને ભૂત, ત્રણે કાલ જીવતા રહેવાવાળાને જીવ અને સદા કાયમ રહેવાવાળાને સત્વ કહે છે. એમનુ એ લક્ષણ આપેક્ષિક છે

प्राणाः द्वित्रिचतुः प्रोक्ताः, भूतास्तु तरवः स्मृताः ।
जीवाः पञ्चेन्द्रिया प्रोक्ताः, शेषाः सत्वा उदीरिताः ॥ १ ॥

બેઇન્દ્રિય, ત્રણ ઇન્દ્રિય, ચાર ઇન્દ્રિયવાળા જીવોની 'પ્રાણ' સજ્ઞા છે વનસ્પતિકાયના જીવોની 'ભૂત' સજ્ઞા છે પચેન્દ્રિય જીવોની 'જીવ' સજ્ઞા છે અને પૃથ્વીકાય, અપકાય, તેજસ્કાય, વાયુકાયના જીવોની 'સત્વ' સજ્ઞા છે

 

૨૬ પ્રશ્ન—આપણા ગચ્છમા સાધુ સાધ્વી એકલા વિહાર કરી શકે છે ?

ઉત્તર—એકલા વિહાર કરવાથી અસયમ પ્રવૃત્તિ વધવાની અને અનેક દોષો ઉત્પન્ન થવાની સભાવના રહે છે એથી શાસ્ત્ર કારોએ એકલા સાધુ સાધ્વીને વિહાર કરવાની આજ્ઞા આપી નથી આપણા ગચ્છમા ગુરુદેવપ્રચારિત ' મર્યાદાપટ્ટક 'મા સાફ લખેલુ છે કે—" साधु दोय जणा विना विचरे नहीं, साधव्या तीन जणी विना विचरे नहीं, आचार्य हुकुम से न्यूनाधिक विचरे।"

૨૭ પ્રશ્ન—કોઇ સાધુ સાધ્વી શુ આચાર્યનુ નિદારૂપમા ખડન કરી શકે છે ?

ઉત્તર—જે સાધુ યા સાધ્વી આચાર્યનુ નિદારૂપમા ખડન કરે છે તેમણે પ્રથમ એ સમજવુ જોઇએ કે આચાર્યનો અવર્ણ-વાદ બોલવો તે સારા નથી એથી ભારે કર્મબધ થાય છે જો સમજાવવા છતા ન સમજે તો એનો સાભોગિક વ્યવહાર બધ કરી દેવો જોઇએ મર્યાદાપટ્ટકમા લખેલ છે કે—

" २० जो कोइ साधु साध्वी आचार्यादिक साधु साध्वी नी निंदा करे तो उनोंकु एकाते समझावणा, न माने तो वादणा पूजणा नहीं २१ जिस साधु साध्वीकु गुरूयें गच्छ बाहिर किया साधु साध्वी कोई तरे से अवर्णवाद बोले तो उसका कह्या सत्य न मानणा "

૨૮ પ્રશ્ન—આચાર્યની આજ્ઞા વિના દીક્ષા આપવી કે નહીં ?

ઉત્તર—સાધુઓને પોતાનુ દરેક કાર્ય આચાર્યની આજ્ઞા લઇને જ કરવાનુ છે એથી દીક્ષા પણ આજ્ઞા વિના આપી શકાય નહીં કલ્પસૂત્રસમાચારી અધિકારમા લખેલુ છે કે—

"બહિર્ભૂમિગમન, અનશનક્રિયાચરણ, તપશ્ચરણ, ઔષધોપચાર, ચૈત્યગમન, ગૌચરીપર્યટન અને વિહાર આદિ દરેક કાર્યો પહેલા આચાર્ય વિગેરે વિગેરે વડિલોની આજ્ઞા પ્રાપ્ત કરીને જ કરવા જોઇએ "

**૨૯ પ્રશ્ન**—સાધુ સાધ્વી પોતાની પાસે ચલણી નોટ રાખી શકે છે ?

**ઉત્તર**—સાધુ સાધ્વી કચન( સોનુ )ના ત્યાગી કહેવાય છે તે કોઇ પણ જાતનો પરિગ્રહ પોતાની પાસે કે પોતાના હાથ નીચે રાખી શકતા નથી ચલણી નોટ પણ પરિગ્રહમા છે જો સાધુ સાધ્વી પોતાની પાસે નોટ રાખે તો તેમના અપરિગ્રહ વ્રતનુ ખડન થાય છે આજકાલના કેટલાક સાધુ-સાધ્વી કાર્ડ, કવર, પોસ્ટલ સ્ટામ્પ પોતાની પાસે રાખે છે એ પણ ન ઇચ્છવા યોગ્ય અને ચારિત્ર ધર્મને દૂષિત કરવાવાળો રિવાજ છે

**૩૦ પ્રશ્ન**—સાધુ સાધ્વી પોતાના લાવેલ આહારાદિ ગૃહસ્થને ખવરાવી શકે કે નહીં ?

**ઉત્તર**—સાધુ સાધ્વી પોતાના લાવેલ આહાર વસ્ત્રાદિમાથી કોઇ ગૃહસ્થને આપે તો તેને પાપશ્રમણ સમજવુ જોઇએ ગૃહસ્થ અસયતિ અને પાપાસક્ત છે એનુ ભરણપોષણ કરવુ તે અનાચાર છે જો આહારાદિ જરૂર કરતા વધારે આવી ગયેલ હોય તો તેને વિધિપૂર્વક પરઠવી દેવા જોઇએ પણ ગૃહસ્થને ન આપવા જોઇએ

**૩૧ પ્રશ્ન**—સામાન્ય સાધુ શું પોતાની મૂર્તિ બનાવી શકે છે ?

**ઉત્તર**—આચાર્યોની પ્રાચીન મૂર્તિઓ તો ઘણી જગ્યાએથી

મળી આવે છે પરંતુ સાધુઓની ક્યાય મળી નથી એથી સમજાય છે કે-સામાન્ય સાધુ પોતાની મૂર્તિ બનાવી શકતા નથી ઉપાધ્યાય, પન્યાસ, પ્રવર્ત્તક સાધુ-સાધ્વી જો પ્રભાવશાળી વ્યક્તિ હોય તો એમનુ સ્મરણ ચિહ્ન એમના ભક્તોના હાથે બનાવવામા કાંઈ હરકત નથી

૩૨ પ્રશ્ન—આચાર્યની આજ્ઞા ન માનનારને શું દંડ આપવાનો હોય છે ?

ઉત્તર—ધર્મ આજ્ઞામૂલક છે સયમ, દાન, તપ, જપ આદિ અનુષ્ઠાનો આજ્ઞાથી જ સફળ થાય છે જે સાધુ સાધ્વી આચાર્યની આ આજ્ઞા ન માને તે વિરાધક છે તેમને ગચ્છની બહાર મૂકવા એમના માટે શાસ્ત્રકારોએ એ જ દંડ નક્કી કરેલો છે. તે જ યોગ્ય જાણવો જોઇએ

૩૩ પ્રશ્ન—નિગોદમાથી જીવ નીકળે છે એને શું પહેલા કંઇ પુણ્ય કર્યું હતુ કે જેથી તે નિગોદમાથી છૂટકારો મેળવી શક્યો ?

ઉત્તર—અકામ નિર્જરાના બળવડે જીવ વખત આવ્યે ઊંચો આવી શકે છે અકામ નિર્જરાથી પુન્યબંધ થાય છે અને તે નિગોદથી છૂટકારો અપાવે છે સર્વ જીવોને અકામનિર્જરાથી ઉત્પન્ન થયેલ પુન્ય ન્યૂનાધિક હોય છે એથી નિગોદમાથી જીવોનો છૂટકારો પણ ઓછાવત્તા રૂપમા થાય છે

૩૪ પ્રશ્ન—પુંડરિકજી પાચ કરોડ મુનિ પરિવાર સહ મોક્ષમા ગયા હતા, તો શું એ બધાના આયુષ્ય એક જ સાથે પૂર્ણ થઇ ગયા હશે ?

ઉત્તર—એક જ સાથે અનશન આદરવાના કારણે પુંડરીક





ગણધર પાચ ક્રોડ મુનિપરિવાર સાથે સિદ્ધાચલ પર મોક્ષે ગયા એવુ વ્યવહારમા કહેવાય છે, પરતુ સાથે તો તેઓ આગળ પાછળ ગયા છે એકી સાથે ગયા નથી એમ જણાય છે

**૩૫ પ્રશ્ન**—શ્રાવિકાઓ સાધુની સાથે શુ પ્રતિક્રમણ કરી શકે છે ?

**ઉત્તર**—શ્રાવકો સાથમા હોય કે ન હોય, શ્રાવક શ્રાવિકાઓનુ પ્રતિક્રમણ સાધુની સાથે થાય તે ઠીક નથી અને જમાનાની સ્થિતિ જોતા શ્રાવક શ્રાવિકાઓનુ પ્રતિક્રમણ પણ એક જ સાથમા ન થવુ જોઈએ જુદા જુદા સ્થાનમા જોઈએ આજકાલ શ્રાવકોની હાજરીમા શ્રાવિકાઓ સાધુની સાથે પ્રતિક્રમણ કરે છે, તે રિવાજ અનિચ્છનીય તેમજ ખોટો સમજવો જોઇએ અને એકલી શ્રાવિકાઓની સાથે તો પ્રતિક્રમણ હોવુ જ ન જોઇએ

**૩૬ પ્રશ્ન**—પ્રભુપ્રતિમા વીતરાગની છે એના ઉપર મુગટ, કુ ડળ, આગી વગેરે શુ ગઢાવવા જોઇએ ?

**ઉત્તર**—શ્વેતામ્બરમાન્ય ગ્ર થોમા એકવીશ પ્રકારની પૂજામા અલકારની પૂજાનુ પણ વિધાન છે જેની મતલબ એ છે કે 'પ્રભો ! આપ અલ કારિક મોહક પદાર્થોથી સર્વથા વિરક્ત છો અને વીતરાગ બન્યા છો અમને પણ એવી શકિત આપજો કે અમે પણ મોહક વસ્તુઓથી વિરક્ત બની આપની સમાન વીતરાગ બની શકીએ ' એમ એવી નિર્મોહ અવસ્થાને પ્રાપ્ત કરવાની ભાવનાથી જ અલ કાર પૂજા કરાય છે કહ્યુ પણ છે કે—

वस्त्रैर्नस्त्रविभूतयः शुचितरालङ्कारतोऽलङ्कृति',
पुष्पैः पूज्यपद सुगन्धितनुता गन्धैर्जिने पूजिते ।



दीपैर्ज्ञानमनाप्नुत्त निरुपमा भोगर्द्धिरत्नादिभिः,
सन्त्येवानि किमद्भुत्त शिवपदप्राप्तिस्ततो देहिनाम् ॥

જિનેન્દ્ર પ્રતિમાની, ઉત્તમ વસ્ત્ર, પવિત્ર અલકાર, ઉત્તમ પુષ્પ, સુગધી દ્રવ્ય, દીપક અને રત્ન આદિથી પૂજા કરવાથી અનુક્રમે વસ્ત્રવિભૂતિ, શરીરાલકાર, પૂજ્યપદ, સુગન્ધી શરીર, પ્રકાશવાળુ જ્ઞાન, નિરુપમ ભોગસમૃદ્ધિ, એ ફળ મળી શકે એમા કઇ આશ્ચર્ય નથી, પરતુ મનુષ્યને પ્રભુપૂજા કરવાથી શિવપદ (મોક્ષ)ની પણ પ્રાપ્તિ થાય છે

એ કુતર્ક પ્રાયઃ દિગમ્બરમતાનુયાયી લોક કરે છે, પરતુ તે લોકો પણ સોના રૂપાના રથ અથવા પાલખીમા પ્રભુપ્રતિમાને બિરાજમાન કરીને ભારે સરઘસ( વરઘોડા ) કાઢે છે પ્રતિમાના પાછળના ભાગમા ભામડળ, આમપાસ છડી, ચામર આદિ રાજશાહી ઠાઠ રાખે છે દિગમ્બર શાસ્ત્રાનુસાર આ બધી સામગ્રી પણ રાગ ભાવનાની ઉત્પાદક અને વીતરાગત્વની બાધક છે, તો પણ દિગમ્બરભાઇઓ આ ઠાઠને ભકિતરૂપ માની કરે છે અને પોતાને ધન્ય માને છે

એ જ પ્રકારે શ્વેતામ્બર જૈનો પણ પ્રભુપ્રતિમાની અલકાર પૂજાને ભક્તિ અને વીતરાગ ભાવનાની જાગૃતિના કારણરૂપ માને છે પ્રભુ સર્વ પદાર્થોમા નિર્મોહી હોવાના કારણે વીતરાગ મનાય છે અલકાર ધારણ કરવાથી અથવા એવા સયોગોની વચ્ચે રહેવાથી એમની વીતરાગતામા કોઇ પ્રકારની બાધા આવી જતી નથી

સિયાણા ( મારવાડ ) તા ૧૮-૭-૪૫

પ્રશ્નકાર—સત્તોવત ભગવાન લૂ બાજી—સિયાણા.

૩૭ પ્રશ્ન—અઢાર ભાર વનસ્પતિનુ પ્રમાણ શુ છે ?

ઉત્તર—પુષ્પ ફળ રહિત, પુષ્પ ફળ સહિત, તથા વેલાઓ વનસ્પતિમા એ ત્રણ વિભાગ છે પ્રથમ વિભાગની ચાર ભાર, બીજા વિભાગની આઠ ભાર અને ત્રીજા વિભાગની છ ભાર એમ ૧૮ ભાર વનસ્પતિ છે એક ભાર ૩'૮ ૧'૧ ૨'૭ ૨'૯'૭૦ મણનો અથવા મતાન્તરે એક એક પાનની સજાતિની રાશિ ૩૮૧૧૨૧૭૦ મણ હોય તો એનુ વજન એક ભાર હોય છે, એવુ લોકપ્રકાશ ના પાચમા સર્ગમા કહ્યુ છે

૩૮ પ્રશ્ન—નિયાણા કેટલા છે ? અને તેનો અર્થ શુ ?

ઉત્તર—'કઠણ તપસ્યા અને ચારિત્ર ક્રિયાના પ્રભાવથી મને દિવ્ય સમૃદ્ધિ પ્રાપ્ત થાઓ,' એવી ફળની આકાક્ષા રાખવી તેને નિદાન કે નિયાણુ કહે છે તે નવ પ્રકારના છે—

निव सिट्ठि इत्थि पुरिसे, परपवियारे सपवियारे ।
अप्पुसरे दरिद्दे, सड्ढे हुज्जा नव निषाणा ॥ १ ॥

—उपदेशप्रासाद, स्तम्भ १७

૧ નૃપ—સ સારમા દેવ અને દેવલોક તો નજરે નથી પડતુ, રાજા એ જ સાક્ષાત્ દેવરૂપ ગણાય છે એથી કરેલી તપસ્યા અને ધર્મક્રિયાના પ્રભાવથી સમૃદ્ધ રાજ્ય કે ચક્રવર્તી પદ આદિ મળે એવો સ કલ્પ કરવો.

૨ શ્રેષ્ઠી—રાજાઓને તો રાતદિવસ ઘણી ચિતા રહે છે. રાજ્યને સ ભાળવાની વ્યથતા અને પાડોશી રાજ્યની

ળીક રહે છે એથી, કરીને તપ-અનુષ્ઠાનના પ્રભાવથી આવતા ભવમા સારા કુળમા સમૃદ્ધ શ્રેષ્ઠીપણું મળે એવો સ કલ્પ કરવો

૩ સ્ત્રી—પુરુષ અવસ્થામા વ્યાપાર કરવો, ઘરને સભાળવુ, સતતિના પોષણની ચિ તા કરવી અને ધન સ પત્તિનુ રક્ષણ કર વાની ઇત્યાદિ અનેક ઉપાધિએ ઉત્પન્ન થાય છે, જેથી આખુ જીવન દુ ખમય રહે છે પુરુષોની સરખામણીમા સ્ત્રીઓને ઓછી ઉપાધિ રહે છે એથી તપના પ્રભાવે બીજા ભવમા સ્ત્રીરૂપે જન્મ થાય એવો સ કલ્પ કરવો

૪ પુરુષ—સ્ત્રીઓનો દરેક વખતે પરાભવ થાય છે એને બીજાને તાબે રહેવુ પડે છે એને જરાપણ સ્વત ત્રતા મળતી નથી એથી ધર્મક્રિયાના ફળરૂપે ભવાન્તરમા પુરુષપણાની ઇચ્છા કરવી

પ પરમવિચાર—મનુષ્યનો દેહ અપવિત્ર, દુર્ગ ધી અને મલમલિન છે એમા જરા પણ પવિત્રતા નથી અને એ અનેક રોગનુ ઘર છે આથી કરીને ધર્માનુષ્ઠાનના પ્રભાવથી આગામી ભવમા પવિત્ર દેહવાળુ દેવત્વ મળે એવો સ કલ્પ કરવો

૬ સપ્રવિચાર—દેવોમા પણ પરાધીનતા, દેવીઓના રક્ષણ ની અગાધ ચિ તા અને તે સબ ધના દુ ખ રહેલા છે એ કારણથી તપના પ્રભાવે કરી બીજા ભવમા દેવત્વ મળે જેમા પોતાના શરીરમાથી જ દેવીઓ વિકુર્વીને તેમની સાથે ભોગ ભોગવવાનુ મળે એવો સ કલ્પ કરવો

૭ અલ્પ સુરત—દેવોમા વિકાર ભાવના વધુ છે વિષય ભોગના સુખ થોડા કાળ માટે ભલે સુખમય જણાય પણ અ તે તે દુ ખદાયક છે અનુકૂલ વિષય સામગ્રી ચાહે દેવ સ બ ધી હોય કે ચાહે માનવ સ બ ધી હોય, પરતુ તેનુ આખરે તો પરિણામ

અસુંદર છે એથી તપપ્રભાવથી ભવાન્તરમાં અલ્પવિકારી દેવપણું પ્રાપ્ત થાય તો સારું એવો સંકલ્પ કરવો.

૮ દારિદ્રય—ધનવાન બનવામાં મોટું દુખ છે ધનમાલમાં અનેક પ્રકારના અનર્થો ઉત્પન્ન થવા સંભવ છે રાજા, ચોર, ધાડ પાડુ કે ગુંડાઓની ખરાબ નજર ધનવાનો પર રહે છે, જેથી કરીને કોઇવાર જાનનું જોખમ થવાનો ભય રહે છે એથી કરી ધર્મક્રિયાના પ્રભાવવડે બીજા ભવમાં દરિદ્રાવસ્થા મળે એવો સંકલ્પ કરવો.

૯ શ્રાવક—સંસારમાં સુપાત્ર અને અભયદાન એ બંને મોક્ષદાયક છે ધર્મની આરાધના વિના પ્રાણીઓનું સંસારભ્રમણ મળતું નથી એથી કરીને તપના પ્રભાવવડે આગામી ભવમાં એવું શ્રાવકકુળ મળે કે જેથી ધર્માનધન, સુપાત્રદાન તથા લક્ષ્મીનો સદુપયોગ ભલી રીતે કરી શકાય એવો સંકલ્પ કરવો 'કાચનો કકડો મેળવવા અમૂલ્ય રત્નને ખોઈ બેસવું' નિયાણું કરવાથી એ કહેવત ચરિતાર્થ થાય છે એથી જ નિયાણું બાંધવું સારું નથી

૩૯ પ્રશ્ન—વંદન કરતી સમયે 'ધર્મલાભ' શા માટે કહેવાય છે ?

ઉત્તર—'ધર્મલાભ' એ એક શ્રેષ્ઠ આશીર્વાદ છે જે સંસારમાં પ્રચલિત સર્વ આશીર્વાદોમાં મુખ્ય અને આ લોક તથા પરલોકમાં અવિનાશી સુખ અર્પણ કરનાર છે. એથી કરીને વંદના કરવાવાળાને 'ધર્મલાભ' રૂપ આશીર્વાદ અપાય છે કહ્યું પણ છે કે—

दुर्वारा वारणेन्द्रा जितपवनजवा वाजिनः स्यन्दनौघाः,
लीलावत्यो युवतयः प्रचलितचमरैर्भूषिता राज्यलक्ष्मीः ।

उच्चै. श्वेतातपत्र चतुरुदधितटी सद्कुला मेदनीय,
प्राप्यन्ते यत्प्रभावात् त्रिभुवनविजयी सोऽस्तु धर्मलाभः ॥१॥

જેના પ્રભાવવડે કરીને સંસારમાં મદમત્ત-હાથી, પવનના વેગને પણ જીતી શકે તેવા ઘોડા, રથના સમૂહ, લીલાવતી સ્ત્રીઓ, વીંઝાતા ચામરોવડે શોભિત ગજ્યલક્ષ્મી, ઊંચા પ્રકાર ના શ્વેત છત્ર અને સમુદ્ર પર્યન્તની ચારણૂટ પૃથ્વી પ્રાપ્ત થાય છે, તે ત્રણ ભુવનમાં વિજય પ્રસરાવનાર આ 'ધર્મલાભ' છે

---

પ્રશ્નકાર—સમકિતગચ્છીય સંઘ-ધાનેરા. (પાલનપુર)

૪૦ પ્રશ્ન—હાલમાં બોલાતા નમુત્થુણં માં 'જીવદયાણં, દીવોત્તાણં, સરણગઇપઇઠાણં' એ ત્રણ પદો ન બોલવાનું કારણ શું ? કલ્પસૂત્રમૂળમાં તો એ પદ લખેલા છે

ઉત્તર—હાલમાં બોલાતા નમુત્થુણં માં 'અભયદયાણં, લોગપઈવાણં, શરણદયાણં' એ ત્રણ પદોમાં 'જીવદયાણં, દીવોત્તાણં, સરણગઇપઇઠાણં', આદિ પદોના અર્થ આવી જાય છે એથી કરીને પ્રચલિત 'નમુત્થુણં'માં ઉક્ત ત્રણ પદ ગ્રહણ કરેલા નથી, જે પુનરુક્તિ દોષના નિવારણને માટે યોગ્ય છે

કલ્પસૂત્રમાં એક જ અર્થના બોધકપદ વારંવાર લખવાની તેના કર્તાની પદ્ધતિ છે જે બાલજીવોને માટે ઉચિત છે પરંતુ તેના ટીકાકારોએ એ પદોને ધર્મક્રિયામાં બોલવાનો કયાંય આદેશ નથી દીધો એથી બહુશ્રુતો આચરણમાં પ્રચલિત નમુત્થુણં માં 'જીવદયાણં' આદિ પદો બોલતા નથી

૪૧ પ્રશ્ન—જ્ઞાનવિમલસૂરિકૃત 'પર્યુષણ પર્વ માહાત્મ્ય'માં નમુત્થુણંની ૧૦મી ગાથાના બદલે 'નમુત્થુણં સમણસ્સ ભગવઓ' ઇત્યાદિ પાઠ છે પણ ૧૦ મી ગાથા નથી તેનું શું કારણ ?

ઉત્તર—નમુત્થુણમા 'જે અ અઈઆ સિદ્ધા' એ ગાથા પ્રસિદ્ધ છે કલ્પસૂત્રમા તે નથી 'પર્યુષણ પર્વમાહાત્મ્ય' 'કલ્પસૂત્ર' નો ભાષાનુવાદ છે એથી એમા કલ્પસૂત્રની જેમ 'નમુત્થુણ સમણસ્સ ભગવઓ'-આદિ પાઠ લખેલ છે એ પાઠ પ્રભુ મહાવીરની સ્તુતિરૂપ છે અને એની પહેલાનો પાઠ સર્વ તીર્થંકરોની સ્તુતિરૂપ છે

પૂર્વાચાર્યોની આચરણાથી ધર્મક્રિયાઓમા નમુત્થુણ પ્રચલિત જ બોલવુ જોઈએ કલ્પસૂત્રવાળો પાઠ દર વરસે પર્યુષણમા બારસા સૂત્રની વાચનામા બોલાય છે

---

પ્રશ્નકાર—કુન્દનમલ ડાગી—નિમ્બાહેડા (ટોક)

૪૨ પ્રશ્ન—ઘણી જીભો કોને કહેવાય ?

ઉત્તર—જે લોકો ગુણવાનને દેખીને અતરમા બળે છે, નિર્દોષો પર દોષારોપણ કરીને એમને હેરાન કરે છે અને ખુશી થાય છે, જેઓ શાત વાતાવરણમા ઉદ્વેગ ફેલાવે છે, મર્મોદ્ઘાટન, મિત્રદ્રોહ, વિશ્વાસઘાત તથા ગુરુજનોની નિદા કરે છે—એવા ખલ પુરુષોના મુખમા અનેક જીભ હોય છે નીતિકારોએ લખ્યુ પણ છે કે—

जिह्वैकैव सतामुभे फणभृता स्रष्टुश्चतस्रो मता-
स्ताः सप्तैव विभावसोर्नियमिताः षट्कार्तिकेयस्य च ।
पौलस्त्यस्य दशैव ताः फणिपतेर्जिह्वा सहस्रद्वय,
जिह्वालक्षसहस्रकोटिनियमो न दुर्जनाना मुखे ॥ १ ॥

સજ્જન પુરુષોને ૧, સર્પને ૨, બ્રહ્માને ૪, અગ્નિને ૭, કાર્તિકેયને ૬, રાવણને ૧૦, સહસ્રનાગને ૨૦૦૦ જીભ હોય છે પરતુ દુર્જન લોકોના મુખમા હજાર, લાખ, ક્રોડ જીભો હોવાનો પણ નિયમ નથી જેટલી ન કહેવાય એટલી થોડી દુર્જન લોકો પ્રત્યેક જાતિમા હોય છે, જે ધૂર્ત નિન્દકના નામથી પ્રસિદ્ધ છે પખીઓમાં કાગડો, પશુઓમા શિયાળ કે ગધેડો, પુરુષોમા હજામ કે સોની તથા જલચરોમા કાચબો દુર્જન મનાય છે

૪૩ પ્રશ્ન—ભરત, બાહુબલ, સૂર્યયશા તથા ચન્દ્રયશા એમને કેટલા છોકરાઓ હતા ?

ઉત્તર—વિક્રમસવત ૧૭૫૧ ના એક હસ્તલિખિત પત્રમા લખેલ છે કે-ભરત ચક્રવર્તીને સવાકરોડ દીકરા હતા અને ત્રણ કરોડ પોતરા( પૌત્ર ) હતા બાહુબલજીને ત્રણ લાખ છોકરા હતા, સૂર્યયશા રાજાને ત્રીશ હજાર રાણીઓ અને સવાલાખ છોકરા હતા, ચ દ્રયશા રાજાને ચોવીશ હજાર રાણીઓ અને બહોતેર હજાર છોકરા હતા અને સગર ચક્રવર્તીને સાઠ હજાર દીકરા હતા

૪૪ પ્રશ્ન—રાગ, કથા, પ્રીતિ તથા ક્લેશનો પિતા કોણ છે ?

ઉત્તર—રાગનો બાપ ખુ ખાર, કથાનો બાપ હુ કાર, પ્રીતિનો બાપ જીકાર, ક્લેશનો પિતા તુ કાર છે કહ્યુ પણ છે કે—

**राग बाप खुखार भणीजे, कथा बाप हुकार गणीजे ।**
**प्रीति बाप जीकार कहीजे, किलेस बाप तुकार लहीजे ॥१॥**

ક્લેશ( દુ ખ ) છ પ્રકારનો છે દ્વિઘટિક-ભોજનમા સાથે બેસીને જમનારાનો બે ઘડીનો, પ્રાહરિક—એક પથારી પર સાથે

ઊઘવાવાળાનો ત્રણ કલાકનો, દૈવસિક—ભાડાની ગાડીમા બેસીને જવાવાળાઓ વચ્ચેનો એક દિવસનો, ચતુર્માસિક—એક સાથે ખેતી કરનારાઓ વચ્ચેનો ચાર માસનો, વાર્ષિક—ઘણા ભાગીદારો બનીને ખેતી કરનારાઓ વચ્ચે બાર મહિનાનો, તથા આજન્મી–પતિ–પત્નીનો સબધ જોડનારનો જીવન પર્યન્તનો હોય છે એ જ પ્રમાણે—લેણદારોનુ મૂળ ઉઘરાણી કરવી, રોગોનુ મૂળ ખાસી ઉત્પન્ન થવી, ગરીબાઇનુ મૂળ ઘરમા ખાઉં ખાઉં મચવુ, તથા લડાઇનુ મૂળ મશ્કરી કરવી, એ પણ દુ ખ ઉત્પન્ન કરનાર છે કોઈ પ્રાચીન કવિએ લખેલ છે કે—

लहेणा की जड मागण, रोगा की जड खांसी ।
दालिद्र की जड खाउ खाउ, लडाई की जड हासी ॥१॥

૪૫ પ્રશ્ન—પડિતોના આઠ ગુણ કયા છે ?

ઉત્તર—જે પુરુષ જ્ઞાન સપાદન કરીને પોતાના આત્માને પાપક્રિયાથી બચાવે છે, પોતાના સ્વભાવ પર અધિકાર રાખે છે અને શિષ્ટ માર્ગનુ કોઇવાર ઉલ્લઘન કરતા નથી એ પડિત કે વિદ્વાન કહેવાય છે એનામા એ ગુણો હોવા જોઇએ-

गर्वं नोद्वहते न निन्दति पर नो भापते निष्ठुर,
उक्त केनचिदप्रिय च सहते क्रोध च नालकृते ।
श्रुत्वा काव्यमलक्षण परकृत सतिष्ठते मूकवद्,
दोपान् छादयति स्वय न कुरुते पाण्डित्यश्चाष्टौ गुणाः ॥

૧ અભિમાન ન કરવુ, ૨ બીજાનો અપવાદ ન કરવો, ૩ કઠોર ભાષા ન બોલવી, ૪ અપ્રિય વચનોને સહન કરવા, ૫ ક્રોધવશ ન બનતા શાન્ત સ્વભાવ રાખવો, ૬ કાવ્યમા દોષ

હોવા છતા એના બનાવનારની નિંદા ન કરવી ૭ કોઇના દોષો-અવગુણો ઊઘાડા ન પાડવા ૮ નીતિમાર્ગનું કદી પણ ઉલ્લંઘન ન કરવુ

૪૬ પ્રશ્ન—ભિક્ષાચર કોને કહેવાય છે ?

ઉત્તર—સાવદ્યકર્મથી રહિત, ધન-કણ-કંચનના ત્યાગી, સ્ત્રીપ્રેમથી વિરક્ત, જીવમાત્ર તરફ આત્મવત્ સમજનારા, આત્મોત્કર્ષ કરનારા તથા પરાપવાદથી રહિત મહાપુરુષોને જૈન-અજૈન શાસ્ત્રકારો 'ભિક્ષુ' યા 'સાધુ' કહે છે એમના તપોધન, સંયમી, શ્રમણ, પરમહંસ આદિ નામો પણ છે જેનામા સાધુત્વના ઉપર કહેલા ગુણ નથી તે ભિક્ષાચર કહેવાય છે નીતિકારોએ ભિક્ષાચરોના લક્ષણ આ પ્રમાણે લખ્યા છે—

उच्चैरध्ययन चिरन्तनकथा स्त्रीभिः सहालापनं,
तासामर्भकलालन प्रतिदिन तत्प्राक् मिथ्यास्तुतिः ।
ग्रासादेशकरा विलोकनपरा पाण्डित्यलेश॰ क्वचित्,
होरागारुडमन्त्रतन्त्रविषया भिक्षोर्गुणा द्वादश ॥

૧ ઉતાવળા અવાજથી ભણવુ, ભણવાનો ખોટો ડોળ બતાવવો ૨ લાંબા વખત સુધી પ્રાચીન દંતકથા કહેવી ૩ સ્ત્રીઓની સાથે પ્રેમાલાપ કરવો ૪ સ્ત્રીઓના બાલક બાલિકાઓને રમાડવા ૫ હમેશા બાળકોના માતા, પિતા તથા પૂર્વજોની જૂઠી પ્રશંસા કરવી ૬ ભોજન આપનારાઓની ગુલામી કરવી ૭ ભોજન આપનારના કામકાજની સારસંભાળ રાખવી ૮ પંડિતાઇનો ખોટો આડંબર બતાવવો ૯ જન્મકુંડળીઓ બનાવવી કે તેનો ફળાફળ બતાવવો ૧૦ ગારુડીવિદ્યાનો ડોળ બતાવવો. ૧૧ વશીકરણ, મારણ, આકર્ષણ આદિ મંત્રોવડે આજીવિકા

ચલાવવી ૧૨ મન્ત્ર-તન્ત્ર આદિથી નિર્વાહ કરવો, સ્ત્રી પુરુષોને વશ યા ભયભીત કરવા ભિક્ષાચરોના એ બાર ગુણો સમજવા જોઇએ

૪૭ પ્રશ્ન—" ભરતાદિ ચૌદ ક્ષેત્રમા, એ સમ તીરથ ન એવો" એમ કેમ કહ્યુ ? ભરતાદિ ૧૫ ક્ષેત્રો કેમ નથી કહ્યા ?

ઉત્તર—' स्वस्मादन्यग्रहण ' પોતાના ક્ષેત્રને છોડીને બીજા ક્ષેત્રોને ગ્રહણ કરવા એ ન્યાય સૂત્ર મુજબ આપણા ભરતક્ષેત્રમા તો સિદ્ધાચળ તીરથ છે જ એથી એને ન ગણતા બાકી રહેલા ૪ ભરત, ૫ ઐરવત અને ૫ મહાવિદેહ એ ચૌદ ક્ષેત્રોમા સિદ્ધાચળ સમાન કોઈ તીર્થ નથી એમ સમજવુ

૪૮ પ્રશ્ન—દાસપ્રથા ( ગુલામીનો રિવાજ )ક્યારથી શરૂ થઇ ?

ઉત્તર—ઋષભદેવ પ્રભુએ પ્રજાની રક્ષા કરનારાઓને 'ક્ષત્રિય', ખેતી વગેરે ધધા કરનારાઓને ' વૈશ્ય, ' બ્રહ્મચારી ઉપદેશકોને ' બ્રાહ્મણ ' અને નોકરી કે સેવા કરનારાઓને ' શૂદ્ર ' નક્કી કર્યા ત્યારપછી દાસની પ્રથા ચાલુ થઇ પૂર્વકાળમા ધનિક, માની, રાજા, મહારાજા આદિના વિવાહસમયમા દાયજામા દાસ-દાસીઓ અપાતી હતી ભારતવર્ષમા એ રિવાજ જૂના કાળથી પ્રચલિત છે મનુસ્મૃતિ વગેરે ગ્રથોમા દાસપ્રથાના પ્રકારો પણ બતાવેલા છે—

ध्वजाहृतो भुक्तदासो, गृहज क्रीतदृत्रिमौ।
पैत्रिको दण्डदासश्च, सप्तैते दासयोनयः ॥ १ ॥

૧ ધ્વજાહૃત—સગ્રામમા જીતેલા, ૨ ભુક્તદાસ–ખોરાક આપીને રાખેલા, ૩ ગૃહજ–દાસીના પુત્ર, ૪ ક્રીત–પૈસા આપીને ખરીદેલા, ૫ દૃત્રિમ–કોઇના આપેલા, ૬ પૈત્રિક–પૂર્વજોથી ચાલ્યા

આવેલા, ૭ દડદાસ-દડના બદલામા લીધેલા એ સાત પ્રકારના દાસ છે એમા ૮ લડાઇમા પકડાએલા, ૯ પોતાની મેળે આવેલા ૧૦ દુકાળમા પાળેલા એ ત્રણ મળીને દશ પ્રકાર છે આ પ્રકારો સ્ત્રી-પુરુષ બનેમા બતાવેલા છે

વાગરા ( મારવાડ ) તા ૫-૧૦-૪૫

---

## પ્રશ્નકાર—અમરચદ ગુલેચ્છા—તિરુપાપુલિઉર

૪૯ પ્રશ્ન-' ચદનિયા ' એ શુ ચીજ છે ? એ કેવી રીતે બનાવવી ?

ઉત્તર-એ સમુદ્રમા પેદા થયેલ દ્વીન્દ્રિય જતુ છે, જે ' ચદનિયા ' નામથી પ્રસિદ્ધ છે સમુદ્રમા ભરતી આવતા તે કિનારા પર આવી પડે છે ત્યા તે મરી જતા તેનુ ચામડુ જુદુ પડી જાય છે અને ઉપર નીચેના જોડાયેલા બને હાડકા જુદા પડી જાય છે સુવિહિતાચાર્યોએ એને શુભસૂચક સમજીને સ્થાપનામા રાખવાનો આદેશ (આજ્ઞા) ફરમાવેલો છે એનુ શુભાશુભ આવર્ત્ત અને રગ અસ્મત્લિત ' સમાધાનપ્રદીપ 'થી જાણી લેવુ એ બનાવી શકાતા નથી, પરતુ પ્રભાસપાટણ અને અમદાવાદમા વેચાતા મળે છે

૫૦ પ્રશ્ન-જિનેશ્વરદેવના શરીર પર ૧૦૦૮ લક્ષણ હોય છે એના જુદાં જુદા નામ કયા છે ?

ઉત્તર-એક હજાર ને આઠ લક્ષણ હોવાનો ઉલ્લેખ કલ્પસૂત્ર વગેરે ગ્રથોમા મળે છે, પરતુ એના નામ જુદા જુદા કયાય જોવામા કે વાચવામા આવેલા નથી

**૫૧ પ્રશ્ન**–જિનેશ્વરોનો યોનિદ્વારા જન્મ નથી થતો એવું કલ્પસૂત્ર ભાષાન્તરમા કહેલ છે તે કેવી રીતે?

**ઉત્તર**–નીચ ગોત્રકર્મના ઉદયથી નિકૃષ્ટ કુળની સ્ત્રીના ગર્ભમા પ્રભુનુ આવવુ થાય છે પરતુ એની યોનિથી, એમનો જન્મ થતો નથી વીર પ્રભુ દેવાનદાની કુક્ષીમા આવ્યા હરિણગમેષી દેવે એમને ઈન્દ્રની આજ્ઞાથી ત્રિશલાદેવીની કુક્ષીમા લાવીને મૂકયા અને એમની યોનિથી પ્રભુનો જન્મ થયો કલ્પસૂત્ર ભાષાન્તરમા પણ એ જ લખ્યું છે.—

"અરિહતાદિકનો નીચ ગોત્ર કર્મનો ક્ષય ન થયો હોય, વેદ્યુ, ભોગવ્યુ ન હોય તે ઉદય આવે તો અરિહતાદિક નીચ કુળમા આવે ખરા, પણ તેનો તે નીચ કુળમા યોનિમાર્ગે જન્મ ન થાય"

**૫૨ પ્રશ્ન**-જિનેશ્વરોના નામના અક્ષરોમા કયા કયા અક્ષરોથી 'હ્રીં' કાર બને છે?

**ઉત્તર**—તીર્થંકરોના નામના અક્ષરોનો 'હ્રીં'કાર નથી બનતો, પરતુ એમા એમના પ્રતિબિબોની અથવા નામાક્ષરોની સ્થાપના કરાય છે અને તે 'હ્રીં'કારની સામે બેસીને ધ્યાન કરવામા ઉપયુક્ત તેમજ ઇષ્ટ-ફળની પ્રાપ્તિકારક છે

**૫૩ પ્રશ્ન**—ગ્રહોના માતા-પિતાના નામ છે કે નથી?

**ઉત્તર**—ગ્રહ એ જ્યોતિષી દેવો છે એમનો જન્મ ઔપપાતિક છે, ગર્ભજ નથી જૈન માન્યતાનુસાર એને માતા-પિતા નથી અજૈન ગ્રથકારોએ એમના માતા-પિતાની કલ્પના કરી છે, તે કપોલકલ્પિત તેમજ મિથ્યા છે તે સત્ય સ્વરૂપમા નથી ગ્રહ શુભાશુભ ફળના દેનાર છે, એમ જૈન શાસ્ત્ર પણ માને છે.

**૫૪ પ્રશ્ન**—પદ્માસન અને કાયોત્સર્ગમા રહેલી જિનપ્રતિમા ઘરદહેરાસરમા કેટલી મોટી પૂજવી લાભદાયક છે ?

ઉત્તર—કોઇ પણ તીર્થંકરની પ્રતિમા ષડ્વર્ગ શુદ્ધિથી મળી આવે તો એની શ્રેષ્ઠતામા કઇ પણ સંદેહ નથી ઘર મંદિરમા પદ્માસન યા ધાતુમય પ્રતિમાની પૂજા લાભદાયક મનાય છે કહ્યુ પણ છે કે—

नेमिनाथो वीरमल्लिनाथौ वैराग्यकारकाः ।
त्रयो वै भवने स्थाप्या, न गृहे शुभदायकाः ॥
इकगुलाइपडिमा इक्कारस जाव गेहिपूइज्जा ।
उड्ढ पासाइ पुणो इअ, भणिय पुव्वसूरिहिं ॥ ४२ ॥

—वास्तुसार-बिम्बपरीक्षाप्रकरण पृष्ठ ९८-९९।

શ્રી નેમિનાથ, શ્રી મહાવીરસ્વામી અને શ્રી મલ્લિનાથ એ પ્રભુની પ્રતિમા વૈરાગ્યજનક હોવાથી શિખરબંધ જિનાલયમા સ્થાપન કરવી શુભકારક છે, ઘર દહેરાસરમા નહીં ઘર દહેરાસરમા એક આગળથી અગ્યાર આગળ સુધીની પ્રતિમા પૂજવી જોઇએ એથી મોટી પ્રતિમા તો મંદિરમા જ પૂજવી શુભકારક છે, એવુ પૂર્વાચાર્યો કહે છે

---

પ્રશ્નકાર—સાધ્વીજી શ્રી હેતશ્રીજી—અમદાવાદ.

**૫૫ પ્રશ્ન**—રાજા શ્રેણિકના કેટલા નામ છે ? એમની કેટલી રાણીઓ અને કેટલા પુત્ર છે ?

ઉત્તર—ભાગવતમા ( ૧ ) વિધિસાર, વિષ્ણુ પુરાણમા ( ૨ ) વિધ્રસાર, મત્સ્ય પુરાણમા ( ૩ ) વિન્ધ્યસેન, વાયુપુરાણ, મહા વશ તથા અશોકાવદાનમા ( ૪ ) બિંબિસાર, જૈન શાસ્ત્રોમા ( ૫ ) ભમ્ભાસાર અને ( ૬ ) ભિમ્ભસાર, શ્રેણિકના છ નામ પ્રસિદ્ધ છે

૧ નન્દા, ૨ નન્દવતી, ૩ નન્દોત્તરા, ૪ નન્દસેના, ૫ મરુતા, ૬ સુમરુતા, ૭ મહામરુતા, ૮ મરુદેવી, ૯ ભદ્રા, ૧૦ સુભદ્રા, ૧૧ સુજાતા, ૧૨ સુમતિ, ૧૩ ભૂતદિન્ના ( વર્ગ ૭ મો ), ૧૪ કાલી, ૧૫ સુકાલી, ૧૬ મહાકાળી, ૧૭ કૃષ્ણા, ૧૮ સુકૃષ્ણા, ૧૯ મહાકૃષ્ણા, ૨૦ વીરકૃષ્ણા, ૨૧ રામકૃષ્ણા, ૨૨ પ્રિયસેનકૃષ્ણા, ૨૩ મહાસેનકૃષ્ણા ( વર્ગ ૮ મો ) એ બધી રાણીઓ નિર્દોષ ચારિત્ર પરિપાલન અને કર્મક્ષય કરી મોક્ષે ગએલી છે **( અન્તકૃદ્દશાગ સૂત્ર )** ૨૪ ચેલ્લણા, ૨૫ ધારિણી, ૨૬ દુર્ગન્ધા, ( ક્ષેમા ) રાજા શ્રેણિકને આ છવીસ રાણીઓ હતી

**રાણી ધારિણીથી** જન્મેલા—૧ જાલી, ૨ મયાલી, ૩ ઉવયાલી, ૪ પુરુષસેન, ૫ વારિસેન, ૬ દીર્ઘદન્ત, ૭ લષ્ટદન્ત, ( વર્ગ ૧ ) ૮ દીર્ઘસેન, ૯ મહાસેન, ૧૦ લષ્ટદન્ત, ૧૧ ગૂઢદન્ત, ૧૨ શુદ્ધદન્ત, ૧૩ હલ્લકુમાર, ૧૪ દ્રુમકુમાર, ૧૫ દ્રુમસેન, ૧૬ મહાસેન, ૧૭ સિંહકુમાર, ૧૮ સિંહસેન ૧૯ મહાસિંહસેન, ૨૦ પુષ્પસેન ( વર્ગ ૨ ) **રાણી નન્દાથી જન્મેલા**—૨૧ અભયકુમાર, **રાણી ચેલ્લણાથી જન્મેલા**—૨૨ વિહલ્લકુમાર, ૨૩ વિહાસકુમાર (વર્ગ ૧)એ બધા દીક્ષા પાલન કરી અનુત્તર વિમાનો મા ગયા છે ત્યાથી મહાવિદેહક્ષેત્રમા જન્મ લઇને મોક્ષે જશે **(અનુત્તરોપપાતિકદશાગ સૂત્ર) કાલી વગેરે રાણીઓથી જન્મેલા**--૨૪ કાલીકુમાર, ૨૫ સુકાલીકુમાર, ૨૬ મહાકાલી કુમાર, ૨૭ કૃષ્ણકુમાર, ૨૮ સુકૃષ્ણકુમાર, ૨૯ મહાકૃષ્ણકુમાર,

૩૦ વીરકૃષ્ણકુમાર, ૩૧ રામકૃષ્ણકુમાર, ૩૨ પ્રિયસેનકૃષ્ણકુમાર, ૩૩ મહાસેનકૃષ્ણકુમાર એ દશ રાજકુમારો ચેડા મહારાજા સાથેના યુદ્ધમા મરણ પામીને ચોથી નારકીએ ગયા છે **( નિરયાવલિયાસત્ર ) ચેલ્લણાથી જન્મેલ—૩૪ કૌણિક** ( અજાતશત્રુ ) એ મરીને છઠ્ઠી નરકે ગયો ૩૫ ધારિણી પુત્ર મેઘકુમાર **(જ્ઞાતાધર્મકથા પ્રથમ અધ્યયન)** અને પારિણામિકી બુદ્ધિસ પન્ન દિપેણ **( નદીસૂત્રટીકા )** એ બને અનુત્તર વિમાનમા ગયા ત્યાથી મહાવિદેહ ક્ષેત્રમા જન્મ ધારણ કરી મોક્ષે જશે એ પ્રમાણે શાસ્ત્રોમા મગધપતિ રાજા શ્રેણિકને પાત્રીસ પુત્ર હોવાનુ જાણવા મલે છે

**૫૬ પ્રશ્ન**–અનુત્તર વિમાનવાસી દેવ મરીને નરકાદિમા જાય કે નહીં ?

**ઉત્તર**–અનુત્તરવાસી દેવોની પુન્યાઇ ઘણી ઊ ચા દરજ્જાની છે એમનામા 'વિકાર' અને 'કષાય' ભાવના નહિ જેવી અત્યત અલ્પ છે એથી તેઓ મરીને ત્યાથી નિકૃષ્ટ યોનિયોમા જન્મ પામતા નથી શ્રી પ્રજ્ઞાપનોપાઙ્ગ સૂત્રની ટીકામા કહ્યુ છે કે–

**विजयादिषु चतुर्षु गतो जीवो नियमात् तत उद्वृत्तो न जातुचिदपि नैरयिकादि–पञ्चेन्द्रियतिर्यक्पर्यवमानेषु तथा व्यन्तरेषु च मध्ये समागमिष्यति तया स्वाभाव्यात् मनुष्येषु चागमिष्यति ।** ( १५मु पद २ उद्देशो । )

વિજયાદિ ચાર અનુત્તરમાં ગએલા જીવો ત્યાથી મરીને સ્વભાવથી જ નરકાદિ, તિર્ય ચ–૫ ચેન્દ્રિય પર્યન્ત જીવયોનિઓમા તથા વ્યન્તર અને જ્યોતિષ્કદેવોમા ન આવતા, ગર્ભજ મનુષ્યો મા જ આવે છે દેવ મરીને દેવ નથી થતા, ફરી મનુષ્યભવ પામ્યા પછી સ્વર્ગમા જવાનુ થાય છે

૫૭ પ્રશ્ન—પ્રતિક્રમણ ન કરતા ખાલી ધ્યાન થઈ શકે છે ?

ઉત્તર—વીરપ્રભુના શાસનમા દોષ લાગે કે ન લાગે પરતુ સાધુ સાધ્વીઓને પ્રતિક્રમણ નિયમ રૂપે કરવુ જ જોઇએ શાસ્ત્રોમા ચારિત્રની શુદ્ધિને માટે પ્રતિક્રમણ કરવાની આજ્ઞા આપેલી છે એને નિયત સમયે ન કરનાર સાધુ-સાધ્વી સયમ ધર્મ અને જિનેશ્વરઆજ્ઞા બનેના વિરાધક બને છે કહ્યુ પણ છે કે—

प्रमाद्यावश्यकत्यागान्निश्चल ध्यानमाश्रयेत् ।
योऽसौ नैवागम जैन, वेत्ति मिथ्यात्वमोहितः ॥ ३० ॥

પ્રમાદ-પ્રિય જે સાધુ આવશ્યક ક્રિયાઓનો ત્યાગ કરીને ફક્ત એક જ ધ્યાનનો આશ્રય લે છે તે મિથ્યાત્વથી મોહિત છે અને તેને જૈનાગમોનુ જ્ઞાન કે શ્રદ્ધા નથી.

૫૮ પ્રશ્ન—શુ લોચ કરવો અતિ આવશ્યક છે ?

ઉત્તર—વાલોનો લોચ કરવો એ કાયકલેશ નામનુ તપ છે કેશલુચન પુરુષ કે સ્ત્રીઓને માનસિક તથા આત્મિક શક્તિને પ્રકાશમા લાવનારી કસોટી છે જે એમા ઉત્તીર્ણ થઈ જાય છે તે સયમભાર ઉઠાવવામા ભલી રીતે સમર્થ હોય છે અને આગલ ચાલીને પોતાની પૂરેપૂરી ઉન્નતિ કરી શકે છે જે લોકો કાયર છે, થોડુ દુખ આવતા પણ ગભરાય છે એવા લોકો સાધુ-સસ્થામા ન પેસી જાય એ માટે કેશલુચનનો નિયમ નક્કી કરેલો છે કલ્પસૂત્રાર્થપ્રબોધિનીના સમાચારી પ્રકરણમા લખેલુ છે કે—

युवानः साधवस्तरुण्यः साध्व्यश्च चतुर्भिश्चतुर्भिर्मासैः वृद्धाः षड्‌षण्मासैः स्थविराः प्रतिवर्षेण कचानां लुञ्चनमवश्य-

मेव कुर्वीरन् । साम्वत्सरिकप्रतिक्रमणे तु गोलोममात्रेणापि केशेन शिरसि नैव भवितव्यम्, नो चेदप्कायविराधना यूका देरुत्पत्तिश्च जायेत, कण्डूयने तु नखक्षतान्येव समुत्पद्येरन् ।

ये पुनरशक्तग्लानबालखज्जाः सति लुञ्चने ज्वरादिपरिबाधिता साधव साध्व्यश्च भवेयुः तैरपवादतः प्रतिमासे क्षुरमुण्डन, प्रतिपक्षे कर्तर्या कृन्तन वा विधाय क्रमशो गुरु मासिक लघुमासिक च प्रायश्चित्त कर्त्तव्यमिति केशलुञ्चन विषया द्वाविंशतितमा । ( व्या० ९, पृष्ठ ३४२-४३ ) ।

યુવાન સાધુ-સાધ્વીઓને ચાર ચાર માસમા, વૃદ્ધ સાધુ-સાધ્વીઓ છ છ માસમા તથા અતિવૃદ્ધ સાધુ-સાધ્વીઓને એક એક વર્ષમા કેશોનો લોચ અવશ્ય કરવો જોઈએ સાવત્સરિક પ્રતિક્રમણમા તો માથા ઉપર ગોલોમ માત્ર પણ કેશ ન રાખવા જોઇએ લોચ ન કરવાથી અપ્કાયિક જીવોની હિંસા, જૂ આદિની ઉત્પત્તિ અને માથાને ખજવાળવાથી નખ લાગવાથી પીડા થાય છે

જે સાધુ-સાધ્વી અશક્ત, રોગી, બાળ, ખજ ( ગડગુમડ વાળો ) તથા લુચનથી તાવની પીડાવાળો બનતો હોય, તો એમને માટે અપવાદરૂપે દર માસે માથાનુ મુડણ તથા દર પખવાડીએ વાળનુ કતરણ કરાવવુ અને અનુક્રમે ગુરુમાસિક તથા લઘુમાસિક પ્રાયશ્ચિત્ત લેવુ એથી સ્પષ્ટ થાય છે કે-સાધુ સાધ્વીઓના માટે લોચ ક્રિયા અતિ આવશ્યક છે

प्रश्नकार-मुनिश्री न्यायविजयजी-बदनावर (माळवा)

## प्रश्नकार-मुनिश्री न्यायविजयजी-बदनावर (माळवा)

૫૯ પ્રશ્ન-રુચક પ્રદેશોનુ સ્થાન શરીરમા કઇ જગ્યા પર છે ?

ઉત્તર-આત્મા અસખ્યાતપ્રદેશી છે શરીરમા તે સર્વત્ર વ્યાપક છે એમા રુચક પ્રદેશોનુ કોઈ ખાસ સ્થાન નક્કી નથી જળમા નાખેલી સાકરની મીઠાસ જેવી રીતે સર્વે જળકણોમા વ્યાપક રૂપથી મળી જાય છે એ જ પ્રકારે રુચક પ્રદેશ પણ આત્મપ્રદેશોમા ભળી ગયા છે

૬૦ પ્રશ્ન-જીવ જે ગતિનો બધ કરે છે તેમા જ જાય છે કે બીજે ? જીવ સ્વદેહને છોડીને અન્ય દેહમા શુ એ જ સમયે જાય છે ?

ઉત્તર-જીવ શુભ કે અશુભ પરિણામે જે ગતિનો બધ કરે છે તે ગતિમા તે સીધો જાય છે બાધેલ ગતિમા ફેરફાર થતો નથી સરળ ગતિની અપેક્ષાએ જીવ પોતાના શરીરને છોડીને એક જ સમયમા બીજા દેહમા ઉત્પન્ન થઇ જાય છે, પરતુ વક્ર ગતિની અપેક્ષાએ ઉત્પત્તિસ્થાન સુધી પહોચતા કોઇને ૨, કોઇને ૩, કોઇને ૪ અને કોઇને ૫ સમય લાગે છે

૬૧ પ્રશ્ન-પ્રભુની મૂર્તિમા 'સચ્ચિદાનદ' શબ્દ ઘટિત થઇ શકે છે ?

ઉત્તર-પ્રભુમૂર્તિમા ઉપચારથી વીતરાગતા માનેલી છે. એથી કરીને એનામા આત્મ ભાવનાથી 'સચ્ચિદાનદ'નો આરોપ માની લેવો અનુચિત નથી. કેટલાક સ્તોત્રોમા 'પૂર્ણાનદમય, મહોદયમય' ઇત્યાદિ વાકયોવડે મૂર્તિને પૂર્ણ આનદ મય માનેલી છે એજ પ્રમાણે 'સચ્ચિદાનદ' પણ ઘટિત છે

**૬૨ પ્રશ્ન**–સમ્યકત્વ, મિશ્ર અને મિથ્યાત્વ મોહિનીનું સ્વરૂપ શું ?

**ઉત્તર**–સમ્યકત્વ મેળવીને પાખ ડી, ધર્મનિંદક, ગચ્છબહિષ્કૃત વગેરેનો પરિચય રાખવો, શ કા વગેરે દોષોને આત્મામા સ્થાન આપવુ, એને 'સમ્યકત્વમોહિની' કહે છે એનાથી નથી આત્માનો વિકાસ થતો કે નથી કર્મોનું ઓછાપણુ થતુ

સમ્યકત્વ તથા મિથ્યાત્વ ઉપર સમાન ભાવ રાખવો, બ નેને ઠીક સમજવા અને '**ગ ગા ગયા ગ ગાદાસ, જમના ગયા જમનાદાસ**' વાળી કહેવતને ચરિતાર્થ કરવી એને મિશ્ર મોહિની કહે છે એ ભાવનાવાલા મનુષ્ય છેવટે પતિત બનીને મિથ્યાત્વમા ડૂબે છે અને બોધિબીજના લાભને હાથમાથી ખોઇ બેસે છે

અદેવમા દેવ, કુગુરુમા ગુરુ તથા અધર્મમા ધર્મબુદ્ધિ રાખવી અથવા સત્યને અસત્ય અને અસત્યને સત્ય સમજવુ તેને મિથ્યાત્વ મોહિની કહે છે એથી જીવને સમ્યગ્ જ્ઞાન, સમ્યગ્ દર્શન અને સમ્યક્ ચારિત્ર ગુણ મળી શકતો નથી તે ઘણા લાબા કાળ સુધી સ સારમા ભ્રમણ કરતો રહે છે

**૬૩ પ્રશ્ન**—જિનેશ્વરોનો સર્વ ક્ષેત્રોમા એક સાથે જન્મ હોય ત્યારે ઇન્દ્રાદિ દેવો એમનો જન્મોત્સવ કેવી રીતે કરતા હશે ?

**ઉત્તર**—જિનવરોનો એક સાથે જન્મ હોય ત્યારે દેવીઓ પોતાના એટલા જ રૂપ વિકુર્વીને અત્યત ભક્તિથી એમનો જન્મોત્સવ કરે છે દેવોને માટે કોઇ પણ કાર્ય અશકય નથી, કારણ કે તેનો મનસ કલ્પ સિદ્ધિસપન્ન હોય છે કહ્યુ પણ છે કે—

**यदा च युगपज्जन्म, यावतामर्हतां भवेत् ।**
**तदा तावन्ति रूपाणि, कृत्वोक्त सकल विधिं ॥ ५१ ॥**

कुर्वन्ति दिक्कुमार्याद्याः सर्वेऽर्हद्भक्तिनिर्भराः ।
मनःसंकल्पसिद्धीनां किमशक्य हि नाकिनाम् ॥ ५२ ॥
लोकप्रकाश, सर्ग ३० वां ।

૬૪ પ્રશ્ન—પ્રતિક્રમણમા વાર વાર વાદણા કેમ દેવાય છે ?

ઉત્તર—આવશ્યકસૂત્ર ટીકામા દરેક આવશ્યકમા દ્વાદશાવર્ત વદન કરવાનુ લખેલુ છે, જે વિનયની પૂરણીના સૂચક છે સૂત્ર કારોએ ક્રિયાવિધાન જે પ્રકારે કરવુ કહેલ છે તે જ પ્રમાણે કરવાથી સાચા ફળની પ્રાપ્તિ થાય છે એથી વાર વાર વાદણા આપવા એ જ યુક્તિસગત છે એક વાર દેવાથી કામ સરતુ નથી

૬૫ પ્રશ્ન—પગામ સજ્ઝાય( સાધુપ્રતિક્રમણાધ્યયન )મા જમણો ઢીંચણ ઊંચો અને હાથમા ઓઘો શામાટે રાખવો પડે છે ? શ્રાવક ચરવળો કેમ નથી રાખતા ?

ઉત્તર—પગામસજ્ઝાય વીરાસનથી બોલાય છે એવી આજ્ઞા છે વીરાસનમા જમણો ઢીંચણ ઊંચો અને હાથમા ઓઘો રખાય છે સાધુ અને શ્રાવકમા ભેદ બતાવવાને માટે વદિત્તુ કહેવાના સમયે શ્રાવક શ્રાવિકાના હાથમા ચરવળો રાખવાની મનાઈ કરેલી છે

૬૬ પ્રશ્ન—ગોચરી જવાના સમયે પડલા ( પાત્રાવરણ વસ્ત્ર ) કેટલા રાખવા ?

ઉત્તર—સપાતિમ જીવરક્ષણ અને કુદૃષ્ટિ નિવારણાર્થે ગોચરી જવાના સમયે પાતરા ઉપર પડલ રાખવાનુ શાસ્ત્રીય વિધાન છે એની લમ્બાઇ અઢી હાથ તથા પહોળાઇ છત્રીશ આગળની હોવી જોઈએ કાલભેદને લીધે એની સખ્યા ઓછા વધતી બતાવી છે ઓઘનિર્યુક્તિ સૂત્રમા કહ્યુ છે કે—

 

गिम्हासु तिन्निपडला चउरो हेमंत पंच वासासु ।
उक्कोसगा उ एए, एत्तो पुण मज्झिमे वुच्छं ॥ ६९८ ॥

गिम्हासु हुंति चउरो, पंच य हेमंति छच्चवासासु ।
एए खलु मज्झिमया, एत्तो उ जहन्नओ वुच्छं ॥ ६९९ ॥

गिम्हासु पंच पडला, छप्पुण हेमंति सत्तवासासु ।
तिविहंपि कालच्छेए, पायावरणा भवे पडला ॥ ७०० ॥

પાતરા ઉપર ઢાંકવાને માટે કાલભેદથી પડલાઓના ત્રણ પ્રકાર છે—ઉત્કૃષ્ટ, મધ્યમ અને જઘન્ય ઉનાળામા ઉત્કૃષ્ટપણે ત્રણ, શિયાળામા ચાર અને વર્ષાઋતુમા પાચ પડલા રાખવા પડે છે મધ્યમપણે ઉષ્ણકાળે ચાર, શીતકાળે પાચ અને વર્ષા કાળે છ પડલા રાખવા જઘન્યથી ઉષ્ણકાળમા પાચ, શિયાળામા છ અને વર્ષાઋતુમા સાત પડલા રાખવા ગ્રીષ્મકાળ રૂખો, શિયાળો મધ્યમ અને ચોમાસુ સ્નિગ્ધ છે એથી પડલાઓની સખ્યા યથાસભવ ઓછીવધતી બતાવી છે (પત્ર ૨૧૨)

**૬૭ પ્રશ્ન**—સાધુ સાધ્વીએ રસ્તામા સાથે રાખેલુ પાણી કેટલા કોશ સુધી વાપરવુ-પીવું ?

**ઉત્તર**—રસ્તામા આહારલોલુપતાથી ખાવા અને પીવાના પદાર્થોનો સગ્રહ ન કરી શકાય એને માટે સાધુ સાધ્વીઓને માટે ક્ષેત્રાતિક્રમનો નિયમ નક્કી કરેલો છે સાધુ સાધ્વી જો સાથે રાખેલુ પાણી કે આહાર અઢી કોશ ઉપરાત જઇને વાપરે તો તેમને ક્ષેત્રાતિક્રમનો દોષ લાગે છે એને અઢી કોશ સુધીમા જ વાપરી લેવું જોઇએ

૬૮ પ્રશ્ન—નવકારશીનો કાળ પચ્ચકખાણુ લીધાના ટાઈમ થી ગણાય કે સૂર્યોદયથી ?

ઉત્તર—સૂર્યોદયની પહેલા નવકારશીનુ પચ્ચક્ખાણુ ભલે લેવાય પરંતુ સૂર્યોદય પછી બે ઘડી, ટાઈમ વ્યતીત થયે નવકારથી પારવી જોઇએ પહેલાથી પાગી લેવાય તો પચ્ચક્ખાણુ ભંગનો દોષ લાગે છે એ શિષ્ટમર્યાદા છે

૬૯ પ્રશ્ન-ભિક્ષુપ્રતિમા કેટલી છે ? કોને કહેવાય ?

ઉત્તર-તપસ્યા, અભિગ્રહ અને આતાપનાની સાથે નિયમિત સમય સુધી જે ક્રિયાને વિશુદ્ધ પરિણામથી પાલન કરવામા આવે છે, તેને 'ભિક્ષુપ્રતિમા' કહે છે એની સંખ્યા ૧૨ છે—

( ૧ ) **એકમાસિકી**-એક મહિના સુધી અલેપ ભોજન તથા અચિત્ત જલની એક એક દત્તી ( એક જ વારમા જેટલુ પાત્રમા પડે તેટલો આહાર યા જલ ) ગ્રહણુ કરવી ( ૨ ) **દ્વિમાસિકી**-બે મહિના સુધી અલેપ ભોજન તથા જલની બે દત્તી ગ્રહણુ કરવી ( ૩ ) **ત્રિમાસિકી**-ત્રણુ મહિના સુધી ત્રણુ ત્રણુ દત્તી ખોરાક અલેપ તથા જળ ગ્રહણુ કરવા ( ૪ ) **ચતુર્માસિકી**-ચાર મહિના લગી ભોજન અને પાણીની ચાર ચાર દત્તી ગ્રહણુ કરવી ( ૫ ) **પંચમાસિકી**-અલેપ ભોજન અને જળની પાચ મહિના સુધી પાચ પાચ દત્તી ગ્રહણુ કરવી ( ૬ ) **પડ્માસિકી**-છ મહિના સુધી અલેપ ભોજન તથા પાણીની છ છ દત્તી લેવી ( ૭ ) **સપ્તમાસિકી**-સાત માસ સુધી જલ તથા આહારની સાત સાત દત્તી લેવી ( ૮ ) **સપ્ત અહોરાત્રિકી**-સાત દહાડા સુધી ચોવિહાર ૧૬ ભકત (-સાત ઉપવાસ ) કરવા અને ઉત્તાન આદિ આસનથી ઊભા રહી કાઉસગ્ગ કરવો

(૯) પ્રથમ અહોરાત્રિકી-સોળ ભક્તના ચોવિહાર ઉપવાસ કરીને સાત દહાડા સુધી ઉત્કટિક કે દડાસનમા ઊભા ઊભા કાયોત્સર્ગ કરવો (૧૦) સપ્ત અહોરાત્રિકી-સાત દહાડા સુધી સોળ ભક્ત ચોવિહાર ઉપવાસ કરીને ગોદોહિકાસનથી બેસીને કાઉસગ્ગ કરવો (૧૧) દ્વિરાત્રિકી-ચોવિહાર છટ્ઠ તપ કરીને રાત દિવસ ઊભા ઊભા કાયોત્સર્ગ કરવા (૧૨) ત્રિદિનરાત્રિકી-ચોવિહાર અટ્ઠમ તપ કરીને એકાગ્રદૃષ્ટિથી રાત દિવસ કાઉસગ્ગમા ઊભા રહેવુ આ પ્રતિમાઓ એકાન્ત સ્થાન, જગલ યા શ્મશાનભૂમિમા કરી શકાય છે જે સાધુ પૂર્ણ શક્તિવાળો અને કઠિનતમ હૃદયવાળો હોય છે તે જ એનુ વહન કરી શકે છે

૭૦ પ્રશ્ન-ક્રિયાસ્થાન અને ભૂતગ્રામ કોને કહેવાય છે?

ઉત્તર-૧ અર્થક્રિયા-પ્રયોજનની સિદ્ધિને માટે પાપજનક ક્રિયાઓ કરવી ૨ અનર્થક્રિયા-અકારણ પાપક્રિયા કરવી ૩ હિંસકક્રિયા-પૂર્વના વેરનો બદલો લેવાનો પ્રયત્ન કરવો અથવા ભવિષ્યમા મરવાની બીકને લીધે કોઇને મારવાનો વિચાર કરવો ૪ અકસ્માતક્રિયા-કોઇકનો વધ કરવાને બદલે બીજાનો વધ કરી નાખવો ૫ દૃષ્ટિવિપર્યાસક્રિયા-શત્રુને મિત્ર અને મિત્રને શત્રુ સમજીને હિંસા કરવી ૬ મૃષાવાદક્રિયા-જૂઠુ બોલવુ અથવા એને માટે મહેનત કરવી ૭ અદત્તાદાનક્રિયા-ચોરી કરવી, કરાવવી અથવા ચોરીનો માલ સઘરવો ૮ આધ્યાત્મિકીક્રિયા-શકાથી બીજાને હેરાન કરવો ૯ માનિની ક્રિયા-આપણી પોતાની પ્રશસા અને બીજાઓની નિંદા કરવી ૧૦ અમિત્રિતીક્રિયા-થોડા વાકમા આવેલને પણ કડવુ દડ કરવો ૧૧ માયિનીક્રિયા-બીજાને ઠગવા અથવા તેની પ્રપચ રચના કરવી ૧૨ લોભિનીક્રિયા-સ્વાર્થ સાધવામા એક નિષ્ઠા રાખવી

તથા ૧૩ ઇર્યાપથિકીક્રિયા—ધ્યાન આપ્યા વિના જવા આવવાનુ કરવુ એ તેર ક્રિયાસ્થાનો છે

૧ સૂક્ષ્મ—એકેન્દ્રિય, ૨ બાદર—એકેન્દ્રિય, ૩ દ્વીન્દ્રિય, ૪ ત્રીન્દ્રિય, ૫ ચતુરિન્દ્રિય ૬ સંજ્ઞિ પચેન્દ્રિય, ૭ અસંજ્ઞિ પચેન્દ્રિય એના 'પર્યાપ્ત' અને 'અપર્યાપ્ત' મળીને ચૌદ 'જીવ સ્થાનો' અથવા 'ભૂતગ્રામો' કહેવાય છે

૭૧ પ્રશ્ન—મહાવ્રતોની ૨૫ ભાવના કઇ કઇ છે?

ઉત્તર—સયમ ધર્મને વિશુદ્ધ બનાવવાનો ખપ રાખવો અને એમા દોષ ન લાગવા દેવા માટે સાવચેતી રાખવી તે 'ભાવના' કહેવાય છે પ્રત્યેક મહાવ્રતોની પાચ પાચ ભાવનાઓ છે—

૧ આગળ, પાછળ કે ઊચે ન જોતા, દોડતા તથા ધમધમાટ ન કરતા, જમીનને બરાબર જોઇને ચાલવુ, ૨ આધાકર્માદિ દોષ રહિત આહાર, વસ્ત્ર, પાત્ર આદિ ગ્રહણ કરવા ૩ ભૂમિને બરાબર દેખી સાફ કરીને ભાડોપકરણ ગ્રહણવા અને ઉઠાવવા, ૪ મનમા કોઇ પ્રત્યે ખોટો વિચાર ન કરવો અને ૫ વચનને પાપકારી યોગોમા—કાર્યોમા પ્રવૃત્ત ન કરવુ એ પાચ પહેલા મહાવ્રતની ભાવનાઓ છે

૧ હાસ્ય કુતૂહલવાલી ભાષા ન બોલવી ૨ હિત, મિત, મધુર અને નિર્વદ્ય ભાષા બોલવી ૩ કઠોર વચન ન કહેવા ૪ લોભથી ખોટી સાક્ષી ન દેવી અને ૫ ભય કે કષ્ટ આવે તો પણ અસત્ય ન બોલવુ એ પાચ બીજા મહાવ્રતની ભાવનાઓ છે

૧ દેવેન્દ્ર, રાજા, ગૃહપતિ, શય્યાતર તથા સાધર્મિક એમની પાસે જતા દાખલ થવાની આજ્ઞા જાતે જ માગવી, ૨ અવગ્રહ દેનારની આજ્ઞા વિના એ સ્થાનમાથી તૃણાદિ ન લેવુ ૩ દાખલ

થયેલ જગ્યામા માલીકની રજા વિના માત્રુ આદિ પરઠવવુ નહિ, ૪ ગુરુ વગેરેની રજા લીધા વિના કોઇ પણ કામ ન કરવુ અને ૫ સમાનધર્મી સાધુઓના ગ્રહણ કરેલા સ્થાનમા એમની આજ્ઞા લઈને જ રહેવુ એ પાચ ભાવનાઓ તૃતીય મહાવ્રતની છે

૧ કામોત્પાદક સ્નિગ્ધ આહાર ન કરવો ૨ સ્નાન, વિલેપન વગેરે શરીરની શોભા ન કરવી, ૩ સ્ત્રીઓના અગોપાગ ન નિરખવા, ૪ સ્ત્રીઓનો પરિચય ન રાખવો, એમની રાગજનક પ્રશસા ન કરવી અને ૫ શૃગાર કથા અથવા પૂર્વે ભોગવેલી કામક્રીડાઓનુ સ્મરણ ન કરવુ એ પાચ ભાવનાઓ ચતુર્થ મહાવ્રતની છે

૧ શાબ્દિક વિષયોની સુદરતા પર પ્રસન્ન અને અસુદરતા પર નારાજ ન થવુ એ જ રીતે ૨ રૂપ, ૩ રસ, ૪ ગધ તથા ૫ સ્પર્શના વિષયોમા પણ ઇષ્ટ, અનિષ્ટ ભાવનાનો ત્યાગ કરવો એ પાચ ભાવનાઓ પાચમા મહાવ્રતની છે

ઉપદેશપ્રાસાદ સ્તભ ૨૦, વ્યા૦ ૨૯૨ મુ

૭૨ પ્રશ્ન-અપ્રશસ્ત ભાષાના કેટલા ભેદ છે ?

**ઉત્તર-૧ અલીકવચન** નિદ્રા આવે છતા કહેવુ કે નિદ્રા આવતી નથી **૨ હીલિતવચન**-હાસ્ય, દ્વેષ અથવા અમર્ષથી સામાન્ય સાધુઓને આચાર્ય, ઉપાધ્યાય આદિ પદથી બોલાવવા, **૩ ખિસિતવચન**-કોઈની હીન જાતિ, કર્મ યા મર્મને પ્રકાશિત કરવો **૪ પરુષવચન**-ધીઠા, ડફોલ, હિંડોળા, બોગા આદિ અસભ્ય શબ્દ બોલવા **૫ વ્યવશમિતાધિકરણોદીરણ**-શાન્ત પડેલા કજીયાઓ ફરીથી જગાડવાના વચન બોલવા એ પ્રશસ્ત ભાષાના પાચ પ્રકારો સમજવા

૭૩ પ્રશ્ન—ગુરુદેવે કયા કયા પ્રતિષ્ઠા-અ જનશલાકાઓ કરી?

ઉત્તર—૧ જાલોરના કિલ્લા ઉપર ' યક્ષવસતિ ' ' અષ્ટાપદા વતાર ' તથા ' કુમારવસતિ ' એ ત્રણ પુરાતન ચૈત્યોનો જીર્ણો દ્ધાર કરાવીને સ ૧૯૩૩ ના મહા શુદ ૭ રવિવારના રોજ ભારે ઉત્સાહ સહિત કળશ, ધ્વજાદ ડ આરોપણ પ્રતિષ્ઠા કરી

૨ જાવરા( માલવા)મા પારેખ છોટમલજીનુ બનાવેલ સૌધ શિખરી જિનાલયને માટે સ ૧૯૩૩ ના ફાગણ શુદી ૫ રવિ વારના દિવસે આદિનાથ આદિ ૩૧ બિમ્બોની પ્રાણપ્રતિષ્ઠા કરી

૩ કુકશી( ધાર )મા પ્રાચીન શાતિનાથ ચૈત્યની ચોવીશ દેવ- કુલિકાઓ ઉપર આરોપણ કરવાને માટે કળશ, ધ્વજાદ ડ તથા ૨૧ જિનપ્રતિમાઓની પ્રતિષ્ઠા-અ જનશલાકા સ ૧૯૩૫ ના વૈશાખ શુદી ૭ ને રવિવારના દિવસે કરી

૪ આહોર( મારવાડ )મા ગોડી પાર્શ્વનાથજીના દહેરાસરમા સ ૧૯૩૬ ના મહા શુદી ૧૦ ને દિવસે ગોડી પાર્શ્વનાથજીની પ્રાચીન પ્રતિમાની પ્રતિષ્ઠા તથા કળશ, દ ડધ્વજની પ્રતિષ્ઠા કરી

૫ રાજગઢ–મોહન ખેડા તીર્થના જિનાલયોને માટે સ. ૧૯૪૦ ના માગશર શુદી ૭ ને ગુરૂવારના રોજ આદિનાથ આદિ ૪૧ જિનપ્રતિમાઓની પ્રાણપ્રતિષ્ઠા કરી

૬ ધામણદા( માલવા )મા સ ૧૯૪૦ ના ફાગણ શુદી ૩ ના દિવસે આદિનાથ પ્રતિમા તથા સિદ્ધચક્ર ગટ્ટાની પ્રતિષ્ઠા કરી

૭ દશાઇ( માલવા )મા સ ૧૯૪૦ ના ફાગણ શુદી ૭ ના દશ દિનાવધિક ઉત્સવ સાથે શ્રી કેશરીયાજી આદિ ૭ પ્રભુપ્રતિમા- ઓની તથા સુવર્ણ કલશ, દ ડધ્વજની પ્રાણપ્રતિષ્ઠા કરી

૮ શિવગજ( શિરોહી )માં સ ૧૯૪૫ ના મહા શુદી ૫ ના દિવસે દશ દિનાવધિક ઉત્સવ સાથે પોરવાડ વનાજી મેઘાજીના જિનાલયને માટે શ્રી અજિતનાથ આદિ ૨૦૦ પ્રતિમાઓની પ્રતિષ્ઠા-અ જનશલાકા કરી

૯ કુકશી( ધાર )મા ચોવીશ દેવકુલિકા સમલકૃત આદિનાથ ચૈત્યના માટે સ ૧૯૪૭ વૈશાખ શુદી ૭ ના રોજ આદિનાથ આદિ ૭૫ બિમ્બોની પ્રાણપ્રતિષ્ઠા કરી

૧૦ ખટાલી( માલવા )મા સ ૧૯૫૦ ના મહા શુદી ૨ ને સોમવારના દિવસે શ્રી નેમિનાથાદિ ત્રણ પ્રતિમાઓની પ્રાણ પ્રતિષ્ઠા તથા કળશ, દ ડધ્વજારોપણ પ્રતિષ્ઠા કરી

૧૧ તાલનપુર( માલવા )મા સ ૧૯૫૦ મહા વદી ૨ સોમવારના રોજ ભૂમિનિર્ગત ૫૦ જિનબિમ્બોની પ્રતિષ્ઠા તથા ગોડી પાર્શ્વનાથજીના ચરણયુગલ( પગલા )ની અ જનશલાકા કરી

૧૨ રીંગનોદ( માલવા )મા સ ૧૯૫૧ મા શ્રી ચન્દ્રપ્રભુ આદિ ૭ પ્રતિમાઓની પ્રતિષ્ઠા-અ જનશલાકા કરી

૧૩ આહુવા( માલવા )મા ૫૨ દેવકુલિકાઓથી શોભિત જિનાલયને માટે સ ૧૯૫૨ ના મહા શુદિ ૧૫ ના દિવસે ૨૫૦ જિનપ્રતિમાઓની પ્રાણપ્રતિષ્ઠા કરી ખવાસા, કુકશી, રાજગઢ વગેરે ગામોમા અહીંની પ્રતિષ્ઠિત પ્રતિમાઓ બિરાજમાન છે

૧૪ બડીકડોદ( ધાર )મા શેઠ ખેતા વરદાએ કરાવેલા સૌધ શિખરી ચૈત્યના માટે સ ૧૯૫૩ વૈશાખ શુદી ૭ ને ગુરુવારના દિવસે ભારી ઉત્સવ સાથે વાસુપૂજ્યસ્વામી આદિ ૧૫ બિ બોની પ્રાણપ્રતિષ્ઠા કરી અને એ જ મુહૂર્તે ત્યાના ગૃહજિનાલયમા

સુવિધિનાથ તથા પાર્શ્વનાથની પ્રતિમાઓની પણ અંજન શલાકા કરી

૧૫ પીપલોદા( માળવા )મા સં ૧૯૫૪ વૈશાખ શુદી ૭ ના રોજ સુવિધિનાથ આદિ પ્રતિમાઓ, કળશ તથા દંડધ્વજની પ્રતિષ્ઠા ભારે સમારંભ સહ કરી

૧૬ આહો ( મારવાડ )મા ગોડી પાર્શ્વનાથ ચૈત્યની ( ૫૦ ) દેવકુલિકાઓ માટે, મહાવીર ચૈત્યના માટે અને પાહુણા તરીકે સમય ઉપર બીજા ગામોમા દેવાને માટે, સં૦ ૧૯૫૫ ફાગણ વદી ૫ ગુરૂવારના દિવસે મહાન્ ઉત્સવપૂર્વક ૯૦૦ જિનબિંબોની પ્રાણપ્રતિષ્ઠા કરી અને ૫૬ કલશ તથા ૫૬ દંડધ્વજાઓની પ્રતિષ્ઠા કરી

૧૭ સિયાણા( મારવાડ )મા પરમાર્હત્ કુમારપાળ ભૂપાળે બનાવેલ સુવિધિનાથ ચૈત્યની સંઘે કરાવેલ દેવકુલિકાઓમા બિરાજમાન કરવાને માટે સં૦ ૧૯૫૮ મહા શુદી ૧૩ ગુરૂવારના રોજ ભારે ઉત્સવની સાથે અજિતનાથ આદિની ૨૦૧ પ્રતિમાઓની અંજનશલાકા કરી

૧૮ આહોર( મારવાડ )મા તપાગચ્છીય ધર્મશાળાની ઉપર આરસોપલની છત્રીમા ધાતુમય શાન્તિનાથ આદિ પ્રતિમાઓની અને વૃહત્ જૈન આગમભંડારની સં૦ ૧૯૫૯ મહા વદી ૧ બુધવારના રોજ ભારે ઉત્સવથી પ્રતિષ્ઠા કરી

૧૯ ગુડાબાલોતરા( મારવાડ )મા પોરવાડ અચલાજી હોલાજીએ બનાવેલ જિનાલયમા સં૦૧૯૫૯ મહા શુદી ૫ ના રોજ મહોત્સવ સહિત ધર્મનાથ પ્રભુ આદિ પ્રતિમાઓની પ્રતિષ્ઠા કરી

૨૦ પ્રાચીન તીર્થ કોરટાજીમા આદિનાથાદિ જિનબિંબો-

 

પ્રાચીન જિનેની પ્રતિષ્ઠા અને મમય પર અન્ય ગામના સઘોને આપવા માટે સ ૧૯૫૯ વૈશાખ શુદી ૧૫ ગુરૂવારના રોજ દશ દિનાવધિક ઉત્સવ સહ મહાવીર પ્રભુ આદિના ૨૦૧ ભવ્ય જિનેની પ્રાણપ્રતિષ્ઠા કરી

૨૧ બાગ(માળવા)મા સોધશિખરી ચૈત્યના માટે સ ૧૯૬૧ માગસર શુદી ૫ ના રોજ વિમલનાથસ્વામી આદિ ૭ પ્રતિમાઓની પ્રતિષ્ઠા અજનશલાકા કરી

૨૨ રાજગઢ( માલવા )મા ખજાનચી દોલતરામ ચુનીલાલ પોરવાડના બનાવેલા અષ્ટાપદ ચૈત્યમા સ૦ ૧૯૬૧ મહા શુદી ૫ ગુરુવારના દિવસે દશ દિનાવધિક ઉત્સવ સાથે ઋષભદેવાદિ ૫૧ જિનેની પ્રતિષ્ઠા-અજનશલાકા કરી

૨૩ રાણાપુર( માલવા )મા સઘે બનાવેલા જિનાલયમા બિરાજમાન' કરવાને માટે સવત ૧૯૬૧ ફાગણ શુદી ૩ ને ગુરૂવારને દિવસે ધર્મનાથ આદિ ૧૧ જિનેની પ્રતિષ્ઠા અજનશલાકા કરી

૨૪ જાવરા( માલવા )મા લક્ષ્મીચદ લોઢાના બનાવેલ જિનાલયમા સ૦ ૧૯૬૨ પોષ શુદી ૭ ના રોજ શીતલનાથાદિ પ્રતિમાઓની પ્રતિષ્ઠા કરી

૨૫ સરસી( માલવા )મા સશિખર ચૈત્યમા સ૦ ૧૯૬૨ જ્યેષ્ઠ શુદી ૪ ના રોજ ચદ્રપ્રભુ આદિ જિનેની પ્રતિષ્ઠા કરી

૨૬ રાજગઢ( માલવા )મા દોલતરામ હીરાચદના બધાવેલ ગુરુમદિરમા પાર્શ્વનાથ, ગૌતમસ્વામી તથા ગુરુપ્રતિમાની પ્રાણપ્રતિષ્ઠા સવત ૧૯૬૨ માગશર શુદી ૨ ના રોજ મહાન ઉત્સવ સહિત કરવામા આવી

૭૪ પ્રશ્ન-સ્વર્ગમા ચદ્ર, સૂર્યનો પ્રકાશ છે કે નથી?

ઉત્તર-ચદ્ર, સૂર્ય વગેરે જ્યોતિષી દેવો તિરછી લોકમા છે એનો પ્રકાશ પણ તિર્છા લોકના જ હોય છે સ્વર્ગમા રત્નોનો પ્રકાશ છે ચદ્ર સૂર્યનો નહિ સુમેરુની સમભૂતળા પૃથ્વીથી ૭૯૦ યોજન ઊચા તારા, એનાથી ૧૦ યોજન ઊચો સૂર્ય, એથી ૮૦ યોજન ઊચે ચદ્ર, એનાથી ૪ યોજન ઊંચા નક્ષત્રો, એથી ૪ યોજન ઊચે બુધ, એનાથી ૩ યોજન ઊચો શુક્ર, એથી ૩ યોજન ઊચે ગુરૂ, એનાથી ૪ યોજન ઊચો મગળ અને એનાથી ૩ યોજન ઊચે શનિ રહેલો છે એ પ્રમાણે ૭૯૦ યોજનની ઊચાઈ અને ૧૧૦ યોજનની જાડાઇમા જ્યોતિષચક્ર રહેલુ છે

( બૃહત્સગ્રહણી સૂત્ર ગાથા ૩૮-૪૦ )

૭૫ પ્રશ્ન-મુખવસ્ત્રિકા ( મુહપત્તિ ) શુ સાધુ આચારનુ ચિન્હ છે? કે વાયુકાયની રક્ષાને માટે છે?

ઉત્તર-સાધુ આચારનુ ચિન્હ તો છે જ, પરતુ એનાથી વાયુકાયની રક્ષા નથી થતી વિચારસગ્રહમા લખે છે કે-સૂક્ષ્મ વાયુથી બાદરવાયુની, બાદરવાયુથી સૂક્ષ્મવાયુની, સૂક્ષ્મવાયુથી સૂક્ષ્મવાયુની અને બાદરવાયુથી બાદરવાયુની હિસા નથી થતી ભાષાવર્ગણાના પુદ્ગલો સોળગુણા હોય તો પણ એનાથી બાદર-વાયુને પીડા થતી નથી આચારાગનિર્યુક્તિમા કહ્યુ છે કે-ત્રસકાય વાળા કુથુઆ વગેરે સૂક્ષ્મ જીવો મોઢામા પડીને મરી ન જાય માટે એની રક્ષાને માટે બોલતી વખતે સાધુ સાધ્વીઓએ મુખની સામે મુખવસ્ત્રિકા રાખવી જોઇએ

૭૬ પ્રશ્ન-આત્મા અને વાયુકાયના પ્રદેશ કેટલા છે?

ઉત્તર-અવિભાજ્ય નિરશ અશનુ નામ પ્રદેશ છે સસાર

મા જીવ માત્રના અસખ્યાતા પ્રદેશો છે અને દરેક પ્રદેશમા આત્મસત્તા વિદ્યમાન છે પ્રત્યેક જીવના આત્મપ્રદેશ સમાન છે હાથીના શરીરમા જેટલો આત્મપ્રદેશ છે એટલા જ કીડી અને કુથુઆ વગેરે જતુના શરીરમા છે એનામા સકોચ-વિકાસ અવશ્ય છે પણ વધઘટપણુ નથી જીવ અનાદિ કાળથી કર્મ-સળધમા જકડાએલ પડયા છે અને એથી એમને નાનામોટા શરીર મળે છે, પરતુ નાનામોટા શરીર પ્રાપ્ત થવા છતા પણ એમના આત્મપ્રદેશોમા ન્યૂનાધિકતા નથી હોતી

સાકળથી બધાએલો હાથી જેવી રીતે પોતાના બળને કાર્યરૂપમા લઇ શકતો નથી પરતુ જ્યારે એને પોતાના બળનુ પૂરેપૂરુ ભાન થાય છે ત્યારે તે સાકળને તોડતા વખત લગાડતો નથી તેવી જ રીતે આત્મા પણ જ્યાસુધી કર્મરૂપ સાકળથી બધાએલો રહે છે ત્યા સુધી તે નિર્બળ બનેલો છે, પરતુ જ્યારે તેને પોતાની અનત શકિતનુ ભાન થાય છે ત્યારે તે કર્મજજીરને તોડી અજરામર-મોક્ષસ્થાનને પ્રાપ્ત કરવામા વાર લગાડતો નથી

ગુડા બાલોતરા ( મારવાડ ) તા ૩૧-૫-૪૬

---

## પ્રશ્નકાર-મુનિ વસતવિજયજી—ઈન્દોર ( મારવાડ )

**૭૭ પ્રશ્ન-સાધુના ઉપકરણ કેટલા ?, એનુ પ્રમાણ શું છે ?**

**ઉત્તર**-ઓઘનિર્યુકિત વગેરે શાસ્ત્રોમા સ્થવિરકલ્પી મુનિના માટે ઉપકરણોની સખ્યા ચૌદ બતાવેલી છે તે આ પ્રમાણે છે (૧) **પાત્ર**-નન્દીપાત્ર, ભોજનપાત્ર તથા જલપાનાદિ પાત્ર, પહેલુ પાત્ર ગોચરી લાવવાને માટે, બીજુ પાત્ર ભોજન કર

વાને માટે અને ત્રીજુ પાત્ર જલપાન આદિના માટે છે ( ૨ ) **પાત્રબ ધ**-પાત્રોને બાધીને રાખવા માટેની ઝોળીઓ દોઢ હાથ સમચોરસની બે ( ૩ ) **પાત્રસ્થાનક**-પાત્ર તથા ઉપધિને નીચે બિછાવવાને માટે કામળનો કકડો એક હાથ લાબો અને અડધો પોણો હાથ પહોળો એક ( ૪ ) **પાત્રકેશરિકા**-પાત્રોને પૂજવાને માટે ઊનની દશીની બનાવેલી સોળ આગળ લાગી ડાડી સહિતની પૂજણી એક ( ૫ ) **પડલા**-ગોચરીસમયે જતા પાત્રો ઉપર ઢાકવાને માટે કપડાના અઢી હાથ લાબા અને સવા હાથ પહોલા ઉનાળામા ૨, શિયાળામા ૪ અને ચોમાસામા ૫ ( ૬ ) **રજસ્રાણ**-દરેક પાત્રની આસપાસ લપેટવા માટેનુ દોઢ હાથ સમચોરસ મલમલનુ એક કપડુ તથા ( ૭ ) **ગુચ્છક**-પાત્રોની બાધેલી ઝોળી ઉપર બાધવાને માટે સોળ આગળ સમચોરસ કામળના બે ટુકડા એ પ્રમાણે પાત્ર સ બ ધી સાત ઉપકરણો જાણવા જોઇએ ( ૩ ) **કલ્પત્રિક**-મલમલની બે ચાદરો અને એ ચાર હાથ લાબી તેમજ અઢીથી ત્રણ હાથ પહોળી કામળી ( ૪ ) **રજોહરણ**-ચોવીશ આગળની દાડી, આઠ આગળ લાબી ઊનની દશીઓ તથા ઘેરાવામા હાથીના પગ જેવો ગોળ ઓઘો ( ૫ ) **મુખવસ્ત્રિકા**-લટ્ટા, ઝીણ યા જગન્નાથીની સોળ આગળ સમચોરસ મુહપત્તિ ( ૬ ) **ચોળપટ્ટો**-જગન્નાથી, લટ્ટા યા પાતળી ખાદીનો વૃદ્ધ સાધુને માટે અઢી-ત્રણ હાથ લાબો તથા યુવાન સાધુને માટે ચાર હાથ લાબો અને સવા-દોઢ હાથ પહોળો ( ૭ ) **માત્રક**-લઘુનીતિ કરીને પરઠવવાને માટે લાકડાનુ, માટીનુ કે ચીનાઇ માટીનુ વાસણ એ પ્રમાણે સાત ઉપકરણ શરીર સ બ ધી જાણવા જોઇએ

એ સિવાય સ યમ સાધનાર્થે સ થારિયુ, ઉત્તરપટ્ટો, ડાડો, ઠ ડાસણ વગેરે જરૂરીયાતના સાધનો પણ પૂર્વકાળમા ઉપાશ્રયો-



ગા મળી શકતા હતા આજ કાલ તે મળતા નથી માટે એ પણ સાધુઓએ પોતાની પાસે રાખવા પડે છે

૭૮ પ્રશ્ન-બેઠક, દંડ અને શીર્ષાસન વગેરે વ્યાયામ સાધુઓ કરી શકે કે નહીં ?

ઉત્તર-હિંસક તેમજ શરીરઘાતક વ્યાયામ સાધુઓએ ન કરવા જોઈએ શીર્ષાસન, દંડ આદિ વ્યાયામ કરવાથી શરીરઘાત અને વાયુકાયના જીવોની હિંસા થવાનો સંભવ છે, એથી સાધુઓને માટે એવો વ્યાયામ કરવો અયોગ્ય છે

અપ્રતિબદ્ધ વિહાર કરવો, આતાપના લેવી, કાયોત્સર્ગ કરવો, વિદ્યાભ્યાસ કરવો, તપસ્યા કે ધ્યાન કરવુ, વૈયાવૃત્ય કરવી, પ્રતિક્રમણ કે પ્રતિલેખન કરવી અને ક્રિયા-અનુષ્ઠાનોમા નિર્દોષ પ્રવૃત્તિ કરવી સાધુઓને માટે આ જ વ્યાયામ લાભદાયક છે

૭૯ પ્રશ્ન-સાધુએ લંગોટ લગાવવી કે નહીં ?

ઉત્તર-લંગોટ, અર્ધધોતિ, નેકર, લંગોટી એ વિકૃત વેશ સાધુને માટે સર્વથા નિષેધ્યો છે જો ચાલવાથી રગો ઘસાતી હોય, જંઘા અને બેઠકમા ફોલ્લાઓની તકલીફ થઇ હોય ઈત્યાદિ કારણોની ઉપસ્થિતિમા લંગોટ રાખી શકાય છે વિના કારણ ન રાખી શકાય,

૮૦ પ્રશ્ન-પ્રતિક્રમણમા કાઉસગ્ગ કયા સુધી કરવો ?

ઉત્તર-સાંજના દેવસિકપ્રતિક્રમણમા ગમનાગમનની આલોચનાના કાયોત્સર્ગમા અભિહૃત આદિ ૧૦ પદોથી જીવોને જે પરિતાપ થયો હોય તેનો વિચારણપૂર્વક મિચ્છામિ દક્કડ આપવો જોઇએ, પરંતુ આજકાલ પ્રમાદ તથા અજ્ઞાનવશ એ વિચારણાનો

અભાવ છે એથી કરીને એમા ચાર નવકાર અથવા એક લોગસ્સ "ચ દેસુ નિમ્મલયરા" સુધીનો ગણવાનો રિવાજ છે

અતિચારચિ તન કાયોત્સર્ગમા સાધુ શ્રાવકોએ પોતે પોતાના અતિચારો-દોષોની આલોચના કરવી જોઈએ, પર તુ આજકાલ એની જગ્યાએ આઠ નવકાર અથવા 'ચ દેસુ નિમ્મલયરા' સુધી બે લોગસ્સ કે આઠ નવકાર ગણાય છે

આયરિય ઉવજ્ઝાયે પછીના કાયોત્સર્ગમા જ્ઞાન, દર્શન, ચારિત્ર સબધી આલોચના કરવાની છે આજે એને બદલે આઠ નવકાર અથવા 'ચ દેસુ નિમ્મલયરા' સુધીના બે લોગસ્સ તથા ચાર, ચાર નવકાર યા એક એક લોગસ્સ ગણાય છે

સ્તવન બોલ્યા પછીના દેવસિઅ પ્રાયશ્ચિત્ત સશોધનના કાયોત્સર્ગમા સૂક્ષ્મ અતિચારોની પુનરાવૃત્તિથી વિચારણા કરવી જોઈએ વર્તમાન કાળે તેની જગ્યાએ સોળ નવકાર યા 'ચ દેસુ નિમ્મલયરા' સુધીના ચાર લોગસ્સ ગણાય છે અને 'દુક્ખક્ખય કમ્મક્ખય'ના કાઉસગ્ગમા પણ એ જ પ્રમાણે સોલ નવકાર અથવા 'સાગરવરગભીરા' સુધીના ચાર લોગસ્સ ગણાય છે

રાત્રિ પ્રતિક્રમણમા શીલસગના કુસ્વપ્ન કાયોત્સર્ગમા 'સાગરવરગભીરા' સુધીના ચાર લોગસ્સ અને અન્ય કુસ્વપ્નમા 'ચ દેસુ નિમ્મલયરા' સુધી ચાર લોગસ્સ ગણવાનો રિવાજ છે

તપ ચિ તવણીના કાઉસગ્ગમા છ માસી તપથી લઈને ઘટાડતા નવકારસી સુધીની વિચારણા કરીને યથાશક્તિ તપ કરવાની પ્રતિજ્ઞા કરવી જોઈએ, પર તુ એ વિચારણાના અભાવે સોળ નવકાર યા 'ચ દેસુ નિમ્મલયરા' સુધીના ચાર લોગસ્સ ગણાય છે બાકીના કાયોત્સર્ગ દેવસી પ્રતિક્રમણ પ્રમાણે છે



પાક્ષિક, ચાતુર્માસિક અને સંવત્સરિક પ્રતિક્રમણના કાયોત્સર્ગોમા અનુક્રમે 'ચંદેસુ નિમ્મલયરા' સુધીના ૧૨, ૨૦, તથા ૪૦ લોગસ્સ અથવા ૪૮, ૮૦ અને ૧૬૦ નવકાર ગણાય છે બાકીના બધા કાઉસગ્ગો દેવસી પ્રતિક્રમણ પ્રમાણે સમજવા જોઇએ

**૮૧ પ્રશ્ન**–પડિલેહણ કરવાનો ટાઇમ કયારે હોય છે?

**ઉત્તર**–સાધુ સાધ્વીઓને સ્વાધ્યાય ધ્યાન, આહાર, વિહાર, પ્રતિલેખન, પ્રતિક્રમણ વગેરે ક્રિયાઓ નક્કી કરેલા સમયે જ કરવી જ જોઇએ આળસ, વાતોનુ પ્રલોભન કે શિથિલતાથી ક્રિયાઓના સમયમા ફેરફાર કરવાથી આજ્ઞાભગનો દોષ લાગે છે શાસ્ત્રકારોએ પડિલેહણ કરવાનો સમય ત્રણ કે સાડાત્રણ વાગ્યાનો નક્કી કરેલો છે જે સાધુ સાધ્વી અપ્રતિલેખિત ભાડોપકરણ વાપરે છે અને એને ધરોહર રૂપથી ઉપાશ્રય યા ગૃહસ્થના ઘરે રાખી મૂકે છે તે અનાચારી કે પાપશ્રમણ સાધુ છે

ભૂતિ ( મારવાડ ) તા ૧૦–૬–૪૬

---

## પ્રશ્નકાર-સાધ્વી શ્રી મુક્તિશ્રીજી-વાગરા

**૮૨ પ્રશ્ન**–ઉદય આવનારી પુન્ય પ્રકૃતિઓમા ધન, પુત્ર વગેરે મળવાનુ કહ્યુ નથી, તો એની પ્રાપ્તિ કઇ રીતે થાય છે?

**ઉત્તર**—ધન, પુત્ર વગેરેની પ્રાપ્તિ જો કે પુન્ય પ્રકૃતિઓમા બતાવેલી નથી, તો પણ કર્મોના ક્ષયોપશમથી જીવોને દાનાદિ લબ્ધિઓની પ્રાપ્તિ થાય છે ક્ષયોપશમસપન્ન જીવ જીવદયા, પરોપકાર અને શીલ પરિપાલનથી યથાસભવ પુન્યોપાર્જન કરે

છે અને એના પ્રભાવથી એન યોગ્ય ભોગોપભોગ સામથી મલે છે કહ્યુ પણ છે કે—

आउदीहमरोगमंगमसम रूव पगिट्ठ बल,
सोहग्ग जगुत्तम निरुवमो भोगो जसो निम्मलो ।
आएसेक्कपरायणो परियणो लच्छी अविच्छेइणी,
होज्जा तस्स भवंतरे कुणइ जो जीवाणुरूप नरो ॥१॥

कुमारपालप्रबन्ध, ३ प्रकरण.

જે મનુષ્ય જીવો ઉપર દયા રાખે છે તે બીજા ભવોમા લાબુ આયુષ્ય, રોગ વિનાનુ શરીર, અસાધારણ રૂપ, ઉત્કૃષ્ટ બળ, ઉત્તમ સૌભાગ્ય, અનુપમ ભોગોપભોગ, નિર્મળ યશ, અનુકૂળ કુટુબીજનો અને અવિનાશી લક્ષ્મી મેળવે છે

आण ताण कुणति जो डियकरा दामव्व सव्वे सुरा,
मायगा हि जलग्गिसिंहपमुहा वट्टति ताण वसे ।
हुज्जा ताण कुओवि नो परिभवो सग्गापवग्गसिरि,
ताण पाणितल उवेइ विमल सील न लुपति जे ॥१॥

જે મનુષ્ય પોતાના બ્રહ્મચર્યને કદી પણ દૂષિત કરતો નથી એની આજ્ઞાને ગુલામના સમાન દેવતાઓ પણ હાથ જોડીને મસ્તક પર ચઢાવે છે હાથી, સાપ, જળ, અગ્નિ, સિહ વગેરે ભયકર જતુઓ આદિ પણ એને આધીન રહે છે કોઈથી પણ એનો પરાભવ થતો નથી અને સ્વર્ગ તથા અપવર્ગરૂપ લક્ષ્મી એના હસ્તકમા આવીને બિરાજમાન થાય છે

सगामे गयदुग्गमे हुयवहे जालावली सकुले,
कतारे करिवग्घसीहविसमे सेले बहूचद्दवे ।
अभोहिम्मि समुल्लसतलहरी लंघिज्जमाण वरे,
सव्वो पुव्वभवज्जिएहिं पुरिसो पुन्नेहिं पालिज्जए ॥ १ ॥

હાથીઓથી દુર્ગમ બનેલા રણાગણમા, જ્વાલાઓથી વ્યાપ્ત થયેલી અગ્નિમા, હાથી, વાઘ, સિંહ વગેરે હિંસક પ્રાણીઓથી યુકત જ ગલમા, અત્યત ઉપદ્રવવાળા પર્વતોમા અને આકાશ સુધી ઉછળતા મોજા વાળા સમુદ્રમા, જીવમાત્રની રક્ષા એના પૂર્વભવમા મેળવેલુ પુન્ય જ કરે છે

૮૩ પ્રશ્ન-ઉત્તમ પુરુષો શાનુ આચરણ નથી કરતા ?

ઉત્તર-ઉત્તમ માર્ગ પર કટિબદ્ધ રહેલુ એ સારા મનુષ્યોનો સ્વાભાવિક ધર્મ છે એથી જ તે સ્વ-પરને હાનિ પહોચે તેવા કર્તવ્યોથી સદા અલગ રહીને સ્વ-પરના ઉદ્ધાર કાર્યમા સલગ્ન રહે છે કહ્યુ પણ છે કે—

जेण कुल कलुसिज्जइ, सुयणा रिज्जति उलसति खला ।
कठगय जीवियावि हु, सप्पुरिसा आयरति न त ॥ १ ॥

જે કાર્યથી પોતાનુ કુળ દૂષિત બને, સ્વજનોને દુખ ઉત્પન્ન થાય અને દુર્જનોને મજા આવે એવા કાર્યોનુ ઉત્તમ માણસો પ્રાણાન્તે પણ આચરણ કરતા નથી

## પ્રશ્નકાર-મુનિશ્રી નીતિવિજયજી—ઈન્દોર ( માલવા )

૮૪ પ્રશ્ન-ગુરુ સમકિત દેનારને જ માનવા કે અન્ય ગચ્છવાલાને પણ માનવા ? સ્વગચ્છીય ગુરુની પાસે જ સમકિત લેવુ કે અન્ય ગચ્છવાળા સાધુની પાસેથી પણ લેવુ ?

ઉત્તર-ગુરુ તો સમકિત દેનાર જ મનાય છે અને એનુ ગ્રહણ પણ પોતાના જ ગચ્છના આચાર્યાદિ પાસેથી જ કરવું જોઇએ, પરંતુ અન્ય ગચ્છીય આચાર્યાદિ જો પંચ મહાવ્રતના પાલક હોય, શ્વેત માનોપેત તેમજ જીર્ણપ્રાય વસ્ત્રના ધારક હોય અને સમયાનુસાર ચારિત્ર ધર્મનો ઉપયોગ કરવાવાળા હોય તો એમને યથાવત્ વંદનાદિ કરવામા કોઇ દોષાપત્તિ નથી

૮૫ પ્રશ્ન-સમકિત કોને કહેવાય ?

ઉત્તર-સમ્યક્ત્વ, શ્રદ્ધા, બોધિ, પ્રતીતિ, આત્મવિશ્વાસ, એક ટેક આદિ સમકિતના પર્યાય શબ્દો છે એથી કરીને સુદેવ, સુગુરુ, સુધર્મ એ ત્રણે ઉપર આતરિક વિશ્વાસ હોવો જોઇએ તે જ સમકિત કહેવાય છે કહ્યુ પણ છે કે—

**अरिहं देवो गुरुणो, सुसाहुणो जिणमय मह पमाणं ।**
**इचाइ सुहो भावो, सम्मत्तं बिंति जगगुरुणो ॥ १ ॥**

સર્વ દોષોથી રહિત અરિહંત દેવ, મહાવ્રતોના પાળનાર ઉત્તમ સાધુ ગુરુ અને અહિંસા-માર્ગ પ્રતિપાદક જૈનધર્મ-એ ત્રણ મને માન્ય છે એવા પ્રકારની અતૂટ શ્રદ્ધા રાખવી તેનુ નામ ' સમ્યક્ત્વ ' છે ( સંબોધસત્તરી )



जस्सारिहंते मुणिसत्तमेसु, मुक्तु न नामेइ सिरो परस्स ।
निव्वाणसुक्खाणनिहाणठाण तस्सेव सम्मत्तमिणं विसुद्ध ॥

જે મનુષ્યનું શિર અરિહંત દેવ, તથા ઉત્તમ સાધુઓ વિના બીજા કોઈને નમતુ નથી એનું અનંત ચતુષ્ટયરૂપ નિધાનનું સ્થાન અને મોક્ષસુખનું આપનાર વિશુદ્ધ સમ્યક્ત્વ જાણવું જોઈએ      ઉપદેશપ્રાસાદ, ૨ સ્તભ, ૧૮ મુ વ્યા૦

૮૬ પ્રશ્ન—હીન, દીન, દુખીને અન્નાદિ આપવાનું નામ અનુકંપા દાન છે તો સાધુને દેવાનું નામ શું ? 'વંદિત્તા સૂત્ર'ની ૩૧ મી ગાથાની શું મતલબ છે ?

ઉત્તર—સાધુ, સાધ્વીને જે અન્ન, વસ્ત્ર, પાત્ર વગેરે આપીએ છીએ તેનુ નામ સુપાત્રદાન છે, અનુકંપાદાન નહીં અસહાયને સહાય આપવી તે અનુકંપા કહેવાય છે કહ્યુ પણ છે કે—

दीनदु.स्थितदारिद्रय—प्राप्तानां प्राणिनां सदा ।
दु.खनिवारणे वाञ्छा, सोऽनुकम्पाभिधीयते ॥ १ ॥

દીન, દુખી અને દરિદ્ર અવસ્થાથી પીડાતા પ્રાણીઓને હમેશા દુખથી છોડાવવાની ઈચ્છા રાખવી અથવા એમને સુખી કરવા માટે સહાય આપવી તે અનુકંપા કહેવાય છે વંદિત્તા-સૂત્રની ગાથાનો આશય એ છે કે—

सुहिएसु अ दुहिएसु अ, जा मे असंजएसु अणुकंपा ।
रागेण व दोसेण व, तं निंदे तं च गरिहामि ॥ ३१ ॥

સુખી અથવા દુખી અને અસંયમી પ્રાણીઓને પ્રેમ કે અપ્રેમથી જે કંઈ સહાય આપીએ તેની હું નિંદા અથવા ગર્હા

કરુ છુ એની અનુમોદના નથી કરતો કારણ કે અનુકપાદાનથી સાસારિક સુખોની પ્રાપ્તિ થાય છે વળી આત્માઓ એને ચાહતા નથી તેઓ તો મોક્ષસુખની ઈચ્છા કરે છે એથી કરીને આલોચના વિધાનમા સાસારિક સુખવર્ધક અનુકપાદાનની નિદા–ગર્હા કરેલી છે, તે સસારસુખ વાછા વિષયક સમજવી જોઇએ પ્રભુ દીક્ષાની એક વર્ષ પહેલા જે વાર્ષિક દાન આપે છે તે અનુકપાદાનની જ અતર્ગત છે જે એમના જીતવ્યવહારના દ્યોતક અને અનુકપાદાનની પ્રવૃત્તિના સમર્થક છે

૮૭ પ્રશ્ન સ્વધર્મી કોને કહેવો ? અન્ય જાતિવાળાને સ્વધર્મી માનવો કે નહીં ? એની સાથે ભોજનવ્યવહાર અથવા જાતિના અપરાધી સ્વધર્મીની સાથે ભોજનાદિ વ્યવહાર થઈ શકે કે નહીં ?

ઉત્તર–એક ગચ્છ, એક ધર્મ અને એક ક્રિયાનુષ્ઠાન જેમનુ છે એમની વચ્ચે પરસ્પર સ્વધર્મી ભાઇનો નાતો છે એમની સાથે બધુઓથી પણ વધારે પ્રેમ રાખવો જોઇએ અને દરેક કાર્યમા એમને અપનાવવા જોઇએ ધર્મમા જાતિનુ બધન નથી બીજી જાતિના સ્વધર્મી યા જાતિભ્રષ્ટ સ્વધર્મીની સાથે ક્રિયાનુષ્ઠાન કરવામા કોઇપણ જાતની દોષાપત્તિ નથી મનાતી પકિતની અદર બેસીને જમવાનો સવાલ જાતિ સાથે સબધ રાખે છે એથી એનો નિર્ણય જાતિવાળાઓના વિચારો પર નિર્ભર છે

૮૮ પ્રશ્ન–સમાન ધર્મી સાધુ-સાધ્વી જો વૈમનસ્યના કારણે પ્રતિક્રમણ તેમજ ગોચરી અલગ કરતા હોય તો એમની સાથે કેવો વ્યવહાર રાખવો ?

ઉત્તર–પ્રથમ એમને દરેક રીતે સમજાવીને પ્રતિક્રમણ અને ગોચરીમ ભળમા સામેલ કરવાનો પ્રયત્ન કરવો જોઇએ, છતા

જો ન માને તો એમનુ વદન અને મંડળીવ્યવહાર તદ્દન બંધ કરવો જોઇએ એવી ગચ્છની શિષ્ટમર્યાદા છે

૮૯ પ્રશ્ન—અભિધાનરાજેન્દ્રકોષના ચોથા ભાગમા ૨૯–૩૩ પૃષ્ઠ સુધી ' दिशावकासिक तु दिवसप्रहरमुहूर्तादिपरिमाण " એને શુ દિશાવકાસિક વ્રત કહે છે ?

ઉત્તર—દિશાવકાસિક વ્રત બે પ્રકારનુ છે—સામાયિક સહિત અને સામાયિક રહિત અભિધાનરાજેન્દ્રના ચોથા ભાગમા કહેલ બે ઘડી, એક પહોર અને એક દિવસ આદિ પરિમાણમા ભોગોપભોગ યોગ્ય વસ્તુઓનો તથા ગ્રામાન્તર જવા આવવાનો નિયમ નક્કી કરવો અથવા ચૌદ નિયમમા રાખેલી વસ્તુઓનો પરિભોગ કરવો એ સામાયિક રહિત દિશાવકાસિક વ્રત કહેવાય છે કહ્યુ છે કે—

देसावकासिय पुण, दिसियपरिमाणस्स निच्च सखेवो ।
अहवा सव्ववयाण सखेवो पइदिण जाउ ॥ १ ॥

દિશાઓમા જવા આવવાનો હમેશા સંક્ષેપ કરવો અથવા શ્રાવક સબંધી બાર વ્રતોનો પ્રતિદિન યથાશકિત સંક્ષેપ કરવો એનુ નામ દિશાવકાસિક છે ( ઉપદેશપ્રાસાદ ૧૦ સ્તભ, ૧૪૫ વ્યાખ્યાન )

એકી સાથે ત્રણ, છ, દશ, એક દિન, એક રાત્રિ, અહોરાત્રિ યા અધિક દિવસની સામાયિકના પ્રતિબંધનમા રહીને દ્રવ્યથી દિશાવકાસિકમા નિયમથી વધારે વસ્ત્રાદિ ન વાપરવા, ક્ષેત્રથી ચારે બાજુ નિયમિત ભૂમિથી બહાર ન જવુ, કાળથી ટાઇમ પૂરો થયા વિના દિશાવકાસિક ન પારવુ અને ભાવથી તેમા

સ્વાધ્યાય ધ્યાન કરવુ —એ પ્રકારનો અભિગ્રહ ધારણ કરવો એ સામાયિક સહિત દિશાવકાસિકા વ્રત કહેવાય છે એ દિશા વકાશિક પોસહ પણ કહેવાય છે

૯૦ પ્રશ્ન—શ્રાવકને પચક્ખાણ દેતી વખતે ‘ પારિઠ્ઠાવણિયા ગારેણ ’ બોલવુ કે નહિ ? ત્યાજ્ય વસ્તુ કોઇ આપે તો તેને ખાવી કે નહિ ?

ઉત્તર—‘ પારિઠ્ઠાવણિયાગારેણ ’ પ્રત્યાખ્યાનમા આ વાકય સાધુ સાધ્વી અને પૌષધવાળા શ્રાવક શ્રાવિકાના માટે છે અને એમણે પ્રત્યાખ્યાન લેતી અને દેતી વખતે બોલવુ જોઇએ, પરતુ આજકાલ ઉપયોગ રાખ્યા વિના પ્રત્યાખ્યાન આપવાનો રિવાજ પડી ગયો છે, જે અવાછનીય છે

ત્યાજ્ય વસ્તુ કોઇની પાસેથી મલી જાય તો એને ખાવાથી નિયમભગનો દોષ લાગે છે એથી એને ખાવી ઠીક નથી અથવા ભેલસભેળ હોવા સભવ હોય તો એને દૂર કરીને બીજા પાત્રમા ખાદ્ય વસ્તુ લઈને ભોજન કરવું જોઇએ

૯૧ પ્રશ્ન—અભિધાનરાજેન્દ્ર કોષમા પુષ્પપૂજાનો શું નિષેધ છે ? એના ત્રીજા ભાગના ‘ ચેઇય ’ શબ્દમા ‘ छज्जीवकायसजम ’ ગાથાનો શું મતલબ છે ?

ઉત્તર—અભિધાનરાજેન્દ્ર કોષમા કોઇ જગાએ શ્રાવકના માટે પુષ્પપૂજાનો નિષેધ નથી પૂજાના બે પ્રકાર છે—દ્રવ્યપૂજા અને ભાવપૂજા. એનું બીજુ નામ દ્રવ્યસ્તવ અને ભાવસ્તવ પણ છે દ્રવ્યપૂજામા શ્રાવકને પુષ્પપૂજા કહી છે ‘ ચેઇય ’ શબ્દ પર પણ અભિધાનરાજેન્દ્રના ત્રીજા ભાગના ૧૨૭૨ મા પૃષ્ઠમા લખેલું છે કે —

चित्तवली चित्तगधेहिं, चित्तकुसुमेहिं चित्तवासेहिं ।
चित्तेहिं विउएहिं, भावेहिं विहवाणुसारेहिं ॥ २० ॥

વિચિત્ર પ્રકારના ઉપહારોથી, ઉત્તમ સુગધી દ્રવ્યથી, વિવિધ વર્ણવાળા સુગધી ફૂલોથી, સુગધી વાસક્ષેપ આદિ ચૂર્ણોથી, જાતજાતની આગી આદિ રચનાઓથી અને વિધવિધ પ્રકારના નૃત્યમય ભક્તિભાવોથી પોતાના વૈભવ અનુસાર શ્રાવકોએ પ્રતિમાની પૂજા કરવી જોઇએ [ભાવપૂજા સાધુ અને પૌષધસ પન્ન શ્રાવક પણ કરી શકે છે એમને દ્રવ્યપૂજા કરવી નિષેધી છે એ વાત નીચેની ગાથાથી સ્પષ્ટ થાય છે—

छज्जीवकायसजमे, दवत्थए सो विरुज्झए कसिणो ।
तो कसिण सजमविऊ, पुप्फाइआण इच्छति ॥ १ ॥

પૃથ્વી, જળ, અગ્નિ વાયુ, વનસ્પતિ અને ત્રસ એ છ કાયના જીવોની રક્ષા કરનારા સાધુ સાધ્વીઓને પુષ્પાદિ પૂજા કરવી નિષેધેની છે એથી કરીને સ યમ ધર્મના જાણનારા સાધુ-સાધ્વીઓએ દ્રવ્યપૂજા ન કરવી જોઇએ શ્રાવક આરભી તેમજ અવિરતિ અથવા વિરતાવિરતી છે એથી એમના માટે દ્રવ્યપૂજા કરવાની આજ્ઞા છે

૯૨ પ્રશ્ન—શ્રાવકને પચ્ચક્ખાણ અથવા કરેમિ ભ તે ઊભા રહીને લેવામા શું દોષ છે ?

ઉત્તર—વિનયભ ગના નિવારણાર્થે પ્રત્યાખ્યાન તથા કરેમિ ભ તેનો પાઠ ઊભા થઇને જ લેવો જોઇએ, અન્યથા દોષ લાગે છે સામાયિકમા 'બેસણે સ દિસાઉં' 'બેસણે ઠાઉં' આદેશો લીધા પછી ચરવળા વિના ઊભુ થવું ન જોઇએ આજકાલ સામાયિક પાઠ બેઠા બેઠા લેવાય છે એ પ્રવૃત્તિ અવાછનીય છે

**૯૩ પ્રશ્ન**—પર્યુષણમા પારણું એકમ કે બીજાના રોજ કાઢવું કે પાચમ સુધી કાઢી શકાય ?

**ઉત્તર**—પર્યુષણપર્વમા પારણા-ઉત્સવનો જે દિન નિયત છે, તે શિષ્ટાચરિત મર્યાદા છે એથી જ એનું પરિવર્તન થઇ શકતુ નથી નક્કી કરેલા દિવસોમા ભાવિકોની ભાવના જેવી અભિવૃદ્ધ થાય છે તેવી પછી કાયમ રહેતી નથી, એમા મદતા આવી જાય છે અને બીજા દિવસોમા બધા ભાવિકોનો સહયોગ પણ એટલો નથી થતા જેટલો નિયત દિવસોમા હોય છે એથી શિષ્ટાચરિત મર્યાદાથી પારણું કાઢવાનો જે દિવસ નક્કી કરેલો છે એમા જ પારણું કાઢવુ લાભકારક છે

**૯૪ પ્રશ્ન**—બાર વ્રતધારીઓને આપવુ એ કયા પ્રકારનુ દાન છે ? સ્થાનકવાસી સાધુઓને આપવુ તે શુ સુપાત્રદાન છે ?

**ઉત્તર**—શાસ્ત્રકારોએ દાન લેવા યોગ્ય પાત્રના ચાર વિભાગો નક્કી કર્યા છે ઉત્તમ, મધ્યમ, જઘન્ય અને અધમ મહાવ્રતધારી, સયમી સાધુ સાધ્વીઓને દાન આપવુ એ ઉત્તમ પાત્ર (સુપાત્ર) દાન છે બાર વ્રતધારી અથવા ન્યૂનાધિક વ્રતધારી શ્રાવક-શ્રાવિકાઓને દાન આપવુ એ મધ્યમ-પાત્ર દાન છે સમકિતધારી શ્રાવક-શ્રાવિકાઓને સહાય આપવી તે જઘન્ય-પાત્રદાન છે અને ઉત્સૂત્રભાષી, પ્રતિમાલુમ્પક, દયાદાનના ઉત્થાપક વગેરેને, સયમભ્રષ્ટ યતિ, શ્રીપૂજ્ય વગેરેને, મિથ્યામતિ તાપસ, બ્રાહ્મણ, ભાટ, ચારણ, સેવક વગેરેને, અને હિસક, કસાઇ, ભીલ, મેણા આદિને દાન આપવુ તે અધમ પાત્રદાન છે શ્રીપાલરાસના પ્રથમખડની સાતમી ઢાળના બાલાવબોધમા લખેલુ છે કે—

मिथ्यादृष्टिसहस्रेषु, वरमेको ह्यणुव्रती ।
अणुव्रतीसहस्रेषु, वरमेको महाव्रती ॥ १ ॥

महाव्रतीसहस्रेषु, वरमेको हि तात्त्विकः ।
तत्त्वात्त्विकसम पात्र, न भूतो न भविष्यति ॥ २ ॥

હજારો અધમ મિથ્યાદૃષ્ટિઓની સરખામણીમા એક શ્રાદ્ધ-વ્રતધારી શ્રાવક ઉત્તમ છે હજારો અણુવ્રતધારી શ્રાવકોની અપેક્ષાએ એક મહાવ્રતધારી મુનિ ઉત્તમ છે હજારો મહાવ્રતધારી મુનિઓની અપેક્ષાએ એક તત્ત્વદ્રષ્ટા સૂરિ ઉત્તમ છે, કારણ કે તાત્ત્વિક મુનિ ાી સમાન સ સારમા પાત્ર અત્યારે નથી તેમ ભવિષ્યમા પણ થવાનુ નથી ઉપરના કથનથી દાન યોગ્ય પાત્રોની વસ્તુસ્થિતિની વાસ્તવિક સમજણ સારી રીતે મળી શકે છે

ભૂતિ ( મારવાડ ) તા ૧૯-૯-૪૬

---

પ્રશ્નકાર—મુનિશ્રી વિદ્યાવિજયજી-માડવપુર (મારવાડ)

૯૫ પ્રશ્ન—તીર્થંકરોની માતાને તીર્થંકરના જન્મ બાદ પછી સન્તાન પેદા થાય છે કે નહિ ?

ઉત્તર—એ વાત નક્કીપણે નથી કોઈને હોય છે અને કોઈને નથી હોતા પ્રભુ નેમિનાથના જન્મ પછી એમની માતાને ત્રણ સ તાન ઉત્પન્ન થયા હતા ઉત્તરાધ્યયન સૂત્રની રહનેમિ નિર્યુક્તિમા લખ્યુ છે કે—

सोरियपुरम्मि नयरे, आसी राया समुद्दविजओत्ति ।
तस्सासि अग्गमहिसी, सिवत्ति देवी अणुज्जगी ॥ ४४३ ॥

तेसिं पुत्ता चउरो, अरिट्ठनेमी तहेव रहनेमी ।
तइओ य सच्चनेमी, चउत्थओ होइ दढनेमी ॥ ४४४ ॥

શૌરીપુરનગરમા સમુદ્રવિજય રાજાની પટરાણી શિવાદેવીને ચાર પુત્ર હતા પ્રથમ અરિષ્ટનેમી–નેમિનાથ, બીજા રથનેમી, ત્રીજા સત્યનેમી અને ચોથા દૃઢનેમી એથી જાણી શકાય છે કે–તીર્થંકરોના જન્મ પછી પણ તેમની માતાને એક કે વધારે સતતિ પેદા થાય છે

૯૬ પ્રશ્ન—સર્પોની કેટલી જાતિઓ છે ?

ઉત્તર—સર્પોની અગણિત જાતિઓ છે એની ગણતરી કરવી અશક્ય છે પરતુ તે જાતો બે વિભાગમા વહેચી શકાય છે ઉત્તરાધ્યયનસૂત્રના રહનેમી અધ્યયનની બૃહત્ ટીકામા લખેલુ છે કે–

सप्पाण किल दो जाइओ गधणा य अगधणा य। तत्थ गधणा नाम जे डसिए मतेहिं आकड्ढिया त विस वणमुहातो आवियति। अगधणा उण अवि मरणमज्झवसति ण य वत-मावियति।

સર્પોમા બે જાતિઓ છે ગન્ધન અને અગન્ધન ગધન જાતિના સાપ કોઇ વ્યક્તિને કરડે તો મત્રથી આકર્ષિત બનીને વમન કરેલું ઝેર ફરીથી આવીને ચૂસી લે છે અગન્ધન જાતિના સાપ મત્રોથી આકર્ષિત બનતા મરી જવું કબૂલ કરે છે પરતુ વમન કરેલુ ઝેર ફરીથી ચૂસતા નથી

---

પ્રશ્નકાર—પુખરાજ જુહારમલજી–આહોર ( મારવાડ )

૯૭ પ્રશ્ન—લોકાન્તિક દેવ શું એકાવતારી હોય છે ?

ઉત્તર—પાચમા દેવલોકના અતમા કૃષ્ણરાજીની અદર લોકાન્તિક દેવોના વિમાન રહેલા છે એક મધ્યમા અને બે બે

પૂર્વાદિ દિશાઓમા આવેલા છે મધ્ય વિમાનવાસી લોકાન્તિક દેવ સર્વ એકાવતારી છે બાકીના આઠ વિમાનોમા વસનારા દેવોમા એકથી વધારે ભવ કરનારા દેવ પણ છે દશમે ભવે તો તે અવશ્ય મોક્ષે જાય છે, દશથી અધિક ભવ તેઓ કરતા નથી, એમ ગ્રથ-સાક્ષિઓથી અભિધાનરાજેન્દ્ર કોષકારનો અભિપ્રાય છે

૯૮ પ્રશ્ન—પરમાવધિજ્ઞાન પુરુષ-સ્ત્રી બનેને થાય છે કે કોને ? એનો કેટલો સમય છે ?

ઉત્તર—સૂર્યોદયની પહેલા જેવી રીતે એના કિરણોનો ઓછો વત્તો પ્રકાશ પડે છે અને પછી સૂર્યનો ઉદય થાય છે, એ પ્રકારે કેવલજ્ઞાન ઉત્પન્ન થવાના સમયે પહેલા જે પ્રકાશ હોય છે તે પરમાવધિજ્ઞાન કહેવાય છે એની બે ઘડીઓ પછી કેવલજ્ઞાન ઉત્પન્ન થાય છે સ્ત્રી કે પુરુષ જેમને કેવલજ્ઞાન ઉત્પન્ન થવાનુ હોય એમને કેવળોત્પત્તિના પહેલા પરમાવધિજ્ઞાન અવશ્ય થાય છે અભિધાનરાજેન્દ્ર ત્રીજા ભાગના "ઓહિ" શબ્દમા પણ લખેલુ છે કે—

परमावधौ समुत्पन्ने सति किला तर्मुहूर्त्तेनावद्यमेव केवलज्ञा नमुत्पद्यते। केवलज्ञानसूर्यस्य ह्युदयपदवीमासादयत प्रथमप्रभा स्फोटकल्प परमावधिज्ञानमतस्तदनन्तरमवश्य भवत्येव केव लज्ञानभास्करोदयमिति विशे०।

પરમાવધિજ્ઞાન ઉત્પન્ન થયા પછી અન્તર્મુહૂર્ત્ત બાદ કેવલ જ્ઞાન અવશ્ય જ ઉત્પન્ન થાય છે ઉદય થયેલા કેવલજ્ઞાનરૂપી સૂર્યની પહેલા પ્રભાસ્ફોટનુ નામ 'પરમાવધિજ્ઞાન' છે એથી એના ઉત્પન્ન થયા પછી કેવળજ્ઞાનરૂપ સૂર્યનો ઉદય અવશ્ય થાય છે જ પૃષ્ઠ ૧૫૩

**૯૯ પ્રશ્ન**—સિદ્ધશિલા ઉપર ઘનોદધિ, ઘનવાત, તનુવાત છે કે નહીં ?

**ઉત્તર**—આધાર વિના આધેય નથી રહેતો સિદ્ધશિલા આધાર નથી, આધેય છે એના ઉપર ઘનોદધિ, ઘનવાત અને તનુવાત નથી અભિધાનરાજેન્દ્ર ૬ ઠ્ઠા ભાગના ૭૧૩ મા પૃષ્ઠનું "ईषत् प्राग्भारा पृथिवी आकाशप्रतिष्ठितेव" આ કથનથી સિદ્ધશિલા આકાશ પર જ પ્રતિષ્ઠિત છે સૂત્રોમા પણ કહ્યુ છે કે-સુધર્મ અને ઇશાન એ બને દેવલોકના વિમાન ઘનોદધિના ઉપર, સનત્કુમાર, માહેન્દ્ર અને બ્રહ્મ એ ત્રણ દેવલોકોના વિમાન ઘનવાત ઉપર, લાન્તક, શુક્ર અને સહસ્રાર એ ત્રણ દેવલોકોના વિમાન ઘનોદધિ અને ઘનવાત બને ઉપર તથા આનત, પ્રાણત, આરણ, અચ્યુત એ ચાર દેવલોકો, નવ ગ્રૈવયકો, પાચ અનુત્તરોના વિમાનો અને સિદ્ધશિલા આકાશના ઉપર સ્થિર છે (સ્થાનાગ સૂત્ર, ઠાણુ ૩, સૂત્ર ૧૮૦)

**૧૦૦ પ્રશ્ન**—કાઉસગ્ગમા આગારોની છૂટ શામાટે આપી છે?

**ઉત્તર**—શરીર સબધી ક્રિયાઓ હમેશા થતી રહે છે અને તેને રોકવાથી શરીરમા અશાતિ પેદા થવાનો સભવ છે એ ક્રિયાઓ થતી હોય છતા પણ કાયોત્સર્ગનો ભગ ન થાય એના માટે શાસ્ત્રકારોએ આગાર આપવાની છૂટ આપી છે કાયોત્સર્ગના અધિકારીઓમા બધા પ્રાણીઓ સરખા હોતા નથી એમા કોઇ દુર્બલ હોય છે તો કોઇ ડરપોક પણ હોય છે એવા પ્રાણીઓ વખત પર ગભરાઇ જઇને ધર્મધ્યાનના બદલે આર્તધ્યાનમા ફસાઇ જાય છે એમના માટે આગારોની છૂટ રાખવી આવશ્યક છે આગારોની છૂટ આ પ્રમાણે છે—

૧ ઊસસિએણ-ઊચો શ્વાસ લેવો ૨ નિસસીએણ-શ્વાસને

બહાર કાઢનો ૩ ખાસિએણુ–ખાસી આવવી ૪ છીએણુ–છીંક આવવી ૫ જભાઇએણુ–બગાસુ આવવુ ૬ ઉડુએણુ–ઓડકાર આવવો ૭ વાયનિસ્સગ્ગેણુ–અધોવાયુનુ સરવુ ૮ ભમલીએ-ચક્કર આવવા ૯ પિત્તમુચ્છાએ-પિત્તના વિકારથી મૂર્છા આવવી. ૧૦ સુહુમેહિં અંગસચાલેહિં–શરીર અને તેના ભાગો ધીમે ધીમે હાલવા ચાલવા ૧૧ સુહુમેહિં ખેલસચાલેહિં–કફ આવવો, થુંક આવવુ અને નાકમાથી પાણી ઝરવુ ૧૨ સુહુમેહિં દિટ્ઠિસચાલેહિં–નજરનુ સ્વાભાવિક રીતે ધીમે ધીમે હલનચલન થવુ એ ઉપરાત હારિભદ્રાવશ્યક સૂત્રમા કાયોત્સર્ગ અધ્યયનમા લખ્યુ છે કે—

अगणिओ छिंदिज्जव बोहियखोमाइ दीहडक्को वा ।
आगारेहिं अभग्गो उस्सग्गो एवमाइएहिं ॥ १५१६ ॥

૧ અગ્નિ વગેરે ઉપદ્રવ ઉત્પન્ન થતા બીજે સ્થાને જવુ પડે, ૨ બિલ્લી, ઉંદર આદિ જતુઓના ઉપદ્રવ અથવા કોઇ પચેન્દ્રિય જીવનુ છેદનભેદન હોવાના કારણે બીજે સ્થલે જવુ પડે ૩ ભ્રાંતિ પડવાનો અથવા રાજા પ્રમુખના ભય કે સત્તાના લીધે સ્થાન પરિવર્તન કરવુ પડે, ૪ અને સિંહ, સાપ, વિંછી આદિ જતુઓના ભયથી અથવા દિવાલ આદિ પડી જવાની શકાથી કોઇ બીજી જગ્યા પર જવુ પડે ઇત્યાદિ કારણો ઉત્પન્ન થયા છતા પણ કાઉસગ્ગનો ભગ થતો નથી

ભૂતિ ( મારવાડ ) તા ૨૫-૧૦-૪૬

પ્રશ્નકાર-નિહાલચંદ ફોજમલજી—ખુડાલા ( મારવાડ )

**૧૦૧ પ્રશ્ન**—શ્રી પાર્શ્વપ્રભુના કેશી નામના શિષ્ય શુ ગણધરોની ગણનામા છે ?

**ઉત્તર**—આવશ્યક સૂત્ર ટીકા, સ્થાનાઙ્ગ સૂત્ર ટીકા અને અન્ય ચરિત્રાદિ ગ્રથોમા શ્રી પાર્શ્વનાથ ભગવાનના દશ ગણધર હોવાનુ લખાણ મળી આવે છે, પરંતુ એમાના બે ગણધરો અલ્પઆયુષી હતા અને બે મોક્ષે ચાલ્યા ગયા હતા, એમના શુભ નામ ગ્રથોમા પણ મળી શકેલ નથી શ્રી કલ્પસૂત્રમા ગણધરોના આઠ નામોનો ઉલ્લેખ નીચે પ્રમાણે છે—

सुभे य अज्जघोसे य वसिट्ठे बमयारी य ।
सोमे सिरिहर चेव वीरभद्दे जसोवि य ॥ ( सूत्र १६० )

૧ શુભ, ૨ આર્યઘોષ, ૩ વશિષ્ઠ, ૪ બ્રહ્મચારી, ૫ સોમ, ૬ શ્રીધર, ૭ વીરભદ્ર અને ૮ યશસ્વી પાર્શ્વનાથ પ્રભુના એ આઠ ગણધરો હતા

આઠ કે દશ નામોમા કેશીનુ નામ આવવુ અસંભવિત છે. પાર્શ્વનાથ પ્રભુના સમયમા કેશી ગણધરનુ અસ્તિત્વ ન હતુ અને શ્રી વીરપ્રભુના શાસનમા પાર્શ્વનાથજીના હાથે દીક્ષા લીધેલ કોઇ શિષ્ય વિદ્યમાન પણ ન હતો શ્રી વીર શાસનમા પરપરા પાર્શ્વાપત્ય શિષ્યસંતતિ અવશ્ય હતી એમા કેશીનુ નામ પણ વિદ્યમાન હતુ પટ્ટાવલીસમુચ્ચય પ્રથમ ભાગમા લખેલુ છે કે-

श्रीपार्श्वनाथशिष्य प्रथमो गणधर-श्रीशुभदत्तस्तत्पट्टे श्रीहरिदत्त , तत्पट्टे आर्यसमुद्रस्तत्पट्टे श्रीकेशीगणधरस्तेन प्रदेशीनृपः प्रतिबोधितो राजप्रश्नीयोपाङ्गे प्रसिद्ध (पृष्ठ १८४)

શ્રી પાર્શ્વનાથ પ્રભુના પ્રથમ ગણધર શ્રી શુભદત્ત હતા એમની પાટ પર શ્રી હરિદત્ત થયા એમની પાટ પર શ્રી આર્ય-સમુદ્ર થયા અને એમની પાટ પર શ્રી કેશીગણધર થયા, જેમણે

પરદેશી રાજાને પ્રતિબોધ આપ્યો હતો જે 'રાજપ્રશ્નીય' ( રાયપસેણિય ) ઉપાગ સૂત્રમા પ્રસિદ્ધ છે

આ કથનથી નક્કીપણે જણાઇ આવે છે કે-કેશીગણધર પાર્શ્વનાથના હસ્તદીક્ષિત શિષ્ય ન હતા, તેમજ એમના સમય મા કેશી વિદ્યમાન પણ ન હતા અને એમના ગણધરોમા પણ કેશી નામનુ કોઇ ન હતું કેશીની સાથે ગણધર શબ્દનો પ્રયોગ વિશિષ્ટ આચાર્યના અર્થમા લાગેલો છે પરતુ ખરી રીતે તે ગણધર ન હતા શ્રી ભાવવિજયોપાધ્યાયરચિત ઉત્તરાધ્યયન સૂત્રની કેશીયાધ્યયનની ટીકામા પણ કહ્યુ છે કે—

श्रीपार्श्वनाथशिष्यता चास्य तत्सन्तानीयतया ज्ञेया साक्षात् तच्छिष्यस्य हि श्रीवीरतीर्थप्रवृत्तिकाल यावदवस्थानानुपपत्ते' ( पृष्ठ ४५३ )

કેશીગણધર ને પાર્શ્વનાથસ્વામીનુ શિષ્યત્વ એમના તીર્થના સન્તાનીય હોવાને કારણે જાણવુ જોઇએ, કારણ કે શ્રી વીર પ્રભુના તીર્થકાળમા પાર્શ્વનાથના હસ્તદીક્ષિત શિષ્યોનુ વિદ્યમાન-પણુ અસભવિત છે કેશીગણધર પાર્શ્વનાથના ગણધરોમા કે હસ્તદીક્ષિત શિષ્યોમા નથી, પરતુ વીરશાસન કાળના વિશિષ્ટા ચાર્ય ગૌતમસ્વામીની સાથે સવાદ કરીને પાછળથી શ્રી વીર શાસનના અનુયાયી બની ગયા હતા

**૧૦૨ પ્રશ્ન—ॐ કાર શુ પચ પરમેષ્ઠિનુ દ્યોતક છે ?**

**ઉત્તર**—અરિહતનો 'अ' અશરીરી સિદ્ધનો 'अ' આચાર્ય નો 'आ' ઉપાધ્યાયનો 'उ' અને મુનિનો 'म्' એ પાચ અક્ષરોના મળવાથી ओम् ( ॐ ) કાર બનેલો છે એથી એ પચ પરમેષ્ઠીનો દ્યોતક માનેલો છે ફક્ત ॐ કારના સ્મરણથી

પચ પરમેષ્ઠીનુ સ્મરણ થઈ શકે છે ॐ કારની ઉત્પત્તિના વિષયમા દ્રવ્યસગ્રહ-ગ્રથકારે પણ લખ્યું છે કે—

अरिहता असरीरा, आयरिय उवज्झाय मुणिणो य ।
पढमक्खरनिप्पण्णो, ॐकारो पच परमिट्ठी ॥ १ ॥

૨૦૩ પ્રશ્ન—શાસ્ત્રમા ગામ, નગર, ખેડ, કર્બટ વગેરે નામ છે, તેનુ શુ સ્વરૂપ છે ?

ઉત્તર—( ૧ ) જ્યા રાજ્યનો કર લેવાય છે તે 'ગામ' ( ૨ ) ગાય, બળદ વગેરે પશુઓનો કર ન લેવાય અને આબાદી કઈક વધારે હોય તે 'નગર,' ( ૩ ) જે ગામમા ઘાસના અને માટીના ઝૂપડા બનાવેલા હોય તે 'ખેડ અથવા ખેડા' ( ૪ ) થોડી આબાદીવાળા અને ઝૂપડા વિનાના ગામ હોય તે 'કબ્બડ-કર્બટ' ( ૫ ) નગરથી અઢી ગાઉ દૂર બનાવેલા બગીચા આદિ મકાન હોય તે 'મડપ' ( ૬ ) વ્યાપારનુ મોટુ સ્થાન, જ્યા બધી ચીજો મળી શકતી હોય તે 'પત્તન-પાટણ' કહેવાય ( ૭ ) જ્યા સોના-ચાદી આદિ ધાતુઓની ખાણો હોય તે 'આગર-આકર' ( ૮ ) સમુદ્રના તટ ઉપર વસેલા ગામ જ્યાથી જળ અને સ્થળ બન્ને તરફ જવા આવવાનો માર્ગ હોય તે 'દ્રોણુ-મુખ-બદરગાહ' ( ૯ ) જ્યા મહાજનનો ઘણો ભાગ રહેતો હોય તે 'નિગમ' ( ૧૦ ) જ્યા રાજાનો ખાસ વસવાટ રહેતો હોય તે 'રાજધાની' ( ૧૧ ) જગલમા તાપસ, સન્યાસી વગેરેને રહેવાને માટે જે મઠ કે ઝૂપડીઓ બાધી હોય તે 'આશ્રમ' કહેવાય ( ૧૨ ) જ્યા સાર્થવાહ અને મોટા વ્યાપારીઓ વ્યાપાર માટે આવતા હોય તે 'સન્નિવેશ' ( ૧૩ ) પર્વત ગુફા-ભૂમિગૃહ આદિ ગુપ્તસ્થાન જ્યા સતાઈને લોકો પોતાના જાનમાલનુ રક્ષણ કરી શકે છે તે 'સવાહ' ( ૧૪ ) ગાય, ભેસ

ચરાવવાને માટે આહિરે, ગુર્જરે ચારણો આદિનો જ્યા નિવાસ હોય તે 'ઘોષ' (૧૫) ગામ કે નગરની વચ્ચેનુ ચોરા આદિ સ્થાનને 'અ મિય' અને (૧૬) જ્યા અનેક વ્યાપારીઓ પોત પોતાના માલ વેચવાને માટે એકત્રિત થાય છે તે પુરમય–મ ડી બજાર કે ગુજરી કહેવાય છે, એવુ કલ્પસૂત્ર વગેરે ગ્ર થોની ટીકામાથી જાણી શકાય છે

ભૂતિ ( મારવાડ ) તા ૫–૧–૪૭

---

## પ્રશ્નકાર—મુકુન્દરાજ ખીમાવત–મુબઈ

**૧૦૪ પ્રશ્ન**—દાનમા સર્વથી શ્રેષ્ઠ દાન કોને કહેવાય ?

**ઉત્તર**—'दाणाणसिठमभयप्पदाण' એ સૂત્રવાક્યથી સ સારમાના પ્રચલિત સર્વ દાનોમા અભયદાન શ્રેષ્ઠ છે સુપાત્રદાન અભયદાનનુ મુખ્ય કારણ હોવાથી તે પણ શ્રેષ્ઠ માનેલુ છે અભયદાન અને સુપાત્રદાન એ બ ને મોક્ષ આપનાર છે બાકીના બીજા દાન સાસારિક સુખોના દેનાર છે

**૧૦૫ પ્રશ્ન**—તપસ્યા કરવાથી શું લાભ થાય છે ? તે પર્વો સિવાયના અન્ય દિવસોમા થઈ શકે કે નહી ?

**ઉત્તર**—તપસ્યાથી મન સ યમ, ઇચ્છાનિરોધ, ઇન્દ્રિયદમન, શરીરસ્વાસ્થ્ય, રોગશમન વગેરે અનેક લાભ થાય છે વળી ક્ષમા સહિત તપ કરવાથી કર્મક્ષયનો લાભ પણ થાય છે પર્વદિવસોમા જ તપ કરવો એવો કોઇ નિયમ નથી ચાહો ત્યારે તપ કરી શકાય છે કોઇ દિવસ ન કરનારાઓને પર્વદિવસોમા યથાશક્તિ અવશ્ય તપ કરવુ જોઇએ એવી શાસ્ત્રની આજ્ઞા છે

૧૦૬ પ્રશ્ન—કેટલાક લોકો કહે છે કે-ત્રણ થોય રાજેન્દ્રસૂરિજીએ બનાવેલી છે, આગળ ન હતી એ કથન શુ સત્ય છે?

ઉત્તર—લોકોનુ આ કથન બિલકુલ અસત્ય તેમજ દ્વેષજનક છે પ્રાચીનકાળમા મહારાજ શ્રી હરિભદ્રસૂરીશ્વરજી આદિ પ્રાચીન આચાર્યોની બનાવેલી ત્રણ સ્તુતિઓ વિદ્યમાન છે અને ત્રણ સ્તુતિ જ કરવાનો ઉલ્લેખ જૈનાગમ ગ્રથોમા વિદ્યમાન છે એથી ત્રણ થોય જ પ્રાચીન છે અને ચોથી થોય નવીન છે ચતુર્થસ્તુતિક બુદ્ધિસાગરસૂરિજીએ લખ્યુ પણ છે—

"વિદ્યાધરગચ્છના શ્રીમાન્ હરિભદ્રસૂરિ થયા તે જાતે બ્રાહ્મણ હતા તેમણે જૈન દીક્ષા ગ્રહણ કરી તેઓ યાકિની સાધ્વીના ધર્મપુત્ર કહેવાતા હતા તેમણે ૧૪૪૪ ગ્રથો બનાવ્યા શ્રી વીરનિર્વાણથી ૧૦૫૫ વર્ષે સ્વર્ગે ગયા ત્યાર પછી ચતુ સ્તુતિકમત ચાલ્યો"

'ગચ્છમત પ્રબધ, સઘપ્રગતિ તથા જૈનગીતા પૃષ્ઠ ૧૬૯'

૧૦૭ પ્રશ્ન—કેશરિયાજીમા સચિત દ્રવ્યનો ઉપયોગ રાજના કારભારમા થાય છે, તો ત્યા કોઈ જાતનુ દ્રવ્ય દેવુ તેમા લાભ છે કે કર્મબધ?

ઉત્તર—કેશરિયાજીના દ્રવ્યનો રાજકારભારમા દુરુપયોગ થવો એ દ્રવ્ય ચઢાવનારાની અજ્ઞતા અને નિર્વિવેકતાનુ ફળ છે. જ્યા દેવનો ભડાર નથી અને એના વિના જ્યા આશાતના થઈ રહી છે ત્યા દ્રવ્ય આપવુ તે એનો સદુપયોગ તેમજ વધુ લાભકારક છે જો કેશરિયાજીના નામનુ દ્રવ્ય હોય તો એને કેશરિયાજીના નામથી અવ્યવસ્થિત જૈન તીર્થોમા આપી દેવાય તો વધુ લાભ થવાનુ કારણ છે, એમા દોષ કે હાનિ જરા પણ નથી, કારણ કે તીર્થકરની મૂર્તિ બધી સરખી છે એમા ભેદભાવ



રાખવો મૂર્ખતા છે જ્યા દેવદ્રવ્યની આવશ્યકતા છે ત્યા દેવુ વધુ લાભકારક છે, નહિતર કર્મબધ છે

૧૦૮ પ્રશ્ન—પાલીતાણા આગમમદિરમા વિના દેવલની મૂર્તિઓ છે એની આશાતનાનો દોષ કોને લાગે છે ? પૂજા કરનારાઓને કે બનાવવાવાળાઓને ?

ઉત્તર—ખુલ્લામા સ્થાપેલી પ્રભુપ્રતિમાઓની આશાતનાનો દોષ એને સ્થાપના કરનારા યા સસ્થાપન કરવાનો ઉપદેશ કરવાવાળાઓને લાગે છે પૂજા કરનારાઓને જરા પણ દોષ લાગતો નથી જો પૂજા કરનારા વિવેકહીનતાથી યા અવિધિથી પૂજા કરે તો જરૂર તે પણ દોષભાગી બને છે ફક્ત પોતાના નામની પ્રસિદ્ધિના માટે મદિર બનાવી, ખુલ્લી મૂર્તિઓ સ્થાપન કરી, એની આશાતના થવા દેવી સસારવર્દ્ધક છે એમા લાભ જરાપણ નથી

૧૦૯ પ્રશ્ન—નાડોલમા શ્રી માનદેવસૂરિજીની મૂર્તિના શરીર પર પીળી ચાદર રાખેલી છે શુ એ સમયે સાધુ પીળી ચાદર રાખતા હતા કે નહિ ?

ઉત્તર—શ્રી માનદેવસૂરિના સમયમા પ્રત્યેક જૈન સાધુ–સાધ્વી શ્વેત, માનોપેત, જીર્ણપ્રાય વસ્ત્ર ધારણ કરતા હતા અને જૈના ગમોમા સાધુ–સાધ્વીઓને માટે શ્વેત વસ્ત્ર ધારણ કરવાની જ આજ્ઞા આપી છે એથી નાડોલમા માનદેવાચાર્યની મૂર્તિના શરીર પર પીળી ચાદર બતાવેલી છે તે અધપરમ્પરાનુ અનુકરણ તેમજ અયોગ્ય છે તે માનદેવાચાર્યની આશાતના કરવા બરાબર છે એવુ અધ પરપરાનુકરણ કરવાથી એમને કલકિત કરાય છે તેમજ શાસ્ત્રીય આજ્ઞા પણ લોપાય છે

૧૧૦ પ્રશ્ન—પૂર્વે લઘુશાતિ પ્રતિક્રમણમા કહેવાતી હતી કે નહિ ? તે પ્રતિક્રમણમા ક્યારથી દાખલ થઈ ?

ઉત્તર—મહામારી રોગની શાતિના માટે નાડોલના ભૂમિગૃહમા બેસીને શ્રી માનદેવાચાર્યે 'લઘુશાતિ'ની રચના કરી છે તે સર્વત્ર પ્રસિદ્ધ છે એથી નિર્વિવાદ સિદ્ધ થાય છે કે–તે પ્રતિક્રમણમા કહેવાતી ન હતી માનદેવાચાર્યની રચના પછી પણ તે પ્રતિક્રમણમા બોલાતી ન હતી, પણ આજથી પાચસો વર્ષ પર ઉદયપુરના કોઇ યતિએ પ્રતિક્રમણમા દુક્ખક્ખય કમ્મક્ખયના કાયોત્સર્ગની સમાપ્તિમા લઘુશાંતિ કહેવાનો રિવાજ શરૂ કર્યો છે. બસ, ત્યારથી જ ગતાનુગતિકતાથી પ્રતિક્રમણમા કહેવાનો રિવાજ પડી ગયો છે, તે યોગ્ય નથી એ જ પ્રમાણે ગાડરિયા પ્રવાહથી 'સતિકર અને બૃહત્શાતિ' કહેવાનો રિવાજ પણ પડી ગયો છે 'સતિકર'ના વિષયમા તો આધુનિક શ્રી વિજયદાનસૂરિજી લખે છે કે—

"પાક્ષિકાદિ પ્રતિક્રમણમા અતે સતિકર કહેવાનો રિવાજ વર્તમાનમા થોડા જ વર્ષોથી શરૂ થયેલ હોવાથી પાક્ષિકાદિ પ્રતિક્રમણમા તે કહેવુ પ્રમાણભૂત લાગતુ નથી આ ઉપરથી દૈનસિ પ્રતિક્રમણમા કહેવુ એ તો સુતગ નિરાધાર સાબિત થાય છે" વિવિધ—પ્રશ્નોત્તર દ્વિ૦ ભાગ, પૃષ્ઠ ૧૮૧–૮૨

ભાવાનુષ્ઠાનની પ્રતિક્રમણ ક્રિયામા "खामेमि सव्वे जीवे" ઇત્યાદિ પાઠથી સર્વ પ્રાણીઓની સાથે મૈત્રીભાવ રાખવાની પ્રતિજ્ઞા કરાય છે લઘુશાતિમા 'दुष्टग्रहभूतपिशाचशाकिनीना प्रमथनाय' એ પાઠથી પ્રતિજ્ઞાસ્વરૂપ મૈત્રી ભાવનાનો ભગ અને દ્વેષ ભાવનાની ઉત્પત્તિ થાય છે એથી પ્રતિક્રમણમા લઘુશાતિ ન બોલવી જોઇએ

## પ્રશ્નકાર—પ્રતાપચદ છોગમલજી મૂતા—જાલોર.

**૧૧૧ પ્રશ્ન**—ઘી બન્યા પછી દૂધ નથી રહેતુ, માટીમાથી સોનુ કાઢી લીધા પછી માટી નથી રહેતી, પણ તે અણુ-પરમાણુ બનીને પાછી એના મૂળ રૂપમા દેખાય છે વૃક્ષનુ સૂક્ષ્મ શરીર બીજ છે, બીજથી વૃક્ષ, એના સૂકવાથી લાકડા, એના બળવાથી રાખ બની પૃથ્વીમા મળી અણુ બની જાય છે તે અકુર અને એનાથી પાછુ વૃક્ષ બની જાય છે મોક્ષગત જીવોના સબધમા એ ક્રમ કેમ માની શકાતો નથી ?

**ઉત્તર**—આ સારી વિચારણા પૌદ્ગલિક છે પુદ્ગલમા સડન, પતન, પરિવર્તન અને વિધ્વસન સ્વાભાવિક છે, એથી પુદ્ગલની ઉત્પત્તિ, વિનાશ અને પરિવર્તનની પરપરા ચાલુ રહે એ સ્વાભાવિક છે પૌદ્ગલિક વસ્તુ અણુ પરમાણુ થયા પછી તદ્રૂપમા પરિણત થઇ શકે છે પરતુ તે પ્રમાણે મુક્ત જીવોમા ઘટના થઇ શકતી નથી

મુક્ત જીવ ( ઇશ્વર ) અપૌદ્ગલિક છે, અશરીરી છે, કર્મ સયોગથી બિલકુલ રહિત છે અને ફક્ત અતિ વિશુદ્ધ આત્માનુ સ્વરૂપ છે એથી એમા જન્મ-મરણ બને ઘટી શકતા નથી જો મુક્ત જીવોનુ જમ મરણ માની લઇએ તો તેમને ઇશ્વરી સત્તા પ્રાપ્ત થવી બેકાર છે જૈન શાસ્ત્રોની માન્યતા મુજબ મુક્ત આત્મા તે જ માની શકાય છે કે જેણે કર્મ પુદ્ગલ અને એના બીજત્વનો સર્વથા અત્યત અભાવ કરી દીધો હોય જેવી રીતે બીજમાથી બીજત્વ નષ્ટ થયા પછી તે લાખો પ્રયત્ન કરવા છતા પણ અકુરિત થતુ નથી, એ જ પ્રકારે કર્મબીજનો અત્યત અભાવ થતા મુક્ત જીવોનુ ફરીથી જન્મ-મરણ નથી થતુ આગમ ટીકાકાર એ જ કહે છે

**दग्धे बीजे यथात्यन्तं, प्रादुर्भवति नाङ्कुरः ।**
**कर्मबीजे तथादग्धे, न रोहति भवाङ्कुरः ॥ १ ॥**

**૧૧૨ પ્રશ્ન**—મનુષ્ય મરી જતા તેના શરીરની રાખ થઈ પૃથ્વીના અણુ પરમાણુ રૂપમા મળી જાય છે પછી અ કુરના રૂપમા આવવુ પડે છે અ કુર રૂપ પરમાણુ પશુના ખાવામા આવે તો પશુ અને મનુષ્યના ખાવામા આવે તો મનુષ્ય યોની કહેવાય છે અથવા જે યોનીના જીવ એનુ ભક્ષણ કરે એને એ યોનીનુ સ્થૂલ શરીર ધારણ કરવુ પડે છે, એ મ તવ્ય શુ યુક્તિ સ ગત માની શકાય છે ?

**ઉત્તર**—એ મ તવ્ય શાસ્ત્રવિરુદ્ધ હોવાથી યુક્તિ-સ ગત નથી ફક્ત કલ્પના માત્ર છે યોનીઓની પ્રાપ્તિ થવી એ પોતે પોતાના કરેલા શુભાશુભ કર્મોના ફલસ્વરૂપ છે આહારને યોનિઓ સાથે કઈ સ બ ધ નથી જે જેવા સદાચરણીય કે અસદાચર ણીય કર્મ કરે છે તે અનુસાર તેમને તેવી યોનીમા જઈને એ કર્મનુ ફળ ભોગવવુ પડે છે મુક્તિ યોનિથી અતિરિક્ત વસ્તુ છે ત્યા ઉત્પન્ન થતા સિદ્ધ-મુક્ત જીવોને યોની નથી, શરીર નથી, આયુષ્ય નથી અને કોઇ કર્મ પણ નથી અશરીરી તેમજ અકર્મા અવસ્થા હોવાથી સિદ્ધ જીવોને જન્મ-મરણ ધારણ કર વાની કઇ પણ આવશ્યકતા રહેતી નથી

**૧૧૩ પ્રશ્ન**—ઈશ્વર એક છે કે અનેક ?, શુ મુક્તિમા એશ-આરામ પ્રાપ્ત થઈ શકે છે ?

**ઉત્તર**—ચતુષ્ટયાદિ પરમ વિશુદ્ધ આત્મીય અક્ષય ગુણની સમાનતા હોવાથી ઇશ્વર એક છે અને અન ત સિદ્ધ હોવાથી વ્યક્તિવિશેષની અપેક્ષાએ ઈશ્વર અનેક પણ છે, પર તુ એમા ભેદભાવ કઇ નથી સાસારિક એશ-આરામ ત્યા કઇ નથી,

કારણ કે સસાર સબધીના બધા એશ–આરામ દુખમૂલક છે એની સ્થિતિ તેમજ ઉપલબ્ધિને માટે અનેક ચિંતા અને પરિશ્રમજ ય વિપત્તિઓનો સામનો કરવો પડે છે જો રાજ્યવૈભવ મળે તો સામા પક્ષના રાજાઓનો ભય, ધનમાલ મળે તો ચોર, ડાકુ વગેરેનો ભય અને સુંદર સ્ત્રીઓનો ભોગોપભોગ મળ્યો તો હામી, ગુડા, ઘડપણ અને રોગ વગેરેનો ભય હમેશા હોય છે એથી જ સાંસારિક આરામ જરા પણ સુખમૂલક નથી, ફક્ત દુખમૂલક છે, માટે મુક્તિ–મોક્ષમા દુખમૂલક એશઆરામ નથી ત્યા ફક્ત આત્મીય અવિનાશી સુખ છે જે અનત કાળ સુધી સમાન રૂપથી રહે છે અને તેમા કોઈ વાર વધઘટ થતી નથી

થરાદ તા ૧૫–૮–૪૭

---

પ્રશ્નકાર—મુનિશ્રી નીતિવિજયજી—ઉજ્જૈન ( માળવા )

૧૧૪ પ્રશ્ન—યવનોની ઉત્પત્તિ કેવી રીતે થઈ ?

ઉત્તર—ચૈ ી સ ૨૦૦૧ સને ૧૯૪૪ એપ્રિલ વર્ષ ૨૨, ખડ ૨, સખ્યા ૩ ની માધુરી પત્રિકાના પૃષ્ઠ ૩૩૭ મા લખેલુ છે કે—મહાભારત અને વાયુપુરાણમા કહેલ છે કે—' તુર્વસોર્યવના જાતા ' તુર્વસુથી યવનોની ઉત્પત્તિ થઈ તુર્વસુનુ વશ વૃક્ષ આ પ્રમાણે છે ચદ્રમાનો પુત્ર બુધ, બુધનો પુત્ર પુરૂરવા, એનો પુત્ર આયુ, એનો પુત્ર નહુષ–નોહા યા નૂહ, એનો પુત્ર યયાતિ–જાફેત, એનો પુત્ર તુર્વસુ અને એનો પુત્ર યવન થયો આ ચદ્રવશી ક્ષત્રિય યવન જ મિસરમા ઈથિઓપિયન, અરબસ્તાનમા મુસલમાન, પેલેસ્ટાઇનમા હિબ્રૂ અને ગ્રીસમા ગ્રીક કહેવાયો યવન લોકો તાન્ત્રિક યુગમા તાન્ત્રિક ધર્મ લઈને ભારતથી આફ્રિકામા ગયા એથી આફ્રિકામા ભારતના ભગવાન ઈશુ–ઈસા–

ગિણ અથવા આઇશયકની ઉપાસના પ્રચલિત છે ત્યાથી કોઇ ભારતીય યવન તાન્ત્રિક ધર્મ લઇને અરબસ્તાન અને પેલેસ્ટાઇનમા પહોચ્યો અને ત્યા તેમણે પ્રતિમા–પૂજનનો પ્રચાર કર્યો

જૈન માન્યતા અનુસાર ભારતવર્ષમા યુગલિક ધર્મ વિચ્છેદ થયા પછી કર્મભૂમિ મર્યાદા પ્રચલિત થઇ છે તેથી અનાર્ય અને આર્ય ભેદ પડયા છે જે લોકો જગલોમા રહીને સદ્ સમાગમથી હીન રહ્યા, ધર્મ નામને અશ માત્ર ન સમજવાથી ફકત હિસાપ્રધાન પ્રવૃત્તિમા પોતાનુ જીવન વ્યતીત કરવા લાગ્યા અને ભવાન્તરમા દુખ પડવાનો ભય ન રાખ્યો એ પ્રકારે ભીલ, કિરાત, કોલ, શબર, નાગા, આદિ જાતિઓ અનાર્ય બની યવનોનો સમાવેશ અનાર્યોમા છે અનાર્યોમા પણ અનાર્ય વધારે છે અને આર્યોમા પણ અનાર્યત્વની ભાવના રાખવાવાળા વિશેષાધિક છે

**૧૧૫ પ્રશ્ન—" सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्ग " એ સૂત્રમા ' एव ' શબ્દ કેમ રાખ્યો નથી ?**

**ઉત્તર**—વાચક ઉમાસ્વાતિ સ્વપરસિદ્ધાન્ત અને અનેકાન્ત માર્ગના પૂર્ણ જ્ઞાતા અને શ્રુતધર હતા. અનેકાન્ત સિદ્ધાન્તને કોઇ પ્રકારની અડચણ ન આવે તે માટે એમણે પોતાના રચેલા તત્ત્વાર્થસૂત્રગત ' **सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्ग** ' એ સૂત્રમા ' एव ' નો પ્રયોગ રાખ્યો નથી એનો આશય એ છે કે-પરિપૂર્ણ સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન, સમ્યક્ચારિત્રમ પન્ન વ્યકિત એ જ ભવમા મોક્ષ મેળવી શકે છે અને કઇક ઓછા અશવાળી વ્યકિત ભવાન્તરમા મોક્ષ મેળવી શકે છે એથી અનેકાન્ત મર્યાદાનુ અસ્તિત્વ કાયમ રાખવાને માટે સૂત્રમા ' एव ' નો પ્રયોગ નથી કર્યો

-૧૧૬ પ્રશ્ન—કોઈ વ્યકિત મકાન ખરીદ કરી રહ્યો છે તે બાર વ્રતધારીની પાસેથી રકમ ઉધારે લઇ જાય છે વ્રતધારીએ તેને ઘરેણા પર રકમ આપી એણે એ મકાનને નવુ બનાવ્યુ, તો એમા થયેલા આરભ સમારભનુ પ્રાયશ્ચિત્ત કોને લાગે ?

ઉત્તર—આરભ સમારભ જનક પાપ મકાન બનાવનારને જ લાગે છે ઘરેણા પર રકમ આપનારને નહિ વ્રતધારીએ જે વ્રત લીધુ હોય એમા એણે યથાશકિત જે વાતોનુ પરિમાણ પૂર્વક પ્રમાણ કર્યું હોય, એનુ યથાવત્ પરિપાલન કરવુ એ જ એનુ ધ્યેય છે પોતાના નિર્વાહને માટે જે વ્રતધારી કોઈને ઘરેણા પર રકમ આપે તો એનુ વ્રત ખડિત થતુ નથી તેમ એને પ્રાયશ્ચિત્ત પણ લાગતુ નથી વ્યાપારિક આરભ અવશ્ય લાગે છે પણ તે વ્રતધારીએ લીધેલા વ્રતોમા નડતરરૂપ નથી

૧૧૭ પ્રશ્ન—સાયકાલનુ દૂધ પ્રાતકાળમા કામ આવી શકે કે નહીં ? જેમકે ચા વગેરેમા ?

ઉત્તર—અન્તર્મુહૂર્ત્ત ( બે ઘડી ) ઉપરાતનુ અને પ્રહર ઉપરાતનુ ગરમ કરેલુ દૂધ સ્વાસ્થ્યનાશક, કફવર્ધક અને અભક્ષ્ય માનેલુ છે એથી સાયકાળનુ દૂધ પ્રાતકાળમા ચા આદિમા વાપરવુ સારુ નથી જો આખી રાત અગ્નિની આચ સ્નર ગરમ રાખેલુ હોય તો તે સાયકાળનુ દૂધ પ્રાતકાળમા કામ આવી શકે છે, પણ તે તાજા દૂધની જેમ વધારે ફાયદા કારક નથી

૧૧૮ પ્રશ્ન—' નાલન્દા ' નામ શા માટે કાયમ થયુ ?

ઉત્તર—એ મગધની રાજધાની ' રાજગૃહ ' નગરનો એક મહોલ્લો હતો એની નજીકમા રહેલા ઝરણામા કમળ વધારે

હતા કમળના મૂળનુ નામ 'નાલ' છે એથી આ સ્થાનનુ નામ નાલન્દા સર્વત્ર પ્રસિદ્ધ થયુ આ સ્થાન અત્યારે રાજગિરથી ચાર ગાઉ ઉત્તરમા અને આ નામના રેલ્વે સ્ટેશનથી દોઢ ગાઉ દૂર છે ઇતિહાસકારોનુ મતવ્ય છે કે-પટણા જીલ્લાનુ હાલનુ બડગામ જ પ્રાચીન નાલન્દા છે કોઇ કોઇ બડગામથી અઢી ગાઉ દૂર નાનદ નામના ગામડાને પણ નાલન્દા બતાવે છે શ્રી મહાવીર પ્રભુએ અહીં ચૌદ વર્ષાવાસ કર્યા હતા અને ગૌતમબુદ્ધે આની પાસેના પ્રાવારિકાઆમ્રવનમા ઘણા વખત સુધી રહીને ધ્યાન ધર્યું હતુ

**૧૧૯ પ્રશ્ન—શ્રી મહાવીર પ્રભુના શાસ્ત્રીય નામ કેટલા છે?**

ઉત્તર—(૧)માતા-પિતાએ પાડેલુ 'વર્દ્ધમાન' નામ છે (૨) સ્વાભાવિક ગુણસમુદાયથી 'શ્રમણ' નામ થયું (૩) પરિસહ અને ઉપસર્ગોથી વિચલિત ન હોવાના કારણે દેવેન્દ્રોએ આપેલુ 'મહાવીર' નામ પડયુ (૪) પ્રભુની માતા વિદેહરાજઘરની હતી તેથી તેનુ અપર નામ 'વિદેહદિન્ના' તેમજ 'વિદેહદત્તા' હતુ એથી પ્રભુનુ નામ 'વૈદેહ' યા 'વિદેહદિન્ન' પડયુ (૫) પ્રભુના પિતા જ્ઞાત યા જ્ઞાતૃકુળના હતા એથી પ્રભુનુ જ્ઞાતપુત્ર કે 'જ્ઞાતનન્દન' પડયુ (આચારાંગસૂત્ર ૨૪ અધ્યયન) (૭) અતિ ઘોર તપોમય સાધના કરવાથી 'દીર્ઘતપસ્વી' નામ થયુ (૮) અસાધારણ અપરિગ્રહ-વ્રત ધારણ કરવાથી અથવા દ્રવ્ય ભાવ ગ્રથીનો ત્યાગ કરવાથી પ્રભુનુ નામ 'નિર્ગ્રન્થ' કહેવાયુ, (બૌદ્ધપિટક) (૯) બિહારની પ્રાચીન નગરી વિશાલા હતી જેને અત્યારે 'વસાડપટ્ટી' કહે છે પ્રભુની માતા વિશાલાની હતી એમનુ બીજુ નામ વિશાલા હતું એથી પ્રભુનુ નામ 'વૈશાલિક' પડયુ (૧૦) સાડાબાર વર્ષ સુધી પ્રભુએ આત્મ શુદ્ધિના માટે અસાધારણ સયમ રાખ્યો એથી પ્રભુનુ નામ 'મુનિ' પડયુ (૧૧) પ્રભુએ 'બ્રહ્મ વેત્તિ સ બ્રાહ્મણ' એ

વાસ્તવિક આત્મસ્વરૂપને ઓળખ્યુ અને આચાર, વચનથી સાચા બ્રાહ્મણત્વને ધારણ કર્યું, એથી પ્રભુનુ નામ 'બ્રાહ્મણ' પડ્યુ (સૂત્રકૃતાગ સૂત્ર, ૨ અધ્યયન) (૧૨) 'सती मतिर्यस्य स सन्मति' પ્રભુની મતિ સદ્રૂપ, અચલ, શાશ્વત અને સત્યરૂપ હતી, એમા વિભાવોના કારણે જરાપણ ફેરફાર થયો નહિ એથી પ્રભુનુ નામ 'સન્મતિ' પડ્યુ (૧૩) મોટા લોકોમા પણ સર્વથી મોટા વીર પ્રભુ હતા, અને એમણે સૌથી મોટી સભામા ઉપદેશ આપ્યો હતો એથી એમનુ નામ 'મહાવીર' હતુ (૧૪) કાશ્યપ ગોત્રમા અ તિમ તીર્થ કર હોવાથી પ્રભુનુ નામ 'અન્ત્યકાશ્યપ' હતુ (૧૫) જ્ઞાત અને નાથ સમાનાર્થક અને કેવળ ઉચ્ચારણ–ભેદ હોવાના કારણે પ્રભુનુ નામ 'જ્ઞાતાન્વય' અથવા 'નાથાન્વય' પડ્યુ (**ધનજય નામમાળા શ્લોક ૧૧૬.**) (૧૬) કોઇ જીવને ન મારવો અથવા મારો એમ ન કહેવાથી પ્રભુનુ નામ 'માહણ' થયુ (સૂત્રકૃતાગ સૂત્રનુ બીજુ અધ્યયન) (૧૭) અ તિમ તીર્થના પ્રવર્તક હોવાથી પ્રભુનુ નામ 'ચરમતીર્થકૃત્' અથવા 'તીર્થ કર' પડ્યુ (૧૮) देवाधासौ आर्यश्च देवार्य અથવા 'देवै अर्यते अभिगम्यते इति' અથવા 'देवाना इन्द्रादीना अर्य स्वामी इति'—દેવરૂપ આર્ય કે દેવોના આદરણીય–માનનીય, અથવા દેવેન્દ્રોના સ્વામી–ઈન્દ્રોના પણ ઇન્દ્ર હોવાથી પ્રભુનુ અન્વર્થક નામ 'દેવાર્ય' પડ્યુ (અભિધાન ચિન્તામણી ૧ કાડ.)†

---

પ્રશ્નકાર—પુખરાજજી આહોરવાસી—બેગલોરસિટી

**૧૨૦ પ્રશ્ન**—જે કોઇ ફાસુ પાણી પીએ, એક ટાઈમ ખાય, તે એકાસણા બેઆસણાનુ પચ્ચક્ખાણ લઇ શકે કે નહીં ?

---

† જૈન સિદ્ધા ત–બોલ સગ્રહમાં મુદ્રિત ૫ બેચરદાસના એક લેખમાથી સક્ષેપમા ઉદ્ધૃત

ઉત્તર—ગરમ જળ ન મળવાને કારણે અથવા ઉષ્ણ જળ પીવાનુ માફક ન આવવાના કારણે ફાસુ પાણી વાપરીને પણ એકાસણા કે બિયાસણાનુ પચ્ચકખાણ લેવામા કોઈ જાતનો દોષ નથી ' उपवासे तन्दुलधावन रक्षानीर च कल्पते न वेति ? ' એ પ્રશ્નના ઉત્તરમા સેનપ્રશ્નોત્તરકાર લખે છે —

तेषामुपवासे प्रासुकमुष्णोदक चेति पानी द्वय कल्पते रक्षाजल तन्दुलधावन प्रासुकं भवति ।

ઉપવાસમા પ્રાસુક અને ઉષ્ણોદક એ બ ને પાણી પીવા કલ્પે છે રક્ષાજલ અને તન્દુલધાવન બ ને પ્રાસુક છે જ્યારે ઉપવાસ મા પણ પ્રાસુક ( ફાસુ ) પાણી પીવાની આજ્ઞા છે તો પછી એકાસણા, બેઆસણામા પીવાથી શુ હરકત છે ? કઇ નહીં પર તુ પ્રાસુક જળ કાલાતિક્રમ ન હોવુ જોઇએ અ ચલગચ્છીય શ્રી હર્ષનિધાનસૂરિએ પોતાના સ ગ્રહ કરેલા 'રત્નસ ચયપ્રકરણ'-મા લખ્યુ છે કે—

तिफलाई परिसुद्ध, होइ सचित्त मुहुत्तमज्झमि ।
पच्छा तिमुहुत्तजल, फासुय भणिय जिणिंदेहिं ॥२५२॥

ત્રિફલા ચૂર્ણ, રાખ વગેરે પ્રયોગથી અચિત્ત કરેલુ જલ એક મુહૂર્ત ( બે ઘડી ) સુધી સચિત્ત રહે છે બે ઘડી થયા પછી ત્રણ મુહૂર્ત ( છ ઘડી ) સુધી પ્રાસુક ( અચિત્ત ) રહે છે અને છ ઘડી થયા પછી પાછુ સચિત્ત થઇ જાય છે, તે જલ સચિત્તના ત્યાગીઓને પીવા યોગ્ય નથી રહેતુ, એવુ જિનેશ્વરભગવ તોએ કહેલુ છે

૧૨૧ પ્રશ્ન—કોઇ બાઇને અડચણ હોય તો સ વત્સરી પ્રતિ-ક્રમણ પછી ભાદરવા શુદ્ગી ૮ સુધી કરી શકે કે નહીં ?

ઉત્તર—સ વત્સરીના દિવસે કે બે દિવસ પહેલા કોઇ ભાઇને અડચણ (કારણ) આવી જાય તો તે કારણ મટ્યા પછી ભાદરવા શુદિ ૮ સુધી સ વત્સરી પ્રતિક્રમણ કરી લે તો કોઇ દોષાપત્તિ નથી, કારણ કે ન કરવાની અપેક્ષામા કરી લેવુ લાભકારક છે

**૧૨૨ પ્રશ્ન**—જીવ અન્તર્મુહૂર્તમા ચારે ગતિ ફરસે કે નહીં ? કઇ અપેક્ષાથી ફરસે ?

**ઉત્તર**—જીવ અન્તર્મુહૂર્તમા ચારે ગતિ ફરસે એવુ કયાય વાચવામા કે જોવામા આવ્યુ નથી કદાચિત્ માનસિક વિચારણાની અપેક્ષાએ સમજીએ તો જીવ ચારે ગતિની ફરસના કરી શકે છે એમા સૂક્ષ્માન્તર્મુહૂર્ત્ત કાળ લાગવાનો સ ભવ છે વિગ્રહગતિસમાપન્ન જીવ લોક-દિગ્વિભાગોની ફરસના કરે છે પર તુ અન્તર્મુહૂર્ત્ત કાળ નથી લાગતો વિગ્રહગતિનો ઉત્કૃષ્ટકાળ પાચ સમયથી અધિક નથી

**૧૨૩ પ્રશ્ન**—આદિનાથને કેવળજ્ઞાન થયા પછી અન્તર્મુહૂર્તે મરુદેવી માતા મોક્ષે ગયા, એટલા વખતમા ખબર આવવી, તૈયાર થવુ અને ઉદ્યાનમા જવુ, એ કેવી રીતે બન્યુ ?

**ઉત્તર**—મરુદેવી માતા ઘરથી ઉદ્યાનમા શ્રી આદિનાથપ્રભુના સમવસરણની પાસે ગયા ત્યા હાથી પર બેઠેલા જ મરુદેવી માતા અન્તર્મુહૂર્ત્ત અવશિષ્ટાયુમા અનિત્યાદિ ભાવના ભાવતા કેવળજ્ઞાન પામી મોક્ષે ગયા ઘરથી સમવસરણ સુધી પહોચવા સુધીનો સમય એથી જુદો સમજવો જોઈએ અને અનિત્યાદિ ભાવનાપૂર્વક કેવળજ્ઞાન અને મોક્ષ મેળવવાનો અન્તર્મુહૂર્ત્ત કાલ પણ જુદો જાણવો

ચૈત્રી સ વત ૨૦૦૪ : ભાદરવા શુદિ ૧૫-થરાદ.

પ્રશ્નકાર—મણિલાલ જૈન—કુકશી ( ધાર-માલવા )

**૧૨૪ પ્રશ્ન**—ચઉક્કસાય ચૈત્યવદનની પાછળ જ કિંચિ કેમ નથી કહેવાતી ?

**ઉત્તર**—ધર્મક્રિયાઓમા કેટલીક પ્રથાઓ શિષ્ટ આચાર્યાચરિત છે ચઉક્કસાય ચૈત્યવદનની પછી જ કિંચિ ન કહેવી એ શિષ્ટ આચાર્યોની આચરણા છે, એમ સમજવુ જોઇએ

**૧૨૫ પ્રશ્ન**—ચોમાસામા પાણી કોણ વરસાવે છે ? 'ગાજ' શુ શબ્દ છે ?

**ઉત્તર**—સમુદ્રમાથી કે મહાનદીઓમાથી વાયુદ્વારા જે જળની વરાળ ઊંચી જઇને આકાશમા એકઠી થાય છે અને એમા અનુકૂળતા થતા અપ્કાયિક અસખ્ય જળરૂપ જીવો પેદા થાય છે પરિપકવ હોવાથી તે પાણી ચોમાસામા વર્ષે છે અપરિપકવ હિમના રૂપે જલનો ગર્ભ ગળીને એક બીજા ઉપર ટકોર મારે છે, એથી 'ગાજ' શબ્દ થાય છે અને વીજળી પણ પેદા થાય છે

**૧૨૬ પ્રશ્ન**—સિદ્ધાચળ પર્વત જબૂદ્વીપમા છે કે બીજા દ્વીપોમા પણ છે ?

**ઉત્તર**—સિદ્ધાચળ તીર્થ જબૂદ્વીપના દક્ષિણાર્ધ ભરતક્ષેત્રના સૌરાષ્ટ્ર ( સોરઠ ) દેશમા જ છે અન્ય કોઇ દ્વીપ કે એમના ક્ષેત્રોમા નથી શ્રી વીરવિજયજીરચિત સ્તવનમા લખેલુ છે કે—

"વિમલાચલ વિમલા પ્રાણી, શીતલ તરુ છાયા ઠરાણી
રસવેધક કચન ખાણી, કહે ઇન્દ્ર સુણો ઇન્દ્રાણી
સનેહી સત એ ગિરિ સેવો,
હા રે ચૌદ ક્ષેત્રમા તીરથ નહીં એવો સનેહી સત૦ ॥ ૧ ॥"

**१२७ प्रश्न**—મદિરા માસ ખાવાવાળાને કેવળજ્ઞાન ઉપજે કે નહીં?

**ઉત્તર**—મદિરા માસભક્ષક ભવ્ય મનુષ્ય જો મદિરા-માસાદિકનો સર્વથા પરિત્યાગ કરીને વિશુદ્ધતમ પરિણામધારાથી અનિત્યાદિ ભાવના ભાવતા શુક્લધ્યાનના ચોથા પગથિયા પર આરૂઢ થઇ જાય તો તે કર્મ ક્ષય કરીને કેવળજ્ઞાન મેળવી શકે છે કેવળજ્ઞાનની ઉત્પત્તિને માટે વિશુદ્ધતમ નિષ્કપાય ભાવના અને અડગ ધૈર્યની આવશ્યકતા છે એની ન્યૂનતાવડે કર્મોનો અત્યત અભાવ નથી હોતો અને કેવળજ્ઞાનની પ્રાપ્તિ પણ નથી હોતી

**૧૨૮ પ્રશ્ન**—વિદ્યાધર જ બૂદ્વીપમા છે કે અઢી દ્વીપમા છે?

**ઉત્તર**—જ બૂદ્વીપમા એક, ધાતકી ખ ડ દ્વીપમા બે અને પુષ્કરાર્ધ દ્વીપમા બે, એમ અઢી દ્વીપમા પાચ ઐરવત ક્ષેત્ર છે એના પર આવેલી બે શ્રેણીઓમા આવેલા નગરોમા વિદ્યાધરોનો વાસ સમજવો ભરતક્ષેત્રોમા વિદ્યાધરો નથી હોતા, ભરતમા તેઓ ગમનાગમન કરે છે

**૧૨૯ પ્રશ્ન**—'ચત્તારિ અટ્ઠ દસ દોય' અષ્ટાપદ પર્વત પર એ શા માટે બેસાડયા છે અને તે પર્વત શાશ્વતો છે કે અશાશ્વતો?

**ઉત્તર**—અષ્ટાપદ પર્વત શાશ્વતો નથી, અશાશ્વત છે અષ્ટાપદ પર્વત ઉપર પહેલા ચક્રવર્તી ભરત મહારાજાએ ભાવી જિનેશ્વરોના વદન, પૂજન, ભક્તિના માટે સૌધશિખરી કચનમય ભવ્ય જિનાલયો બનાવ્યા હતા અને એમા ચત્તારિ-દક્ષિણ દિશામા ચાર, અટ્ઠ-પશ્ચિમ દિશામા આઠ, દસ-ઉત્તર દિશામા દશ અને દોય-પૂર્વ દિશામાં બે, એ પ્રમાણે ઋષભદેવ આદિ

જિનવરોની પોતપોતાના શરીરપ્રમાણ જેવડી વર્ણ અને લછન-મય પ્રતિમાઓ સિંહનિષદ્યાસનથી વિરાજમાન કરી, એ સમયથી આજ સુધી એ અષ્ટાપદ પર્વત નામથી વિદ્યમાન છે

૧૩૦ પ્રશ્ન—કેવળજ્ઞાની ઊંઘી શકે કે નહિ ?

ઉત્તર—દર્શનાવરણીય-ઘાતી કર્મનો સર્વથા ક્ષય થઈ જવાથી કેવળી ભગવાનને નિદ્રાવરણીયનો ઉદય હોતો નથી એથી કેવળજ્ઞાનીને કદી પણ નિદ નથી આવતી ઊંઘ લેવી એ તો પ્રમાદ છે, કેવળી ભગવાન સદા પ્રમાદ રહિત જ હોય છે

૧૩૧ પ્રશ્ન—દિસાવગાસિક પોસહમા પડિલેહણ થાય કે ન થઈ શકે ?

ઉત્તર—ચાર પહોર કે આઠ પહોર અથવા અધિક દિવસનો દિશાવગાસિક પોસહ કરીએ તો તેમા પ્રતિલેખનાદિ ક્રિયા અવશ્ય કરવી જોઈએ ત્રણ કે છ સામાયિકવાળા દિશાવગાસિકમા પ્રતિલેખનાદિની આવશ્યકતા નથી, પરતુ એ લેવાની પહેલાં દિશાવગાસિક યોગ્ય વસ્ત્રોની પડિલેહણ કરવી ઠીક છે

૧૩૨ પ્રશ્ન—દશમા અને અગ્યારમા પૌષધવ્રતમા કઇ ફેર છે?

ઉત્તર—દશમા દિશાવગાસિક અને અગ્યારમો પૌષધોપવાસ છે શ્રાવકના વ્રતોની અપેક્ષાએ સખ્યાભેદ તો પ્રત્યક્ષ છે દિશાવગાસિકમા આજીવન દિશાઓનો સક્ષેપ કરી શકાય છે તે સામાયિક સહિત પણ હોય છે, અને સામાયિક રહિત પણ હોય છે પૌષધોપવાસ ઉપવાસ અને સામાયિક સહિત જ હોય છે અને એમા સાધુની સમાન નિયમિત ધર્માનુષ્ઠાનમા વર્તવું પડે છે બન્નેમા એ જ ફરક સમજવો જોઈએ

 

૧૩૩ પ્રશ્ન—સમવસરણમા દેવતા ફૂલની વૃષ્ટિ કરે છે તો તે ફૂલ વિલય થઇ જાય કે ત્યા જ રહે ?

ઉત્તર—દેવરચિત સમવસરણની સ્થિતિ જ્યા સુધી કાયમ રહે છે ત્યા સુધી દેવવૃષ્ટિના ફૂલ પણ કાયમ રહે છે સમવસરણનુ સહરણ થાય છે ત્યારે એની સાથે પુષ્પોનુ સહરણ થઇ જાય છે, તે કાયમ નથી રહેતા

૧૩૪ પ્રશ્ન—રાજાનુ સન્માન કેવી રીતે કરવુ જોઇએ ?

ઉત્તર—રાજાને માટે જે દેશ યા પ્રાતમા સન્માનની જેવી નિયમ-પ્રથા કાયમ કરેલી હોય તે રીત મુજબ રાજાનુ સન્માન વ્યવહારિક દષ્ટિથી કરવુ જોઇએ

૧૩૫ પ્રશ્ન—જીવને જન્મતા અથવા મરતા સમયે સૂક્ષ્મ અભ્ય તર વેદના કેટલા સમય સુધી હોય છે ?

ઉત્તર—જન્મ મરણના સમયે પ્રાણીઓને ઘાણી પીલનવત્ અભ્યન્તર મહાવેદના હોય છે એનો કાળ અન્તર્મુહૂર્તનો સમજવો જોઇએ એ વેદના નિર્વાણપદ( મોક્ષ ) જાવાવાળા ચૌદમા ગુણસ્થાનકે આરૂઢ જીવોને કઇ પણ હોતી નથી

૧૩૬ પ્રશ્ન—મહાવિદેહમા ચક્રવર્તી, વાસુદેવ, બળદેવ કેટલા હોય છે ?

ઉત્તર—જ બૂદ્વીપમા ૧, ધાતકીખડમા ૨ અને પુષ્કરાર્ધમા ૨ એમ કુલ પાચ મહાવિદેહ ક્ષેત્ર છે જ બૂદ્વીપના મહાવિદેહમા ૩૨, ધાતકીખડદ્વીપના બે મહાવિદેહમા ૬૪ અને પુષ્કરાર્ધદ્વીપના બે મહાવિદેહમા ૬૪ વિજય ખ ડ છે

જબૂદ્વીપમા રહેલા ૨૮ વિજયોમા જ્યારે ઉત્કૃષ્ટથી ૨૮ ચક્રવર્ત્તીઓ હોય છે ત્યારે બાકીની ચાર વિજયોમા જઘન્યથી ચાર ચાર વાસુદેવ-બળદેવ હોય છે એ જ પ્રકારે ઉત્કૃષ્ટ કાળમા ૨૮ વિજયોમા ૨૮ વાસુદેવ-બળદેવ હોય છે ત્યારે જઘન્યથી ચાર ચાર વિજયોમા ચાર ચક્રવર્ત્તી હોય છે, એવો શાસ્રનો નિયમ છે

જે વિજયોમા ચક્રવર્તી હોય છે તેમા વાસુદેવ બળદેવ હોતા નથી અને જે વિજયોમા વાસુદેવ બળદેવ હોય છે તેમા ચક્રવર્ત્તી હોતા નથી એ નિયમ મુજબ ધાતકીખ ડ અને પુષ્કરાર્ધમા બમણા ચક્રવર્ત્તી અને બમણા વાસુદેવ બલદેવ સમજવા જોઇએ

—અભિધાન રાજેન્દ્ર ત્રીજો ભાગ ‘ चक्कवट्टि ’ શબ્દ

## પ્રશ્નકાર—પૂનમચ દ નાગરલાલ દોશી-થરાદ

**૧૩૭ પ્રશ્ન**—કૃષ્ણ તથા પાડવો થઇ ગયાને લગભગ ૮૬ હજાર વર્ષ થયા એમ જૈન શાસ્ર કહે છે અન્યમતિઓ ૭ હજાર વષ ગણાવે છે, તો શુ તે કૃષ્ણ તથા પાડવો જૈન દૃષ્ટિથી જુદા હશે ? સાચી કાલગણના કઇ હશે ?

**ઉત્તર**—શ્રીકૃષ્ણ અને પાડવો ભગવાન શ્રી નેમિનાથસ્વામીના સમયમા થયા છે નેમિનાથસ્વામી અને પાર્શ્વનાથસ્વામીનુ અતર એકવિંશતિસ્થાનક-[1]પ્રકરણ [2]આદિના લેખાનુસાર ૮૬

---

१ तेयासी य सहस्सा, सत्तसयाय च वरिसपन्नास ।
नमि अतरमेय पासस्स अड्ढाइयसयाइ ॥ ३० ॥

२ अरिट्ठनेमि वरिससहस्स ८३७५०, पासो वरिस सयाइं २५० वद्धमाणजिणतराइ ।

—श्रीअभिधानराजेन्द्र १ भाग ‘ अतर ’ शब्द पृ ६६

હજાર ૭૫૦ વર્ષનું તથા પાર્શ્વનાથ અને મહાવીર પ્રભુનું અંતર ૨૫૦ વર્ષનું છે મહાવીર પ્રભુનું નિર્વાણ થયાને ૨૪૭૪ વર્ષ વ્યતીત થઇ ગયા છે એ હિસાબથી શ્રીકૃષ્ણ અને પાડવ ૮૬ હજાર ૪૭૪ વર્ષ પૂર્વે થઈ ગયા જૈન શાસ્ત્રોની એ કાલગણના સત્ય છે અન્યમતિઓનુ મંતવ્ય પૌરાણિક ગપ ગોળા, કલ્પના માત્ર છે જૈનોના પાડવ, કૃષ્ણ અને અન્ય મતિઓના પાંડવ, કૃષ્ણ એક જ છે; જુદા નથી ફક્ત બ્રાહ્મણ પંડિતોએ કલ્પિત બનાવીને એમની કાલગણતરી જુદા સ્વરૂપમા પરિવર્તન કરેલી છે, જે અવાછનીય છે

**૧૩૮ પ્રશ્ન**—દહેરાસરમા જઇ પાઘડી કે ટોપી પ્રભુ સામે ઉતારી નાખવી, આવી પ્રથા કેટલાક ગામડાઓમા જોવાય છે તે શુ યોગ્ય છે?

**ઉત્તર**—ખ્રિસ્તી લોકોમા, ગિરજાઘરોમા અથવા માન્યગણ્ય પુરુષોની સામે ટોપી ઉતારવાનો રિવાજ છે જે એમની માન્યતા વદન (સલામ) યા વિનયનુ સૂચક છે ખ્રિસ્તીઓની દેખાદેખીથી અજ્ઞાન ગ્રામ જનતામા પણ કયાક કયાક એ રિવાજ ચાલુ જોવાય છે જે અન્ધ અનુકરણ માત્ર છે એ રિવાજને શાસ્ત્રીય રીતે સારો કહી શકાય નહીં

**૧૩૯ પ્રશ્ન**—ઈરિયાવહિય સૂત્ર દરેક ધર્મક્રિયા કરતા પહેલા દોષોના નિવારણ માટે બોલાય છે અને પછી ધર્મક્રિયામા પ્રવૃત્ત થવાય છે, જ્યારે સામાયિક લેવા વખતે સામાયિક પાઠ બોલ્યા પછી ઇરિયાવહિય કેમ બોલાય છે? પહેલુ બોલવામા કોઈ દોષ હશે?

**ઉત્તર**—ઇરિયાવહિ-પ્રતિક્રમણ વિનાની કોઇ ક્રિયા નથી હોતી, એવો ચોક્કસ નિયમ નથી; કારણ કે "जघन्यमध्यमे

तु चैत्यवन्दने ऐर्यापथिकीप्रतिक्रमणमन्तरेणापि भवन्ति" એ પ્રવચનસારોદ્ધારવૃત્તિના લેખ અનુસાર જઘન્ય અને મધ્યમ ચૈત્યવદન ઇરિયાવહિય વિના પણ કરાય છે વાસ્તવમા સામાયિક વિધિના માટે શાસ્ત્રકારોએ જે આજ્ઞા આપી છે એ વિધિને, એ આજ્ઞાને અનુસરીને આચરણ કરવુ જોઇએ સામાયિક વિધિ સૂત્ર, ગ્રથોમા એ જ પ્રકારે લખી છે—

एयाए विहीए तिविहेण साहुणो णमिऊण पच्छा सामाइय करेइ करेमि भंते ! सामाइय सावज्ज जोग पच्चक्खामि जाव नियमं पज्जुवासामि त्ति उच्चारिऊण पच्छा इरियावहियाए पडिक्कमति पच्छा आलोएत्ता वदति आयरियाइ जहा राय णिए, पुणो वि गुरु वंदित्ता पडिलेहित्ता णिविट्ठो पुच्छति पढति वा।

એ વિધિથી પૌષધશાળા આદિ સ્થાનોમા જઈને ત્રિવિધ યોગથી સાધુને વદન કરીને પછી करेमि भंते ઇત્યાદિ પાઠથી સામાયિક લેવે પછી ઇરિયાવહિય કરે, ગમન આગમનની આલોચના કરીને, આચાર્યાદિ રત્નાધિકોને વદના કરી મડળમા પડિલેહનપૂર્વક બેસીને પછી પુસ્તક પઢે, અથવા સૂત્રાર્થ પૂછે

—आवश्यकसूत्रबृहट्टीका

वंदिऊण य छोभवंदणेण गुरुं, संदिसाविऊण सामाइय मणुकड्डिय, जहा करेमि भंते ! सामाइय तओ इरियावडिकमिय आगमणमालोएइ पच्छा जहाजेट्ठ साहुणो वंदिऊण पढइ सुणइ वा।

થોભવદનથી ગુરુને વદન કરીને સદિસાહુ ઇત્યાદિ આદેશ માગીને કરેમિ ભતે ! સામાઇય ઇત્યાદિ સામાયિક દડક ઉચ્ચર્યા પછી ઇરિયાવહિય કરવુ પછી આલોચના કરીને જ્યેષ્ઠ સાધુઓને વદન કરીને પુસ્તક વાચવુ અને ભણવુ.

—विजयसिंहाचार्यकृत-श्रावकप्रतिक्रमणचूर्णि

खमासमणदाऊ इच्छाकारेण सदिसह भगवन् ! सामाइय मुहपत्ति पडिलेहेमित्ति भणिय वीय खमासमणपुव्व मुहपत्ति पडिलेहिय, खमासमणेण सामाइय सदिसाविय बीयखमास मणपुव्व सामाइय ठाविति वुत्तुं खमासमणपुव्व अद्धावणय गत्तो पचमगल कढित्ता करेमि भते ! सामाइय इच्चाइ सामा इयसुत्त भणइ पच्छा इरिय पडिकमइ।

ખમાસમણ દઇને 'ઇચ્છાકારેણ સદિસહ ભગવન્! સામાયિક મુહપત્તિ પડિલેહુ ?' એવુ બોલીને પછી ખમાસમણ આપવા પૂર્વક મુખવસ્ત્રિકાનુ પડિલેહણ કરવુ પછી ઇચ્છામિ ખમા૦, ઇચ્છાકારેણ૦ સામાયિક સદિસાઉં ?, ઇચ્છામિ ખમા૦, ઇચ્છાકારેણ૦, સામાયિક ઠાઉં ? કહીને ખમાસમણ દઇ, અર્ધા નમી, નવકાર ગણી કરેમિ ભતે સામાઇય ઇત્યાદિ પાઠ-સૂત્ર કહેવો પછી ઇરિયાવહિય પ્રતિક્રમણ કરવુ

—श्रावकविधि-प्रकरण ।

ઇત્યાદિ સૂત્રગ્રથોમા સામાયિકદડક લીધા બાદ જ ઇરિયાવહિય કહેવાની આજ્ઞા આપેલી છે એથી ઇરિયાવહિય પહેલા કરીને સામાયિકનો પાઠ બોલવો ઠીક નથી જો તેમ કરે તો આજ્ઞાભગ અને અતિચારનો દોષ લાગે છે

**१४० प्रश्न**—જાહેર સાલની હગજી થતી હોય તેમ દેવ સ્થાનોમા કે ધર્મસ્થાનોમા પૂજન વગેરેના ચઢાવાની બોલી બોલાવવી તે અન્ય મતિઓને શુ હાસ્યાસ્પદ નથી તેમા સુધારો કઇક રીતે ન થઇ શકે ?

**उत्तर**—ધર્મસ્થાન કે જિનાલયોમા એ સસ્થાઓના નિર્વાહ ના માટે ચઢાવા બોલવાની પ્રથા શ્રીસઘે સર્વાનુમતથી નક્કી

કરેલી છે એમા હુલ્લો મચાવવો કે વધારે કોલાહલ થાય તેમ વર્ત્તવુ જોઇએ નહિ અન્ય મતિઓના ઉપહાસ્ય કરવાથી સસ્થાઓને લાભકારક રિવાજને મિટાવવો સારો નથી અન્ય મતિ લોકોમા પણ દેવલ-પ્રતિષ્ઠાઓમા ચઢાવો બોલવાનો રિવાજ પ્રચલિત છે જૈન ધર્મ અને એની અનેક જાતની ધર્મક્રિયાઓનો અન્યમતિઓ પોતાની અજ્ઞાનતાથી ઉપહાસ્ય તો કરે છે એ બીકથી યથાવત્ લાભજનક ક્રિયાએ છોડી દેવાતી નથી

**૧૪૧ પ્રશ્ન**—બહુલદેશ અફગાનિસ્તાન, અરબસ્તાન તરફનો કહેવાય છે સમ્રાટ્ સપ્રતિએ પણ ગ્રીસ દેશ સુધી જૈન ધર્મધ્વજ ફરકાવ્યો હતો મક્કા મદીના હજ કરવા જનારાઓના કહેવા મુજબ ત્યા પગલા છે, તો તે શુ આદીશ્વર દાદાના નહીં હોય ?

**ઉત્તર**—અફગાનિસ્તાન, અરબસ્તાન આદિ પ્રદેશ ખરે જ પ્રાચીન કાલનો બહુલી દેશ કહેવાય છે સમ્રાટ્ સપ્રતિ ભૂપાળે યોગ્ય ઉપદેશક મોકલીને ગ્રીસ સુધી જૈન ધર્મનો પ્રચાર કર્યો હતો અને જૈનોની સખ્યા ૪૦ ક્રોડ સુધી પહોચાડી હતી સાચી શાસનોન્નતિ એ જ કહેવાઇ શકે

પ્રભુશ્રી ઋષભદેવ એક વાર બહુલીદેશની રાજધાની તક્ષશિલા નગરીના બહારના ઉદ્યાનમા સધ્યાના સમયે આવીને કાયોત્સર્ગ ધ્યાનમા ઊભા હતા ઉદ્યાન-પાલકના મુખથી પ્રભુના આવાગમનની સૂચના સાભળતા બાહુબલી રાજાએ પ્રાતઃકાલે વદનાર્થે જવાનો સકલ્પ કર્યો પ્રાતઃકાલ થતા જ પ્રભુ ત્યાથી બીજે વિહાર કરી ગયા બાહુબલીજી પ્રાતઃસમયે સપરિવાર પ્રભુવદન માટે ત્યા આવ્યા પરન્તુ પ્રભુને ન જોવાથી મહાન સતાપ કરવા લાગ્યા અને ચિલ્લાઇને બાગ પોકારવા લાગ્યા

શોકને છોડીને પ્રભુ જ્યા ઊભા હતા ત્યા રત્નનો ચોતરો બનાવીને એના પર પ્રભુ ઋષભદેવના ચરણ સ્થાપન કર્યા આગળ જતા એ તીર્થ 'ધર્મચક્ર-તીર્થ' નામથી સર્વત્ર પ્રસિદ્ધ થયુ

કાલા તરમા મુહમદના સમયે અહિનુ આર્યત્વ નષ્ટ થઈ ગયુ આ પ્રદેશ પર મુસલમાનો-યવનોનો અધિકાર થયો એમણે તક્ષશિલાનુ નામ બદલીને ગિજની અને 'ધર્મચક્ર તીર્થ'નુ નામ બદલીને મક્કામદીના નક્કી કર્યું આજકાલના મુસલમાન લોકો મક્કા મદીનામા હજ કરવા જાય છે ત્યા બાબા આદમ( આદિનાથ )ના ચરણ સ્થાપિત છે એવુ આદિનાથ ચરિત્ર અને કલ્પસૂત્ર ટીકા આદિ ગ્રથોથી જણાય છે પ્રત્યેક વસ્તુ પરિવર્તનશીલ છે એથી વર્તમાનમા ઉક્ત સ્થાનનુ પણ પરિવર્તન થયુ

**૧૪૨ પ્રશ્ન**—કાયોત્સર્ગમા લોગસ્સ 'ચ દેસુ નિમ્મલયરા' અથવા 'સાગરવરગભીરા' સુધી ગણવાનુ શાસ્ત્રવિહિત છે તે જાણવા છતા મૌનપણે ગણવાનુ હોવાથી પ્રમાદવશ ઘણી વખત સપૂર્ણ લોગસ્સ ગણાઈ જાય છે તે માટે દોષ લાગે કે કેમ ? તે માટે શુ ઉપાય કરવો ?

**ઉત્તર**—કાયોત્સર્ગમા 'ચ દેસુ નિમ્મલયરા' અને 'સાગર વરગભીરા' સુધી જ લોગસ્સ ગણવાની શાસ્ત્રીય મર્યાદા છે પ્રમાદવશથી જો વધતા ઓછા ગણાય તો અતિચાર દોષ લાગે છે એથી જ્યા સુધી બની શકે ત્યા સુધી બરાબર ઉપયોગ રાખીને કહ્યા મુજબ જ લોગસ્સ ગણવાનુ ધ્યાનમા રાખવુ જોઇએ, જેથી અતિચાર દોષ ન લાગે પ્રમાદ છોડીને ઉપયોગ રાખવો એ જ એનો સર્વોત્તમ ઉપાય છે

**૧૪૩ પ્રશ્ન**—સવારે નવકારશીનુ પચ્ચક્ખાણ કરનાર સાંજે

ચોવિહાર કે તિવિહારનુ પચ્ચક્ખાણ ન લે તો, અને સાંજે પચ્ચક્ખાણ લેનાર સવારમા નવકારશીનુ પચ્ચક્ખાણ ન લે તો તેમના પચ્ચક્ખાણો શાસ્ત્રદષ્ટિએ યોગ્ય કહેવાય કે નહીં ?, સવાર સાજનાં પચ્ચક્ખાણો અલગ અલગ છે કે સધિવાળા ?

ઉત્તર—પ્રાત કાલ નવકારશી આદિ યથાશક્તિ પ્રત્યાખ્યાન લેનારા શ્રાવકને સધ્યાસમયે તિવિહાર કે ચોવિહારનુ પચ્ચક્ખાણ અવશ્ય લેવુ જોઇએ, એ જ પ્રકારે શ્રાવકને હમેશા પ્રાત કાલમા ઓછામા ઓછુ નવકારશીનુ પચ્ચક્ખાણ લઈને સધ્યાસમયે તિવિહાર કે ચોવિહારનુ પચ્ચક્ખાણ લેવુ જોઇએ, એ જ શાસ્ત્રદષ્ટિએ શુભ મર્યાદા છે શ્રાવક પ્રત્યાખ્યાન ન લે તો તેઓનો તે પ્રમાદ છે, જે હેય અને અવાચ્છનીય સમજવુ જોઇએ પ્રાત કાલ અને સન્ધ્યાકાળના પચ્ચક્ખાણો અલગ અલગ છે સધિવાળા નથી

૧૪૪ પ્રશ્ન—મહાવીર પ્રભુની કહેલી અહિસા અને મહાત્મા ગાધીજી અત્યારે જે અહિસા કહે છે, તેમા કઈ તફાવત હશે ?

ઉત્તર—મહાવીર પ્રભુની અને ગાધીજીની અહિસામા મહાન તફાવત છે

सब्वे पाणा सव्वे भूया, सव्वे जीवा, सव्वे सत्ता ण हतव्वा, ण अज्जावेयव्वा, ण परिघेत्तव्वा, ण परितावेयव्वा, ण उद्दवेयव्वा

( सूत्र २२२, उद्देशा २, अध्ययन ४ )

सव्वे पाणा पियाउया सुहसाया दुक्खपडिकूला अप्पियवहा पियजीविणो जीविउकामा ( सू ९२, उ ३, अध्ययन २ )

—आचाराग सूत्र

—ભગવાન્ શ્રી મહાવીરસ્વામી કહે છે કે-સર્વ પ્રાણ, સર્વ ભૂત, સર્વ જીવ અને સર્વ સત્ત્વ, એ બધા જીવોને મારો નહિ, હણાની નાખો નહિ એના પર આપણી સત્તા જમાવો નહિ, એમને મારવાનો પ્રયત્ન ન કરો, હેરાન ન કરો અને ઉપદ્રવ પણ ન કરો, બધા જીવો આયુષ્ય, સુખ અને પોતાનુ જીવન ચાહે છે, મરવાની કોઇ ઇચ્છા કરતા નથી મરણ તેમજ દુખ સહુ કોઇને અપ્રિય છે

> सव्वे जीवा वि इच्छंति, जीविउ न मरिज्जिउ ।
> तम्हा पाणवह घोरं, निग्गथा वज्जयंति णं ॥

—दशवैकालिक सूत्र ।

—બધા પ્રાણીઓ જીવવાની ઇચ્છા રાખે છે મરવાની ઇચ્છા કોઇ નથી કરતુ એથી પ્રાણીઓનો વધ કરવો એ ભયકર હિંસા છે સાધુઓએ એનો ત્યાગ કરી દેવો જોઇએ, અર્થાત્ જેવી રીતે આપણને જીવવાની ઇચ્છા છે, એ જ પ્રકારે જીવ માત્ર જીવવાની ઇચ્છા રાખે છે મરણને કોઇ ઇચ્છતુ નથી

ઉપરોક્ત અવતરણોનો સાર એ જ છે કે કીડી, મકોડા, વાદર, હરણ, રોઝ, માછલી, પક્ષી, પશુ વગેરે અનાથ, મૂગા, નિર્બળ પ્રાણીઓની તથા મનુષ્યાદિ પ્રાણીઓની રક્ષા કરવાની લાગણી અવશ્ય રાખવી જોઇએ એ જ સાચો સાધુધર્મ છે સસારી ગૃહસ્થના જીવનમા સ્વાર્થવશ અથવા અજ્ઞાનતાથી વ્યાપાર તેમજ ભોજનાદિમા જે હિંસા થાય છે તે વિવશતા છે, પરતુ તેમા પાપ છે, અધર્મ છે અને તેવી હિંસા છોડવા લાયક છે

એ પ્રમાણે વીરપ્રભુ પ્રરૂપિત અહિંસા વિશ્વોપકારક, સર્વ-વ્યાપક અને જીવ માત્રની સુરક્ષા કારક છે તે ઉપકારી અને

અનુપકારી કોઇ-પણ પ્રાણીને કોઇ પણ હાલતમા મારવાનો, ઉપદ્રવ કરવાનો, પરિતાપ ઉપજાવવાનો, દબાવી દુ ખી કરવાનો ઉપદેશ નથી દેતી, એથી કરીને પ્રભુએ નિર્દેશ કરેલી અહિ સા સર્વવ્યાપક અને ઉપકાર કરનાર મનાએલી છે

મહાત્મા ગાધીજી પોતાની માનેલી અહિ સાનુ સ્વરૂપ એવી રીતે પ્રગટ કરે છે કે-“ મારી અહિ સા એ મારી જ છે જીવ દયાનો જે સાધારણ અર્થ કરવામા આવે છે તે મને માન્ય નથી જે જીવજ તુ માણસને ખાઇ જાય, અથવા નુકસાન પહોચાડે તેને બચાવવાની દયાવૃત્તિ મારામા નથી આમ વિચાર કરતા કરતા હુ એવા નિર્ણય પર આવ્યો કે જ્યા વાદરાઓ ઉપદ્રવરૂપ હોય ત્યા તેમને મારવાથી હિ સા થતી દેખાય તો તે ક્ષમ્ય ગણાય. એટલુ જ નહીં પણ એવી હિ સા એ ધર્મ બને છે ”

હરિજન તા ૫-૫-૪૬ પેજ ૧૨૩

એ કથનથી સ્પષ્ટ સિદ્ધ થાય છે કે ગાધી મહાત્માની અહિ સા હરણ, રોઝ, કૂતરા, કબુતર, માછલી આદિ અવાર્, નિર્બલ પ્રાણીઓના વિનાશનો ઉપદેશ આપે છે અને માસ ખાવાવાળા-ઓને એવુ કરવાની પ્રેરણા કરે છે તેમજ એવા ભારભૂત પ્રાણીઓનો સ હાર કરવાનુ બતાવે છે અને સ હાર કરવાનો આદેશ પણ આપે છે એથી જ ગાધીજીની માનેલી અહિ સા રાષ્ટ્રીય, એકદેશીય, માનવ માત્રની રક્ષક અને મૂગા, અનાથ, નિર્બળ પ્રાણીઓની સ હારક છે હવે સમજી લેવુ જોઇએ કે પ્રભુ શ્રીમહાવીરસ્વામી નિર્દિષ્ટ અહિ સામા અને ગાધીજીની માન્ય અહિ સામા પરસ્પર કેટલુ અ તર છે ?

મુ થરાદ ( ઉત્તર ગુજરાત ) તા ૧૭-૧-૪૮



## પ્રશ્નકાર-સાધ્વીશ્રી મુક્તિશ્રીજી—થરાદ

**૧૪૫ પ્રશ્ન**—નવકાર મંત્રના કર્તા કોણ છે? અને તેની ઉત્પત્તિ ક્યારથી થઈ છે?

**ઉત્તર**—જેવી રીતે કાળ, જીવ અને જૈનધર્મ એ ત્રણે અનાદિ છે, એ જ પ્રમાણે નનસ્કાર ( નવકાર ) મંત્ર પણ અનાદિ છે અનાદિ વસ્તુનો કર્તા કોઈ હોતો નથી અને એનો ઉત્પત્તિ કાળ પણ હોતો નથી 'લઘુ-નમસ્કાર સ્તોત્ર'મા લખેલુ છે કે-

एसो अणाइकालो अणाइजीवो अणाइजिणधम्मो ।
तइया वि ते पढंता, एसुच्चिय जिणनमुक्कार ॥ १६ ॥

—આ કાલ અનાદિ છે, જીવ અનાદિ છે અને જૈનધર્મ પણ અનાદિ છે જ્યા સુધી એ ત્રણ પદાર્થ કાયમ છે ત્યા સુધી ભવિ પ્રાણીઓ દ્વારા આ નવકાર મંત્ર ભણાશે અને માન્ય રહેશે

**૧૪૬ પ્રશ્ન**—મૂર્તિની આવશ્યકતા છે કે નથી?

**ઉત્તર**—દરેક વસ્તુનુ જ્ઞાન એની પ્રતિકૃતિ( મૂર્તિ )થી થાય છે ભારતવર્ષ અને હિંદુસ્તાનનો નકશો જોતા તેમજ મનન કરતા સારા ભારતનુ અને હિંદુસ્તાનનુ ભૌગોલિક જ્ઞાન પ્રાપ્ત થઇ જાય છે અને એની આવશ્યકતા પણ છે એ જ પ્રમાણે મૂર્તિના અવલોકન માત્રથી તદ્-યોગ્ય વસ્તુસ્થિતિનુ વાસ્તવિક જ્ઞાન મળે છે અને હાર્દિક ભાવ વ્યક્ત થાય છે એ કારણથી મૂર્તિની ખાસ આવશ્યકતા છે અને તે દર્શનીય છે

**૧૪૭ પ્રશ્ન**—ત્રણ થોય ક્યારથી પ્રચલિત થઇ અને પહેલા ત્રણ થોય હતી કે ચાર થોય?

ઉત્તર—જ્યારથી તીર્થંકર ભગવન્તોનો અસ્તિત્વ કાળ છે ત્યારથી ત્રણ થોય પ્રચલિત છે વ્યાવહારિક સંખ્યાની અપેક્ષાએ પ્રથમ ત્રણ અને પછીથી ચાર સંખ્યા આવે છે એથી સિદ્ધ છે કે-પહેલાની ત્રણ થોય છે અને પાછળથી ચોથી થોય થયેલ છે બુદ્ધિસાગરસૂરિજીના લખ્યા અનુસાર હરિભદ્રાચાર્યના સમયમા ચોથી થોયનો મત નીકળ્યો છે પંચાશક ટીકાના કર્તા અભયદેવસૂરિજીએ લખેલ પણ છે કે-' चतुर्थस्तुति किलार्वाचीना ' ચોથી થોય નિશ્ચયથી નવીન છે અહીં ' किल ' અવ્યયનો સંભાવના અર્થ માની શકાય તો પણ અભયદેવાચાર્યની માન્યતાથી ચોથી થોય નવીન જ જણાય છે, પ્રાચીન નથી

**૧૪૮ પ્રશ્ન**—ઉપશમિકાદિ ભાવોનુ રહસ્ય શુ છે ?

**ઉત્તર**—विशिष्टहेतुभिः स्वतो वा जीवाना तद्-तद्रूपतया भवनानि भवन्ति । एभिरुपशमादिभि पर्यायैरिति वा भावा " વિશેષ કારણોથી અથવા સ્વાભાવિક રૂપથી જીવોનુ આત્મશોધન થવુ અથવા કર્મોના ઉપશમાદિ પર્યાયોથી આત્મશુદ્ધિ ગુણ પ્રગટ થવો એનુ નામ ' ભાવ ' છે ભાવ પાચ છે-૧ ઔપશમિક, ૨ ક્ષાયિક, ૩ ક્ષાયોપશમિક, ૪ ઔદાયિક અને ૫ પારિણામિક

૧ મોહનીય કર્મનુ ઉપશમ ( ઉદયની રૂકાવટ ) થવાથી જે આત્મગુણનો લાભ થાય છે એનુ નામ ' ઔપશમિક ભાવ ' છે ૧ દર્શન-મોહનીય કર્મના ઉપશમથી 'સમ્યગુપશમ સમ્યકત્વ, ' અને ૨ ચારિત્રમોહનીય કર્મના ઉપશમથી 'ઉપશમ સમ્યગ્ચારિત્ર ' આત્મામા આ બે ગુણો પ્રગટ થાય છે અને આ ભાવના એ જ બે ભેદ છે

૨ ચાર-ઘાતીકર્મનો [illegible]

આત્મીય ગુણો પ્રગટ કરવાવાળો ભાવ ' ક્ષાયિક ભાવ ' કહેવાય છે ૧ અનન્તાનુબંધી કષાય અને ત્રણ દર્શનમોહનીય કર્મનો ક્ષય થવાથી ' ક્ષાયિક સમ્યકત્વ, ' ૨ ચારિત્ર મોહનીય કર્મનો સર્વાશે ક્ષય થવાથી ' યથાખ્યાત ચારિત્ર, ' ૩ સમસ્ત જ્ઞાનાવરણીય કર્મનો ક્ષય થવાથી સમસ્ત પદાર્થ પ્રકાશક ' કેવળજ્ઞાન, ' ૪ સમસ્ત દર્શનાવરણીય કર્મનો નાશ થવાથી ' કેવળદર્શન ' ૫ થી ૯ અન્તરાય કર્મનો સર્વાશે વિનાશ થવાથી દાન, લાભ, ભોગ, ઉપભોગ, વીર્ય એ પાચ આશ્ચર્યજનક લબ્ધિયો એ પ્રકારે આત્મામા આ નવ ગુણ પ્રગટ થાય છે અને એ જ એના નવ ભેદ છે

૩ ઉદીયમાન ઘાતી કર્મોનો ક્ષય અને સત્તાગત કર્મોનુ ઉપશમ થવાથી આત્માને ગુણ ( લાભ ) કરનારો ભાવ ' ક્ષાયોપશમિક ભાવ ' કહેવાય છે ૪ મતિજ્ઞાનાવરણીય, શ્રુતજ્ઞાનાવરણીય, અવધિજ્ઞાનાવરણીય અને મન પર્યવજ્ઞાનાવરણીય, એ ચાર કર્મોના ક્ષયોપશમથી ૧ મતિજ્ઞાન, ૨ શ્રુતજ્ઞાન, ૩ અવધિજ્ઞાન તેમજ ૪ મન પર્યવજ્ઞાન એ ચાર જ્ઞાન, ૩ મતિજ્ઞાનાવરણીય, શ્રુતજ્ઞાનાવરણીય અને અવધિજ્ઞાનાવરણીય એ ત્રણ કર્મોના ક્ષયોપશમથી વિપરીત આભાસરૂપ મતિઅજ્ઞાન, શ્રુતઅજ્ઞાન, તેમજ વિભગજ્ઞાન એ ત્રણ અજ્ઞાન ૩ ચક્ષુદર્શનાવરણીય, અચક્ષુદર્શનાવરણીય અને અવધિદર્શનાવરણીય એ ત્રણ કર્મોના ક્ષયોપશમથી ચક્ષુ, અચક્ષુ તેમજ અવધિ એ ત્રણ દર્શનોની પ્રાપ્તિ ૫ અન્તરાય કર્મોના ક્ષયોપશમથી દાનાદિ પાચ આંશિક લબ્ધિયો ૧ અનન્તાનુબંધી ચાર કષાય અને દર્શનમોહનીયત્રિક કર્મના ક્ષયોપશમ થવાથી 'ક્ષાયોપશમિક સમ્યગ્દર્શન' ૧ અનન્તાનુબંધી ચાર કષાય, અપ્રત્યાખ્યાની ચાર કષાય અને ચારિત્રમોહનીય કર્મનુ ક્ષયોપશમ થવાથી ' ક્ષાયોપશમિક ચારિત્ર ' ૧ અનન્તાનુબંધી ચાર કષાય અને અપ્રત્યાખ્યાની ચાર કષાયનો ક્ષયોપશમ

| દેશવિરતિ ( ગૃહસ્થ ) ધર્મોપલબ્ધિ એ પ્રમાણે ૪, ૩,
, ૧, ૧, ૧ એમ ૧૮ ગુણો આત્મામા પ્રગટ થાય છે અને
આ ભાવના ભેદ છે

કર્મોના વિપાકોદયથી જીવને જે કારણોની પ્રાપ્તિ થાય
તુ નામ ઔદયિક ભાવ છે ૪ ગતિનામકર્મના ઉદયથી
યગતિ, દેવગતિ, તિર્યંચગતિ અને નરકગતિ ચાર ગતિ-
૪ કષાય મોહનીય કર્મના ઉદયથી ' ક્રોધ, માન, માયા,
એ ચાર કષાય ' ૩ વેદ મોહનીય કર્મના ઉદયથી ' પુરુષ,
પુંસક, એ ત્રણ વેદ ' ૧ મિથ્યાત્વ મોહનીય કર્મના ઉદ-
તત્વમા તત્વબુદ્ધિ કરાવનાર ' મિથ્યાદર્શન ' ૧ જ્ઞાના
અને દર્શનાવરણીય કર્મના ઉદયથી ' અજ્ઞાન ' ૧
નુબંધી કષાય ચાર, અપ્રત્યાખ્યાની કષાય ચાર અને
યાની કષાય ચારના ઉદયથી ' અવિરતિ ' ( અસંયતત્વ )
નીય કર્મ, આયુષ્ય કર્મ, નામ કર્મ અને ગોત્ર કર્મના
| અસિદ્ધત્વ ( શરીરધારણ ) ' ૬ કષાયના ઉદયથી
ક અધ્યવસાય પ્રવૃત્તિરૂપ કૃષ્ણ, નીલ, કાપોત, તેજો, પદ્મ,
એ છ લેશ્યાઓ એ પ્રમાણે ૪, ૪, ૩, ૧, ૧, ૧, ૬,
ય ૨૧ વસ્તુઓની પ્રાપ્તિ થવાથી આત્મામા મલિનતા
થાય છે અને એ ભાવના એ જ ભેદ છે

જીવાદિ પદાર્થોના સ્વરૂપનું પરિણમન ( અનુભવ ) કરા-
ભાવને પારિણામિક ભાવ કહે છે જીવત્વ ( ચેતનશક્તિ )
ત્વ ( મોક્ષ જવાની યોગ્યતા ) અને અભવ્યત્વ ( મોક્ષ
ી શક્તિનો સર્વથા અભાવ ) એ ભાવના એ ત્રણ ભેદ છે
વોના સ્વાભાવિક પરિણામો પર નિર્ભર છે સિદ્ધ જીવોમા
ક ભાવથી કેવળજ્ઞાન તથા કેવળદર્શન અને પારિણામિક
ી જીવત્વ ગુણ વિદ્યમાન છે સંસારી જીવોમા કોઇને

ત્રણ, કોઇને ચાર અને કોઇને પાચ ભાવ હોય છે જે ગતિ, જાતિ, કાય, યોગ, વેદ, કષાય આદિ માર્ગણાઓની અપેક્ષાએ સમજવા જોઈએ અજીવપુદ્ગલ સ્કન્ધમા ઉદય અને પરિણમન થવાનો સ્વભાવ છે એથી એમા ઔદયિક તેમજ પારિણામિક એ બે જ ભેદ છે ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય અને કાલ, એ ચાર અજીવ દ્રવ્યોમા કેવળ પરિણમનભાવ છે એથી એ પ્રત્યેકમા એક પારિણામિક ભાવ જ છે

**૧૪૯ પ્રશ્ન**—દુર્ભવ્ય, અભવ્ય અને જાતિભવ્ય જીવો કોઇ વખતે મોક્ષ જાય કે નહિ ?

**ઉત્તર**—અતિ કઠણાઇથી આત્મવિશુદ્ધિ કારક શુભ સામગ્રી મેળવીને વિશુદ્ધ ભાવ અને અતૂટ આત્મવિશ્વાસથી સમ્યક્ પ્રકારે એનુ પરિપાલન કરી દુર્ભવ્ય જીવ મોક્ષે જઇ શકે છે એને સુબોધ સામગ્રી મુશ્કેલીથી મલે છે અને એથી એ પતિત હોવા છતા પણ ફરીથી ધર્મમા સુદૃઢ થઈ જાય છે જેથી એ મોક્ષ મેળવી શકે છે

અભવ્ય જીવોને ધાર્મિક શુભ સામગ્રી મળે છે, પરતુ તે એનુ પરિપાલન અશ્રદ્ધાથી કરે છે એમા ફકત લોકપૂજા અને ઐહિક સુખપ્રાપ્તિની કામના જ રહે છે એથી કરીને અભવ્ય જીવો કર્મની નિર્જરા કરી શકતા નથી તેમજ મોક્ષપ્રાપ્તિ પણ કરી શકતા નથી અભવ્ય જીવોમા ભાવવિશુદ્ધિ અને આત્મ વિશ્વાસનો સર્વથા અભાવ હોય છે એથી તે કદી પણ મોક્ષમા જઈ શકતા નથી અભવ્યકુલકમા લખેલુ છે કે-૧ ઇન્દ્રપદ, ૨ અનુત્તર દેવત્વ, ૩ ચક્રવર્તિત્વ, ૪ વાસુદેવત્વ, ૫ બલદેવત્વ, ૬ પ્રતિવાસુદેવત્વ, ૭ નારદર્ષિત્વ, ૮ કેવલી યા ગણધરના હાથથી પારમેશ્વરી દીક્ષા, ૯ શાસનના દેવ-દેવી, ૧૦ લોકાંતિક દેવત્વ, ૧૧ યુગલિક મનુષ્યત્વ, ૧૨ ત્રાયસ્ત્રિંશક દેવત્વ, ૧૩ પરમાધામી





દેવત્વ, ૧૪ ચારણમુનિત્વ, ૧૫ પૂર્વધરત્વ, ૧૬ જિનપ્રતિમા યોગ્ય પૃથ્વીકાયત્વ, ૧૭ જિનેશ્વરના માતા-પિતા, ૧૮ યુગપ્રધાનત્વ, ૧૯ શુકલ પાક્ષિકત્વ, ૨૦ આહારક, પુલાક, મધુઆર્પિ, ક્ષીરાશ્રવ, સંભિન્નસ્રોતસ્, અક્ષીણમહાનસાદિ લબ્ધીઓ ઈત્યાદિ વસ્તુ પણ અભવ્ય જીવો પ્રાપ્ત કરી શકતા નથી

અવ્યવહાર રાશિ-નિગોદ ( સૂક્ષ્મ એકેન્દ્રિય જીવો )મા એવા પણ જીવો છે જે જાતિભવ્ય કહેવાય છે અને એ પોતાના સ્થાનને છોડીને કદી પણ ઊંચે નથી આવતા અનાદિ અનંતકાલ સુધી અવ્યવહાર રાશિમા જ જન્મ મરણ કરતા રહે છે ઊંચે આવવાની સામગ્રીનો આ જીવોમા સર્વથા અભાવ છે એથી જાતિ ભવ્ય જીવો કદી મોક્ષમા જઈ શકતા નથી

**૧૫૦ પ્રશ્ન**—કેટલાક લોકો 'હવઈ મંગલ' ના સ્થાને 'હોઈ મંગલ' બોલે છે એ ઠીક છે કે નથી?

**ઉત્તર**—જૈન શાસ્ત્રોમા નવકાર મંત્રના અરિહંતાદિ પાંચ પદોના ૩૫ અક્ષરો અને ચૂલિકાસ્વરૂપ 'એસો પંચ નમુક્કારો' આદિ ચાર પદોના ૩૩ અક્ષર, એમ બંને મળીને ૬૮ અક્ષર માનેલા છે કુશલલાભવાચકે 'નવકાર મંત્ર છંદ' મા લખેલુ પણ છે કે 'અડસઠ અક્ષર અધિક ફળ, નવપદ નવે નિધાન' જો 'હોઇ મંગલ' બોલીએ તો એક અક્ષર ઓછો થઈ જાય છે એથી કરીને 'હવઇ મંગલ' એ જ બોલવુ ઠીક છે 'હોઇ મંગલ' બોલવુ તે સારુ નથી

**૧૫૧ પ્રશ્ન**—સિદ્ધરાજ જયસિંહ, કુમારપાલ, ઉદાયન મંત્રી અને હેમચંદ્રાચાર્ય, એમના પાછલા ભવનો વૃત્તાંત કેવા પ્રકારનો છે?

ઉત્તર—કુમારપાલ પાછલા ભવમા મેવાડદેશના કોઈ રાજાને રાજપુત હતો એણે કોઇ સાર્થવાહનો સર્વસ્વ ખજાનો લૂટી એની સગર્ભા સ્ત્રીને મારી નાખી હતી યશોભદ્રસૂરિજીના ઉપ દેશથી લૂટનો ધધો છોડીને રાજપુત્રે આઢર શેઠને ત્ય નોકરી કરી લીધી હતી શેઠ સાથેના સહવાસે તે આર્હત ધર્મનો અનુરાગી બન્યો અને તણે પાચ કોડીના ૧૮ ફૂલ લઇને એનાથી ભાવપૂર્વક પ્રભુ-પ્રતિમાની પૂજા કરી હતી

સાર્થવાહ મરીને સિદ્ધરાજ જયસિહ થયો, રાજપુત્ર મરીને કુમારપાલ થયો, આઢર શેઠ મરીને ઉદાયન મ ત્રી થયો અને યશો ભદ્રસૂરિ મરીને હેમચ દ્રસૂરિ બન્યા પૂર્વ વૈરના કારણે સિદ્ધરાજે કુમારપાલને મારવાના ભારે પ્રયત્ન કર્યા, પરતુ ઉદાયનમત્રી અને હેમચદ્રાચાર્યે એની રક્ષા કરી સિદ્ધરાજના મરણ બાદ કુમારપાલ અઢાર દેશનો રાજા બન્યો, અને જૈનશાસનની મહાન પ્રભાવના કરી, એવુ ચરિત્રાદિ ગ્રથોથી જાણી શકાય છે

થરાદ ( બનાસ કાઠા ) તા ૧૯-૪-૪૮

× × ×

સપ્તમે દ્વિસહસ્રચતુર્વિક્રમ સવત્સરે-સ્થિરપુર( થરાદ )-
વર્ષાવાસે કાર્તિકસિતસૌભાગ્યપઞ્ચમ્યા શ્રીસૌધર્મ
બૃહત્તપાગચ્છાચાર્યભટ્ટારક શ્રીમદ્વિજયયતીન્દ્રસૂરી
શ્વરજી-મહારાજનિર્મિતે શુભનામધેયસ્ય શ્રી
યતીન્દ્રપ્રવચનસ્ય ગુર્જરભાષયા દ્વિતીયભાગ
પરિપૂર્ણમિતિ ।

